# ગુલશન Gulshan



[M]ay, 1917.] Editor: BHAGALIA. [મે, ૧૯૧૭.

*by the courtesy of Mr. P. V. Joglekar of the Lacto-Nectar Depot, Sion-Bombay.*

મે ૧૯૧૭ } Printed by Manilal A. Doctor, at the Baroda Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bhagalia Mota Falia, Navsari. Dated 3-5-17 { May 191

# ઇમામ મેહદીનું ઝુહુર

## અને તેની બીશારત.

| | | | | | કીંમત |
|---|---|---|---|---|---|
| બીશારત | ભાગ | ૧ | લો | ગુજરાતી-ઉર્દુ | રૂ૦ ૦-૬-૦ |
| " | " | ૨ | જો | ગુજરાતી-ઉર્દુ | રૂ૦ ૦-૭-૦ |
| " | " | ૩ | જો | ઉર્દુ ગુ૦ નથી | રૂ૦ ૦-૧૧-૦ |
| " | " | ૪ | થો | ઉર્દુ ગુ૦ નથી | રૂ૦ ૦-૬-૦ |
| " | " | ૫ | મો | ઉર્દુ ગુ૦ નથી | રૂ૦ ૦-૬-૦ |
| જામાસ્પ | નામા | | | ઉર્દુ | રૂ૦ ૮-૫ |

આ કીતાબ હકીમ જામાસ્પ કે જેઓ ઇરાનના શહેનશાહ ગશતાશપના વઝીરે આઝમ હતા. તેઓએ આજથી લગભગ ચાર હજાર વરસ પહેલાં લખેલી છે તેમાં કીયામત સુધી થનારા અહેવાલ નુજુમના હીસાબથી બતાવેલા છે.

હરેકના પોસ્ટેજના બે આના અલગ પડશે.

આપને બીશારત ગુજરાતી જોઇએ છે કે ઉરદુ તે જણાવવું.

મળવાનું ઠેકાણું—

અખબાર ઑફીસ,

સીધપુર—નોર્થ ગુજરાત.

AKHBAR OFFICE,

Sidhpur—N. Gujarat.

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મી૦ સી. એમ. વાવડા,
બોકસ ૨૨, રેંગાટ,
રોસટરલી, S. W

# ગુલશન.

દક્ષિણ આફ્રિકા ખાતે
જતાં ગુલશનના લવાજમો
મી૦ વાવડા સ્વિકારશે.

# GULSHAN.

મે ૧૯૧૭. વૉલ્યુમ ૯ Vol. 9 May 1917.

## સાંકળ્યું.

# માસિક ચર્ચા.

## પારસી રેજીમેન્ટ.

પારસીઓ જોઇએ કે જેવા ગાજેછ તેવા વરસેછ કે ? પારસીઓની એક ખાસ રેજીમેન્ટ ઉભી કરવા ભલા મી. કેખશરૂ ટી. એનજીનીયર જબરી ધરફડી કરી રહયા છે. જબરો ખંતીલો બીરાદર ! આપણે ઇચ્છીશું કે એ ભાઇની જેહ મતને ફળ આવે ને પારસી નામનો ડંકો એકવાર ફરી વાગી રહે ! બાકી આગલા શુરાતનની વાતો કરી પારસીઓને લલચાવવા માંગતા હોવ તો ફોક-ટની જેહમત છે કેમકે ઓ દીનતો ગયે બાવાજી કી સાથ ! હવે તો માય મરૂં મારો પારસી જાં ગસો બોલવે બહાદુર, મસ્કરીએ પહેલો નંબર ને વખત આવવે ધમાધમીનો સોદો થતાં પહુકરી બીડવામાં ઉસ્તાદ થયલો છે. અસલાન બોરૂં ધી છેક દીવેલમાંથી તો જતુંજ નથી. એમતો આપણે નાસ્તું વાંચ્યું હતું કે મુંબઇમાં ૫૦૦ વોલંટી-યરો નોંધાઇ ચુકયા છે ને નવસારીમાં ૪૦૦ જવા-ન્યાઓ હથ્યાર બીડવા તૈયાર થયા છે ! ઓ મારા દાદાના દાદા ! તો પછી અઢીસેંની રેજીમેન્ટ માટે આ બધી ધરફડી શા કાજે રે ? મારા વાહલાઓ સટાકા મારતી વખતે આઘુ પાછું જોતાજ નથી. બસ, જે આવ્યું તે બુસી માર્યું. બસ બે લાલ્યા, બસ !

## સસ્સેકા તીન પાઉં !

ગુલશનનાં વાંચકો જાણીને ખુશી થશે કે તેમનો રમુજી લેખક, ગુલશનનો માર્ક ટવેન, બીરા-દર સરુઓ એના ચાર હાથ કરી બેઠો છે. આપણે એ ભલાભાઇને તેના આ સંસારી સહાસમાં સંપૂર્ણ તંદરોસ્તી, અખંડ સુખ, આયુષ્યની વૃદ્ધિ ને ફરજંદોની રેલછેલ ખરાં જીગરથી ઇચ્છીશું અને તે સાથે એવું પણ ઇચ્છવાની નકલીફ લઇશું કે એ બીરાદર પોતાની માનિની પારસી બાનો સુપીન પાસે હવે કાંઇ આંગળાંમાં દાંત પકડાય એવી કલાંણી હિંમત કરાવે જે વાંચનારાજ ગુલશનનાં વાંચકોને ખાનપાનીના હવાંતમાં ભરકાવ મા લેવું પડ ! અસલાન તેમ કરતાં પહેલાં બેસવાં ને ઘી લગાડવામાં આવે તો ઓર ખુબ ! હાં... પણ નવા સવા પરણેલાઓને ફુરસદ ઝાઝી હોય છે હાં, સરસા ! તે બહાને ગોટલી મારવાની વાત ન થાય જો ! હવે તો પરણેલી જીંદગી બી ચીનારવાની છે એટલે એવડું કાથ માથે આવનાર છે ! ખુદા હાફીઝ, બીરાદર ! ગુલશન એકવાર ફરીથી ખરાં જીગરની મુબારકબાદી આપી દરેક ભલી દુવા ઇચ્છે છે.

## કવિ ભવાનીશંકર

આવતા અંકમાં જાણીતા કવિ અને વિદ્વાન લેખક કવિ ભવાનીશંકરની ચાલુ વાર્તા મણિપુરના મહારાજા સમાપ્ત થનાર છે. કવિ ભવાનીશંકરે આ વાર્તામાં ખરેજ કમાલ કરી છે. સર વોલ્ટર સ્કોટના નોવેલો અંગ્રેજી સાહિત્યમાં તેના ડીસ્ક્રી-પ્ટીવ ગુણોને લીધે બહુ જાણીતાં છે તેજ નોવેલોની કીસમનું આ નોવેલ છે. એ અતિહાસિક વિગતો સાથે કવિએ આ ઓરીજીનલ વાર્તામાં જે રસમય રંગ ગુંથી લીધા તે ખરે જ આનંદઆપે છે. વર્ણનોમાં તો કવિએ ખરેજ અવધિ કરી છે. જાણીતા વિદ્વાન સાક્ષરોનાં ગુજરાતીમાં જાણીતાં થયલાં નોવેલોની પંક્તીનું આ નોવેલ સહેજે ગણી શકાશે. ભાષાપરનો કાબુ ખરેજ દીલપઝીર છે. હાલના નવી સ્કુલનાં સંસ્કૃતમય ગુજરાતી સાક્ષરો જેવા કવિ ભવાનીશંકર ન હોવાથી પારસી મુસલમાનોમાં પણ તેમની આ વાર્તા મોટા હોંસ સાથે વંચાઇ છે. કવિ ભવાનીશં-કર આ અદના માસિકના મોટા પ્યરખ્વાહ છે. ગુજરાતના તેઓ જૂના કવિ છે અને એમના ઉમદા સબકોનાં કાવ્યો ઘણાંજ હોંશથી વંચાય છે. કવિરાજને આવાં ઉત્તમ નોવેલ માટે ખરાં જીગરનો ધન્યવાદ આપતાં એટલું જ ચાહીશું કે ભવિષ્યમાં પણ ગરીબડાં ગુલશન પર તેમની માયા મહેરબાની ચાલુ રહેશે.

## નવી વાર્તા.

આ ચાલુ હિંદુ અનૈતિહાસિક વાર્તા ખતમ થયા બાદ એકાદ મહિના પછી આ અદના ગુલ-

મની એક બીજી હિંદુ-મુસલમીન- ઐતિહાસિક વાર્તા મારી "મોતીબારી"ની ઢબની ચાલુ કરવાનો મારો ઇરાદો હતો પણ મારા વાંચક વર્ગને પારસી સંસારી વાર્તા તરફ વિશેષ મોહ જણ્યા. વાથી તેની એક દીલકશ વાર્તા જલદીથી શરૂ કરવામાં આવશે. કીસ્મતની કહાંણીનો ખરો રંગ હવે શરૂ થાય છે. આ વાર્તા હજી બીજા પાંચેક હફતા સુધી ચાલશે. કીસ્મતની કહાંણી પૂરી થતાં શાહુ ચોર લુપીનનું સૌથી છેલ્લું અદભૂત પ્રાક્રમ જેમાં તે ડીટેકટીવ બની માણસ જાતને લાભ કર્ત્તા થઇ પડે છે તેની વિગતો આવશે. નવાં ગ્રાહકોને નવી વાર્તાઓની શરૂઆતમાંજ નામ નોંધાવવા આગ્રહ કરી શકાશે કેમકે પાછળથી નામ નોંધાતાં જૂના અંકો મોંઘું દામ આપવા છતાં ઘણીવાર મળી શકતા નથી અને ગ્રાહકોને નિરાશ થવું પડે છે. આ દૂર કરવા માટે પહેલાંથીજ પગલાં ભરવાની જરૂર છે, કેમકે હાલની કાગળની જબરી મોંઘવારીના વખતમાં ફાલતુ નકલો કાઢવાનું કામ બહુજ ખર્ચાળને ન પાળવે તેવું છે.

## હિંદુ જ્ઞાતિ રિવાજો.

હિંદુભાઇઓના જ્ઞાતિ રીવાજો સુધારવાનો કાયદો વડોદરાની સરકારે બહાર પાડયો છે ને તે માટે પ્રજામત જાણવા માંગ્યાં છે. ભલે, ભાઇ, ભલે! વડોદરા રાજ્યની પ્રજા એમ ચટને પટ સુધરી જશે તો પછી રાજ્ય બહારની પ્રજાનું શું થશે? શું તેઓ પણ ફરજીઆત કેળવણીની પેઠે વડોદરાને પગલે ખેંચાશે? તે તો કોણ જાણે, ભા! હિંદુભાઇઓમાં ખળભળાટ થઇ રહ્યો છે. જૂના વિચારનાઓ સરકારને આ કામમાં માથું મારવા માટે ઠપકો આપવા લાગ્યા છે ત્યારે સુધારાવાળાઓ તેને વધાવવા લાગ્યા છે! હવે જોઇએ તો ખરા કે શું રંગ જામે છે? અલબત જે સુધારાની નેમ સરકારે ઉદ્દેશી છે તેનું વાસ્તવિકપણું કોઇપણ ના પાડી શકે તેમ નથી! પ્રજા પોતે અંધારામાં આથડમાં મારતી રહે તો તેને રોશની બનાવવાની સરકારની ફરજ છે પણ સવાલ એ છે વડોદરા રાજ્યનો આ જ્ઞાતિ રીવાજ શું દરેક ઠેકાણે બંધન કર્ત્તા થઇ પડનાર છે? તે તો બનતું મહાલ છે તો પછી કાયદાની એટલી બધી જરૂરજ શી છે? હિંદુ કોમનો સમુહ એટલો મોટો છે કે તેના રીવાજોમાં સુધારો કરવા જ્યાં સુધી કોમ પોતે બહાર આવે નહિ ત્યાં સુધી કાંઇએ થઇ શકે નહિ? કાયદાથી આ સુધારાઓ કરવા કરતાં પ્રજામત કેળવવાની કોશેશ થાય તો 'કાંઇ બને ખરૂં', પણ તે માટે જમાનો જોઇએ. હવે પરિણામ શું આવે છે તે જોવા હાલતો આપણે થોભીશું.

## કયારે, રે કયારે?

ધન્ય છે મરાઠી વિદ્વાનો ને મરાઠી વાંચક વર્ગને કે સાહિત્યનો પ્રચાર કરવા ગમે તેવો જોખમ ખેડવા તેઓ તૈયાર થાય છે. ખબર મળી છે કે પુનાવાળા ડાકટર કેતકરે એનસાઇકલોપીડયાનો મરાઠી તરજુમો કરવાનું માથે લીધું છે જેમાં તેમને ચાર ગ્રેજ્યુએટો મદદ કરવા કબુલ્યું છે અને પુસ્તક બહાર પાડવાના ખરચના અડધા લાખની રકમમાં પા લાખની રકમની મદદ કબુલાઈ છે! સહાસ તે એનું નામ! હું મારા ગુજરાતી સાક્ષરોને વિદ્વાનોને નજીવી બાબતો પર પોથાંના પોથાંઓ ભરી નાહકની તકરાર કરતા જોઉં છું ત્યારે મને ખચ્ચીત બળાપો થાય છે કે કયારે ગુજરાતી ભાઇઓ મરાઠી ને બંગાળી વિદ્વાનોને પગલે ચાલશે! ત્રણ ચાર વર્ષે સાહિત્ય પરિષદની એ ત્રણ દિવસની બેઠક ભરી, ઘરથી લખી લાવેલું વાંચી જઇ, આ હમારા સાક્ષરો સાહિત્યની અથાગ સેવા બજાવી થાકીને લુસ થઇ છે ને કોઇ કોઇવાર ગ્રંથોની યોજના રચે છે તો તેમાં બાર વર્ષે અઢાઇ ડોસની ફુલ સ્પીડે કામ કરે છે તેઓ આ મરાઠી વિદ્વાનોના પ્રયાસ માટે શું કહેશે? છે કોઇ ગરવી ગુજરાતનો પુત જે આ કામ માથે લે? સાહિત્ય પરિષદ શું આ કામ માથે ન લે!... આહ! ત્યારે હસ્વ ને દિર્ઘ લખવાની, જ્હોન્ડ કે મને લખવાની તકરાર અભરાઇ પર મુકવી પડે નહિ! એ દીન કોનસા, બાબા, કે મિયાં કે પાઉં મેં જુતી!...વલ્લાહ, વલ્લાહ, કરોજી!

—સાગલ્યા.

# હાથથી જતી રહેલી તક માટે

## કમનસીબનો વિલાપ.

---

( ગુલશન માટે )

( ગઝલ. )

રે ! ગઇ ! અરે, ગઇ ! કિમતી તક હાથથી,
ગઇ તક હાથથી—ગયો હક હાથથી.
રે ! બળ્યું એ મન—એ વિચાર ને વિવેક,
ગઇ મનના ગુંચવાડા, ને ગભરાટથી.
રે ! હાલું એ માન—હાલી ગુરરાજી ટેક,
ગઇ મગરૂરી માન અને મકરાટથી.
રે ! ખમાય એ કેમ—અરે છવાય બી કેમ,
ગઇ ઉંઘ ભુખ મારી એજ કકલાટથી.
રે ! માની પ્રણ તો એક નજીવી વાત,
પણ ખુબી બુજી હવે પછાતથી.
નહિ પાંધરીતી જાળ, નહિ રાખ્યું'તું પીંજર,
મળી સોનેરી ચલ્લી, ગઇ સેજ વાતથી.
આવ પાછી, બળ પાછી, રે ચલ્લી દીલકશ !
થઇશ નહિ તો દીવાનો ખીજવાટથી.
ફરક અરે પડયો કંઇ સેજજ ફરક,
નજ્જર ચુકી ગઇ વિજળી ઝળઝટથી.
કેક અરે ખુરશેદ, કંઇ તલાશ કરી કેક,
અંદીચ તે થઇ છે મને કેઇ આડથી !

ખુરશેદ.

---

# અખાડા બેહદીન કાઉસ!

(ગુલશન માટે)

લખનારઃ—"Nancy"

## પરણેલા પુરૂષો ! આ તમારે માટે.

કદીપણ તમારા ધણ્યાંની તરફ એવી વર્તણુંક ચલાવતા ના, જે, એક ગૃહસ્થ તરીકે, તમે હમેશાં તમારી ઓળખાણની કોઇપણ અબળા આગળ ચલાવવાને કચવાવો.

કદીપણ ચીડયા, બબ્લલ થતા ના. કદાપણ બેચેન રહેતા ના. કદી પણ નાની ચીજને માટે તમારાં ધણ્યાનીનું માથું ખાયા કરતા ના. તેમના તરફ ઉદાર થાઓ, અને હમેશાં હસમુખા રહો. ભલાઇ અને ખુશમીજાજ પરણેલી જીંદગીનાં સુખની ચાવી છે.

કદીપણ તમારી પરણેતરની ખાનગી બાબતો યા તેમના પત્ર વ્યવહાર વચ્ચે માથું મારતા ના. કદીપણ ઘરખટલાને લગતા તેમના કારોબારની વચ્ચે પૂરાતા ના. તેમને તે ખાતાંનાં તમામ શેઠાણી થવા દેવો.

તેમની નાની કસુર અને ખામીઓ ઉપર આંખ મિંચામણાં કરજો, અને જ્યારે તે સારૂં કરે ત્યારે વખાણ કરજો. વખાણ, તારીફ, ઉત્તેજન અને ઉમંગ હમેશાં આપ્યા કરો.

જ્યારે તેમને પોતાનાં કાંટાનાં નાનાં ચીરાં થઇ આવે, યા મીજાજ બરખેલાફ થાય, ત્યારે તેમને કદીપણ ખિજવ્યા કરતા ના. જો નાની હોનારત, જે તમોએ આગમજથી જોઇ હોય અને તેમને તે સામે ચેતાવ્યાં હોય, તે બની જાય, તો તમે પોતે તે દેખડાવી દેતા ના અને તેમને દુઃખ દેતા ના. તમે એમ ના કહેતા કેઃ 'મેં તુને એમ હક્ક હતું કેની,' આ વાક્ય માટે તેણી કદી તમને માફ કરશે નહિ, અને તે માટે તે વાજબી ગણાશે.

કદાપણ તેમના માટે ટીકા કરતા ના. સ્ત્રીઓ અને બાળકો ટીકા સહન કરી શકતાં નથી, મુખ્ય કરી જ્યારે તેઓ જેઓને ચાહે તેઓ તરફથી હોય ત્યારે—હું કહું છું કે તેઓનાં પોતાનાં અંગત તરફથી.

કદીપણ એક નવા પોષાકના ખોડખાંપણ કાઢશો ના, ખાસ કરી જો તે મોંઘો હોય તો; કારણ, જ્યારે બાનુઓ ભરથારોને ખુશ કરવા અને તેઓને માટે સૌથી સરસ દેખાવા માંગે છે, ત્યારે તેઓ કદીબી તમારો અણગમતો પોષાક પહેરશે નહિ, અને તેથી તમારે તેમને ખાતર નવો ખરીદવો પડશે. એટલા માટે, ભલા મરદો, તે પોષાકની ખચ્ચીતજ તારીફ કરજો.

જ્યારે તમારાં ભેજાં ઉપર કાંઇ ભાર હોય, તો તે માટે મુંઝાયા કરતા ના; આગમાં હોમાવ્યા કરતા ના; તેને એકદમ હોલવી દેજો. કદીએ વાદળાં એકઠાં થવા દેતા ના; તે વાદળ એકદમ વિખેરી નાંખો, કે દરેક ચીજ ચળકતી થશે.

તમારાં પતી પ્રત્યેનો જે પ્રેમ હોય તે પત્ર મારફતે કદી પણ પ્રદરશિત કરશો ના. તે શબ્દો તમે તેઓ સાથે હોવો ત્યારે કહેશો. થોડાક સુંદર શબ્દો કાનમાં રેડાયલા, સમજુ સ્ત્રીઓ માટે, ટપાલ મારફતે મોકલેલા હજારો કરતાં કિંમતી છે.

## સૌવાસણ સ્ત્રીઓ ! આ તમારે માટે.

કદી પણ તમારી કાળજી, તમારૂં ધ્યાન વગીક, તમારા ધણી પ્રત્યે પહોંચાડતાં ના; જ્યારે તમોને સંશય લાગે કે તે તેની કદર કરવા ને મોન્યાં મારવા લાયક મુડમાં નથી.

સૌથી સુદ્રા અને પ્યારા પતિને પણ તેની જંજાળની પળો હોય છે, તે પળોમાં તે માશુક–મહોરદાર માંગતો નથી; તે વખતે તે ડાહ્યો દોસ્ત, શાંત સલાહકાર ને વિશ્વાસુ વખાણનાર માંગે છે જે તેની સ્ત્રીએ થવું જોઇએ.

એક ધણ્યાંનીનો ભાગ બહોળો–બાજુ બજવવાનો છે. સુખી તે ધણી જે એવી એક ધણીયાણીની ચપળતા બરવખતે ખરો ભાગ બજાવવા શક્તિવાન કરે.

જ્યારે તમારો ભરથાર પોતાના શોખની એકાદ વાણી માંગે, જે તેને તેની કલબમાં યા કેયે જ્યારેઓ ગમે ત્યારે મળી શકે, પણ જે તેને પોતાના ઘરમાં અને તમારી સંગતમાં મેળવવા ગમતી હોય, તો તે તેવણને કદી પણ ના કહેશો નહિ યા બહાનાં કાઢશો નહિ–એવી દલીલ લાવી કે " બન્યું એવું તે શું હુયા ખાવાના " " જેરવવું ભારી પડશે " વગેરે, કારણ તે તો પોતે પણ પાળું કરીને જાણે છે એમ તમારે જાણવું જોઇએ.

તમારો ભરથાર, મારી ખાતરી છે કે, તમે સહીઓ સાથે ખાણું લેવાં યા મેજબાની કરો તેમાં વાંધો લેતો હશે નહિ, જ્યારે તે ઓફીસમાં હોય કે કામ પર. કોઇ વેળા તે પોતાના મિત્રોની મેજબાની ઘરમાં ઉભી કરવા તેની ઇચ્છામાં તેને ઉત્તેજન આપો. હું એવા ઘણા પુરૂષોને પીછાણું છું જેઓને પોતાની પાર્ટી કલબોમાં કરવાની ફરજ પડે છે.

જ્યારે પણ તમારો ભરથાર બિમાર યા મુંઝવણમાં હોય ત્યારે કોઇપણ નાપસંદ બાબતને માટે " ખુલાસો " પૂછવા યા કરવા જાઓ ના. જ્યાં સુધી તે ઠીકઠાક થઇ રહે ત્યાં સુધી થોભવાને પૂરતું મોટું મન કરશો; તેજ ફક્ત દરોબસ્ત છે.

કુટુંબી સુખની કુંચી, સહનશિળતા અને ખુશમિજાજ છે. તમારાં દુઃખડાં દેખાડયા ન કરો; વાંક, કસુર, અને ખાંમીપર આંખ મિંચા મણાં કરો. આપણાંમાનાં કોઇ પણ સંપૂર્ણ નથી તમે પોતે પણ નહિ, કદાપી, મારાં વ્હાલાં બાઇજી

---

### સાદો ઇલાજ

'મારે ત્યાં મરઘીઓ છે. દરરોજ હું પીંજરામાં એક બે જડ જેવી થઇ ગયલી જોઉંછું તેમને શું થતું હશે ? કોઇ ઇલાજ બતાવશે ? કાઉ કરાકરીએ ગટર ગેઝેટના સવાલ જવાબન કોલમમાં ઉપલો સવાલ પૂછયો.

બીજી અઠવાડયે તે નામીચાં પેપરમાં તેને નીચલો જવાબ છપાયો.

" તમારાં મરઘાંને મોતનો રોગ લાગુ પડયે છે. આ એક જૂની દુર્ગંદ છે. સૌથી સરસ ઇલાજ એ છે કે તેવાંને દાટી દેવાં નહિતો કાપીને નાસ્તાની ટેબલ પર લેવાં ! '

### જડતી, નથી

' છોકરા વિજળી તે શું ? ' પરિક્ષકે સવાલ કર્યો.

" ચમકારો થઇ અજવાળું આપે તે ! જવાબ મળ્યો.

' સમજ્યા; ચાલશે. વારૂં મને કહેશો કે એક જ જગ્યામાં બીજીવાર વિજળી શામાટે નથ પડતી ? '

' કારણ કે એક વખત પડતાં ત્યાં એવુ સત્યાનાશ વળે છે કે તે જગ્યાજ શોધેલી જડત નથી. ''

# પારસી બાનુ લુપીન !

### હૃદયભેદક અને ચીત્ત–ચકભમકરક ચાલુ વાર્તા.

સને ૭૮૫૯૬ સુધી ચાલુ રહેવાની ગ્યારંટી સાથે લખનારઃ—

## સસ્સેકા તીન પાઉં.

### પ્રકરણ ૨૫ મું.

( જેમાં નક્કી થાય છે બા.નો ચાંદણુ અને જહાંગીર વચ્ચે કે ઉમેરવો કંઇક ઔર રસકસ આગે મહાન ડીટેક્ટીવ વારતા મધે અને ખવાડવી ઓછી અવાચી ગુલશનનાં વાંચનારાઓને ).

અને આપણે આગલાં પ્રકરણમાં વાચી આવ્યાં કે આખરે જાંગીર થીમોરીસ નહી બને એવું તેની પાસેથી વચન લેવામા ચાંદણુ ફતેહ પામી ખરી અને તેજ પળે નાનખટાઇ બેડવાળાઓએ વાણ્યાનાં લગનમા સુન્દર સરોદ

See ' the conquering hero comes ' વાળો રાહ વગાડ્યો.

હુર્રર્રરે !

તે એક અસાધારણ ફતેહ હતી

તે ફતેહ એક એવી ફતેહ હતી કે જેવી ફતેહ દુન્યાની અનેક ફતેહઓમા સૌથી ગ્રેટ એન્ડ સૌથી બેસ્ટ ફતેહ ગણાય.

તે ફતેહ—!

ઇત્યાદી, ઇત્યાદી.

તમો સમજી ગયા કેની ?

કેવાં હુશીઆર છો હું ?

હવે ધીરે ધીરે તમો લોક ડીટેકટીવ વારતા કેમ વાંચવી જોઇએ તે સમજતા શીખ્યા ખરા.

બાકી આપણી આ ગંજાવર વ્યાસની વારતા શરૂ થઇ ત્યારે તો તમે બધા એવાતો ડર ને વ્હેમ માલમ વગરનાં હતા કે જો તેવોજ નામસો ચાલુ રેવો હતે તો શુંનુ શું થઇ જતે.

ચાંદણે જહાંગીર પાસે પેલું અનિવાર્ય વચન લીધા પછી તુરતજ તેણીએ પોતાનું ભેંસ જેવું જાડું શરીર ગોળ ગોળ ફેરવ્યું, અને પછી એક અતી રૂપાળી હાથણીને છાજતી નાઝો અદાથી બાંડ કરીને તેણી બોલી,

“ હવે જાણુ, સહમજ. આપણને હવે વધારે જબ્બર પકડીને કામ કરવાનું છે નહીતો પછી ગુલશનના ઘરાકો છેડાશે કે એવી તે શું મરી ગેઇ વાત ! વાસ્તે હવે આગે ડીટેક્ટીવ વારતામાં કેમ રસકસ ઉમેરવો તે આપરે શોધી કાહારચે. ”

“ યસ, મેડમ. સેવક તાબેદાર છે. ”,

“ ત્યારે, બોલ, જોઉ ? એવુ તે શું કરી બતાવ્યે કે જેથી આગે અતી દીલકસ ને મનકસ ડીટેક્ટીવ વારતાની જોડયણ નાયકા પારસી બાનુ ડીટેક્ટીવ, તે મારી સદાની ભલી અને ભોળી બહેન સુના સક્કર ગડેરીના ખોઠા દાતના આપણે તેણીનીજ જુની અને કાટેલી સપાટનુ મહાજમ પકડાવ્યે ? ”

" હીયર, હીયર! બાનો ચાંદણુ, તમારાં શુભાખીત બાપણુ પરથી મને લાગેછે કે તમે આએ ધધો છોડી દઇને કોઇ નુસપેપરનાં અધીપતી થાવો!"

" નુસપેપરનાં અધીપતી? જાંગુ, તું ઘણો કાચો છે! હું તો જે કંઇ બોલી ગઇ તે બધું તુને સહમજ પડયું હશે?"

" હાસ્તો વરી. સહમજ કાંએ નહીં પડે? તમે કેવી સરસ ભાષામાં પણ તદન સહમજ પડે તેવું બોલ્યાં!"

" રાઇટ હો! પણ એક નુસપેપરના અધીપતીને તો એવું લખતાં આવડતું જોઇએ કે તેની ભાષા સરસ હોય, પણ તે વાંચનારને એક બોલખી સહમજ નહીં પડે કે તે કમબખ્ત શું લખી મરેછે! ત્યારેજ તે એક સુનંદો અધીપતી કેહવાય અને ત્યારેજ તેનું પેપર ઘણું વખણાય! તું જોની, જેવી પેપરની આરટીકલને વરે લોક એમ બોલે કે 'આજે ટીનપાટ ન્યુસની વેર-લોન વાળી આરટીકલ વાંચી કે? કેવું સરસ લખ્યુંછ દે!' તે દરેક બોલનારને તું તે આરટીકલ વિષે શું સહમજ્યાં કરીને પુછશે ત્યારે બધાં પાન ઉંરયું હલાવશે!"

અને બીરાદરો, આપણી અમીર ચાંદણુના ચીયારોમાં કેટલું જાું વજુદ હતું તે તમો નહી જોતાં?

( કેમ જમ્યા સસ્સા, વળી નુસપેપરના તંત્રીઓની બાજ ખાવાનો થયોછ કે?—ભાગલ્યા )

" અને હવે બોલની જાંગીર, કે સુનાને ખુમ પડાવવા આપરે નવું તે શું કરપે?"

" જુન્નુંજ પકડી રાખો, બાઇ સાહેબા. કેહવત છેની કે તેજ સુન્નું?"

એને વળી જાંગુ "જુન્નું તે સુન્નું" વિષે કોઇ બોરમા ખાપરમા ફીલસુફની દરેલી ફ્લીના ગાયા પેશું મેનટોલાન્ન રેફં દે.નોઆર શરૂ કરે તેની બોદર અજને તેણીએ તેની સુચના વગર આનાકાનીએ તુરતા તુરત માન્ય કીધી.

" હા! હા! ધેટસ ઇટ! આપરે તેમજ કરશે." તેણીએ પેલાં તાકિસપર બારી નજર રાખીને કહ્યું; અને તે ધાસ્તી સોએ સો ટકા ખરીજ હતી કાંયજે જેવું ચાંદણુના કહે કે જુન્નું તે સુન્નું નહીં તેવું તુરતજ તે ફીટલ ઉંચકીને જુન્નું તે સુન્નું વિષેની જાદુરની એક મધુર ગઝલ ગાઇ સંભળાવવાનો તેણે નિશ્ચય કસદજ કર્યો હતો!

પણ શુક્ર તે બારેહસ્તાલાના કે તેવી આફતનો સમો ચાંદણુની સમય સુચકતાથી દુરનો દુરજ રેહ્યો.

જુન્નું તે સુન્નુંજ પકડી બેસવાનું જ્યારે નકી થયું ત્યારે પેલું ૧૮૫૭ વાલું નામાંકિત ચીત્ર ચાંદણુની નજર સામે ખડું થયું. કેવી અચુક રીતે તેણી તે મહાન ચીત્ર પેલી પારસી બાનુ ડીરેકટીવની અંદરી ખાનેતી ઓરીસમાંથી પીંટી લાવી હતી. તેની યાદ થતાંજ તેણીની છાતીમાં જોરથી ધપકારા શરૂ થયા!

અને પેલો કસીકુ મોતીરામ!
અને અરદેશર ધાતકોપરવાળો!
અને મીસ મીની મુર!
અને રેંડાલમાંની મીટીંગ!
અને પેલી ટેક્ષીકારનું ગેબ થઇ જવું!
અને જૈયા ગંગાસીંગની બેટી બેસ!
અને સુનાની રોલ્સ રોઇસ કાર!
અને જાંગુનો દોસ્ત ગારાજવાળો!
અને સર છચીકા બોમબોમજીનું પેઇનતીંગ!
અને બાઘુનજી પુદરકની ખુંબ ગાડી!
અને ખટલુજી ખુદરકની બાંગેલી ફ્રાઇરીકલ!

હાઆઆ! એ સપજાંની યાદ કેવી મધુરી હતી.?

---

## પ્રકરણ છવીસમું.

( જેમાં જાુું બાનો સુનાબાઇજીનું શેઠ મોટાભાઇ આદરજી એનસાઇક્લોપીડીઆ બીટાનીકાવાલાજીનાં વરાં ખુશી ( રૂ. વ. ૫૫ ) ની

શેઠાદીની મીજલસમાં અને મેલાપ થવે ત્યાં આગળ ખાને ભીખાડોસાને. )

સુના ગઉરી જ્યારે આલગલીસ બાગના દરવાજા આગળ ઉતરી ત્યારે માટીડાઓ કાંઇ ઝાઝા ભેગા મળ્યા હતા નહીં. ઘરનાં વડાં ખાનુ જેવણને નામે રિપ્લાય કારડ મંગાવેલા હતા તેણીથી પ્રાઇવેટ ખબર કહાડતાં માલમ પડયું કે ખાસ્સા સાડીઆરસો માટીડાઓએ "આવશુંજી" સુધાંના જવાબ વાળ્યો હતો અને ત્યારે સાહજન માટેની ખુરશીઓ પર ઘરના ભાગે વીસ માટીડાઓએ ખી નહીં હતા તેની મતલબ શું ? શું બાકીના સાહેઓ કામનાં રેકાણના સબબે બહારગામ ઉપડી ગયા હશે ?

અરે નહીરે ? બહારગામ શાના ઘુરના ફપડી જતાતા ! એ બાકીનું કનટીનજન્ટ તો આઠ વાગ્યો અગાઉ બધું ભરાઇ જશે તમો જોજોની ? બલકે ગણત્રી કરનાં પાંચ પચીસ વધારેજ આવશે પણ ઓછા નહીં. એ તો બધા પાતરાં ચાટવાનાજ ભુખ્યા ! તો બાકી તમારી મીજલસને " માન તથા શોભા " કેવું મળે તેની તો વાત બોલતાંજ નાહીં ! સાધારણ રીતે " લગન ખાવા જવાંનુ " કરીનેજ બોલાય છે કેની ? કોઇ સવાલ કરે તેમી એમજ પુછશે કે " કેમબા, લગન ખાવા બોલાવશો કે ? " એટલે બધી ખાવાનીજ જ્યારે વાત થાય ત્યારે પછી મીજલસમાં જવાની કદાકુટ કોણ કરે વારૂ ? અને પેસો જામો !

વાહ ! એ જામાનો બાદુ જ્યારે ઉળા ધુરકે છે ત્યારે તો માછલીના સાહસે અને રેપીના મુરબ્બા માટે લાગેલી ભુખમાંની અરધીતો બસ ઉડીજ જાય છે.

સુનાએ જ્યારે પેસાં વીસેક માટીડાઓ આગળથી ચાલવા માંડયું ત્યારે તેણીને સહેજમાં સુજી નહીં હતી કે તે મીજલસમાં કોણ કોણ બીરાજેલું હતું.

તેણીતો રાસ નીચી મુંડીએ, સરમોગ બાઇ રાંઓ બેસે છે તે હોલ તરફ ચાલીજ ગઇ. અંદર જતાંજ તેણીએ એક ખુણાંમાંની જગ્યા પસંદ કીધી અને ત્યાં બેસીને કોઇ નહી સાંભળે તેમ મધુર હલકે " સહુ સજનીઓ સજ્જ સહુ-થા આઆઆઓ " વાળું ગીત લલકારવા માંડયું.

ત્યાં કોઇબી એમ નહીં જાણતું હતું કે તેણી એક જાણીતી ડીટેક્ટીવ હતી અને આજે તે લગનની મજલીસમાં ખાસ C. I. D. ના હુકમથી આવી હતી. શાપુરજી તેમ જાણતા હતે તો કયારની તેણીને બે આની પકડાવીને ચાલી જવા કેહતે. લગનની મીજલસમાં તે કાંઇ ડીટેકટીવ લોક શોભેબી ? પણ બચારા શાપુરજીબા જાણવા પામે ત્યારે કેની ? તેવણનો એમજ સમજ્યા જે તે બાઇ શેઠ આદરજી મોટાભાઇ એનસાઇકલોપીડીયા બ્રીટાનીકાવાલાજીનાં ફુવણ સાસુની મતરાઇના મામાની દીકરાની દીકરીની વહુ થતી હશે અને સુના ગઉરીએબી જોયું જે શાપુરજીબા એમ ધારેછ તેવણને એમજ ધારતા રાખવામાં ફાયદો હતો. નકામો સુતેલો સાંપ જગાડવામાં ફાયદો કોણને ?

તેણીએ સઘળો મેહમાર પેલાં ખુણામાં બેઠી બેઠીજ જોતી હતી તેટલાં આગળ પેલાં ખાખા વરખું આપે તેવાં ભીખી ડોસાં આવીને ગોઠવાયાં.

" પછી, છોકરીની ઉમ્મર વાસ્તે નઇ કંઇ જણાયું કે માય ? " તેવણે તપકીરનો એક સુદરાકો મારીને સુનાને ઓળખ્યા વગર પુછયું.

" કેઇ છોકરીજી ? "

" લે ! વરી અંજાણાં રાએ થાવોછ માય ? વરી કેઇ છોકરી કરીને પુછોછ તે શું આદરજીની કંઇ પાંચ પંદર છોકરીઓ હોય તેમ ? "

" મમઇ તમે કોની વાત કરોછ જે ? આદરજી કોણ ? ને છોકરી કોણ ? જરા ખુલાસેથી બોલોની તો ? " સુના છછળી પડી.

" ઓવાય બેરાં ! તાહરે તમે લગન કોણનાં ખાવા આયાંછ ? તેરૂબી છે કે એમજ ? "

અને ખરેખર તે બુઢ્ઢી ભીખીના સવાલથીજ સુનાને એકદમ ખ્યાલ આવી ગયો કે તેણીએક વગર- તેડેલી પરોણી હતી તેણીને તો સરકારી હુકમ આવ્યો અને તેની રૂએ આ મોભ્ભાવાલાં લગનમાં પોતાની હાજરી આપવી પડી બાકી જે દારથી પોતાનું એકનું એક માનીતું કેનેરી મરી ગયલું તે દારથી સુનાએ લગન નવજોત જેવે વખતે જવા આવવાનું મુકી દીધેલું.

પણ હવે ક્યાં તે ભીખી ડોસાં કાંઇ ગડબડ કરે અને પોતાનું કામ રહી જાય તેની બીકે સુના એ ધ્યાન ઠેકાણે રાખી હસીને કહ્યું,

"અરે હારે માય! તેહાં વગર કોઇ બેરાં આવનાંબી હોસે? મમઇ, તમે પણતી છોકરીની ઉમરને વરે પુછોછ કે?"

"હાં!"

"હોસે પચીસ તીસ વરસ!"

સુનાની આ અટકળ સાંભળી ભીખી ડોસાં ઘણાં અજબ થયાં. હવે તો તેણીનની ખાતરીજ થવા માંડી કે "આએ બેરું" કોઇ એનસાઇકલો પીડીઆ બ્રીટાનીકાવાલા તરફનું હરીજ નહીં કાંપજે પરણની "છોકરી" પોતે પોતાની ઉમ્મર બાવીસ વરસની કેહતી હતી એટલે તેથી ઓછા તો હોયજ નહી પણ વધારે કેટલાં હશે તે જરૂ સુનાને ભાખડછે પણાં ખંતી હતાં.

"પચીસ ને તીસ?" તેણે સુનાની બાજુ પાડી અને હસ્યાં. "પચાસને તીસ? માય-માય! એને પચાસમી સાલગેરી ઉગીઆનેબી પચીસ વરસ થઇ ગીયાં હોસે!"

"એટલે શું પચાસ વરસની પરની કન્યા?" સુના અજાણથી ફાટી જતી હતી.

"હોવે-બેરાં, પચાસ નું પંચાવનુંબી હોસે! ને બાપે જનુસ શું કીધી તે જાણોછ કે તમે?"

"નહીંછ"

"ઓ-માય, તારકે તમે કાહારનાં આવાંછ તે હજી એમ નથી શું કરવા કીધું!"

"પનનાં જોડાંને ભલી દુવા દીધી વરી, બીજું શું કરયે?"

"ઓ! વહીરે માય! દુવા ઘેરથી દેટને આવનાં નહીં આવરયું; છતાં અહીં વેર આયાં તેહરે કંઇ ખબર અંતર કાહારીને જાઇએ કે એમજ?"

"એવી એવી ખબરો જાણીને આપરે શું કરગે બપઇ."

"બપઇની કેહતીના દીકરા છવે! જેની માય એમ નહીં બેસી રહીએ. પરપેહેરામણી શું થઇ તેતો પેહેલ્લે જાણવી જોઇએ. કેહજે છોકરાએ પેહેલ્લાં તો પચીસ હજારમેં હા કહેલું પણ પછી છોકરી અગઉ કોઇ નાદાન દુકતા સાથે પેઆરમાં પરેલી તેનાં કંઇ ઓળખ્યાં કાગજ્યાં પકરાયાં તે છોકરાએ તો લઇને કાજ તોરી નાંખ્યું પછી એ તો પોતાની નોકરીએ જતો રહેલો તે છોકરીના બાપે કેટલી માફ માંગી જે પચીસને બદલે પચાસ. હજાર ને એક મોટર કેઆટ- આપવા કહ્યું. તેહરે છેક છોકરો પાછો કબુલ થયો."

સુના બાપડીને આએ બધાં ટાહેલ્લાંનો એક હરફ માત્રબી કામનો હતો નહીં છતાં પોતાનો વખત જવો જોઇએ કરીને ભીખી ડોસાંના પટ પટારા ને હાછહા કરયા કીધું.

"છોકરીની માએ શું કીધુ નેબી તેહરેતો તમુને ખબર નહીં હોસે, બેરાં!"

"છ નહીંછ, તેબી હું નથી જાણુતીછ."

"હરવઈ જાય રે તું લગનમેં આવની!" બાખાઇછએ હસીને માથાથી પોતાના પાવડા જેવા હાથની એક મજબ થાપન સુનાનાં ખભાં પર કકરાવી કહાડી.

સુના ગરેડીએ પોતાનાં હીરેકરીત કામ અર્થે પોતાનાં ખભાંપર બ્લાઉઝની બાંદુ હેઠળ એક પેચુરી બાંધી હતી. જેવી ભીખી ડોસાંએ પેલી હકડધસ ઉપર લગાવી કે તે પેચુરીનું ધમ્મમ્ જેરમાં દબાયું અને પરણના જોડાંની

ગંજાવર અજાયબી વચ્ચે પેલા ખુણામાંથી પે એ'એ' કરીને એક તિક્ષણુ અને જોરાવર અવાજ થયો.

દસતુરજીઓ-આશીરવાદ સારતા અટકી ગયા.

સાક્ષીઓ ચકીત થઇને જોવા લાગ્યા.

વરરાજાનાં માંથે કલ્લો કીધો.

લગનની મેનીજ કરનારા પાવરીના હાથમાંથી પાણીનો કળસ્યો પડી ગયો.

ઇલેક્ટ્રીક લાઇટ બુજાઇ ગઇ અને-અને ઓહ! અને-પરણતી (૫૫ વરસની) કન્યા મુર્છાગત થઇ પડી!!!

---

## પ્રકરણ સત્તાવીસમું.

(જેમાં તૈયાર થવું વેશ બદલીને બાનો ચાંદણુ તેમજ લુચ્ચા જહાંગીરનું અને નવી ગોઠવણ તેઓ વચે, આલબલીશ બાગમાં જઇને નાચની ખોડ કરવાની થવી).

પારસી બાનુ લુપીન તે આપણી ગંજાવર જોરાવર ડીટેકટીવ વારતાનાં મહાન નાયક પોતાના ડ્રેસીંગ રૂમ મધે જઇ ભરાયલાં હતાં. તેમણે હવે જ્યારે એકવાર નકીજ કીધું કે આએ વાર તામાં એકદમ બસ રસકસ ઉમેરી દેવો ત્યારે તેવણુ કાંઇ કોઇથી ધેરયાં ધેરાયાં રહે તેમાંનાં આસામી હતાં નહીં.

"હું વેશ તો એવો બદલું કે મારી સગી બેહન બાઇમાય મને જોય તો તેથી ઓળખી શકે નહીં!" તેણી એક નાચનારીનો ઘાઘરો પહેરતા બોલી.

એક ગમ તેણી આવી રીતે તૈયાર થેતી હતી જ્યારે બીજી ગમ જહાંગીર પણ કાંઇ આળસાંઇમાં વખત કહાડતો નહોતો. તે પણ પોતાના દેખાવમાં અગણીત મોટા ફેરફારો કરવામાં રોકાઇ ગયલો જણાતો હતો.

તે અને ચાંદણુ, મોટાભાઇને ત્યાંનાં લગનમાં તમાસથી અને નાયકણીના વેશમાં જનાર- હતાં. કાંય જે આજે મોટાભાઇને ત્યાંનાં લગનમાં ફસીકુ મોતીરામની મદદ વડે એક મહાન કાવત્રું થનાર હતું.

ચાંદન બાનુ ફોકટજી પોતાનાં કામો માટે અને પોતાની મ્યાથામ્યાટીકલ ગણત્રીઓ માટે મુસ્તાક હતાં પણ તેવણને શું ખ્યાલ કે તેવણનું ગંજાવર કાવતરું પકડવા માટે, અત્યાર અગાઉનાં મીસ સોનાબાઇજી ગઉરીજી તથા ફ્રાંસથી ગઇ કાલનાજ મેલમાં આવી પુગેલા મહાન ડીટેકટીવ સાહેબ મોંસ્યું ગાનીમાર્ડ આલબલેશ બાગમાં જઇને ગોઠવાઇ પણ ગયલા હતા?

ચાંદણુ બાપડી તો જાણે જે પોતે જે કાંઇ ગણત્રીઓ કરતી હતી. તે બધી ફતેહમંદીથી પાર ઉતારવાનું તદન ઇઝી સેલીંગ હતું. તેણીને ડીટેકટીવેની તો બીલકુલ ધાસ્તી હતીજ નહીં. ભલભલા ડીટેકટીવોને તો તેણી પાન ને ચુનો લગાડતાં થાપ ખવાડી શકે. જે તેણીને એકજ ધાસ્તી હતી કે તેણીનો પેલો બંધેરી લુલુ પીરોશા નવલઇ કુમાન્નાની હતી. ફ્રાંસ વાલો જાણીતો લુપીન જે મુબઇ આવતો સંભળાયો હતો તે જો તેણીનાં કામની કોઇ રીતે માહીતી મેળવવા પામે, તો, તે જબરો હરીફ થઇ પડે ખરો, કાંય જે પારસી બાનુ લુપીને જે ગંભીર કાવત્રાંનું છટકું માંડયું હતું, તેના બદલામાં તેણીને ખાસ્સા દશ લાખ રૂપ્યાનો તડાકો પડવાનો હતો!

દશ લાખ રૂપીઆ!

હા આ આ!

તે એક કેવું સુખી સ્વપનું હતું!

એક ફસીકુ જેવાં પંખીની મદદ વડે દશ લાખ!

આજના જમાનામાં કોણ તે સંભવીત ધારી શકે?

અને છતાં ચાંદણુની ગણત્રી અચુક હતી!

તેણીનું છટકું આબાદ ગોઠવાયું હતું!

ફક્ત કુનેહની જરૂર હતી.

અને નસીબ!

હા, નસીબ નહીં રૂઠ્યું તો બેહરો પાર!

બેહરો પાર!!

ચાંદણે તે ઘાઘરો ઓળવીને પછી કલરના દાબડાની મદદ સાથે પોતાના કદરૂપા ચહેરાપર ચુંથણાં શરૂ કીધાં. તેણીએ આરસીસ્ટોને શરમથી નીચું જોવું પડે તેવું કીધું. તેણીનું તે કલરીગ એટલું તો અચુક હતું કે જ્યારે ડાબો ગાલ રંગાઇને તૈયાર થયો ત્યારે જમણો ગાલ શરમથી લાલ લાલ થઇ ગયો. ચાંદણ પાસનો લાલ રંગ ખલાસ થઇ ગયલો હોવાથી ચાંદણે પાછી વડે તે ગાલપરનો રતાસ ઓળખા કહાડયો અને એવી રીતે માણસાઇ કળામાં કુદરતની મદદ આવી. આજના લડાઇના વખતમાં જ્યારે રંગનો આવો મોટો દુકાળ છે ત્યારે જે બધી નોવેલોમાંથી છોકરીઓના ગાલપર ધાઇ આવતો લાલ રંગ એકઠો કીધો હોય તો કેટલો રંગ ભળે? છે કોઇ પારસી માયનો દુઅળો સપુત જે એ કામ માટે એક કંપની લીમીટડ ઉભી કરે અને દશ દોહડયાંના શેરની કીંમત દર્જાર પાંચ હજારની થઇ જવાની આશા આપે?

હીંદ માટે એવા એવા ધંધાનાં ખેતર તો રેલ રેલ થાય છે પણ તેનો કોઇ લાભ લે ત્યારે કેની?

અડી કલાકની ટુંક મુદતમાં ચાંદણનો વેશ બદલીને તૈયાર થઇ ગઇ. તેણીએ અમીના જાનનો એવો હુબહુ વેશ ધારણ કીધો હતો કે તમો જોવો તો એમ નહીં જાણો કે એજ આપણી સદાની વહાલી અને પ્યારી આદર મહીનાની ધીખરી ચાંદણ હશે!

શું કુદરત છે?

બીજી બાજુએ ચાંદણનો શાગેર્દ અને જમણો હાથ જાંગુ પણ એવો બદલાઇને બેઠો હતો કે ઠીક-ઠીક તો શું પણ ઠીકઠીકનો બાપ બી સમજી નહીં શકે કે એજ પેલો પાતળોપર જઇ બેઠો જાંગીર હોય!

તે એક તબલચી બની બેઠો હતો.

તેણે ગળાંમાં ઓળવેલી દોરીપર એક તબલો બાંધ્યો હતો.

તે તબલાપર આંગળાં ઠોકતાં—

તુંમ—તુંમ—તુંમ—તે એ એ એ—તડક—થપક!

એવા રસીલા અવાજ બરપા થતા હતા.

તે તબલામાં વીચીત્ર કશું હતું નહીં.

સાધારણ તબલા જેવો તબલો હતો.

તેની બેઉ બાજુએ ચામડું તતડાવીને બાંધેલું હતું.

જો તે ચામડાં નહીં બાંધેલાં હોય તો તે તબલો ગણાય નહીં, પણ ચામડાં હતાં એટલે તે તબલોજ હતો.

હવે જાંગુએ તે તબલા ઉપર પોતાનાં નાજુક આંગળાંની રમત ચાલુ કીધી અને જ્યારે તે તાલ સુરનાં બારીક જોશમાં ઉતરી પડયો તેજ ઘડીએ તેના ઓરડાનું બારણું ઉઘડયું અને બાનો ચાંદણ અમીનાજાન તરીકે દાખલ થયાં.

"કોણ? ચાંદણબાઇ!" જાંગીર ચોંકીને બોલ્યો.

"શ શ શ શ! ચાંદણબાઇ કોણ અઇસી વઇસી? મેરા નામ બીબી અમીના જાન હય. તું મેરા તબલચી હોકર એસા ચુકી કેમ જાતા છે?"

"અરે હાં ખરાજી, બીબીજાન અમીના—"

"બીબી જાન અમીના નહીં—ગધ્ધા! બીબી અમીના જાન કરકે બોલ."

"અરે હાંજી, બીબી અમીના જાન—હમ બુલો બુલી જાતા છે, પન—"

"પણ કયા બરેલા? લેકીન કરકે બોલ!"

"અરે હા ખરા! લેકીન બીબી અમીનાજી જાનજી તુમેરી સાથ અમેરેકુ કીઆ બજારના હૈ છે?"

"બજાવનેકા સાના પુરના? તમરેકુ તો ખાલી આગે તબલાપર આંગળાં ઠોકવા કરવાના

કા—બસ બીજા કુછ બી નહીં—ને અમરેકુ એસા તેસા ઘાઘરા પકરકે નાચવાના ને લોક ખુસ ખુસ થઇ જાવસે ઇતનામે આપરા કસીકુછ મોતીરામજી પોતીકા કામ કરી લેવેંગા એટલે આપુને બી ઉઠ કર નહાસી આવનેકા ! સમજ્યો કેની ? "

જહાંગીર ઘણું એવું તો બરોબર સમજી ગયો હતો, કે તેને વધુ કશું બી જણાવવાની જરૂર જણાઈ નહીં. તેણે પોતાના હોય દાંત વચ્ચે મજબુત બીડયા અને તાં આં આં આં આં ડ ડ કરીને પેલા તબલાપર ટકોરા થોકી મારયાં જેના પોકળ અવાજથી કરીને આખો ઓરડો ધમધમી રહ્યો.

( હવે આવતા અંકમાં ઉપલી રંગીલી જોડી આલબલીશ બાગમાં જઇને શું હોરીનો રંગ ઉડાવે છે તે જાણવા તમે બધાં આઇકિ લોક બાઇકિ લોક તૈયાર રેહજોજી )

( બલા સસ્સા—તારી સુદયાંની મસ્તી કાપુ હિંદુસ્તાનની પર ગુલશનનો કોઈ વાંચક મુર્છાગત ન થઈ જાય તો બસ છે ન કર તેમ જો થયું તો—ખબરદાર !—સંભાળ ! ભાંગલ્યા.

# ધ્યાનથી વાંચો અને ફાયદો ઉઠાવો.

અમારા કારખાનામાં નીચે મુજબની વીગતે ખાસ અજમાવેલી દવાઓ મોજુદ છે. જેના પોતાને મોઢે વખાણ કરવા ફોગટ છે. એક વખત વાપરી જોવાથી તેની ખુબી માલમ પડશે.

**રોગન અકસીર તિલા**—એ રોગન ઘણું ખર્ચ અને મહેનતથી બનાવવામાં આવે છે. નાદાનીમાં ગફલતથી બુરાં કર્મથી ને તરેહવાર પ્રકારની ખરાબીથી નસોમાં કાંઇ પણ ફરક આવેલો હોય અથવા સંતાન પેદા કરવામાં કાયરતા હોય અથવા કોઇ પ્રકારની કમજોરીની સીકાયત હોય એને માટે એ તિલા અકસીર છે એને કાયદાથી માલેશ કરવાથી થોડા દીવસમાં મહા બળવાન બને છે. બુઢાને જુવાન અને જુવાનને નવ—જુવાન બનાવવાનું એનું કામ છે.

**કીંમત**—એક ઓંસની સીસીના રૂ. ૫) એક તોલાની સીસીના રૂ. ૩) પોસ્ટેજ જુદું.

**હબુબ નાદર**—એ ગોળીઓ અજબ તાકતવાલી છે. એ સાહેબો માટે છે કે જે વારંવાર દવાઓ વાપરવાથી કાયર બની ગયેલા હોય અને જેનાં મોહા ઉપર મુરદાલી છાઇ રહેતી હોય તે થોડાજ વખતમાં ગયેલી તાકત પાછી આવી જાય છે અને જીંદગીનો સ્વાદ ફરીથી પેદા થાય છે અને એ ગોળીઓ પણી કીમતી ચીજોથી બનાવેલી છે. **કીમત**—એક શીશીમાં ગોળીઓ ૧૦૦) ના રૂ: ૩ તથા ગોળીઓ ૬૦ નાં રૂ. ૨) પોસ્ટેજ જુદું. **રોગન કરામાત**—આ તેલની માલેસથી જુનામાં જુનું સાંધાનું દર્દ તથા સોજ ગઠીયા રીંઝનવા જેને અંગ્રેજીમાં સાયેટીકા કહે છે તે જલદી દુર થઈ જાય છે જે લોક એવી ખરાબ બીમારીઓથી તંગ થયેલા હોય તે વાપરી જુવો. અમે ખાતરીથી કહીએ છીએ કે તે લોક ફરીથી પોતાના કામ લાયક થશે એ પુરી ખાતરી કરેલી છે. **કીમત** એક શીશી એક ઓંસની રૂ. ૨) પોસ્ટેજ જુદું.

**હબુબ હિયાત**—આ ગોળીઓ વાપરવાથી સાંધાનું દર્દ તથા સોંજ વીગેરેનો મવાદ મામુલી ઝાડા સાથે જડથી નીકલી જાય છે અને સદાની કબજીઆત દુર થઇને ઝાડો રોજને માટે સાફ આવે છે **કીંમત** એક શીશીમાં ગોળીઓ ૧૦૦) રૂ. ૨) એક શીશીમાં ગોળીઓ ૪૦) નાં રૂ. ૧) પોસ્ટેજ જુદું. **સફુફ નીમક સુલેમાની લાસાની**—એ એક જાતનું સ્વાદ આપે તેનું ચુરન છે. એક માસા ખાવાથી પેટનું દર્દ તથા આફરી જવું અને બદહજમી વીગેરે દુર થઇ જાય છે અને પેટનાં તમામ વીકારોને માટે અજાયબ દવા છે. કીંમત—એ ઓંસની શીશી ૧) નો રૂ. ૧) પોસ્ટેજ જુદું.

દવા મળવાનું ઠેકાણું.

**ડી. એમ ખોસલા એન્ડ સન્સ.**

D. M. Khosla & sons, Patiala ( Panjab. ) પટિઆલા—પંજાબ.

# રિવ્યુ કોલમ.

## રવિકાન્ત ભાગ ૧.

રચનાર—મી. ચુનીલાલ નરભેરામ દેસાઇ.

કિંમત રૂ. ૨–૦–૦.

આ પુસ્તક ઘણાં રસીલાં દ્રષ્ટાંતોથી ખાસ કરીને ભરપુર કરવામાં આવ્યું છે કે જેની મારફતે જીવનને સુખમયને સાધુમય તેમજ સફળ કરવાના માર્ગનું યોગ્ય સ્પષ્ટિકરણ કરવામાં આવ્યું છે. સંસારની માયામાં લપટાઇ માણસ અન્તરચક્ષુ થતાં કેવો અંધ બને છે તે આપણે આપણી ચોપાસ દીનપ્રતિદીન બનતા બનાવોથી ખુલ્લું જોઇ શકીયે છીએ. તેવા અંધોની નજર ખુલ્લી કરી ઇશ્વર તરફનો માર્ગ બતાવવાની આ પુસ્તકની નેમ છે. ધર્મના યથાર્થ પાલણમાંજ આપણુ મનુષ્ય માત્રનું ખરૂં કર્તવ્ય સમાએલું છે; તેને લઇનેજ મનુષ્ય સર્વ સુખનો ભાગ્યશાળી થઇ શકે એ બાબદ બહુ સરળ રીતે સમજાવવાની કોશીશ લેખકે કરી છે. આ ઉપરાંત વાસનાજ મનુષ્યના બંધ મોક્ષનું કારણ છે તથા તે વાસનાના બે પ્રકારો તેમજ વિચારની સત્તા મહાન પ્રબળ છે ને તે કાંઇ મનુષ્ય ધારે તે કરવા શક્તિમાન થઇ શકે છે ને તથા સંસારની મોહજાળમાં ફસાઇ વિષયોમાં લીન બની જો આપણે યોગ્ય કરવા ચુકીશું તો હાયના કર્યાં દૈવે વાગી પાછળથી આપણને પસ્તાવું પડશે એ બાબદો પણ ઘણી સુંદર રીતે સમજાવવામાં આવી છે. આ પુસ્તક કાંઇ વાર્તા નથી કે એક વખત વાંચીને બાજુએ મુકાય.

વિષય એટલો ઉત્તમ છે ને એટલો અચ્છી રીતે સમજાવેલો છે કે દરરોજ થોડો થોડો વાંચીને તેપર મનન કરવામાં આવે તો ખરેજ આ દુન્યામાં મારૂં મારૂં કરી તેમાં વળખા મારતાં છળકપટ કરવાની આપણને જરૂર જણાય છે તેનું પોકળ સમજી જઇ આપણું પોતાપર કાબુ મેળવી મનુષ્ય જાતીને ઉપયોગી થઇ પડી આપણો માર્ગ સરળ કરી તે મહાન બાપનાં ચરણમાં સહેલ જઇ શકયે છીએ. ભાષા છેકજ કઠીણ નથી એટલે પારસી વાંચકોને પણ તે વાંચવાની સહેલ ભલામણ થઇ શકશે. હમો મી. દેસાઇને આવાં ઉત્તમ પુસ્તક માટે ખરેજ ધન્યવાદ આપી તેમને તેમનાં આ ઉત્તમ કાર્યમાં દરેક ફત્તેહ ઇચ્છીએ છીએ.

મળવાનું ઠેકાણું.

સારંગપુર–ધારશીરામની પોળ–અમદાવાદ.

---

## પુષ્પહાર.

પ્રયોજક–ચંપકલાલ ગીરધરલાલ જરીવાળા–સુરત.

વાર્ષિક મુલ્ય. માત્ર રૂપૈયા એક.

આ એક નાનકડું માસિક છે જે સુરત ખાતેથી પ્રગટ થાય છે. આ માસિકનો ડીસેંબર અંક હમોને અવલોકન અર્થે મળેલો છે જેમાં નાની નાની પાંચેક વાર્તાને એકાદ બે વિષય છે. તે ઉપરાંત ચારેક આર્ટપેપરપર ચિત્રો આપવામાં આવેલાં છે. વાર્તાઓ વાંચવા જેવી છે. રંગીન કાગળપર માસિક છાપવામાં આવેલું છે ને સાઇઝ પણ માસિકોનાં કરતાં આડપું રાખેલું છે. એક રૂપ્યામાં આ સાહસ વખાણવા જેગ છે. હમો પુષ્પહારને ફત્તેહ ઇચ્છીશું.

# બ્રહ્મભટ્ટ વિદ્યોતેજક ફંડ રિપોર્ટ

તૈયાર કરનાર—કવિ હરગોવિન્દ લાલભાઇ

બ્રહ્મભટ્ટ.

હિંદુસ્થાનના ઇતિહાસમાં જાણીતી થયલી બારોટ જ્ઞાતી જે આગળ સરસ્વતી દેવીના મહાન ઉપાસક તરીકે જાણીતી હતી તે હાલમા છેક નબળી હાલતમાં આવી પડતાં તેને તેની અસલ પંક્તિપર લાવવાના યથાર્થ પ્રયત્નો થાય છે. આ માટે વડોદરા ખાતે ૧૯૧૫ માં આ જ્ઞાતીની પરિષદ મેળવવામાં આવી યોગ્ય ઠરાવો થયા હતા અને તેમાં વિશેષ કરીને વિદ્યોત્તેજક ફંડ ખોલવાનો પ્રશંસયનિય ઠગવ થયો હતો. આ માટે સ્તુતી પાત્ર પ્રયાસ થઇ બોર્ડીંગશાળા વડોદરા ખાતે સ્થાપવામાં આવી છે. આ બોર્ડીંગ શાળા માટે મદદની જરૂર હોવાથી ગામેગામ ફંડો ઉઘરાવવામાં આવે છે. વિદ્યાદાન આપવું એ સૌથી મોટાંમાં મોટું દાન આપવા સમાન છે. આ ગરીબ જ્ઞાતીનાં બાળકોને શ્રીમંતોએ પોતાની મદદનો હાથ લંબાવી અંધકારમાંથી કેળવણીની રોશનીમાં બહાર કાઢવાની વિશેષ જરૂર છે. આ બોર્ડીંગમા હાલ ૨૦ વિદ્યાર્થિઓ લાભ લે છે પણ તેમા દાખલ થવા બીજી સહાડ અરજીઓ આવેલી જણાય છે જે પૈસાને અભાવે બાજુએ રાખેલી છે. પૈસાની સવડ થતાં વધુ ગરીબોને લાભ મળે તેમ છે. આપણે ઇચ્છીશું કે સખી નરનારીઓ કોમ કોમનો ફરોએ તફાવત રાખ્યા વિના આવાં જરૂરી ખાતાઓને મદદ કરવા હરહમેશ તૈયાર રહેશે. એ સ્વબે ઓનરરી સેક્રેટરી મી૦ પુરૂશોતમદાસ સામળદાસ બ્રહ્મભટ વડોદરા લખવાથી જોઇતો ખુલાસો મળી શકશે.

---

# સીંગરનાં કેલેંડરો.

રંગુનવાળા ભલા મિત્ર મી. ખરશેદજી એલ. પટેલ તરફથી સીંગરનાં નાનાં કેલેંડરો મળ્યાં છે. આ કેલેંડરો માસિક ફાડવાના છે. દરેકપર જૂદા જૂદા દેશોનું એકેક ચિત્ર આપેલું તે ચિત્રો રંગીન હોવાથી ઠીક ખેંચાન કરે છે. મી. પટેલની ભલી લાગણી માટે હમો તેમના ઉપકારી છીએ.

## ઝોરા સ્તીઅન કેલેંડર

યજ૦ ૧૨૮૬

કિંમત રૂ. ૧–૮–૦

જાગોશ બીરાદરોનો વાર્ષિક પોથો વખતસર હમારી ટેબલપર આવી પડયો હતો. કાગળની આવી સખત મોંઘવારી છતાં એ પોથો તેની અસલ હાલત સાચવી રહ્યો છે તે જોતા હમો લગાર અજબ થયા હતા. અલબત તેનો ભેદ બારોબાર જાહેર ખબરથી મળી તો આવશેજ. કેલેંડરમાં એક ટોકયું પારસી કોમની આખી વર્ષની તવારિખનો ઇતેખાબ રજુ કરે છે. પારસી કોમની સખાવતનો ઝરો દીનપરદીન વધતો ને વધતોજ જાય છે. ગુજરતે સાલમા પારસી સખાવતનો આંકડો સાડીબાવીસ લાખ પર મુકવામાં આવ્યો છે. પારસી કોમ આવી મોટી સખાવત કરી જાય છે છતાં કોમના હાજતમંદોની હાજત ટળતી નથી એ અર્થસુચક છે. પારસી સખાવતના ઝરાનો રોહ ત્યારે બદલવાનો વખત આવી પુગ્યો છે કે જે બાબે કોમે ગંભીર દરયાફત કરવાની જરૂર છે. સખાવતોની વિગત રજુ કરી ગુજરતે સાલનો ઇનતેખાબ આપવામા આવ્યો છે. આ પછી જાણીતાં મરણોની જીંદગીના વર્ણનો છે. જાગોશ બીરાદરો છુટાં છવાયાં ચારિત્રો રજુ કરે છે તેના કરતાં જોઇએ તો ટુંકામાં દરેક જાણીતાં મરણુની યોગ્ય નોંધ તેમનાં ચિત્રો સાથે લેતા હોય તો હમો માન્યે છીએ કે આ વાર્ષિક નોધની કીર્તિમાં મોટો

વધારો થઇ શકશે. મરણોની ચાલુ નોંધ તો લેવાય છેજ પણ ચિત્રો સાથે લેવાય એવી હમારી મકસદ છે. આ ખર્ચાળુ કામ છે પણ તેનો બદલે પારસી કોમ આ પોથાનો મોટો ઉઠાવ કરી સહેલાઇથી વાળી આપે તેમ છે. આ પછી વાર્ષિક કેલેંડર તથા ઉપયોગી નોંધો છે. યુરોપી લડાઇમાં પારસીઓએ આપેલી મદદવાળું પ્રકરણ વધુ લંબાવ્યું હોત તો વધુ ખેંચાનકારક થાત. આ પોથાપર લેવાતી જેહમત તથા કાગળનો દુકાળ જોતાં કિંમત કાંઇજ નથી. દરેક પારસી ઘરમાં આ પોથો રહેવોજ જોઇએ છે.

મળવાનું ઠેકાણું:—મુંબઇ વર્તમાન પ્રેસ, ૪૬૨, પ્રોક્ટરરોડ, ગ્રાંટરોડ, મુંબાઇ.

## કામિની અને કાંચન.

### સાંસારિક નવલકથા.

લેખક—મી૦ છગનલાલ નારાયણ મેશ્રી તંત્રી " વિવેચક "

કિંમત રૂ૦ ૧—૦—૦

મી૦ મેશ્રી જાણીતા હિંદુ લેખક છે—એમની કલમનો ટચકો સારો જણાય છે. ઊપલી વાર્તાનું વર્ણ બહુ અચ્છી રીતે ગુંથી લેખી ને દુષ્ટ માણસો અત્યાચારમાં કેટલી બધી હદે જાય છે તે અચુક બતાવ્યું છે ઇશ્વર ભક્તિમા લીન ગયલા તપસ્વી પરમહંસનું પાત્ર બહુજ મનરંજક છે. આવા પુન્ય પુરૂષો દુન્યાની માયા નજદીક કેરા છે તે સહજ નજર નાંખતાં અચુક જણાય છે. આવા પરમહંસ પુરૂષો હાલના જમાનામાં બહુજ ઓછા નજરે આવે છે. આ વાર્તામાં વિલાસમણીની પાસે બજવાવેલા ભાગમાં કર્તાએ કાંઇક પોતાના કલમને વધુ જોશ આપેલો લાગે છે. આવા બનાવો હિંદુ સંસારમાં [illegible] નથી. આ ઉમદા પુસ્તક વાંચવા હમો સર્વેને ભલામણ કરીશું કેમકે તેથી ઇશ્વર ભક્તિ તરફ વાંચકનું મન ઝટ ફેરવાય તેમ છે. અલબત આવા પારસીઓ માટે તો કઠિણ છે.

મળવાનું ઠેકાણું રીતે .. ઓફીસ—નારીદ.

## બાળ ઉછેર—બાળ રક્ષણ.

### ભગિની સમાજને આરોગ્ય પત્રિકામાળા.

લેખક—મિસિસ. જી. કે. ઉપાધ્યાય.

પ્રકાશક—મી૦ શીતલીઆ, ઓ. સેક્રે. ભગિનીસમાજ, ગીરગામ, મુંબાઇ.

ઉપલી:સમાજ તરફથી બહાર પડેલું આ નાનકડું પુસ્તક હમોને ઘણુંજ ગમ્યું છે. આ, લેખ પાંચમી સાહિત્ય પરિષદ માટે લખાયો હતો ને તેને લેડી રમાબાઇ પટણી તરફનું પાંચ તોલા સોનાનું ઇનામ મળ્યું હતું. બચ્ચાંઓને કેમ ઉછેરવાં તે અનુભવ મળ્યા વિના જણાતું નથી. તેથી માતાઓ માટે આ ખાસ લેખ બહુ ઉપયોગી થઇ પડયા વિના રહે નહિ. આખો વિષય જૂદાં જૂદાં પ્રકરણોમાં વહેંચી નાંખી માતાઓને ઘણીજ સરળ રીતની સમજણ આપવા સાથે નાનાં બચ્ચાંઓ માટે ઘરગતુ ઇલાજો પણ જણાવ્યા છે. ભગિની સમાજે આવાં પુસ્તકો છુટથી પ્રજામાં વહેંચવાં જોઇએ છે. અજ્ઞાનતાને લીધે જે અનર્થો થઇ નિર્દોષ બચ્ચાંઓનો કચરઘાણ નીકળે છે તેનો જરૂરી અટકાવ આવા અનુભવી લેખો કરી શકે તેમાં કશી નવાઇ નથી. માતાની નજીવી ભૂલોનાં ભયંકર પરિણામોના જે પર્યાપ્ત દ્રષ્ટાંતો આપવામાં આવ્યાં છે તે દરેક માતાએ વાંચી વાકેફ થવાની જરૂર છે. ભાષા ઘણી શુદ્ધ હોવાથી પારસી વાંચકોને ગળે ભાગેજ ઉતરી શકે છતાં હમો તેમને ખાસ કરીને આ પુસ્તક વાંચવા આગ્રહ પૂર્વક ભલામણ કરીશું.

## અખબારે સૈફી.

દાઉદી વોહરાં કોમ માટે પખવાડીક પત્ર. લવાજમ વર્ષના રૂ. ૨—૮—૦.

ઉપરનું આ પખવાડિક પત્ર રાજકોટ પ્રગટ થાય છે ને તેના અધિપતિ તરીકે વોહરા અબ્દુલ કાદીર હસનઅલી છે. આ માસિકમાં પોતાની કોમને લગતી ચર્ચા જાહેરમાં થાય છે તે

આએ વિચારશીળ ટીકા કરવામાં આવી છે. વિષયો વાંચવા જોગ છે. કેટલીક ચુંટણી સારી છે. વહોરા ભાઇઓમાં દસ વિનાની એશરમભરી રમુજી (!) મશ્કરી કરવાનો પવન જણાય છે. સુરતના એક ગ્રહસ્થ મરી ગયા છે એવો ખોટો તાર કરી દેવો ત્રાસ ફેલાવવામાં આવ્યો હતો તેની હકીકત વાંચવા જોગ છે. વહોરા ભાઇઓ માટેની બીજી વિગતો ઘણી છે. પ્રીન્ટીગમાં સુધારો થવાની જરૂર છે. હમો આ ભાઇબંધને ફતેહ ઇચ્છીએ છીએ.

## રાણા વાવ અંજુમને ઇસલામ.

૧૯૧૫-૧૬ નો રિપોર્ટ.

આ અંજુમન તરફનો રિપોર્ટ દર વખતે ટંકોરાબંધ નીકળે છે તે પસંદ કરવા જોગ છે. આ આ સંસ્થા તરફથી લાયબ્રેરી ચલાવવામાં આવે છે એટલુંજ નહિ પણ મદરેસા (સ્કુલ) વગેરે ચલાવવામાં આવે છે. અનજુમનનું ફંડ કશું ધરખમ જણાતું નથી. તેને મુસ્લીમ ભાઇઓએ મોટી મદદ કરવાની જરૂર છે.

## અંજલિ.

કરાંચીનાં શ્રી. બંધુ મંડળ તરફથી પ્રગટ થતાં અંજલિ નામનાં માસિકનો જાન્યું-ફેબ્રુઆરી ૧૯૧૭ નો ભેગો અંક પાન ૬૦ નો મળ્યો છે. માસિકનું લવાજમ ફક્ત રૂ. ૧-૧૧-૦ છે આ અંકમાં સારા લેખોનો સમાવેશ છે. કવરપરનું ચિત્ર ઠીક છે. મેસર્સ ત્રીવેદી, દવે, વ્યાસ, કુંજ વિહારી, ગુણવંત, જોશીપુરા તથા સવિતા વગેરેના લેખો વાંચવા જેવા છે. કાવ્યો પણ સારાં છે બારોબાર સંસ્કૃતમય ગુજરાતિ આ માસિક પસંદ કરતું જણાતું નથી તે માટે તેને મુબારક બાદી ઘટે છે. આ માસિક તેના પ્રકાશકને તંત્રી મી. ચંપકલાલ નંદલાલ કૌશિકને શ્રી બંધુ મંડળ ઓફીસ, કરાંચી લખવાથી મળી શકશે.

## જેતપુર જમાત કુતુબખાના મદ્રેસા હોલનો રિપોર્ટ.

ઉપલાં ખાતાંના ઓ. સેક્રેટરી મી. મોહમદ અબદુલ લતીફ તરફથી ઓગણીસમાસનો આ રીપોર્ટ બહાર પડયો છે જે પરથી જણાય છે કે આ ખાતાંની આર્થિક સ્થિતિમાં રીપોર્ટ દરમ્યાન સારો સુધારો થયો છે. લાઇફ મેમબરોની મોટી સંખ્યા જોડાઇ છે. બક્ષીસ ફંડ જોઇએ તેટલું ખીલ્યું નથી એ દીલગીરીની વાત છે. આ ઉપયોગી ખાતાંને હજી વધુ મદદની જરૂર છે.

## દાદરનું દાસ્તાન.

કર્તા—હરમીસ.

કિંમત બે આના.

મી. હરમીસનું નામ ગુલશનનાં વાંચકોને એટલું બધું જાણીતું છે કે તેમની વધુ ઓળખ હવે આપવી જરૂરી નથી, તેમનાં કાવ્યોનું આ છઠ્ઠું નાનકડું પુસ્તક પારસીઓ માટે ખાસ કરીને ઉપયોગી છે કેમકે તેમાં દાદાર અહુર મજદના જરથોસ્તી ધર્મ મુજબનાં ૧૦૧ નામોને કાવ્યમાં ગુંથી આ નામોની ખુબી વર્ણવી છે. આ નાનકડાં બાર પાનાંનાં પુસ્તકનો દીબાચો મી૰ ફીરોજ મસાનીએ લખ્યો છે. તે મહાન બાપની યાદ આ રીતે પ્રત્યેકની નજર આગળ લાવવા માટે તેમજ તે બાપના મહાન નામોના ઉંડા અર્થોની વિગત અલંકારિક રીતે રજુ કરવા માટે મી. હરમીસને ધન્યવાદ ઘટે છે. ગાયન એવું કર્યું છે કે જેથી તે ત્રણ રાગમાં સહેલ ગવાઇ શકાય તેમ છે. આ ઉપરાંત ત્રણે રાગણીની નોટેશન છેવટે આપી કર્તાએ પરેજ યથાર્થ પ્રયાસ કર્યો છે. આવાં ધાર્મિક કિર્તનો પારસી કોમ આગળ મોટી સંખ્યામાં રજુ થવાની જરૂર છે. પુસ્તક કર્તા પાસેથી મળી શકશે.

## કિન્ડર ગાર્ટન ગીતાવલી.

સંપાદક-છોટાલાલ ર. ભટ્ટ.

કિમત ત્રણ આના.

વડોદરાની રાવપુરા કીન્ડરગાર્ટન સ્કુલના હેડમાસ્તર મી. ભટે બાળકોને કીન્ડરગાર્ટનની મોજ આપનારાં નાનાં નાનાં ૨૮ ગાયનોનો સંગ્રહ કર્યો છે. પોતાનાં આ ગાયનો સાથે બીજાઓના પણ સારાં ગાયનો એમણે લીધાં છે જે ઠીક થયું છે. આ ગાયનો બાળકોને આનંદ આપે એવાં છે. નોટેશન આપ્યું હોત તો વધુ ઠીક થાત. આ ગીતાવલી નવસારી પ્રાંતના માજી સુબા સાહેબ મી. દોરાબ ટી. પાંવરીને અર્પણ થઈ છે.

## View album of Simla

By M. H. Bumlakhow

સીમલાના જાણીતા શાહ સોદાગરો મેસર્સ ફકીરામછ એન્ડ કો વાળા શેઠ હીરજીભાઈના બેટા મી. મનચેરશાહ તરફથી ત્યાંના વખાણવાને જોવા લાયક દેખાવોની ત્રણ કિંમતી આલબમો હમોને મળી છે. આ આલબમ ત્રણ ભાગમાં વહેંચવામાં આવેલી છે. પહેલા ભાગમાં સોળ ફોટોઝ છે ને તે બધા ત્યાંની ભવ્ય ઇમારતોના દેખાવોના છે. બીજા ભાગમાં પણ એટલાજ ફોટોઝ હોઇ ત્યાંની હિંદી વસ્તીને લગતા તથા શહેરના દેખાવને લગતા છે. ત્રીજામાં ત્યાંના પહાડી લોકો બજારના દેખાવો તથા જાણવાજોગ દેખાવોના છે. મી. મનચેરશાહ પોતે એક આર્ટીસ્ટ ફોટોગ્રાફર હોવાથી આ દરેક ફોટો ઘણોજ ખેંચાણકારક ને મનરંજક લેવામાં આવેલો છે. આ ફોટોઝ બધા આલબમમાં ઉત્તમ રીતે છાપવામાં આવેલા છે. ૪૮ ફોટોઝમાંના કેટલાંક ચિત્રો તો અદ્ભુત વખાણવા લાયક છે. મી. મનચેરશાહને તેમના આ સહાસ માટે ખરેજ ધન્યવાદ ઘટે છે. કિંમત દરેકના રૂપીઆ પાંચજ છે જે ખરચ જોતાં મોટી નથી પણ હમારા જેવાઓને પાળવે તેમ નથી. એતો યુરોપ્યન શોખીન બચ્ચોજ આવા હુન્નરની કદર શનાસી કરી શકે તેમ છે.

## બ્રહ્મચારિણી.

લેખક અને પ્રકાશક—મી. દલાભાઇ રામચંદ્ર મહેતા.

કિંમત ૦-૧૨-૦.

મી. દલાભાઈ રામચંદ્ર મહેતા ગુજરાતના એક મશહુર જાણીતા લેખક છે. ગુજરાતી સાહિત્યમાં એમણે એક કદમ આગળ ધરી મિસ્ક અખંડાનંદ પેઠે સસ્તી વાર્તામાળાની હારમાળા કાઢવા માંડી છે, જેનાં બીજાં વર્ષનું આ ૪-૫-૬ ઠું પુસ્તક હમોને અભિપ્રાય અર્થે મળ્યું છે. આ પુસ્તકને નવલકથા કહેવા કરતાં ધાર્મિક બોધ આપનારૂં પુસ્તક ગણવું યોગ્ય છે. વાર્તા રૂપે લેખકે આર્ય ધર્મનો બચાવ કરી જે જે ઉમદા બોધ આપવાની યોજના કરી છે તે ખરેજ માનન્ય છે. આ નવલકથાની નાયકા કમલિનીનું જીવનવૃતાંત મનન કરવા જોગ છે. હાલના સમયમાં કમલિની જેવી ફરેસ્તાઇ બ્હેનો મળવી મુશ્કીલ છે છતાં તેણીની હકિકત જાણતાં જે કસોટીઓમાંથી તેણી પસાર થાય છે ત્યારે ખરેજ આફ્રીનનો ઉદગાર કાઢી શક્યા વિના રહેવાતું નથી. કમલિની જેવા ફરેસ્તા હિંદમાં અનેક થવાની જરૂર છે. કમલિનીએ જ્યારે એકે તડાકે ઇશ્વર પ્રાપ્તી મેળવી ત્યારે તેની બ્હેન સત્યવતીએ સંસારમાં રહી પોતાનો ધર્મ બજાવી માયા સાથે જે મીઠાસ પ્રસરાવ્યો છે તે પણ યાદ કરવા જોગ છે. ઇશ્વર પ્રાપ્તી માટે રૂચીકર રસ્તા ગ્રહણ થઇ શકે છે. સંસારમાં રહી પોતાની ફરજ બજાવી ઇશ્વર પ્રેમ મેળવનાર વધુ આગળ વધે છે એ નિશંક છે.

એક ભલી સ્ત્રીનો સમાગમ શું કરી શકે છે તે કમલિનીના ચારિત્ર પરથી પ્રગટ જણાય છે. ન્યાતીઓના ઝઘડા તથા ભિન્ન ભિન્ન મત મંતાતરોનું અવલોકન આ પુસ્તકપરથી ખુલ્લું જણાય છે. એક બાપ પોતાની બેટીને કેળવણીનાં રૂડાં ફળ આપી જગતને કેવી ભેટ આપે છે તે આ પુસ્તકના જ્ઞાનાનંદના દ્રષ્ટાંત પરથી ખુલ્લું જણાય છે. ન્યાતીગોરોની અધમતા, અહંકાર તથા મેં બડાઇ, જાણવી હોય તો આ પુસ્તકમાં એક નજર કરવાથી બસ થશે. અત્તે ધર્મનોજ જય છે એમ પ્રગટ છે. આ પુસ્તકની ભાષા ઘણી શુદ્ધ છે અને વિષય જો કે ગહન છે છતાં હમો ધાર્યે છીએ કે હિંદુઓ ઉપરાંત પારસી વાંચકો પણ તે વાંચે તો તેમાંથી કાંઇને કાંઇ સ્હાવો મેળવ્યા વિના રહેશેજ નહિ.

મળવાનું ઠેકાણું:—

મેનેજર—સસ્તી વાર્તામાળા, મુંબઇ નં. ૧૩.

# એક વિચિત્ર સાટું !

## ( ટુંકી વાર્તા. )

લખનાર—આર. ડી. બગવાડીયા.

મેહરાં મુન્સી—આ દગાબાજ દુન્યામાં હવે એકલી પડી હતી. જે શખ્શે તેણીને પાળી પોષી મોટી કીધી હતી—જેણે તેણીને સઘળા લાડ અને સુખથી નવાજી હતી. તે મરણ પામ્યો હતો. તે ચકડોળ ડોસો મરતી વખતે વિચિત્ર સાટું તે છોકરી સાથે કરી ગયો હતો કે જેથી તેણીને તેની સઘળી દોલત અને મીલકતની માલેક થવાને તે ડોસાના ભત્રીજાને તેના મરણની છ માસ પછીની મુદતમાં પરણવું હતું...અને તેમ નહિ કરતાં યાને પોતાની મરજીના શખ્સ સાથે તેણી પરણે તો તે સઘળો વારસો પેલા ભત્રીજાને આપવાનું ફરમાન પોતાના સોલીસીટરોને તે કરી ગયો હતો. અલબત તે મુદત દરમ્યાન તીથલમાંના સુંદર બંગલામાં તેણી રહી મરજી મુવાફેક સઘળાં સાધનો મેળવી શકે તેમ હતું પણ એક બીજે તેણીને નારાજ કીધી. તેણી થોડોક વખત થયો પોતાની બાજુના બંગલામાં આસાયશ લેવાને આવી રહેલા એક કહેવાતા માલદાર પોર્યાને ચાહતાં શીખી હતી. અને તે પોતાને લવજી વાડયા તરીકે ઓળખાવતો જવાન તેણીને તેમજ તેણીનાં પૈસા મેળવવાને તેણીને તેવીજ જાનફેશાનીથી ચાહતો હતો. તે રોણકતો હતો. તેની ચાલચલણમાં એક સદ ગ્રહસ્થ જેવો હજી સુધી તેણીને તે માલમ પડયાં હતો અને તેણી પોતાના પાલકની આ વિચિત્ર માંગણીથી અંજાણ—તે શખ્શને વરવાનું પ્રોમીસ આપી ચુકી હતી અને હવે! જો તે દોલત ખોઈ દે તો એક ભિખારી હાલતમાં તેણીને શું લવજી વાડયો વરવાનો હતો ? શું તેનું ખાનદાની કુટુંબ તેણી જેવી એક ભીખારી છોકરી સાથે તેનું ભવિષ્ય જોડવાની બહાલી આપનાર હતું ?

નહિજ. ત્યારે ? તેણી મુન્જવણમાં હતી. તે બુઢ્ઢાનો ભત્રીજો !—આહ ! તેણીએ કદીભી તેને જોયો હતો નહિ. તે ઉંચો હતો કે બટકો—કાળો હતો કે ગોરો—સોહામણો હતો કે બદસુરત—એ કશું તેણીને જોવા યા જાણવાની કદીભી તક મળી ન હતી, અને સીરફ એક ગુજર પામેલા શખ્શની ઇચ્છાને આધીન થઇ તે કોઇ ત્રાહેત શખ્શ સાથે સંસારની પાળ બાંધવી એ તેણી કહે તેમ " તદ્દન ઇમપોસીબલ " હતું.

" નહિ બા—તું મને ગમે છે તેમ તાહરા પૈસાબી મને ગમે છે. અને તને પૈસા સાથેજ હું લેવાની ઉમીદમાં હતો ? " લવજીને મળતાં તેણીએ તેને વીલની સઘળી વિગતથી વાકેફ કર્યો ત્યારે તેણે ઉપલો જવાબ કીધો.

" તમો મારા પૈસાને ચાહોછો કે મને ? " કંઇક ગુસ્સાથી તેણીએ આજની તેની બદલાયલી રીતભાત જોતાં સવાલ કર્યો.

" પૈસા કોણને બ્હાલા ન હોય ? જો તું પૈસા વગર મારી ધણીયાણી થાય, તો મને પણ મારા વારસામાંથી રદ બાતલ થયેલો સમજવો.

કારણ કે માહરા પપાજી તને આવી હાલતમાં કદીભી પોતાની વહુ કરવાની બહાલી આપેજ નહિ. મેં તને પ્રોમીસ આપ્યું હતું તે વખતે એવી ઉમીદથી કે તારા પાલકનો સઘળો વારસો તને મળશે અને તે સહિત મારી ધણીયાણી તું થશે. દીલગીર છું...તેવગર હું...' તે ખામોશ થઇ ગયો.

તે જે સડસડાત બોલી જતો હતો તે સઘળું જહારનું હતું પણ તેના આ ઘાતકી બોલવાથી પેલી છોકરીનો દર્દમંદ ચહેરો જોતાં તેનું જીગર જળી જતું હતું છતાં—તે દીવસે તેને કાંઇ તેવીજ મસ્તી સુઝી હતી. તે થોડી થાકીને તે છોકરીનાં મનપર એમજ ઠસાવવા માંગતો હતો કે તેણી કરતાં તે તેણીના પૈસાને વધુ ચહાતો હતો

અને જ્યારે તેઓ છુટા પડયા ત્યારે તે હંમેશ માટેજ; કારણકે આખર સુધી તેણીના પોતાવત માટેના પ્યારને તેણે કબુલ નહિ કરતાં તે. છોકરી દુખી જીગરે તેને છોડી ચાલતી થઇ. બીજા દીવસે લવજી વાડગો મુબાઇ તરફ ઉડાંગરી કરી ગયો કે તે વખતે તે બેકદર શખ્સ તેણીને મળવા વગરજ ગયા...એક ખ્યાલ તે છોકરીના મનમાં રમી રહ્યો......મુંબાઈ જઇ પોતાના ખુદ્દા પાળકના ભત્રીજાને મળી પોતાની આ સઘળી કેફીયતથી તેને વાકેફ કરી તેણી કાં નહિ તે શખ્સને પોતાનો ધણી કરે !–તેણી જાણુતી હતી કે લવજી તેણીના પૈસા ને વધુ ચહાતો હતો છતાંબી તેનેજ હજી પૈસાથી જીતી જેર કરવા માંગતી હતી.

તા. ૧૦ મી કે જે તેણી માટે છેલ્લો દીવસ હતો–કે જે દિવસે તેણી વીલમાં ફરમાવેલા શખ્સ સાથે પરણી એક દોલતવાન સ્ત્રી થાય યાતો સઘળાં સુખને છેલ્લી સલામ કરી દુઃખની ખાડીમાં ગબડી પડે–તે દીવસની આઠ દીવસ આગમજ તેણી મુંબઇમાં સોલીસીટરોને મળી પોતાના પાલકના ભત્રીજાને મલવાની મરજી જણાવી પણ તેણીની બારે નારીપારી વચ્ચે તેણીને કહેવામાં આવ્યું કે જ્યાં સુધી તેણી વીલની માંગણી સ્વીકારી કાગજપર સહી કરે નહિ ત્યાં સુધી તે ભત્રીજો તેણીની મુલાકાત લેનાર હતો નહિ...

"ત્યારે તો એક શખ્સને જોયા જાણ્યા વગર હું કદીબી પરણીશ નહિ" તેણીએ ત્યાંથી રૂખસદ લેતાં મક્કમ વિચાર જાહેર કીધો. જ્યારે તે સોલીસીટરની પેઢીનો વડો દયામણું મોંઢ કરીને–કંઇક મર્મ સહિત હસ્યો.

તે તારીખ પસાર થઇ ગઇ ને સઘળો વારસો પેલા ભત્રીજાને ભળેલો તેણીની જગામાં આવ્યો જ્યારે તેણી ગરીબ બીચારી મુંબઇના એક નજીસ રસ્તાપર એક નાની કોટડી લઇ હાલમાં પોતાનું અકેરવકરે પુરૂં કરતી હતી.

ગામડાંની ખડતળ ને હુન્નરમંદ જીંદગી તેણીએ ગુજારેલી હતી એટલે વખત વહેતાં તેણીને તે એકાંતને ગરીબ જીંદગી સહેલ ગુજારવાની આદત પડી ગઇ...જો કે રંગીલાં મુંબઇમાં તેણી પોતાની ખુબસુરતીથી કોઇ સારે ઘેરેજ સહેલાઇથી ગોઠવઇ જાય તેમ હતું છતાં ફકત લવજી વાડયા સિવાય તેણીની નજરમાં આ કન્યાનો કોઇબી શખ્સ શ્રેષ્ટ યા તેણીને તે ,લાયકનો જણાયો નહિ. ચુપચુપ સબુરીથી તેણી પોતાનો વખત પસાર કરતી હતી...હજીબી તેણી પોતાની બાજુના જોરે પૈસા મેળવવાને વલખાં મારતી હતી અને જીવે નહિ ખાતાં તે સંગ્રહ કરતી હતી કે જ્યારે સારી હાલતમાં આવતાં તે પોતાના ધારેલા સખ્શ સાથે પરણી સુખી થાય ?

રાતદિવસના કામથી તેણી પોતાના શરીરને કચડી નાંખતી હતી તેનું પણ તેણીને ભાન રહ્યુ નહિ... અને અંતે તેણી બીમાર પડી કે જે વખતે તેણીની દાદ કે ફર્યાદ લેવા વાળું કોઇ હતુંજ નહિ.

તે અંધારા ઓરડામાં ફકત ખુદાના સનપરજ• તેણી તાવથી ખખરતી પડી હતી ત્યારે લવજી વાડગો તેણીનો બેવફા આશક તે ઓરડીમાં એક જુવાનેંગ શખ્સ સાથે ધસી આવ્યો.

"ઓ ખુદા આપણે હજી મોડા થયા નથી" લગભગ બેહોશીમાં પડેલી તે અભાગાના પલંગ પર બેસી તેણીનું માથું પોતાના હાથમાં લેતાં તેણે પેલા ખુદ્દા શખ્સને કહ્યું. અને જ્યારે તેણીએ પોતાની આંખ્યો ખોલી તેની સામે જોયું ત્યારે ખુશાલીની એક ચીસ સમેત તેણીએ ઉઠવાની નકામી કોશીશ કીધી.

"હું આવી કંગાલ હાલતમાં છું ત્યારેજ તમો આવ્યા છો !...જાઓ—ખુદા ખાતર જાઓ તમો ઘણાજ મોડા છો" તેણીએ તેની તરફથી બીજી પર્શ પોતાનું મોંઢ ફેરવી લેતાં કહ્યું.

"નહિં વ્હાલી—મને તું સમજ્યા વગર ગેરઇન્સાફ ના કર—અને મેં તને આવી દુઃખી હાલતે ફકત એક મારી નાદાન્યતને લીધે પહોંચાડી છે તે માટે માફ કર ! જો, હયાં જો, એવણને તું ઓળખે છે ?" અને તેણીનું મોંહ તેણે પેલા બુજોર્ગ સખ્શ તરફ ફેરવ્યું.

જે સોલીસીટર સાથે તેણી વાત કરી આવી હતી તેને પોતાની સામે ઉભેલો જોતાં તેણી તાજુબ થઇ.

"ઓ—મને ખુલાસો કરો—નહિ તો હું મેડ થઇ જવસ !"

"મારા જાન, સમજ—હું—કે જેને તું લવજી વાડીયા તરીકે ઓળખે છે તે તેજ શખ્સ છું કે જેને પરણવાનું ફરમાન મારા કાકા કરી ગયા હતા પણ તેવણના ભત્રીજા તરીકે જાહેર થઈ તારો પ્યાર જીતવા કરતાં એક ગ્રાહિત શખ્સ તરીકેજ તારો પ્યાર મેળવવાની મેં કોશીશ કીધી—અને આહ ! હું જોઇ ચુકયો કે તારો પ્યાર ફકત મારે માટેજ હતો—હું તારાથી દૂર હતો પણ તારી સઘળી હીલચાલોની મને ખબર મારા વિશ્વાસુ રેફુઓ તરફથી મળતી હતી અને—હજી સુધી મેં તને તારી મરજીને ખીવટાઇથી વળગી રહેલી જોઇ સઘળો ભેદ ખુલ્લો કરવાની જરૂર જોઇ માફ કર મને તારી કસોટી કરતી વખતે એવું સ્વપ્ને પણ ન હતું કે તું આટલી દુઃખી હાલતે પહોંચશે—પણ—પણ હવે સુખ તારે માટે હાજર છે તે તને લેવા આવ્યું છે. મારા જાનના ભોગે તને સુખ બક્ષી આ તારા દુઃખનો બદલો હું વાલી આપીશ..." તેણે ટુકો ખુલાસો કીધો.

"તમો ?જાણોછ ?— આહ ! તમોને પૈસા સાથેજ જીતવાના મેં સોગંદ લીધા હતા. મારૂં અંતઃકરણ તમોને એવડા કહેતું હતુંજ નહિ... અને જુઓ તેનું આ પરિણામ છે" અને ત્યાં તેણી પોતાનો જુસ્સો ખાલી કરવા ધસાંધસ રડી પડી.

ઘણુજ પ્યાર સાથે તેણે તેણીનું માથું પોતાની છાતીએ ટેકવ્યું અને તેણીના કપાળપર એક મીઠું ચુંબન કરી તેણીને શાંત કીધી.

અને હવે કહેવાની જરૂર નથી કે તેઓ હાલમાં પોતાની મરજીથીજ એક થઇને સુખી જીંદગી ગુજારે છે.

મેહરાં મુનશીએ પોતાના પાલકની ઇચ્છાને વશ નહિ થતાં પોતાની પસંદગીનાજ શખ્સ સાથે પરણી હતી એમજ તેણી વારંવાર પોતાના ધણીને મગરૂરાઇથી કહેતી હતી;—કે જ્યારે લવજી યાને સોરાબ મોટી દુન્યામાં એવીજ વફાદાર ને હેતવંતી મહેરદાર સઘળાને મળે એવી દુવા ગુજારતો હતો !

---

## ઈરાનીયન નાઈટ્સ.

લેખક—મી. માણેકજી એદલજી વાચ્છા.
પ્રકાશક—મી૦ કેખશરૂ નસરવાનજી પોલીશવાળા.
કિંમત રૂ. ૧-૪-૦.

જાણીતાં જ્ઞાન વર્ધક અને માસિક મિત્રના સાહસિક માલેક મી. પોલીસવાળાએ મી. વાચ્છાનું ઉપલું પુસ્તક પોતાનાં ગ્રાહકોને ભેટ આપવા માટે તૈયાર કરાવ્યું છે. મી. વાચ્છા જાણીતા પારસી લેખકોમાં સારી વિખ્યાતી પામેલા છે. એમની આ વાર્તાઓ ઘણા હોંશથી વંચાશે, એમાં કશો શક નથી કેમકે આ વાર્તાઓનું મૂળ અરેબ્યન નાઇટસને નામે મશહુર થયલી સુનંદી વાર્તા છે. આ વાર્તાઓમાં જે કાંઇ ફેરફાર કરવામાં આવ્યાં છે તે પસંદ કરવા જોગ છે. હાલનાં સેનસેશનલ નોવેલો વાંચનારાઓને આ કહાણી કિસ્સા કદાચ લુખ્ખા જણાશે પણ તેની મતલબ જોતાં, ગમે તેવી ઉસ્કેરણી ભરી વાર્તાને બાજુએ હડાવે તેવી આ નાની વાતો છે. તેમાં સમાયલો ભાવાર્થ ઘણોજ ઉત્તમ અને મનમાં કોતરી રાખવા જોગ છે. હાલની કાગળની માંઘવારી જોતાં મી. પોલીસવાળાએ પોતાના ગ્રાહકોની સેવા બજાવવા જે કોશેશ કરી છે તે બેશક માન ભરી છે. પારસીઓ માટે ખાસ કરીને આ વાર્તાઓ વાંચવા જોગ છે કેમકે તે વાર્તાઓ તેમને તેમના પુરાતન જમાનાની ખુશી યાદ આપે છે.

મળવાનું ઠેકાણું: કાંત્રા બીલ્ડીંગ, કાલબાદેવી, મુંબાઇ.

# " મણીપુરના મહારાજા. "

## ( હિંદુ રાજયસ્તાનનો જુનો રંગ )

( નવલકથા. )

લખનારઃ—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

( ગયા અંકથી ચાલુ )

( ગુલશન માટે ખાસ. )

### પ્રકરણ ૪૮ મું.

### " રંગમાં ભંગ "

તાજને ગોળ લગાડવાની તાલમેલમાં આ ચંડાળ ચોકડી નિરંતર તૈયાર હતી, તરૂણ પુરૂષને ટાઢું ટાઢું સમજાવીને ટાઢો રાખવાની તજવીજ કરવી અને એ અવસરમાં મરેઠાઓની મદદ મેળવીને પ્રતાપસિંહજીનું માન ભંગ કરવું એવી ગોઠવણ આ તર્કટી ટોળીએ કરી લીધી.

તરૂણ પોપટો દરબારગઢ છોડી ગયા પછી દિલસોજી દેખાડવાને માટે દરબારીઓએ અનેક પ્રકારના દાવપેચ રચવા માંડયા તેના ઉતારાપર રાજ્ય તરફથી મણિપુરમાંથી ન મળી શકે તેવા સરસામાનથી ને ફળ ફુલથી ભરેલા ખુમચાઓ આવવા લાગ્યા. દરબારીઓએ અને હજુરીઆઓ દરરોજ આવીને તરૂણ પુરૂષની ખુશામત કરવા માંડી. નાયકાઓએ આવીને નાચરંગ કરીને રીઝાવવા લાગી. ગાયનકારોએ ગાયનો ગાઇને ગમત આપવા માંડી. અને શિકારીઓએ શિકાર કરવાને માટે આમંત્રણપર આમંત્રણ આપવા માંડ્યાં આવી તાવતાવણીથી તરૂણ પોપટો અંજાઇ જાય એમ નહોતો. પરંતુ તેણે ઘણા રાજદરંગ જોયા હતા. અને એવા રજવરંગથી રાજખટપટમાં નિપુણતા ધરાવતો હતો. ખટપટીઆ ખવાસો અને હાજીહા ભણનાર હજુરીઆઓ માંહોમાંહેની માફક તેની આસપાસ ગણગણ કરતા, ખાલસાઇ હાંત હતા પણ તે પોતાની સાવચેતીમાં સંપૂર્ણ હતો. તે કોઇનો લીધો લેવાય એવો નહોતો અને તે સાથે પોતાના કામકાજથી પરવારીને આવા પરવારેલા લોકોની સાથે વધારે સહેવાસમાં આવવાને રાજી નહોતો. તે જાણે તેમની તાલ તંજાવટ સમજતો ન હોય, તેમની ખટપટથી અજાણ હોય, તેવી સ્થિતિમાં રહીને તે સઘળા દરબારીઓને રમાડતો હતો. રાજ્યરીતી પ્રમાણે તેમની સાથે રોજ રમત ગમતમાં સાથેનો સાથે રહેતો, અને શ્રીમંત સરદારની ભેટ સોગાદો માનપૂર્વક સ્વિકારતો હતો. તે છતાં પોતાની તૈયારીમા તે જેવોને તેવો સાવધાન હતો. તેણે થોડા કાળની શાંતિ પકડીને સરદારગઢની સ્થિતિનું યથાર્થ ચિત્ર સનાતાર રીતે પોતાના શ્રીમંત માલીકપર વિશ્વાસુ માણસ સાથે મોકલી દીધું હતું. અને પારધીની છેલ્લી ચેતવણીપર કેટલું લક્ષ આપ્યું છે, તે સઘળું વિદિત કરવાની તક લીધી હતી. છેવટે તેણે ઠંડાં પાણીથી મગ ચડવાના નથી, માટે મરેઠાની મદદ મળી આવે તે પહેલાં તાબડતોબ તૈયાર થઇને મણિપુર ઉપર ધસી આવવાની તાકીદ કીધી.

મણિપુરના જે જે સરદારો અસંતોષ પામીને ઘરનાં ખુણામા સંતાઈ બેઠા હતા તેમની સલાહ લેવામાં, તેમની સાથે મસલત કરવામાં તે પોતાનો અવકાશ કાળ ગાળતો.

રાજાનું શરીર હદબહારની મોજમજા ભોગવવાને લીધે હાલહવાલ થયું હતું. તેનાથી હવે શિકારબાજીનો શ્રમ વેઠી શકાય તેમ પણ નહોતું. તે જ્યાં પ્રતાપમલના પારધીના પરાભવને પ્રસન્ન રાખવાને માટે તથા શાંત કરીને રોકી રાખવાને માટે મહારાજાએ તથા તેના સલાહકારોએ સાધનાથી શિકાર

ટોળી સાવધાન કરી અને તે ટોળી સાથે પરાવત પૂર્ણાનંદથી જોડાયો. શિકાર બાજીની સ્વારી ખચીત જોવા સરખી હતી.

રહવારના પ્રહરમાંથી શિકારબાજી રમવાની શરૂઆત થઇ રહી. ઉત્સાહી રજપૂતોએ ઘોડે પલાણું નાખીને શિકારબાજીમાં શુરાતનપણું બતાવવાની શરૂઆત કરી. પાળાજીઓ પગે ચાલવા માંડ્યું. રણશિંગડાં વાગવા માંડ્યાં, હાથીઓએ મદોન્મત્તપણામાં આવીને ચીસો પાડવા માંડી. ઉંટોએ ગાંગરવા માંડ્યું, અસ્ત્ર શસ્ત્ર સૂર્યના તેજસ્વી કિરણોથી ચળકવા લાગ્યાં. સરદાર સાહેબ જેઓ દરરોજ સવા પ્રહર દહાડો ઉગે ઉઠતા હતા, તેમણે પણ પ્રભાતમાંથી ઉઠીને ઘોડે પલાણ નાખીને તૈયાર થઈ ઉભા હતા. તરૂણ યોદ્ધાના ઉત્સાહનો પણ પાર નહોતો. પ્રભાતમાં ઉઠીને સ્નાન, પૂજા, નિત્યકર્મ ઉત્સાહપૂર્વક તેણે કરી લીધું ને અંગપર અસ્ત્ર શસ્ત્ર રાખીને સુરાણી ઘોડીપર સ્વાર થઇને શિકારબાજીમાં પોતાનો હાથ બતાવવાને ઉભો રહ્યો. શિકારીઓએ રણશિંગડાં વગાડીને આગળ ચાલવાની શરૂઆત કીધી. રાજા અને દિવાન હાથીપર હતા. તરૂણ યોદ્ધો અને પારધીનો પ્રતાપી પ્રતિનીધિ રાજાજીના હાથીની જમણી બાજુએ રહીને પોતપોતાના ઘોડા હાંકતા હતા. એમ ચાલતાં ચાલતાં સઘળો રસાલો એક જોરમાં વહન કરતી નદી નજદીક- અને ખીચોખીચ ઝાડીથી ઢંકાઇ ગયેલી ટેકરીની લગોલગ આવી પહોંચ્યો. આ ઉંચી ટેકરીપર હાથીથી ચલાય એમ નહોતું એટલે તેઓએ નદિ ઉપરજ રહેવાનું યોગ્ય ધાર્યું.

શિકારને ઘેરવાને માટે આગળથીજ ફાંસાઓ નાખવામાં આવ્યા હતા. તેથી હજારો હરણાંને સસલાંઓ, સાબર અને રોઝ ડુક્કર અને શાની મરઘાં ફાંસાથી સંકડાવીને દોડાં દોડ કરતાં હતાં. શિકારનું કામ અનિયમિત હતું. શિકારને ગભરાવવાને માટે દમડમીઆંને છમછમીઆં વાગતાં હતાં. કુળવાન અશ્વો રખટપટ્ટીથી હીણ હીણ થતા હણહણતા હતા. માણસોના હાકારા થતા હતા: શસ્ત્રોની ફેંકાફેંકીના અવાજથી હવામાં ફટાકા વાગતા હતા. શિકારબાજીનું જોસ હવે જોરમાં આવ્યું હતું. જેની વાયે આવે તે રજપૂત સિપાહી એક બીજાથી વિશેષ પરાક્રમ બતાવવાના શુરાતનમાં પડ્યા હતા. આ સમયે જોશમાં રણશિંગડાંના અવાજો થતા હતા. સિંહનાદના અવાજો આવતા હતા. ને એ અવાજો શલ્ય પાડવાને માટે નદિના ઉંડાં કોતરોમાંથી ખરેખર એક સિંહ ફાળ ભરતો ધસી આવ્યો. ઘોડાઓએ સિંહને જોઇને હણી પુંછડીએ ન્હાસવા માંડ્યું. ઉંટોએ જીભના લોચા બહાર કાઢીને ઠેકતા ઠેકતા દોડવા માંડ્યું. પાળાઓએ પાછાં પગલાં ભરવા માંડ્યા ને ગદ્દપર ચડેલા ગજરાજોનો મદ ઉતરી ગયો. રાજાજીના હાથીની નજર હજી સુધી વનરાજપર પડી નહોતી, પણ વનરાજે માણસોની શોર બકોરથી ને ન્હાના પ્રકારનાં વાજીંત્રોના ઘોર અવાજથી ચમકીને કાચા પોચા માણસોનું તાળવું ફાટી નાખે એવી ત્રાડ મારીને રાજાજીના હાથીપર છલંગ મારી. આ સિંહનાદથી રાજાજીનું ક્ષત્રિવંશી રક્ત ઉછળી આવ્યું. તેઓએ પોતાની બંદુક સિંહપર તાકી મારી પણ તે બરાબર વાગી નહિ ને તેનો બાર ખાલી ગયો. બંદુકનો અવાજ સાંભળીને મદોન્મત્ત સિંહ બમણા ક્રોધપર ચઢ્યો. પાનાચંદ પારેખનું પોતીયું નિકળી પડ્યું ને સિંહ ગર્જનાથી પીંપળાના પાનની પેઠે દિવાનજી થર થર કંપવા લાગ્યા.

રાજાજીના હાથીએ ભયથી પોતાની સુંઢ મ્હોડામાં ઘાલી દીધી ને ચીસ પાડીને પાછા પગેજ ફરવા માંડ્યું. પણ ફરવાની કે ફરીને ન્હાસી જવાની તેની શક્તિ રહી નહિ. વનરાજે પવન વેગથી ફાળ ભરી, અને હાથીનું કુંભસ્થળ ઉદીને હોદાને વળગી પડ્યો. એ ધસારાના ધક્કાથી પાનાચંદ પારેખને ધાસકો પડ્યો. અને કમશક્તિને લીધે હોદો ધરતીકંપ સરખા આંચકાથી હાલવાને લીધે તેઓ ધરણીપર ધસી પડ્યા. રાજાજીનું રક્ષણ કરવાને એક હરિ વગર આ વખતે બીજું કોઇજ નહોતું. રાજાજીના હાથમાંથી બંદુક પડી ગઈ, એટલે તેઓએ સિંહની સાથે હોદામાં બેઠા બેઠા હાથોહાથ કુસ્તી કરવાની હિમત કીધી સિંહ હોદો મુકીને રાજાજી ઉપર હુમલો કરવાની તક લે તે પહેલા સુભાગ્યે તરૂણ યોદ્ધો પવન વેગથી હિમત ખોઇ બેઠેલા હાથી પાસે દોડી આવ્યો, અને ઘોડાપરથી એક ફલંગ મારીને હોદાપર ચઢી ગયો. આવી રીતે પોતાની પાછળ એકાએક એક મનુષ્ય શત્રુને આવેલો જોઇને વનરાજ સ્તંભી ગયોને રાજાજીને પણ મુકી પેલા નવા પરોણાની પરોણાગત કરવાનો પ્રયત્ન કર્યો. આ પ્રયત્ન પાર પડે તે પહેલાં

તરૂણ યોદ્ધાએ ઢીંચણ ભેર થઇને સિંહના પેટમાં પોતાની ઝેરી કટાર ઘોંચી ઘાલી. સિંહે મનુષ્ય જાતના કારમાં હુમલાથી ચીશ પાડીને મરતાં મરતાં પોતાના પંજાથી તરૂણ યોદ્ધાને કાંઇક પ્રસાદ આપ્યો. પણ તેવા પ્રસાદથી તરૂણ યોદ્ધો કાંઈ હઠે એવો નહોતો. કટારના કારી ઘાથી સિંહને કળ ચઢી ને તત્કાળ તે શબવત થઇને હાથીપરથી હેઠો પડયો. એટલામાં શેરસિંહ ને બહેરસિંહ અહિં તહિંથી દોડી આવ્યા ને મોટે મોટેથી બુમો પાડીને મરેલા સિંહપર પોતાનું પરાક્રમ બતાવવા મંડયા. કોઇએ શબવત પશુપર તરવાર મારી કોઇએ ભાલો ઘોંચ્યો ને કોઈએ કટારનો ઘા કર્યો. આવી રીતે જેની મરજીથી તેણે તેનાપર પોતાની રીસ ઉતારી લીધી.

રાજાજી આ સઘળો તમાસો ટગર ટગર જોતા હતા. તેમણે તરતજ તરૂણ યોદ્ધાનો હાથ પકડી લીધો ને ઉમળકાથી પોતાની પાસે ખેંચીને શુદ્ધ આભારની લાગણીથી ભેટયા.

હાથીનો માવત દિગ્મૂઢ પૂતળાંની પેઠે ઠરી ગયો હતો. તેણે પોતાના માલીકની મરજીથી છાવણી ભણી હાથી ચલાવ્યો. હાથી પણ આ મનુષ્ય અને સિંહ યુદ્ધથી બકરી સરખો થઇ ગયો હતો તેણે ઉતાવળે પગે ચાલવા માંડયું. પાનાચંદ પારેખનો કોઇએ પણ ભાવ ન પૂછયો. તરૂણ યોદ્ધો મુંગો મુંગો પોતાના તંબુમાં દાખલ થયો, ને પરિશ્રમ ઉતારવાને બિછાનાપર પડયો; ત્યાં રાજાજી પડે તેની ખબર લેવાને પધાર્યા. તથા તેને સ્હેજ સાજ થયેલી ઇજાની સારવાર કરવાને માટે રાજ્યવૈદ સેવામાં સોંપીને સ્વતોખ્યા.

---

## પ્રકરણ ૪૯ મું.

### “ સ્વદેશાભિમાનીના શોકાશ્રુ. ” !

“ આ મારો દેસ. મારૂં વતન. દેસ અને વતન નહિ પન અતરાજની શાંતિ પામવાનું સુખસ્થળ જન્મસદન મરણ કાળનું શાંતિ સ્થાન સયન કરવાની સુખ સય્યા. આ મારી જનુની જેમાંથી હું પેદા થયો અને જેમાં હું લય પામીશ. એવી આર્યભૂમિ આજ ધણીરીણ થતાં રૂપેરી મોજથી ઉછળતી ખળખળ વહન કરતી, મદભરી નદિ. આ નદિનું પાણી પીને આજ સુધી મેં મારી તૃષ્ણા છીપાવી છે. ઉન્હાળાના ઉગ્રતાપથી ઉકળતા, લોહીને ઠંડું કીધું છે. આ નદિનાજ સ્વચ્છનીરથી અનેકવાર મારૂં મલીન શરીર ને મલીન વસ્ત્રો મેં સ્વચ્છ કીધાં છે. તે નદિને હવે રામરામ છે. આજ વિશાળ વૃક્ષો જેનાપર અહુંણા અનેક પ્રકારના પંખિઓ કિલકિલાટ કરી રહ્યાં છે, તેની વિશાળ ડાળીઓ મંદમંદ થતાં, શિતળ પવનની લ્હેરથી ડોલતી, અને જેના ડોલાથી સ્થિર હવામાં મોજાં ઉઠતાં, અને એ મોજાંથી મોહ પામીને હું શાંતિ પામતો, જે ફળદાયક તરૂઓપર મધ કરતાં પણ મીઠાં ફળો લચી રહેતાં એ અમૃત ફળો સ્વતંત્રતાથી તોડીને હું ક્ષુદ્ધાની શાંતિ પામતો તેજ સ્વતંત્ર પુરૂષ આજે વિના કારણ સ્વદેશ તજીને, ઘરબાર મુકીને સગાંવ્હાલાંની માયા-મમતાનો ત્યાગ કરીને વનવાસી અને માત્ર મધપુડાની આસપાસ ગણગણ કરતી, મધમાંખીઓના ડંખના ભયથી દેશવટો ભોગવે. જે પુરૂષ રણસંગ્રામના મેદાનમાં અરિદળના તિક્ષણ ભાલાનો ભય ન ગણકારે એવો નિડર જેણે પોતાનાં કપડાં શત્રુઓના રક્તમાં રંગીને અનેક વાર પોતાના શરીરને શોભાવ્યું છે, જેને મડની માફક લોભીઆ ને લુંટારાને આ પવિત્ર ભૂમિમાંથી ઉઠાડી મૂકવાનો ઉપદેશ લીધો છે. એવા રજપૂત કાજે આજે મધમાખીના ડંખથી ડરવું પડયું છે ! એજ આશ્ચર્ય છે. જેના લોઢાના કવચને શત્રુઓ ઝેરી તીરથી ભેદી શકતા નહોતા તેનું અંતઃકરણ પેટની ખાતર વેદ કરનારા એકલપેટા લાખણીઆ મંત્રિઓના બાણ જીભના ઝેરી બાણથી આજે ટુકડુક થાય છે. નિક્ષણ બાણ જે સાલતાં નહોતાં તેને આજે શબ્દ બાણ સાલે છે. જે બળવાન બાહુથી શત્રુઓના હાથમાંથી અસ્ત્રશસ્ત્ર છોડાવીને હાથ બાંધેલા તેનાજ હમણા હાથ બંધાઇને ભગદીણ બન્યા છે. એવો પણ સમય હતો અને આજે આવો પણ સમય છે. હિરણ્યકશ્યપને ભગવાન શ્રી નૃસિંહજીએ પોતાના તિક્ષ નખથી વધ કરવા માંડયો ત્યારે, તેણે હસીને કહ્યું કે,

“ એક વખત એ પણ હતો, કે, મારાં શરીરને સંકરનું ત્રિશુળ છેદી શકતું નહોતું તેમ ઇંદ્રનું વજ્ર પણ મારૂં શરીર ભેદી શકવાને અસમર્થ હતું, તેજ શરીર આજે તમારા કોમળ નખથી ચીરાય છે. ” બીજો પ્રસંગ પણ મને સ્મર્ણમાં આવે છે તની મંદોદરીએ પોતાના અરિષ્ટ સ્વામી રાવણને કહ્યું કે, ” જે

વાંદરાંઓ હાથ હલાવવાથીજ ત્રાસ પામતાં, તેજ વાંદરાંઓએ તમારી લંકાનગરી લુંટી લીધી છે અને જે મનુષ્યમાંસારીઓએ ભક્ષ કરવા યોગ્ય છે તેજ એ મણુસો તમારો ક્ષય કરવાને આજે તૈયાર થયા છે અને જે સમુદ્રની મર્યાદા દેવના સમૂહોથી પણ ઉલંઘન થઇ શક્તી નથી તેજ સમુદ્રની મર્યાદા આજે વાંદરાઓએ ઉલંઘન કરી માટે, હવે તમારો કાળ આવ્યો છે કારણ કે તમારો જે ભાઇ તે પણ શત્રુ સાથે ભળી ગયો છે. ”

આવા વિચાર સાગરમાં ગળગોખાતાં ઘડીમાં આસપાસ આંખો ફાડીને બે બાકળા થયેલા ઘેલા ખરાબ માણસની માફક જોતો, ઘડીમાં આંખો મીંચીને કાંઇક ગંજન કરતો હોય, એવા ભાવમાં સ્થિરતા પામીને ઉભો રહેતો ને ઘડીમાં શૂન્યમૂન્યપણે આવેશભેર હતાવળા પગે રસ્તો કાપતો, એક મનુષ્ય મણિપુરના મહારાજાનો ત્યાગ કરવાના ઇરાદાથી ભારેવેગથી વાટ કાપતો હતો. તેની આંખમાં અશ્રુની ધારા વહેતી હતી અને વારમવાર તેની છાતી ભરાઇ આવવાથી જાણે તે હુસકાં ભરીને રડતો હોય એવું દેખાતું હતું. વાંચનાર વિચાર કરીને જોશે તો તેને તેને ઓળખતાં વાર લાગશે નહિ. તે પુરૂષ કોઇજ નહિ પણ મણીપુરનો સ્વદેશાભિમાની કવિશ્વર હતો. જે પાનાચંદ પારેખના કોપને વશ થયો હતો અને એ ક્રોધકોપના પરિણામમાં જેને આ કાળે દેશવટો લેવાના દિવસો આવ્યા હતા. તે ચાલીચાલીને થાકી ગયો હતો અને અતી ઘણા થાકના શ્રમથી લોથપોથ થયો હતો. તેની આંખે ચાંદરા વળતાં હતાં ને તૃષ્ણાને લીધે તેનું ગળું સુકાઇ જતું હતું તેના પેટમાં ભૂખથી હાયહાયના ખાડા પડ્યા હતા અને પગ ચૂકીને થાંભલા થઇ ગયા હતા; તે છતાં તેણે એક ઘડીનો વિરામ લીધાની ઇચ્છા કરી નહોતી. એક ગ્રાસ મ્હોડામાં લીધો નહોતો, એક ઘુંટડો પાણીનો લીધો નહોતો. તેમ કરવાનું કારણ હતું. એક દેશ ત્યાગ થયેલો સ્વદેશાભિમાની પુરૂષ તેજ દેશમાં ક્ષણવાર ઉભો રહેવાની અભિલાષા કરે, તેજ દેશનું પાણી પીને અથવા અનાજ આરોગીને પ્રતિજ્ઞાનો ત્યાગ કરે, એ બનવા યોગ્ય ગણાય નહિ.

કવિઓ નિડર હોય છે. પ્રતિજ્ઞા કરીને શિર જતાં સુધી તે પાળનારા હોય છે તેવાજ સ્વભાવનો આ કવિ હતો. પોતાની આબરૂપર હાથ નાખનારાં અમલદારોનું અભિમાન ઉતાર્યા વગર આ રાજ્યમાં ન રહેવું, સુધ્ધા, તૃષણાનો ત્યાગ કરવો, અને પોતાનું વેર વાળીને પ્રજાને પ્રસન્ન કરવી, એ તેના અંતઃકરણની ઇચ્છા હતી, અને એવી ઈચ્છા પ્રતાપગઢના પારધી વગર પાર પડે એવું નહોતું. એવું વિચારીને તે પ્રતાપગઢ ભણી પુર્ણ ઉત્સાહથી, પુર્ણ ભરોસાથી એક શ્વાસે ચાલી જતો હતો. હવે તેનાથી પ્રતાપગઢની હદ પાસેજ હતી પ્રતાપગઢની હદમાં દાખલ થતાં પહેલાં રસ્તાની બન્ને બાજુએ મનોહર સંકુ આકારની ટેકરીઓ આવતી અને એ ટેકરીઓ પર સરહદનાં રક્ષણ સારૂં પારધીએ પ્રચંડ લડાયક કિલ્લા બાંધ્યા હતા એ કિલ્લાના કંગુરાપર તોપોની જંજાળો ગોઠવી હતી અને સંગ્રામ સમયે તેમાંથી ગોળાઓ છુટતા, તે આસપાસ શત્રુઓને ઉભા પણ રહેવા દેતા નહિ.

તેમાં કેટલુંક રજપુત સિપાહીઓનું લશ્કર રાખવામાં આવતું અને તે દરેક પ્રસંગે રણશિંગડું વાગતાંજ, રણસંગ્રામમાં ઉતરવાને સાવધાન રહેતું.

આ કિલ્લાઓ વટાવીને જનારા મુસાફરની તપાસ લેવામાં આવતી, ને જો જરા શક પડતો હતો તો તેના સરહદમાં દાખલ થવા દેતા નહોતા. રાજ્યકવિની રીતસર તપાસ લેવામાં આવી અને તેને વગર શકે પ્રતાપગઢની હદમાં દાખલ થવાનો પરવાનો આપવામાં આવ્યો. કવિના હર્ષનો આ વખતે પાર નહોતો. પ્રતાપગઢના કંગુરા નીહાળીને તેના પગમાં જોર આવ્યું તેની ક્ષુધા શાંત થઇને તૃષ્ણા પણ મટી ગઇ. ને ધીરે ધીરે પ્રતાપગઢના પારધીના પાટનગરની પાસે જઇ પહોંચ્યો.

---

## પ્રકરણ ૫૦ મું.

### “ પ્રતાપગઢનો પારધી. ”

પ્રભાતમાં સવિતા નારાયણ ઉગું ઉગું થઇ રહ્યા હતા, અને હવા સ્થિર હતી પરંતુ પ્રતાપગઢની પાસેનું મેદાન સેનાના ખળભળાટથી અસ્થિર હતું પાયદળ અને ઘોડેસવાર ટુકડીઓ તોપખાનાનો રસાલો અને સરસામાનના બોજથી જેના શિર જમીન ભણી નમેલાં છે, એવા અવાચક અને પરાધીન પશુઓ ચંચળ વૃત્તિ ધારણ કરીને ચાલતાં હતાં.

રજપુત યોદ્ધાઓના ચેહરાપર રંગ હતો, ઉત્સાહ હતો, આનંદ હતો અને એ આનંદ ઉત્સાહથી શૂરાતન ભરેલા ગીતોગાનાં ગાતાં તેઓ કુચ કરતા હતા. હાથીઓ અને ઘોડાઓ તથા ગાડાં અને ગાડીઓની હલનચલનથી રસ્તાઓ ઘસાઇને ધુળનું મ્હોટું તોફાન થઇ રહ્યું હતું અને તેથી એક બીજાનું પુરૂં પાધરૂં મોઢું પણ જોઇ શકાતું નહોતું. રાજા પણ લશ્કરી પોષાક ધારણ કરીને ઉમદા સુરાથી ઘોડીપર સ્વાર થઇને સેનાની મોખરે છાતી કાઢીને ચાલતો નજરે પડતો હતો. તેની વય ચાળીશેક વર્ષની ભરતીમાં આવી હતી. કદ ઠીંગણું હતું કાઠી મજબુત હતી. મોઢું ગોળમગોળ હતું. મુછોના આંકડા મરોડદાર હતા ચોળીઆ થસાકદાર હતા અને આંખમાં સજવળીઆં રમતાં હતાં તેથી તેના મનની ચંચળતા, દૃઢતા, ને નિડરપણું પરખાઇ આવતાં હતાં. શરીરે તે જેમ કસાયેલો હતો, તેમ તેનો પોષાક સાદો, અને એક પારધીના સરખો પણ દબદબા ભરેલો હતો. અંગપર અનેક પ્રકારના આયુધો ધારણ કરેલાં હતાં અને તેનો ઉપયોગ કરવાનું કુશળપણું પણ તેનામાં તેવુંજ હતું. પ્રતાપગઢના પારધીના પિતાના સમયમાં પ્રતાપગઢની રાજ્યવ્યવસ્થા અવ્યવસ્થિત હતી પુખ્તવયમા આવ્યા કે તેમણે સઘળી રાજ્ય વ્યવસ્થા સુધારવાપર લક્ષ આપ્યુ. છીન્નભીન્ન થયેલી રાજ્ય સત્તા પુનઃ સ્થાપવાને માટે સમજશક્તિનો ઉપયોગ કર્યો સિપાહીઓમાં શુરાતનપણું સ્થાપિત કર્યું.

અલ્પકાળમાં પારધીના પ્રતાપની આસપાસના સરદારોમાં ધાક પડી રહી. તેના પ્રતાપના પડઘા સુરાષ્ટ્રમાં અહોનિશ પડતા હતા બાહુબળ ધરાવનારા અને અદ્ભૂત પરાક્રમ દર્શાવનારા પ્રતાપસિંહજીના નામ પ્રમાણેજ તેમનામાં ગુણ હતા. પારધી જેમ વનચર અને વિકાળ હિંસક પ્રાણીઓને ફાંદામાં નાખીને વશ કરી લે છે, તેમ પ્રતાપગઢના ઠાકોરે પોતાના તાબેદાર જાગીરદારોને તાબેદાર કીધા હતા. અને હરામખોરોમાં પોતાના પરાક્રમની ધાક બેસાડી હતી, તેથી સુરાષ્ટ્રના લોકો પ્રતાપસિંહ ને પારધીના ઉપનામથી વધારે પિછાણતા હતા એવા પ્રતાપી પારધીને મણીપુરના સરદાર નાથસિંહનો સંબંધ હતો અને એ સબંધને લીધે મણીપુરના રાજ્યમાં શાંતિ સ્થાપન કરવાની તેના હૃદયમાં ગુંચના પ્રગટ થઇ હતી, તે પાર પાડવાને માટેજ, આ સઘળો પ્રયત્ન હતો. એ પ્રયત્ન ઇશ્વર કૃપાથી પાર પાડવાના સંભવમાં સેનાના સિપાહીઓએ મણિપુરના ભણી "જયરામ" શબ્દનો ઘોષ કરીને કુચ કરી મજલપર મજલ કરતું પારધીનું દળકટક કેટલેક દિવસે "સ્વર્ગભૂવનથી" સરહદમાં આવી પહોંચ્યું ને સરહદમાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૫૧ મું.

### " મણિપુર ઉપર સ્વારી. "

ચતુરંગી સેનાના પડઘા સરદારગઢની સરહદમાં વાગવા માંડયા, અને એ પડઘાથી ભયપામીને મણીપુરના કાયર સિપાહીઓએ આધું પાછું જોયા વગર રાજ્યધાની ભણી ભાગવા માંડયું. એવી ન્હાસ ભાગમાં પડેલા સિપાહીઓની હડફટમાં ગામડીઆઓ અને ખેડુતો હેરાન થવા લાગ્યા. ગામડાંઓમાંથી જે ન્હાના કિલ્લા અને ગઢીઓમાંથી સિપાહીઓ ન્હાશી છુટયા. એટલે બાપડાં ગરીબડાં લોકોનું રક્ષણ કરનાર કોઇ નહતું. એક લેખે તો તે ઠિક થયું. રક્ષણ કરવાને માટે રાખેલા લશ્કરી સિપાહી લોકોનું રક્ષણ કરવાને બદલે તેઓ ગામડીઆ લોકોનું ભક્ષણ કરતા હતા. "વાડ ચેરલાને ખાય." એવી હાલત મણીપુરના રાજ્યમાં આજકાલ થઇ પડી હતી. કોઇ કોઇનું સાંભળતું નહોતું. કોઇ કોઇનું રક્ષણ કરતું નહોતું ને કોઇ કોઇની દાદ ફરીઆદ કાને ધરતું નહોતું. અંધાધુંધીના આમલામાં પારધીના પડઘા એકાએક સંભળાયા અને એ પડઘાના પ્રતાપે કરીને ગરીબ લોકોને અરદન મારનારા, જીવતાં મનુષ્યોને ફોલી ખાનારા ગીધ પક્ષિઓ ભયભીત બનીને ન્હાસ ભાગમાં પડયાં હતા. અને એ ન્હાસ ભાગમાંથી ગામડીઆંઓને થોડા કાળને માટે શાંતિ મળી હતી. પારધીની ચતુરંગી સેના મણીપુર સરહદમાં દાખલ થઇ પણ તેનો અટકાવ કરવાને મણીપુરના રાજાનું કાણું કુતરૂં પણ હાજર થયું નહિ. પારધીએ ગામડાં અને લશ્કરી કિલ્લાઓમાં દાખલ થઇને ગરીબ લોકોને ધીરજ દેવા માંડી. તેમની હુંફાયેલી માલમિલ્કતનું રક્ષણવાળી દેવાનો દિલાસો દીધો. તેમના આગેવાનોને પોતાની આજ્ઞા બોલાવીને અનેક તરે-

હની શાંત્વના કરી તેથી ગરીબ ગામડીઆ લોકોના અંતઃકરણ પ્રફુલ્લિત થયાં. તેમનો ઉડી ગયેલો જીવ ખોળીઆમાં આવ્યો અને પારધીને અંતઃકરણના આશિર્વાદ આપીને તેની ચતુરંગી સેનાનો આદર-સત્કાર કીધો. દર મજલપર મજલ કરતું, પારધીનું સૈન્ય રાજ્યનગર આગળ આવવા લાગ્યું, તેમ તેમ માર્ગમાંથી ન્હાના તાલુકદારો ને ઠાકોરો, જમીનદારો અને ગરાસ ધરાવનારા ગરાસીઆઓ પારધીની સેનામાં ભરાતા ગયા. તેથી પારધીની સેનાની ભરતી દિવસ ઉગે દરિયાની ભરતીની માફક વધવા લાગી. જમીનદારો અને પ્રજાજનો મણીપુરના રાજાની સત્તાથી પુરેપુરા ધરાઈ ગયા હતા. રાજાના અસહ્ય જોર જુલમથી અમીર અને ઉમરાવો, અસંતોષ પામ્યા હતા. અને એ અસંતોષ પ્રકટ કરીને પારધીના ન્યાયી પક્ષમાં, ભળવાની તક મળવાથી તેમને પરિપૂર્ણ સંતોષ થયો.

પારધીનું સૈન્ય મણીપુરના અશાંતિ ભરેલાં રાજ્યમાં સુલેહ-શાંતિ ફેલાવતું. અંતે મણીપુરના પ્રાચીન કિલ્લા પાસે જઇ પહોંચ્યું ને શહેરની દિવાલે ફરતો ઘેરો ઘાલીને મણીપુરના રાજાને જાગ્રત કરવાને માટે પોતાના સૈન્યમાં રણવાજીંત્ર વગડાવીને પોતાના આવી પહોંચવાની જાણ કરી. એ જાણ તો મણીપુરના રાજા કરતાં તેના સલાહકારકોને ક્યારની એ થઇ ચૂકી હતી, પણ પારધીના સૈન્યની પ્રવાહ રોકવાની શક્તિ મણીપુરના સલાહકારકોમાં નહિ હોવાને લીધે તેઓ શૂન્ય-મૂન્ય અસાવધ બનીને બેઠા હતા, તેથી કિલ્લાના કાંગુરાં આગળ શત્રુનું સૈન્ય ચઢી આવવાં છતાં, તેઓ તેની સામે ન થતાં, કાયર બનીને કિલ્લાની અંદર પોતપોતાનો બચાવ કરવાને માટે ભરાયા હતા.

---

## પ્રકરણ પર મું

### "લશ્કરકા ભેદ પાયા,"
### "આગુસે ગધ્ધા આયા."

મણિપુરના મહારાજાનાં સલાહકારકોની ગણત્રી અવળાં નરિબે કરીને અસત્ય થઇ પડી. મરેઠાઓની મદદ પર ઝુઝવાનો તેમનો મનસુબો હતો, પણ તે મનસુબો તેમના પાપકર્મના પ્રતાપથી પાર ન પડયો. મરાઠાઓની મદદ આવી પહોંચે તે પહેલાં પ્રતાપગઢના પારધીના લશ્કરના નેજા પોતાની પાસે ફરકતા, જોવામાં આવ્યા અને તેથી તેઓની ડાગળી ચશકી ગઇ. ડાગળી ચશકયા વગર કેમ રહે ? જે પારધીના ભયથી સુલેહ શાંતિના વખતમાં પણ ભય પામતા હતા, તેજ પારધીના પાશમાં પોતાને સપડાઇ ગયેલા માનીને તેમનાં હાજાં ગગડી જાય તેમાં નવાઈ નથી.

પારધીના દળકટકના પગલાં સાંભળીને મણિપુરના સરદારો આંખો મીંચીને કીલ્લાની અંદર ભરાવા લાગ્યા હતા. તેમની માલમતાને દોલત ખજાના કિલ્લાની બહાર લઇજવાનો વખત હાથમાં રહ્યો નહોતો તેથી પોતાના પ્રાણની સાથે માથા મિલ્કતની પણ હાયવાય પડી હતી. મણિપુરનું વેરણ છેરણ પડેલું છીન્ન ભિન્ન પડેલું ભુખડી બારસ લશ્કર ભય પામીને કિલ્લામાં ભરાયું હતું. એ લશ્કરી સીપાઈઓને પહેરવાના, વસ્ત્રના, ખાવાપીવાના પણ સાંસા હતા. તેમની પાસે પુરાંપાથરાં અસ્ત્રશસ્ત્ર પણ નહોતાં. ભમરીઓએ દર કરેલી બંદુકો હતી. અને કટાયેલી દાંતરડા ને પટામાયે તલવારો તુટેલી કમરે લટકાવી હતી. આવાં મુરદાલ, શૌર્ય-ઉત્સાહ વગરના સીપાઇઓ મણિપુરનું રક્ષણ કરવા શક્તિમાન નહોતા. તેનો સેનાપતિ થોડા દિવસે દરબારમાં મુંછે વળ ચઢાવી શરીર પર બાંધી શકાય એવાં સોના રૂપાના રસેલાં હથીઆરો બાંધીને સુરાવ્દી ઘોડીપર સ્વાર થઈને ભરબજારમાં દોડતો હતો, તેને હાલ ઘરના ખુણામાં સંતાવાના દહાડા આવ્યા હતા. એ ખચિત શુરવીર સેનાપતિને શરમાવા સરખુ હતું, પણ શરમ કેને હોય ? જેને લાજ હોય; આબરૂ હોય, અને પુરૂષાતનપણાનું અભિમાન હોય, તેનેજ આ જગતમાં નીચ આબરૂથી શરમાવાનું છે, બાકી લાજને મુકી હોય, તેને તો કાંઇ જ નથી. "નાગો નહાયે શું, ને નીચોવે શું" આવી હાલતમાં પારધીની સેનાનાં રણવાજીંત્રો મણિપુરના મહારાજાએ અને તેના સલાહકારકોએ સાંભળ્યા. સાંભળ્યા તેવાજ તેઓ ચમકયા અને ચમકયા તેવાજ તેઓ થરથર કંપવા લાગ્યાં એ કંપવાની સાથે તેઓએ બંની રાડ

તો પોતાનું રક્ષણ કરવાને માટે તત્કાળ દરબાર ભર્યો, પણ દરબારમાં હાજર થાય કોણ? દિવાન પોતાના દેહનું રક્ષણ કરવાને માટે–સંતાવાને અહીં તહીં દોડતો હતો. મધપુડાની મધમાંખી મધપુડાપર ધાડ આવતી જાણીને આસપાસની એકાંત જગ્યામાં ઉડીને ભરાઈ જવાની મહેનતમાં હતી. સેનાપતિ પોતાની શુધશાન ખોઇ દઇને સાવજ બની ગયો હતો. એવી રીતે પોતપોતાની ફિકરમાં પડેલા પરાક્રમી પુરૂષો વગર દરબારમાં હાજર થાય જ કોણ? રાજા એકાદ હજુરીઆની ખાંધે હાથ દઇને તેના ટેકાવતી, લથડીયાં ખાતાંખાતાં માંડમાંડ સિંહાશનપર આવીને બેઠા હતા. ઘડી બે ઘડી થઇ, પણ કચેરીમાં કાળુ કુતરૂં ન ફરક્યું. બેસી બેસીને રાજાએ બગાસાં ખાવા માંડયાં ચોપદારોનું હાકલ મારી મારીને ગળું બેસી ગયું અને પાટલી ખોસતાં કાછડી નીકળી જાય, એવા હાંફળા ફાંફળા દિવાન દરબારમાં આવી પહોંચ્યા. નિગાહ રખો મહેરબાન એવી હાકલ મારીને નેકીબદારે દિવાનની હાજરી ભણી દરબારનું ધ્યાન ખેંચ્યું. દરબારે દયામણ મોઢું તેના ભણી ફેરવ્યું ને દિવાને ઠપકો આવતાં હોય, એવો દેખાવ દરબારને દેખાડયો. આવા હાવભાવ થાય છે, એટલામાં પડતા ખડતા સેનાપતિ અને બીજા ભુખડી બારસ દરબારીઓ એકબીજાનું જોઇને હાજર થયા. હવે જરા કચેરીનો રંગ આવ્યો, પણ એ રંગ ફીકો હતો. તેમના હોશકોશ ઉડી ગયા હતા. ઘડી ગઈ. બે ઘડી થઇ, પણ કોઇને બોલવાની હામ ન ચાલી. અંતે શ્રીમંત રાજાએ શૂન્યપણામાંથી જાગતી પાડીને કહ્યું—

"તમે બધ દરબારમાં કેમ ઉંઘો છો? આ વખત ઉંઘવાનો છે? માથે મસ્ત શની બીલાડો પંજો મારવાને ઉભો છો એ સમયે તમો બેશુધ્ધિમાં કેમ બેઠો? આજે તમે લમણે હાથ દઇને લાચાર કેમ થયા છો? તમારી કેટપા કમર પટામાં કદાપિ બંધાતી, સમશેર લટકતી, તે કેડ કેમ લથડી ગઇ છે? તમે મોકાં ખાઓરા તેથી મને પણ મોકાં આવે છે. પારધીએ આપણા ગળામાં ફાંસો નાખ્યો છે. એ ફાંસામાંથી નિકળવાનાં ફાંફાં પણ તમે મારતા નથી. તમારી આશાએ, તમારી હિમત, તમારા શૌર્ય અને તમારાં પરાક્રમે હું નિડર બનીને મારા રંગ મહેલમાં આજ સુધી સુખ–શાન્તિમાં બેઠો હતો, પણ અહીંયાં હું ઠગાયો હતો એમ માનું છું દિવાનનું ડહાપણ ઉડી ગયું છે, સેનાપતિનું શુરાતન સ્વપનવત્ થયું છે, અને મારા અંગ રક્ષકો પારધીના ભયથી પીપળાના પાનની પેઠે થરથર ધ્રુજે છે. આ સઘળું હું શું જોઉં છું? શું કોઈનામાં શુરાતનનું બીજ નથી રહ્યું કે પારધીના પડકાને, સિંહનાદથી દબાવે?"

દિવાને દયામણું મ્હોડું કરીને જવાબ દીધો- "અન્નદાતા! અમારી બુધ્ધિ આગળ ચાલતી નથી, અમે જાતે વણિક હાથમાં ત્રાજવાં રાખીને કાટલાં સાથે માથું ફોડનારા તેનાથી લોહીલુહાણની રમત કેમ રમી શકાય? સમશેરો સૂર્યના તેજસ્વિ કિરણોયો ચમકતી જોઇને જ અમને ચમક થઇ જાય, કલમ કાને ખોશીને, દોત કેડે બાંધીને દિવાનખાનાની અંદર બેઠ, બેઠા દિવાનગીરી ડોળવી, એ કામ ડાહ્યા ડમરા વણિક દિવાનનું. બાકી રણક્ષેત્રમાં રજપુત વગર કોણ ઝુઝી શકે"

"ખમા! પૃથ્વીનાથ, ખમા," એમ કહેતો એક હજુરીઓ સિંહાશનપર વિરાજેલા સરદારને વિનય પુર્વક રામરામ કરીને બોલ્યો, "પૃથ્વીનાથ હજુરની સેવા ઉઠાવવી, હજુરના અંગના ઓળીઆ કરવા, હુક્કો ભરી આપવો, લાલ તબોલ સરખો કસુંબો ઘોળી આપવો, પલંગ, બીછાના સાફસુફ કરવાને હજુરના અંગની સેવા કરવી, એ કામ અમારૂં હજુરીઆનું છે. બાકી હથીઆરોના ઘા સહન કરવાની શકિત, સહન કરવાની હિમત, અમારામાં છે નહિ. અમે "માંચીમાંના માંકડ." તમારાં ભાણાની કઢી ચાટનારાથી બીજું શું પરાક્રમ થઇ શકે?" સેનાપતિ હવે શો પ્રત્યુતર આપે છે, તે જાણવાને સઘળા દરબારીઓ તેના ભણી તાકી રહ્યા. તેના તો રામ રમી ગયા હતા. મ્હોડાપર પરસેવાના મોતીઆ ફુટી નીકળ્યા હતા ને અંગ પરસેવાથી બઝબોળ થઈ ગયું હતું! તેવી હાલતમાં ભાંગ્યા તુટયા શબ્દોમાં ભાષણ ચલાવ્યું—

"મહારાજ આતે કાંઇ ન્યાય છે? આપણા ન્યાયી રાજ્યમાં સુખ સાહેબી ભોગવનારા ભોગવે. મેનાપાલખીમાં બિસનારા બેસે, ને કામ પડે ત્યારે માથાં અમારા સરખાના કપાય? દિવાન સાહેબે

ડંકા નિશાનની આગળ દોડવું જોઇએ. હજુરીઆઓએ હિમત પકડીને હજુરના રક્ષણની ખાતર શું રણક્ષેત્રમાં હિડવું ન જોઇએ? તે પછી અમે આપના તાબેદારો મરવાને તૈયાર છીએ બાકી આવા ખાંડાની ધારે ખેલ કરવાને અમોને મોકલવા, અને પ્રધાન મંડળી ઘરમાં બેઠાબેઠા ટગર ટગર તમાસો જોયાં કરે એ કામ રાજ્ય બકિન નથી." સેનાપતિના બોલવામાં કાંઇક સત્યતા છે, એમ સમજીને રાજાએ સલાહ આપી કે, "દિવાન, સલાહકારકો ને ન્હાના મ્હોટા સરદારોએ મળીને પારધીને હઠાવવાના પ્રયત્નો કરવા."

એવી આજ્ઞા સામે કોઇ ઉચ્ચાર કરી શક્યું નહી, તેથી નગારે ઘાવ દેવાનો હુકમ કરીને રાજાએ દરબાર બરખાસ્ત કરી.

નગારચીનને શોધવાને માટે નેકીબદારે દોડાદોડ કરી, પણ તેની નામ નીશાની ન મળે. માંડમાંડ તે અંજનખાનામાંથી ગાંજો ફુકતાં ગંજેરીની ટોળીમાંથી તે મળી આવ્યો; લથડતાં પથડતાં તે ખાલી ખંડેર સરખા નોબત ખાનામાં ગયો ને નોબત વગાડવાના ડાંડીયા શોધવા લાગ્યો, તે ખુણે ખાંચરેથી શોધી કહાડીને નોબતને ડંકો દીધો. તે સાંભળીને કેટલાક અફીણમાં ઝોકાં ખાતાં રજપુતોની આંખો ઉઘડી ગઈ. કેટલાકને બગાસાં આવવા માંડયાં. કેટલાકની અંરીગ ઉતરી ગઈ, કેટલાકે ફીકર જતાવી કે આ શી પીડા આવી છે? કોઇએ કહ્યું કે, વીર વૈતાળ આવ્યો છે, આપણી સરકારે આ વર્ષે બલીદાન દીધું નહિ હોય, તેથી બલીદાન માગવાને તે આવ્યો હશે.

બીજે વળી થોભીઆપર તાલદઇને ઉત્તર દીધો; કે "શેરસિંહજી હું તો ધારૂં છું કે આતો "સુતેલો સિંહ જાગ્યો છે." તેને સામુસામાં પડવાને આપણા શુરવીર શ્રીમંત સરદાર સાહેબ સાવધાન થયા છે."

એમ વાતો કરતાં કરતાં પોતાના હથિઆરો શોધવા લાગ્યા. કોઇએ દાતરડાં સરખી તરવાર હાથમાં લીધી કોઇએ કાપેલી કટાર કમરમાં ખોશી. કોઇએ બગરીઓએ દર કીનેલી ભાંગી તુટી બંદુકો ખાંધપર ચઢાવીને દરબારગઢમાં એકઠા થવા માંડયું.

પાયદળ સીપાઇઓના પગમાં જોડા નહોતા. તેમના પાયજામાં ફાટી તુટી ગયા હતા. અંગપર વસ્રના પુરાં પાથરાં તાકડા નહોતા. માથે મેલી ઘેલી ચીંથરાં સરખી પાઘડીઓ પહેરી હતી. તેવીજ સ્થિતી ઘોડે સ્વારોની હતી. ઘોડાઓના પેટમાં હાથહાથના કુવા પડેલા હતા, તેથી તેમની પાંસળીઓ ગણી શકાય તેમ હતું. એવું અવ્યવસ્થિત પાયદળને ઘોડેસ્વાર લશ્કર, જાણે ભુખડી બારસ ટીડનું ટોળું હોય, તેવું દરબારમાં હાજર થયું. તેની સરદારી સેનાપતિએ લીધી. દિવાન પોતાની ફુંદપર હાથફેરવતા, દોડી આવ્યા ને સીપાઇઓને શુરાતન ચઢાવવાને બે શબ્દો ઓચર્યા; સેનાપતિ થરથરતા, ધ્રુજતા, ઘોડેસ્વાર થઇને મોખરે ચાલ્યા.

સરદાર સાહેબ આ સઘળો તમાસો ઉદાસીનપણાથી, ગોખમાં બેઠા બેઠા જોતો હતો, તેણે આજ્ઞા કરી એટલે સઘળી સેના પારધી સામે ટક્કર લેવાને માટે આગળ વધી. ચાલતાં ચાલતાં કોઇને ઠેસ લાગી, કોઈએ પડવા માંડયું. કોઈએ મરવાના ભયથી રડવા માંડયું. કોઇએ દુશ્મનથી ડરવા માંડયું. કોના હાથમાં ચલમ હતી કોઈના હાથમાં હોકા હતા. ને કોઇવળી તમાકુંની નળીઓ મોંઢામાં ચુસતા હતા આ સંઘ કેદારનાથની જાત્રાએ જતો જોઈને પારધીના પટાવતને હસવું આવ્યું.

પારધીનાં એલચી ખાતાંએ સાવચેતીના ઉપાયો પોજી રાખેલા હતા. પોતાના એલચી ખાતાંના રક્ષણને માટે પચાસ રજપૂત સીપાઇઓ, અસ્રશસ્ત્ર બાંધીને સાવધાન રહ્યા હતા. એ પ્રમાણે તરૂણ પુરૂષ પણ તૈયારીમાં હતો. તેણે મિનારાવાળી મનહરણ મૂર્તિના રક્ષણને માટે ખાનગી માણસોની મજબુત ચોકી બેસાડી હતી. પારધીનું સૈન્ય કાંઇ હાથ પગ જોડીને બેઠું નહોતું. શહેરના અગત્યના ભાગપર હલ્લો કરીને હુલડખોરોને એકદમ દબાવી દેવાની તૈયારીમાં હતું. એ વિચાર પોતાના એલચી ખાતાના અમલદારોને જણાવવાના હેતુથી છાવણીમાંથી એકપછી એક તોપોના અવાજ થવા માંડયા એ અવાજથી ચોંકીને મણિપૂરના શુરવીર સરદારો ચમક્યા. તેમનાં ઘોડાંઓએ પાછાં પગલાં ભરવા માંડયાં. કોઇ સ્વાર ઘોડાપરથી ઝોકાં ખાતો ભોંયપર પડી ગયો. કોઇ ઘોડાએ લગામ તોડીને ન્હાસવા

માંડયું. તેની હડફેટમાં જે કોઇ આવ્યું, તે ધબાય નમઃ કરતું પૃથ્વીપર ઢળી પડયું. પાયદળ ટુકડીમાં ભંગાણ પડયું. કોઇએ આમ દોડવા માંડયું, ને કોઇએ તેમ ન્હાસવા માંડયું. ભાગો, ભાગો, દોડો, દોડો, એવા ભયભીત શબ્દો સંભળાવવા માંડયા. કોઇએ જાણ્યું શત્રુએ હલ્લો કીધો છે. કોઇએ જાણ્યું આપણાપર તોપના ગોળા આવી પડયા છે એવા ખ્યાલમાંને ખ્યાલમાં સૈન્ય અવ્યવસ્થિત થઇ ગયું. સેનાપતિનો એક પગ પેંગડામાં રહ્યો ને બીજો પેંગડા બહાર રહ્યાથી તેઓ લટકતા તરફડતા, ઘોડા લઇ જાય તેમ ગયા. દિવાન ભોંયપર ચત્તાપાટ થઇ પડયા ને તેમની ગ્હોટી દુંદપર થઇને સેંકડો સીપાઇઓ પસાર થઇ ગયા. ગામના લોકોએ દુકાનો ને બજારો બંધ કરી દીધી. ઘરબારના બારણા બારી બંધ કરીને લોકો ઘરમાં ભરાઇ બેઠા. એટલે કમનશિબે આ તમાશો લોકોના જોવામાં ન આવ્યો. શહેરની મુખ્ય ભાગોળના પ્રાચીન દ્વાર તોડીને પારધીનું લશ્કર "જયરામ" કરતું શહેરમાં પેઠું. તેઓને આવતાં જોઇને ભોંયપર પડેલાં મણિપુરના માણસોના હોશકોશ ઉડી ગયા. સેનાપતિનો ઘોડો પારધીના લશ્કરને આવકાર આપવાને તેમની સામે દોડી ગયો, સેનાપતિને ઉંચે મ્હોંયે લશ્કરો જોઇને રાજા કવિએ કહ્યું કે—

"લશ્કરકા ભેદ પાયા"

"આગુસે ગદ્ધા આયા"

એ વચન પારધીની ચતુરંગી સેનાએ ઝીલી લીધું ને ઉંચે શુરે લલકાર્યું. એલચી ખાતાના માણસોએ પણ એ તેણ ઉચકી લીધું

( આ સુંદર અને આકર્ષિક વાર્તા આવતા અંકમાં સમાપ્ત થશે. )

# હાઇડ્રોથી રેપી.

## (The Science of Hydrotherapy.)

### પાણીથી દરદીને આરામ આપવાની વિદ્યા

(અમેરીકાનાં ફીઝીકલ કલ્ચર ખાતાંના અનુભવ પરથી.

લખનાર—**એ. પી. માદન.**

(તે દવા વગરનો ડાકટર; જીવનશક્તીનું બંધારણ–ઉપવાસ વગેરેના લેખક.)

શોધખોળ કરનારા વિદ્વાનો એવા અનુમાન ઉપર આવ્યા છે કે, નારંગી (orange) ના રંગનાં કપડાં પહેરવાથી, સૂર્યનાં તિક્ષણ અને નુકસાનકારક કિરણોની સામે શરીરનો બચાવ થાય છે, છતાં જે કિરણો શરીરની સુખાકારી માટે અગત્યનાં છે તેઓને અંદર દાખલ કરી શક છે, કે જેવી રીતે લાલ અને નારંગી રંગના કાચો ફોટોગ્રાફીનાં કેમીકલ્સોને સંભાળી રાખે છે. ફક્ત ઘણાંજ તિક્ષણ કિરણોજ નુકસાનકારક થઇ પડતા હશે, છતાં તેઓને પણ થોડાક પ્રમાણમા લેવાથી ફાયદોજ થાય છે. આ માટે અમેરિકાની સરકારે હાલમાં તેમના ફીલીપાઇન ટાપુમા રહેલા લસ્કરોને એવા નારંગી રંગના કપડા પહેરાવી આ બાબદની તેહકીક કરવાનો ઇરાદો કીધેલો છે. આપણા હિંદ દેશમાં જોગીઓ, વેરાગીઓ, વગેરે જે ભગવા રંગ (નારંગી કલર) ના કપડાં પહેરે છે તેનું કારણ આ વાંચવાથી ઘણાઓને હવે સમજ પડશે, કે તે રંગના કપડાં શરીરની સુખાકારી માટે, આપણા રૂષી–મુનીઓ પોતાની અંતર દ્રષ્ટિથી જોઇ મુકરર કરેલાં છે.

સૂર્યની રોશની અનેક નુકશાનકારક કીડાઓને મારી નાંખે છે, એટલે તે આજની સાયન્સના શબ્દોમા કહેતા જરમી સાઇડ (germicide) તથા ડીસઇન્ફેક્ટન્ટ છે, તેમજ શરીરને પ્રાણીક શકિત આપનાર છે. તેની કિંમત બને રીતે, હાલે દુનિયાની દરેક મોટી સેનીતેરીઅમ કે હોસ્પીતાલોમા સ્વીકારવામાં આવી છે, કે જ્યાં સૂર્યના કિરણો તથા રોશની લેવા માટે જૂદા જૂદા ખાસ ઓરડાઓ રાખેલા હોય છે, જ્યાં દરદીઓ આ જાતની ટ્રીટમેન્ટનો લાભ મેળવી શકે.

આ વાત લગભગ સઘળા ધર્મોનાં સ્થાપકો ધર્મના ફરમાનની રૂએ લોકોને આપી ગયા છે. દાખલા તરીકે, એક જરથોસ્તીને દરરોજ સવારે ઉઠયા કેડે સૂર્યની સામે તડકામાં ઉભા રહી, યા ઘરમાં તેનાં સીધાં કિરણો શરીર ઉપર આવે એવી રીતે ઉભા રહી બંદગી કરવાનું અને તેમાં ખાસ કરી સૂર્યની આરાધના (ખોરસેદની ન્યાયશ) કરવાની ફરજ પાડી છે. તેનો એક હેતુ શરીરની સુખાકારીનો છે, તેમજ બંદગીથી મનની શુદ્ધતા થાય છે તે પણ હશે. ખરૂ પૂછોતો શરીર સુખી અને તનદુરોસ્ત હોય તોજ માણસથી એક ચિત્તે બંદગી થઇ શકે ત્યારે

આપણા મહાન પેગંબરનાં ડહાપણ માટે આપણને આફ્રીનના ઉદગાર કાઢયા વિના રહેવાશે નહી.

જેમને કોઇબી તિક્ષણ પ્રકારનાં દરદ હોય જેવાંકે સંધિવા, નજળો, ગાઉટ, વગેરે જેણી અવયવ ઉપર દરદ થતું હોય તે ભાગને દરરોજ સૂર્યની રોશની કલાક યા વધુવાર આપે અથવા બની શકેતો આખાં શરીરને સૂર્યની રોશનીનું સ્નાન ( સન બાથ ) આપે તો ચોક્કસ મુદતમાં તેમનું દરદ તદન દૂર ન થાય તોએ મોટો ફાયદો રજુ થયલો અનુભવશે–પણ તે માટે સંભાળ રાખવાની જે વિગત આગળ કહી ગયો છું તે ઉપર ધ્યાન રાખી કામ લેવું.

## The Sweat Bath પરસેવાનું સ્નાન

પરસેવાનાં સ્નાન માટે, અસલના જંગલી લોકો પણ જાણતા હતા. ઉત્તર રશિયામાં અને ફીનલેન્ડમાં દરેક ઘરમાં એક ઓરડો રાખેલો હોય છે કે જ્યાં પરસેવો લાવવાનું કાર્ય થાય છે. તે ઓરડામાં જેઓ પરસેવો લાવવા ઇચ્છતા હોય તેઓ સઘળા ભેગા થાય છે અને પછી તે ઓરડામાં પથ્થરો લાલ થયલા અંગાર જેવા ખડકેલા યાને રાખેલા હોય છે તે ઉપર ગરમ બાફ નાખવામાં આવે છે જેથી ત્યાં પુષ્કળ ગરમી આવી પેદા ભેગા મળેલા માણસોને એટલો તો પરસેવો આવે છે કે લગભગ તેઓ નરઓળ બીંજાઇ જાય છે–ને પછી તેવાજ ગરમ શરીરે તેઓ યા તો ઠંડા પાણીનો બાથ લીયે છે યા તો બરફમાં આળોટયાં મારે છે, કે જેથી ઘણી સખત પ્રકારની પણ તનદરોસ્ત ગરમી તેમનાંમાં આવે છે.

જે સઘળાં માણસોને આખો દીવસ બેગી રહી કામ કરવાની ટેવ હોય, અથવા જેઓને કોઇ યા બીજાં કારણોને લીધે કાંઇ પણ કસરત કરવાને ન બની શકતું હોય તેઓએ દર અઠવાડીયામાં એકવાર આવો પરસેવાનો બાથ લેવો અવસ્યનો છે. આવી રીતે ભીનાશવાળી ગરમીની અસર, ચામડીની હેઠળ રહેલા ગલાન્ડસો ( કોડલીઓ ) ઉપર જે થાય છે તે એ કે શરીર માંહેલો કચરો અથવા નાલાયક પદાર્થ જે ત્યાં (ચામડીની હેઠળ) ઉભરી આવી એકઠો થયલો હોય છે તેને નરમ કરી ચામડી મારફતે બહાર કાઢી નાંખવો, તેમજ ચામડી હેઠળ રહેલા લોહીનાં વાસણોને ફુલાવી યાને પહોળાં કરવાં. આથી કરી શરીર માંહેલા બધા યાને નાલાયક પદાર્થો ઘણી સરસ રીતે બાહેર નીકળી જાય છે એટલુંજ નહી પણ તેમ થતાં લોહી ચામડી તરફ ધસી આવે છે તેથી શરીરની માંહેલી કોરે જે કાંઇ ' કનજેશન ' ( ગેર વ્યવસ્થા ) હોય તો તે નરમ પડી જાય છે. એવી રીતે જ્યારે ચામડી સફાઇ થઇ કે તુરતજ તેના ઉપર ઠંડો સેક કરવો જોઇએ. આ ઠંડા સેકથી લોહી ઘણાં જોશથી અંતરમાં પાછું દોડી જાય છે કે જેથી કરી શરીરનાં સંચા કામને જોશ આપે છે, અને તેમ કરી તેમનામાં તન્દરોસ્ત શકિત વધવા પામે છે.

આ બાથથી કરી શરીરની ન્યુટ્રીતીવ યાને પોષણ આપવાની ક્રિયા જોશદાર થાય છે તેમજ નર્વસ સીસ્ટમને બહુ શક્તિ મળે છે, જેથી કરી ભુખ તેમજ ખોરાકને સમાવવાની ક્રિયા સુધરવા માંડે છે. વળી શરીરની દરદ સામે થવાની યાને ટકી રહેવાની શક્તિ પણ વધે છે.

આ પરસેવાનો બાથ, ભોજન જમ્યા પછી દોઢ યા બે કલાક પછીજ લેવો જોઇએ છે. વધુ બેહતર વખત તો તે રાત્રે સુવાની આગમજ લેવો, છતાં તે લેવા પછી બની શકે તો પંદરથી વીસ મીનીટ મુદ્દતી હવામાં ચાલી આવવું, અથવા તો થોડીક તેવી સારી ( પણ ઘણી સખત નહી ) કસરતો કર્યા પછી બીછાને જવું.

## Turkish Bath. ટર્કિશ બાથ.

આ બાથ, ગરમ હવાનાં બાથને મળતો છે,

ફરક એટલો જ આ બાથમા આખુ અગ ઢકાય છે, અને જેમ ટરકી મેનસટેન્ટીનોપલ તેમજ સુધરેલી દુનિયાના બીજા સઘળા શેહરોમા અપાય છે તેમ તેની સાથે ફ્રીકશન, મસાજ અને શામ્પુ પણ અપાય છે એ માટે તેની ખાસ ગોઠવણ કરેલુ મકાન હોવુ જોઇએ

ઉઘાડા નાગા અગે તે ગરમ ઓરડામા જ્યા ગરમી ૧૨૦°-થી ૧૪૦° ડીગ્રી હોય છે તેમા દાખલ થાય છે, જેમાં જવા આગમજ ઘણુ સરખુ ગરમ યા ઠડુ પાણી પીધુ હોય છે, અને તે પછી પેતા ટગમીરા બાથમા દશથી પદર મીનીટ સુધી રહે છે ત્યા રહેતો ખીદમતગાર તેના અગને ઘુમ ઘસીને ચોળે છે જેથી પરસેવો આવે–તે પછી તે બીજા ખાતામા દાખલ થાય છે, કે જે આગના કરતા વધુ ગરમ હોય છે, યાને ત્યાની ગરમી ૧૫૦° થી ૧૮૦° ડીગ્રી હોય છે, ત્યા પુરતી રીતે પરસેવો આવ્યા પછી તે 'શામ્પુ' ના ઓરડામા જાય છે જ્યાં તે એક લાબા પથ્થર ઉપર સુવે છે, કે જ્યા તેની ચામડી ઉપર એવી એક જાતની મસાજ કે ચોળવાનુ કાર્ય થાય છે કે જેથી ત્યા ભેગો થયેલો નકામો પદાર્થ ચામડીના છીદ્રો મારફતે બહાર મ્હાય તે પછી તેને શામ્પુ કરી સાબુ અને પાણીથી અગોળ અપાય છે કે જે પાણીની ગરમી ૧૫૦° ડીગ્રી હોય છે જ્યારે અગ સારી પેઠે ગરમ થયુ ક પછી ઠડા પાણીએ નહવાડે છે અથવા તો તે ઠડા પાણીના અભારામા દરદી પડે છે, જ્યા ગેડોદ મીનીટ યા બે રહી તુરતજ બહાર નીકળે તે પછી ઝડપથી તેનુ શરીર લુછાઇ સુકુ કરવામા આવે છે, અને ત્યારકેડે શરીરને આરામ અાપવા પદરથી વીસ મીનીટ સુધી આસ્ટર ઓઢાડી સુવાડી રાખવામા આવે છે, જ્યા સુધી તેની નાડ કામદાસર (નોરમલ) થતી નથી તેમજ ચામડી ઠડી અને સુકી થાય ત્યા સુધી તેને પોશાક પહેરવામા આવતો નથી આ ગરમ બાથના ફાયદા ઓટલાતો સારી રીતે જણાવ્યા છે કે તે માટે વધુ લખવાની જરૂર નથી

પણ આ વાત યાદ રાખવી કે એ ગરમ બાથ જો જોઇએ તે કરતા વધુ લેવાય તો તેથી ગેરફાયદા થવાનો ઘણો સભવ રહે છે ખરૂ જોતા, જો તે બાથ લેવાથી અગમા પાછી વળતી ગરમીની ઉમગ તેમજ એનરજી ન આવે તો એ બાથ લેવો ફાયદાકારક નથી જે દાખલાઓમા શરીર પાતળુ અને જોઇએ તે કરતા નબળુ યાને ઓછા વજનનુ હોયતો આ બાથથી નુકશાન થાય છે

ટુકમા, જેઓ બીજા નેઇ વધુ સારા ઉપાયો ન લેઇ શકે તેમના માટે આ બાથ છે જેઓને ઘણો દારૂ પીવાથી તેમજ બીજી તેવી ખોટી આદતોથી જે ખરાબ અસર શરીરમા ભેગી થઇ હોય છે તેઓને માટેજ મદદના આ બાથો અપાય છે ઘણાઓ ખુલ્લી હવામા તનદુરસ્ત કસરતો કરવાને બદલે આ સહેલા બાથના ઉપાયો લે છે તેઓની ખોટી અને બેદરકાર આદતોથી શરીરમા જે નાલાયક પદાર્થો (ઝેરો) એકઠા થયા હોય છે તેઓને પરસેવા વાટે દુર કરવા આ ગરમ બાથ તેઓ લે છે

આ ગરમ બાથમા જે મોટુ નુકશાન લાયક તરફ છે તે ત્યા રહેલી ગરમ અને ખરાબ હવા છે કારણ કે તે ઓરડાઓ તદન બધ બન્ધ, અને હવાની કાઇપણ આવજાવ ન હોય એવા ગબેલા હોય છે આ કારણને લીધે ત્યાં મળતો ગરમ બાથનો ફાયદો ઉડી જાય છે, અને ત્યા જઇ આવેલાને વારંવાર સરદી અને એવા બીજા દરદો લાગુ પડે છે જો ત્યા હવાની ઘરનો આવજાવ રાખવામા આવે, એટલે કે જ્યારે એ ઓરડાઓ વપરાતા ન હોય તે વેળા બારીબારણા ઉઘાડા કરી તે ઓરડાને હવાથી નિયમીત સ્વચ્છ રાખવામા આવે તો–આ બાથોની ઘણા દાર્યો માટે ભારે ભલામણ થઇ શકે ત્યા જનારાએ હમેશા પોતા

માટે નવું બ્રશ વાપરવા કહેવું જોઇએ; કારણ કે ત્યાં હરેક જાતનાં દરદવાળા માણસો આવી જાયછે.

## Vapor Bath વરાળના બાફનો બાથ.

આ માટે ઘરમાંજ તેવી ગોઠવણો થઇ શકે છે. તે માટે એક એવી કેબીનેટ હોય કે જે ગમે ત્યાં લઇ જઇ શકાય. તેવી કેબીનેટ યાને કબાટમાં દરદી બેસે છે. તેની ખુરસી હેઠળ ગેસ અથવા સ્પીરીટનો ચુલો રખાય છે જેની ઉપર ગરમ પાણીનું વાસણ મુકાય છે; તે વાસણ એટલું મોટું હોવું જોઇએ કે તે માહેલું પાણી સારી રીતે ગરમ થઇ તે માહેલી બાફ પુરતા જથ્થામાં નીકળી દરદીની આસપાસ ફરી વળે. જરા પરસેવો લાવવાની જરૂર હોય છે ત્યાં આ વરાળનો બાફ બહુ કીંમતી થઇ પડે છે. ( એ માટે ગરમ " કેબીનેટ બાથ " જુવો ).

## Warm cleansing Bath.–સાદો ગરમ ( સફાઇ કરવાનો ) બાથ.

લાંબા કાળથી ચાલતો આવેલો સાબુ સાથે લેવાનો ગરમ સ્નાન એને ઠંડા પાણીનાં જે જુદા જુદાં સ્નાનો છે તેના સાથે લાગતું વળગતું નથી. આ ગરમ બાથ એ કાંઇ 'ટોનીક' નથી, પણ માત્ર સફાઇ–સુઘડાઇનું સાધન છે, અને તેથી ફરી ચામડીની ચપળતા જળવાય છે.

ઠંડાં પાણીથી માત્ર થોડીકજ સફાઇ આવે છે. ઠંડા બાથો એ માટે હોતાજ નથી. ચામડી ઉપર બારે મેલ થયો હોય તો ઠંડા પાણીથી તે થોડોક નીકળે ખરો, પણ જ્યાં ઘણો મેલ, ચીકાસ અથવા બારીક ધુળનો મેલ બાઝેલો હોય કે જેઓથી છીદ્રો બંધ થઇ ચામડીનું કાર્ય થઇ શકતું નથી ત્યાં ઠંડા પાણીની અસર જરાએ થતી નથી. તે માટે તો ગરમ પાણી અને સાબુની અવશ્ય ગરજ હોય છે. ( એ માટે સાબુ ર તેનાં ઉપયોગો એ પ્રકરણ વાંચો )

એ માટે ઘણા ગરમ પાણીની કાંઇ ગ હોતી નથી પણ સાધારણ ઉષ્ણ પાણી કે જેની ગરમી શરીરની ગરમી કરતાં સહેજ વધુ હોય તેવું પાણી વાપરવું. સાધારણ નિયમ તરીકે, ગરમ પાણીના બાથમાં દશ મીનીટથી વધુ રહેવું નહી, પણ ઝડપથી અંગને સફાઇ કરી, તુરતજ ઠંડા પાણીએ તાત્કાળિક નાહી ઉઠવું. જ્યાં નળની ઝારી હોય તો તે ઉઘાડી દશથી પંદર સેકંડમાંજ ઓઢી લેવું.

ગરમ પાણીએ કેટલી વાર નાહવું એ દરેક જણના પોતા ઉપર રહેલું હોય છે, તો જોકે એક સાધારણ નિયમ તરીકે, અઠવાડીયામાં બે વારજ ગરમ પાણીએ નહાવું ઠીક છે. બની શકે તો, રાત્રે બીછાને જવા આગમજ ગરમ પાણીએ નાહવું, બહેતર છે. કેટલાક દાખલાઓમાં માત્ર એકજ વાર અઠવાડીયામાં નહાવું ઠીક થઇ પડે. અલબતાં જે બાગો ઉપર ઘણો પરસેવો પડતો હોય અને જે બાગોને હવા ઘણીજ ઓછી લાગતી હોય જેવાકે બગળ–પગો વગેરે તેમને દરરોજ ધોવા જોઇએ.

કેટલીકવાર કોઇકો કહે છે કે હમે તો બાથ લેતા નથી કારણ કે. ચામડી કુદરતી રીતે પોતાનું કાર્ય કરે છે અને તેથી બાથ લઇ તેનાં કાર્યની વચ્ચે આવવું નહી. અલબતાં જો શરીર ઉઘાડું રહેતું હોય યાને જેમ હાથ, મોહોડું હમેશા ખુલ્લું રહે છે તેમજ બીજા બાગો પણ હવા–તડકાની સામે હમેશાં ખુલ્લા રહેતા હોય તો પછી નાહવાની જરૂર રહે નહી–પણ આજનાં જમાનામાં તો શરીર ઉપર ઘણાં ઘણાં લુગડાં ઘાલી શરીરને ઢાંકી રાખવાનો રેવાજ છે ત્યાં નહાવા વીના મેલ નીકળી શકેજ નહી. અને તેથી સુઘડતાઇ માટે નહાવાની જરૂરજ હોય છે. પણ

બાથ એવો લેવો જોઇએ કે તેથી ચામડીનાં દરતી અને પોતાની મેળે સફાઇ સુઘડાઇ લાવનાનાં કાર્યમાં હરકત કર્તા ન થઇ પડે; પણ તેને મદદ કર્તા થવું જોઇએ.

## Wet Hand Rubbing-

### ભીંજાયલા હાથે ચોળવું.

આ બાથ ન્હાના બાળકો તેમજ નબળા થઇ ગયલા અને બીછાને પડેલા દરદીઓ માટે હોય છે. ધારો કે એક દરદીને, ભીંજાયલા હાથે ચોળવાનું છે. તે દરદી ચતો ( બરડા ઉપર ) લાંબો થઇ કોચ ઉપર સુવે છે, ખીદમતગાર પોતાનાં હાથોને પાણીમાં બોળી, પછી દરદીનાં કપાળે એક હાથે લગાડે છે, ને બીજા હાથે કપાળને પકડે છે. તે પેહલાં કપાળનાં મધ્યભાગથી શરૂ કરી લમણાં અથવા કાનપટી તરફ ઘસતો ગાળ ઉપર ઉતરી હડપચી તરફ આવે છે. અને એવી રીતે ૬ થી ૮ વાર ઘસે છે.

જે સ્ત્રી પોતાના વાળ ભીંજાવા ન માગતાં હોય તેઓએ, ગમે તો માથા ઉપર તુવાલ વિંટાળી વાળોને ઢાંકવા પણ મરદોએ માંથાને પણ ભીંજાયલાં આંગલાંઓ ખુબ ચોળાવા દેવું. તે પછી છાતીનાં ઉપલા ભાગને મેજબુત રીતે ઘસવું, અને ત્યાર કેડે પેટની બન્ને બાજુઓ ઉપર પેટને ચોળતા વેળા એક હાથને બીજા તરફ લઇ જવો, અને જેશથી ઘસડવું તે પછી તુરત બીજા હાથે પણ ચોળવાનું શરૂ કરવું. એવી રીતે ઉપર અને નીચે-ત્રણથી ૭ વાર ચોળવું તે પછી ગોળાકારમાં, જ્યાં કોલન અથવા મોટું આતરડું રહેલું તે જગ્યા ઉપર ઘસડવું.

એક ભાગને ચોળી તુરતજ લુછી સુકો કરી તે પછી બીજા ભાગ ઉપર જવું. એવી રીતે ચોળવું કે ચામડી લાલ થઇ જાય. પછી હાથોને લઇ ચોલવા. તે માટે ખભાંથી શરૂ કરવું. હાથો ચોળાઇ રહયા કેડે તુવાલથી ઘસી લુછી-નાંખવા. એ કરતી વેળા ખીદમતગારે વારમવાર પોતાના હાથો બીજાવીને પછી ચોળતાં જવું. તે પછી પગો લેવા. પહેલાં જાંગ ઉપરથી શરૂ કરી નીચલા ભાગ ઉપર જવું. છેવટે, તળ્યાં ઉપર આવી તેને ચોળીને, તે ઉપર ત્રણ ચાર મજબુત છાપટો મારવી. તે પછી બરડાને હાથમાં લઇ ત્યાં પણ એજ રીતે કાર્ય કરવું. દરેક કાર્ય ઝડપથી કરી નાખવું. ચોળવું લુછવું ઢાંકવું વગેરે એક પછી એક ઝડપથી થવું જોઇએ.

( સાંધન છે. )

# કીસ્મતની કહાંણી.

## યાને

## રાણી માતાનો પ્યાર.

( ઐતિહાસિક ચાલુ વાર્તા. )

લખનારઃ—ભાગલ્યા.

( ગયા અંકથી ચાલુ. )

### પ્રકરણ ૨૫.

#### હેમ્પટન કોર્ટ.

રાણીમાતા કિનારે આવતાં ફીલીપ અને આઇનિઝ સાથે બાદશાહી મછવામાં બેઠાં. બીજાઓ બે ઘણા મોટા અને સગવડ ભર્યા મછવામાં બેઠાં. પાણીના રેલની મદદ સાથે કદાવર અંગને મજબુત ગોટલાંના ખલાસીઓએ તે શાંત પ્રવાહમાંથી બહુ ઝડપે બાદશાહી હોડી હંકારવા માંડી કે તેજ પળે રાણીની ઇચ્છાથી આઇનેઝના સીતારનો રૂપેરી ઘંટ જેવો અવાજ મધુરતા ફેલાવી રહયો ને તે સાથે તેણીનો નાજુક પણ અની મીઠો અવાજ ભેળાતાં હવામાં કોઇ અજબ જેવી શાંતિ પ્રસરી રહી. જાણે કુદરત તે રાણીને હર્ષભેર આવકાર આપતી લલકારની હોય તેમ અચુક માલુમ પડતું હતું. મેરીને ખરેખર આનંદ થયો. પોતાની જીંદગી ભરમાં તેણીએ આવો સુખી વખત અનુભવ્યો નહતો એમ જોશમાં તેણીએ ઇચ્છ્યું. તેણીના હૃદયમાં દરેક સચ્ચાઇ હતી કે આવું અનુપમ સુખ તે છેકના છેડા તુરીક ભૂલે તેમ ન હતું.

જ્યારે સામેથી હેમ્પટન કોર્ટનો બાદશાહી મહેલ આસમાન સાથે પોતાનું સર લગાડતો દમામદાર જુસ્સો સર્વના નજરે પડયો ત્યારે દરેકની અજાયબીનો પાર રહયો નહિ. આટલા બધા જલદી તેઓ આવી પુગ્યા હતા એમ પળવાર માનવાને વકીક તેઓ શંકાશીલ બન્યા. યા ખુદા! શું આઇનિઝે જાદુ કર્યું હતું! તેઓ તેણીના મીઠા સરોદની લહેરમાં એટલા બધા ગુલતાન બની ગયલા હતા કે તેમને આસપાસનું ભાનજ રહ્યું ન હતું. જ્યારે તેઓ પોતાની સ્વપ્નવસ્થ હાલતમાંથી જાગ્યા ત્યારે પોતાને ધારેલે ઠેકાણે આવી પુગેલા જોઇ તેઓ જો અજાયબીમાં ગરકાવ થયલા હોય તો તેમાં કશી નવાઇ નથી. રાણીના રક્ષણાર્થે રહેતી લશ્કરી ટુકડી ટુકે રસ્તે થઇને જમીન માર્ગે હેમ્પટન કોર્ટ પુર ઝડપે આવી પુગી, કિનારા આગળ તેણીને આવકાર આપવા સદ્ સમારીને ઉભી હતી.

ફીલીપે માનમાં ટોપી ઉંચકી રાણીને પોતાનો હાથ આપી જમીનપર ઉતારી તે વેળા રાણીએ હસીને તેનો હાથ દાબનાં જણાવ્યું,

'મારા ફીલીપ, તારી સંગતમાં મારો વખત બહુજ આનંદમાં પસાર થયો છે!'

ફીલીપ હવે ત્યાંથી ખરતી માપશે એવું ગારડીનર ને તેનું પુચ્છું શકદર માનતા હતા પણ તેમની ધારે અજાયબી વચ્ચે તેઓએ ફીલીપને મહેલના દરવાજામાં દાખલ થઇ માળપર જતાં

જોયો. ભારે ગભરાટમાં તેઓ એક બીજાનું કોઢું જોવા લાગ્યા. ખરેજ તેમને જબરી અકર વદર થઇ હતી. મેરી તો ફીલીપની આ ભલી લાગણી જોતાં ખુશાલીને મારે તેને વળગી પડી, ચુમ્મીઓનો વરસાદ વરસાવતી હતી.

" મહેલમાંજ રહે, મારા જાન. તું હયાં છે એમ જાણતાં મને મોટી ધીરજ ને હિમ્મત મળશે' રાણી કરગરી.

ગારડીનરે જોયું કે વાત વધી પડે તેમ હતુ એટલે ટુકડેથીજ દાબવા તે નરમાસથી વચ્ચે હોમાઇ બોલ્યોઃ

' નહિ,' મારાં નામવર, આપ સુરબ્બીએ જરા પણ ઉસ્કેરાવું જોઇએ નહિ. એક બે દિવસ શાંત્ત ચુપકીદીમાં પસાર કરવાની આપને ખાસ જરૂર છે. પ્રજા તરફથી તેવી માંગણી હું કરગરીને કરૂં છું. સૌ સારૂં જણાતાં માનવંત રાજાજીને તાકીદે જણાવીશું. ખુદાને ખાતર, સુરબ્બીજી સાહેબ, આપ હવે સીધારો. સહેજ પણ ઉસ્કેરાટ જણાતાં રાણી માતાની જીંદગી જોખમમાં આવી પડશે. ડાકટર તે માટે સખત આગ્રહ કરે છે. કેમ ખરૂં કેની, ડાકટર ? '

અને ડાકટરે જવાબમાં પાનછેયું ધુણાવ્યું.

ફીલીપે જોયું કે અત્યારથીજ પહેલી ચુમ્મીમાં તેમનો ગાલ કરડવાની જરૂર નહતી. ડાકટરના ફરમાનને માન આપી તે પાંછો જવા નીકળ્યો પણ ચાલમાં બગબર તપાસ કરી તે ઓરડાઓમા ફર્યો અને પહેલે માળની બારી ઉઘાડી પોતાની ખાત્રી કીધી.

" હું સહેલાઇથી હયાં આવી શકીશ ' તે પટપટયો 'અને આ બદમાશ કૌરગાઓને ઝટ ખુલ્લા પાડીશ. પોતાનું માનિતું કાવત્રું રદ જતાં ગારડીનરનો કેવો જોવા લાયક ચહેરો થશે તે જોવાની અને ખાસ કરીને જરૂર છે.એ પોતાને ઘણોજ હુસ્યાર સમજે છે પણ એ કેવો બેવકુફ છે તે હું એને બતાવી આપીશ. ' રાજ મહેલની બહાર પડયો કે જ્યાં આગળ લસ્કરી ટુકડી તેની રાહ જોતી ઉભી હતી. આઇનેઝ એકલી બારણાં આગળ ઉભી હતી અને ઓરસુનો સર ફ્રાન્સીસ સાથે વાત કરતો હતો.

" એમ કેમ ! " ફીલીપ વિચારવા લાગ્યો. ' ઓરસુનો એવો બેવકુફ ગધેડો કેમ થયો છે ? એ તો મારી વાહફ પર ફીદા છે તો તેણીને છોડી એ પેલા પેદા સાથે શાનો વાત કરે છે ?...લુચ્છો કેયેનો ! એના કાન ચીમટવા પડશે ખરા ! ' આહ ! પણ ખરૂં કારણ તે ક્યાં જાણતો હતો ? તે ક્યાં જાણતો હતો ઓરસુનોએ ખરડેલા પગ ગાલીચા પર લંબાવી જોયા હતા પણ થપ્પડ પડતાં કુતરાની પેઠે બે પગ વચ્ચે પૂછડી ઘાલી ચીચવાતો નહાઠો હતો.

ફીલીપ અને આઇનેઝ હવે મછવામાં બેઠાં અને તેમની સાથે ડયુક ઓરસુનો પણ બેઠો.

મછવાવાળાઓ ધીમે-આહીસ્તે હલેસાં મારવા માંડયા કે ફીલીપનું પાણી ગયું,

" મારો વખત બહુ કિમતી છે. મને જો પૂર ઝડપે જલદીથી લઇ જશો તો તમો દરેકને એકેક સોનાનો સિક્કો આપીશ ' ફીલીપે તેમને લલચાવ્યા.

ઇનામની લાલચે તેઓએ હવે પૂર જોરમાં મછવો હંકારવા માંડયો. કે ફીલીપ, આઇનેઝને ઓરસુનો, કેવી રીતે કામ લેવું તેની ગણત્રીઓ કરવા લાગ્યાં. હવે ફીલીપ અધીરો બની ગયો. વખત વહી જતો જોઈ તેને ડર થયો કે રખે તે પોતાની યુક્તિમાં ફાવે નહિ ને બદમાશો પોતાનું ચાહયું કરી જાય. આખરે તેને તે છુપ્પો કિનારો જણાયો કે જ્યાં નદીના ખાંચામાં ઝાડોની વચ્ચે " ત્રણ માછીઓ વાળું "દારૂનું પીઠું હતું. આ જગ્યાએ ઉતરી જવાની તેને જરૂર હતી પણ તેમ થતાં રખે ચાવાચીની થાય તેનો તેને ધસ્કો પડયો. તુરતજ તેનાં ફળદ્રુપ ભેજાએ તેનો રામબાણ ઉપાય શોધી કાઢયો ને.તે પટપટયો કે મારે હાલ

તુરત મારી મગરૂરી ગજવામાં મુકવી પડશે. બીજી પળે તેનો મધુર અવાજ ગાજી રહયો ને ખલાસીઓનાં દીલ બહેલાવી રહયો:

'પોર્યાઓ, તમોને તરસ લાગી હશે. ખચ્ચીત તમે જબરી મહેનત કરી તમારું ઇનામ મેળવ્યું છે. ચાલો, પેલાં પીઠાં આગળ મછવો અટકાવો. જોઇએ તમ રાંમાંથી કોનું ગળું સુક્કું ટસ થઇ ગયું છે.'

ખુશાલીના અવાજોથી ખલાસીઓએ તે માંગણી વધાવી લીધી ને બીજી પળે તેઓ તે અંજાણુ જગ્યાએ મછવો અટકાવી ઉભા ને ઝડપથી તેને લંગર નાંખી કિનારે ઉતરવા તૈયાર થયા.

ફીલીપની આ અજબ જેવી હીલચાલે આઇનેઝનાં ભવાં ચઢી ગયાં ને ઓરસુનો તો એ બાજુ જોતો જોતો જોવા લાગ્યો; કેમકે ફીલીપ આવી રીતે કદી વર્ત્તયો ન હતો. આહ! આગળ તે તેવો હતો પણ કદાપિ કાંઇ સુકેટાન નહતું કે ના તે હજી જવાનીના મદમાં ઉછળતો જવાન હતો!

આઇનેઝે ફીલીપને પોતાનો હાથ લગાડયો કે સમજી જઇ તે તેણીને સંપધારો આપતાં બોલ્યો,

'મારે ત્યાંથી એક સંદેશો કહાવવાની જરૂર છે, નહર બદમાશો ગાતનાં કાવત્રાંમાં ફાવી જશે. વીંડસર ગયા પછી મને આજે મુસાફરી કરવા ગમતું નથી.'

બાદશાહે મછવાને તે અંજાણુ જગ્યાએ લાંગરતાં સહજ નુકસાન ન થયું પણ તેની કોને પરવા હતી? ફીલીપ હવે ઉઠયો કે ઓરસુનો પણ તેની સાથે જવા ઉભો થયો પણ તેને અટકાવી ફીલીપે કહ્યું, 'તું લીઓનની સાથે રહે. હું હમણાં કાંઈ મોકલી આપીશ. ભાઇઓ, તમારામાંથી ચાર જણ મારી સાથે આવો.'

ત્યારે ખુશાલીમાં ફક્ત ચાર ખલાસીઓ જમીનપર ઉતર્યા. તેઓ ખરેખર જબરા ફરવા ચલવા હતા.

દારૂવાળો પોતાનું પીઠું બંધ કરતો હતો તેવામાં રાજાને ચાર ખલાસીઓ સાથે અંદર આવતાં જોઇ તે બહુ અજબ થયો. તેણે બાદશાહને આવકાર આપી પોતાના સૌથી ઉત્તમ સણગારેલા ઓરડામાં બેસાડયો.

'આ માણસોને જે જોઇએ તે આપ અને તારે ત્યાંના સૌથી ઉંચામાં ઉંચા દારૂની બાટલી, થોડાંક કેક અને ત્રણ ગ્લાસો લઇ આવ. પણ સૌથી પહેલાં આ માણસોને આપ.'

રાજા તે મકાનમાં આમ તેમ ફરવા લાગ્યો એવી આશાએ કે *વીલ મછવાવાળો જો ત્યાં* હોય તો તુરત બંદોબસ્ત કરવાનું તેને બની આવે. દુકાનવાળો બાટલી લઇ અંદર આવ્યો ને તેણે એક ગ્લાસમાં દારૂ રેડયો.

"આજ રાત્રેજ તું મારો સંદેશો વીલ-મછવાવાળાને મોકલી શકશે?" રાજાએ પુછ્યું.

"મારા નામવર, હુકમ હશે તો હું પોતે જઇશ."

'ઠીક ત્યારે. તેને જણાવજે કે રાણી હેમ્પટન કોર્ટ ગયાં છે પણ તે તો આવતી કાલેજ થશે. આ બોલે બોલ કહેજે. જોઉં બોલતો? અચ્છા... બરાબર છે!'

રાજાએ ને પીઠાંવાળાને તેની વકરી ઉપરાંત પૈસા આપ્યા કે જે લેતાં તે દુકાનદાર થોડો થોડો થઇ ગયો.

'આ કેકો ને દારૂ મછવામાં મારો હજુર્યો છે તેને આપીને મારી આગળ આવ' રાજાએ ફરમાવ્યું.

આઇનેઝ ઓરસુનો સાથે એકલી પડતાં બાથી. ફીલીપની સાથે ન જવા માટે તેણીનું દંડું તેણીને ડંખવા લાગ્યું. તેમ છતાં ખલાસીઓની હાજરી એ તેણીને સંપક ધીરજ આપી.

તેઓ ચુપ થયાં પણ ઓરસુનો વધુ વાર ન ખમી શકવાથી ખાંગ ઉભરાયો પશ્ચાતાપ કરતો બોલ્યો,

'બાનુ, મને માફ કરો. હાથ જોડીહું તમારી માફી ચાહું છું. મને તમારો આગળના જેવો ની-મકહલાલ નોકર થવા થઇ મારી જીંદગી તમારી સેવામાં પૂરી કરવાની રજા આપો. પરમાત્માના પુન્ય નામના કસમથી કહું છું કે આજ પછી પ્યાર જેવો શબ્દ તમો મારી તરફથી સાંભળશો નહિ. હું તમારો ભાઇ થવાની દરેક કોશેશ કરીશ. મારી અક્કલ ગુમ થઇ ગઇ હતી તે દીવાનો બની મેં મારી આગળ ધરવામાં આવેલું મીઠું ફળ ફેંકી દીધું હતું. મને માફ કર. મારો તે ખજાનો પાંછો મેળવવા મારો જાન આપવો જરૂરી હોય તો તેમ કરવા હું ખરાં જીગરથી તૈયાર છું!'

ઓરસનોનો ખરાં જીગરનો પસ્તાવો જોતાં આઇનેઝ પીગળી ને મીઠાસથી તેણી બોલી,

'ડયુક, હું સઘળું ભૂલી જઇ તમોને ખરાં જીગરથી માફ કરૂં છું એટલીજ શરતે કે હવે પછી તમારે એવું નાદાન્યતપણું બતાવવું નહિ' અને તેણીએ પોતાનો હાથ લંબાવ્યો કે જે પર તે જવાને હર્ષ ઘેલો બની ઘણુંજ માનથી ચુંબન કર્યું.

તેજ વખતે ત્યાં દારૂ ને કેક લઇ પીઠાંવાળો આવ્યો. ઓરસનોનું તો એવું કોઠી ગયું કે તે પીઠાં વાળાને ફકડાવીને લાત મારે પણ હવે ઘોળાયલાં દુધ પર વધુ વિલાપ ન કરતાં તેણે ઘણુંજ માનથી ને પ્યારી તાબેદારીથી આઇનેઝને દારૂ ને કેક ખવડાવવાની ખીદમત કીધી.

પીઠાંવાળો આવતાં રાજાએ કહ્યું,

'મને વીલ મછવાવાળા પર અજબ પ્રેમ આવે છે. ગમે તે પગારે તે મારી નોકરીમાં જોડાઇ શકે તેમ બની શકશે?'

'હું નહિ ધારતો, મારા નામવર.'

'દીલગીરીની વાત છે. એ આબાદ મારા જેવો છે.'

'હાજી, આ તરફ લોકો તેમને પૂંજે છે.'

'લોર્ડ નોર્થ હજી આ તરફ બટકે છે કે?'

'હા મારા નામવર, પણ તમો તેની દરકાર ન કરો. એ કામ વીલનું છે. તે તેને બરાબર પાર ઉતારશે. હું નહિ ધારતો કે હવે પછી તે ફરીથી તમો નામવર પર જાસુસી કરવાની કોશેશ કરે.'

'ઓલરાઇટ, જોઇશું.'

ફીલીપ હવે પાછો મછવામાં આવી બેઠો કે ખલાસીઓ પૂર ઉમંગમાં હલેસાં મારવા માંડયાં અને તેઓ જલદીથી વીંડસર આવી પૂગ્યા.

---

## પ્રકરણ ૨૬.

### મેહનત બરબાદ વ ગુનાહ લાજમ.

બીજા દિવસનું પ્રહર બહુ જલ્દીથી ફાટયું. તે દિવસ ઇંગ્લાંડની તવારિખમાં યાદગાર થઇ જનાર હતો. ગોયા ઇંગ્લાંડની શાહનશાહતની સરજત તે દિવસથી ફરી જનાર હતી. ગારડીનર ને બોનરે રચેલો તાગડો બહુજ મજબુત હતો. અને પાપીઓને ફાવી જવાનો દરેક સંભવ હતો પણ ખુદા કયારે પાપીઓને ફાવવા દે છે?-આહ! ક્ષણિક માયા મેળવતાં ઘડીભર કોઇવેળા નસીબ સંજોગે તે દુષ્ટ ફાવી જાય છે ખરો અને તેમ થતાં તે ફુગરાયલો દેડકો ભાન ભૂલો બની ગોયા પરમાત્મા સામે સરકશી કરવાની હેમાકત કરે છે પણ તે નહિ ધારે તેવા સંજોગોમાંથી તેની સૌથી મોટી ફજેતી, બખતેલા સેતાનને પરમાત્માનો ઇન્સાફી દસ્ત પડે છે ને તેના બોજા હેઠળ તે બેવકુફ ઉલ્લુ પશ્ચાતાપ કરતો સરગરદાન ફચડાઇ મરે છે. તેને ત્યારેજ ભાન આવે છે ને ખરૂં ખોટું તે જાણી શકે છે; પણ હયાં આપણી વાર્તાથી વધું વેગળા જવાની આપણને જરૂર નથી. ફોસ્મનની કહાણીથી. જો ગારડીનરને ફાવી જવાનો સંભવ હોત તો કોણ માની શકત? વિધાતા એ લખ્યું હતું કે દુષ્ટ ગારડીનરે ફાવવાનું નહિ તો છોને તે મરતી વખતની જબરી તાણતોડ કરતો? ભલે ને તે જોઇતાં વળખાં મારી પોતાના મનમાં મલીદા

જાએ ! તેનું આપણને શું છે ? સરજતે પોતાની સાંકળ એવી રીતે ગુંથી હતી કે તેની પકડમાં ગારડીનર જકડાઇ ફત્તેહમાં ફુગરાયો હતો પણ તેજ વેળા તેજ સાંકળે પોતાની બીજી કડી ખોલી કેપ્ટન બી નું હથ્યાર ઉભું કર્યું હતું જેથી ઈંગ્લાંડની શાહનશાહનને ધૂળમાં રગદોળવા જે તાગડો થયો હતો તે નિષ્ફળ જાય ને દુષ્ટો પોતાના પાપની જ્વાળામાં જળી મરે !

તે દિવસે "બાર અને એક" ના મંડળના બીજા વર્ગના કેટલાક સભાસદો સહવારના પ્રહરથી લંડનથી હેમ્પટન કોર્ટ સુધીના રસ્તાપર વિખરાઇ ગયા હતા. તેઓ દરેક જૂદા જૂદા પોષાકમાં હતા, અને વળી ઘોડેસ્વાર હતા. કેપ્ટન બી પોતે પોતાનાં માનીના ઘોડા પર સ્વાર થઇ લંડનથી હેમ્પટન કોર્ટ સુધીનો ધોરી રસ્તો તપાસતો હતો. રાણીમાતાની સ્થિતિમાં જે ઝડપી ફેરફાર થયો હતો તેથી તે અત્યાર આગમજનો વાકેફ થઇ ચુક્યો હતો, તે છતાં તેને રાજાના સંદેશાથી વધુ ખુશાલી લાગી હતી. મધરાતને સમયે રાજાએ તેની સેવાની પીછાણ જે બુઝી હતી તે તેને ખરેજ ઘણી પસંદ પડી હતી. તેને લાગ્યું કે નોકરી કરવી તે આવાજ વિરલાની કરવી સજાવાર હતી.

બે કલાક સુધી તે આમ તેમ ટેહેલ નાંખતો ફર્યા કીધો. એકાએક દુરથી ધસી આવતાં ઘોડાંઓનાં પગલાંઓના અવાજે તથા આકાશ તરફ ઉડતી ગીર્દે તેને સચેત કર્યો. તેણે પોતાના ઘોડાને એવી રીતે ફેરવી ઉભો રાખ્યો કે જેથી તે સ્વારોઆને તે પોતે જોઇ શકે. તે ટોળી ધળ ઉડાડતી ત્યાંથી પસાર થઇ કે તેણે લોર્ડ નોર્થને ઓળખ્યો. તેનો સાથી તેને અંજાણ્યો હતો તથા સાથે ફક્ત ચાર નોકર હતા. '

'અચ્છા ! ' તે પટપટયો ' મારે મારા ભાઇઓને સાંજ સુધીની તપાસમાંથી હાલ તુરત મુક્ત કરવા જોઇશે ને તે પછી ચાલ દીકરા, વીંડસર ખાતે રાજાની સેવામાં ! '

સૂર્યાસ્તની એક કલાક પહેલાં કેપ્ટન બી લશ્કરી પોષાકમાં સજ્જ થઇ ડીટન ખાતે ઘોડો દપ ટાવતો ગયો અને ત્યાંના "સ્વાન" નામનાં હોટલમાં ઉતર્યો. તેના ગજવામાં કાંઇ એવી ચીજ હતી કે જેને હાથ લાગતાં તે ધુમ હસતો હતો અને અવાર નવાર તે ચીજ સલામત હતી કે નહિ તે જાણવા તેનો હાથ તેનાં ગજવામાં જતો હતો.

"આવ બચ્ચા ગારડીનર, હવેજ તારી મજાહ છે ! ' તે પટપટતો. તેણે હવે પેટ ભરતો ખોરાક લીધો ને તે પછી મછવો ભાડે કરી તે નદીની વચ્ચે જઇ થોભ્યો ને નોર્થની રાહ જોવા લાગ્યો. તે જો કે દુર ગયો હતો પણ ત્યાંથી તે પોતે નિશાન કરી શકે યા નિશાન જોઇ શકે એવી ખાસ ગોઠવણ તેણે કરી હતી.

સૂર્યાસ્ત થયો અને ઝઝરણું શરૂ થઇ ગયું. ઈંતિજારીથી તે હવે રાહ જોવા લાગ્યો. બીજી પળે સીપટીના ત્રણ અવાજ થયા કે કેપ્ટન પાછો કનારે આવી ઉતર્યો.

તેણે રાજાને ઓરસુનોને ચોમેર જોતાં જોયા કે તેણે પોતાનો મછવો તેમની આગળજ અટકાવી પોતે કુદી પડ્યો. તેના બદલાયલા વેશમાં તેઓ તેને ઓળખી ન શકવાથી તેને ધુમ રમુજ પડી.

' ચાલો, જલદી, વખત થઇ જાય છે. બેસી જાઓ, સાહેબો ! '

રાજા એકદમ બેસવા જતો હતો પણ હમેશના શકીલા ઓરસુનોએ તેને રોકયો.

' એ તેજ છે કે, મારા નામવર, તમોને પકડવાનું આ છટકું છે ? '

' અરે યાર, શું માર્યું ખાયછ ! એ આબાદ મારી જોડી થઇને બેઠો હતે તો એ હું અજબ થતે નહિ ! એ વીલના જેવો હુસ્યાર છે કોણ ? ' અને બીજી પળે રાજા મછવામાં બેઠો કે ઓરસુનો

પોઝ્બ ધસડાયો અને હવે તે ત્રણેને લઈ તે મછવો ગોળ ચક્કર ફરી નદીના મધ્યાનમાં આવ્યો.

'એ અદબી માફ છે, હુઝુર; પણ હું ત્યાં તમોને કહી શક્યો નહિ' કેપ્ટન બીએ જણાવ્યું. 'કેમકે કમબખ્ત ગારડીનરના જાસુસો ત્યાં ત્યાં હોવાને કાજ ઉભરાઈ જાય છે. નોર્થ હજી ત્યાંથી પસાર થયો નથી એટલે આપણે અહીંજ ફર્યો કરીશું.' સામે કિનારેથી કોઈનું ધ્યાન ન ખેંચાય એવી રીતે ઝાંખરાઓમાં તેણે મછવો ફેરવ્યા કીધો.

'ચુસ્તાખી માફ, ગરીબ પરવર' કેપ્ટન બોલ્યો. 'પણ તમારા ફીદવીએ આ ચીજ તૈયાર કરાવવાની બેઅદબી કરી છે તે દરગુજર કરશો.' અને ત્યાં તેણે એક ચાંપવાળી સોનાની બાંગડી કાઢી. તે ચાંપ બંધ કરવાની ને ખુલવાની કુંચી હતી.

રાજા તે કિમતી દાગીનો જોતો ચુપ બેઠો. ત્યાંની ઝાંખી રોશનીમાં તે બાંગડી પર કોતરાયલાં શબ્દો જોતાં તે કાંઇક સમજી ગયો. તેના ચહેરા પર ફીકું હસવું પ્રગટ થયું. તે શબ્દો નીચે મુજબ હતા.

"રાજાની ભલી દુવા સાથે!"

'ભલા, એ શા માટે?' રાજાએ સવાલ કર્યો.

'હું એ તે બચ્ચાંનાં પગ પર પહેરાવી દઇશ; તે વેળા તમો સાહેબોને તે છાવાઓનું સર્વસ્વ ખુંચવી લેવાની જરૂર પડશે.'

'પણ તેમ થતાં તેઓ ચેતી જશે!'

'નારે, આપણે તો જંગલમાંના ચોર થવાના છીએ!' અને એમ કહેતાંજ તેણે મોઢાં પર પહેરવાના બુરખા કાઢી એકેક વહેંચી આપ્યા. 'આપણે તો આ બચ્ચું આપણને નકામું છે એમ ગણી લોર્ડ નોર્થને તે પાછું આપીશું અને તે આપવાના બદલામાં તેની પાસેથી હેમ્પટન કોર્ટના બાગમાંના ખાનગી દરવાજાની કુંચી લઇ લઇશું. તમો તેને તેના પૈસાને છેવટે પાછી આપશો તો તે બદમાશ એવો નીચ કંગાળ છે કે તે માટે તે પોતાના પરમાત્માને પણ વેચાતો હોય તો વેચવા ચૂકે નહિ! તે ગારડીનરને આ માટે કહેશે એવું તો તમારે માનવાનું નથી કેમકે તે હીચકારો એવો છે કે કદીપણ પોતાનું માથું નાહકના જોખમમાં મુકશે નહિ. મહેલમાં આપણે લુંટ ચલાવનાર છીએ તે જાણવા સાથે તેને શું લાગે વળગે? તેને મનથી ચાહે દુન્યા મરે પણ તેનું હોજરૂં સલામત રહે તો બસ છે. હું એ કંગાળ ને બરાબર પીછાનું છું. આપણી આગળથી એને અરધો કલાક જવા દઇ તમો પૂઠે જજો ને બદમાશોને તેમનાં હથ્યાર સાથે પકડી ફત્તેહ કરજો. કઇ રીતે કામ લેવું તે તમો નામવરની મુનસફીનું કામ છે. તમો ગારડીનર જેવા સત્તરને ગજવામાં મુકી શકો તેમ છે એટલે ઝાઝી ફીકર કરવાની નથી. મહેલમાં પહેરેગીરોના વડા તરીકે સર ફ્રાન્સીસ રહેનાર છે. તે તમો નામવરને કોઈ પણ જાતની ખટપટ કર્યા વગર યા ગારડીનરને ચેતવ્યા વગર ચુપચુપ પસાર થવા દેશે. મેં આ બા બેની દરેક ગોઠવણ કરી મુકી છે.'

'આ બધું તેં કીધું?'

'હા, મારા નામપર.'

'વલ્લાહ! ત્યારે તારી સત્તાની હદ ક્યાં સુધી છે?'

'હું દીલગીર છું કે તમોને રાજા બનાવી શકતો નથી.'

'તારી ઇચ્છા ભલી છે. તે માટે તારો ઉપકાર માનું છું' અને ફીલીપ વિચારના વમળમાં વિંટલાયો.

તેઓ એક કલાક સુધી રાહ જોતા થોભ્યા; કીંગસટન તરફથી એક મછવા ને વળી ને તે બાજુ તરફ આવતાં ચંદ્રમાંની ઝાંખી રોશનીમાં હવે કેપ્ટન બી એ સાથી પહેલાં જોયો કે દરવાજે

નજદીક બની, શક્તી ઝડપે હલેસાં મારી તે આવ્યો અને રાજા તથા ઓરસુનોને જમીનપર ઉતારી તેણે મછવાને ઝાંખરાંઓમાં સંતાડ્યો. તેમની ભારે અજાયબી વચ્ચે તેમણે નોર્થને એકલા ને બાગના દરવાજા તરફ પોતાના હાથમાં એક મોટી બાસ્કેટ લઇને આવતાં જોયો.

'ઠયરો!' કેપ્ટન બીએ પોતાની તરવાર કાઢી આગળ વધી અવાજ કર્યો. 'જલ્દી કરો! તારી પાસેના પૈસા તોલી દે!'

અચાનક સપડાઇ જવાથી નોર્થે રમખાણ ન કરવામાંજ ડહાપણ જોયું. તેને તે બાસ્કીટ જમીનપર મુકી ગજવામાંથી પૈસા કાઢવા માંડયા.

'એની પાસેથી તમે પૈસા લ્યો!' કેપ્ટન બી એ રાજા તરફ ફરીને જણાવ્યું. 'બાસ્કીટમાં શું છે તે જોવાની જરૂર છે.'

નોર્થ એક બોલ પણ બોલી શક્યો નહિ. ભયમાં તે બે બાકળો બની ગયો હતો. અંદરનું બચ્ચું રડવા લાગ્યું.

'એ તો મારી બૈરી માટે બીલાડી છે!' નોર્થે પોતાની ચોમેર ઘુમી રહેલું ભય જાણતાં હિંમત ધરી ખોલાસો કીધો.

'દેખ્યે તો સહી કે બીલાડી કેવી છે!' કેપ્ટન બી બોલ્યો.

રાજા ને ઓરસુનો પોતાની તરવાર નોર્થનાં ગળા સાથે અડકાવી ઉભા કે તેનાથી ચવરાયું-સવરાયું નહિ. રાજા પોતે એવી રીતે આડો ઉભો હતો કે નોર્થ કેપ્ટન બીની હીલચાલ જરાએ જોઇ શકે નહિ. કેપ્ટને હવે ઝડપથી તે સોનેરી બંગડી તે બચ્ચાંને પહેરાવી દઇ કુંચી લગાવી દીધી.

"એ કાંઇ બીલાડી નથી.' કેપ્ટને હવે જણાવ્યું. 'એ તો છોકરાનું બચ્ચું છે પણ તેનું આપણને કામ નથી. મારે ત્યા એવાં જોઇએ તેટલાં પોરયાં જનરાઇ જાય છે. મારાં પોર્યાં હું ઓળખી શકતો નથી તો વળી આ ક્યાં નવી બલા વધારૂં!'...લે, બાપા, તારૂં પોર્યું તને મુબારક!'

લોર્ડ નોર્થનો જીવ તો આસમાન સે લાગી ગયો.

'હમો આ ઝાડીમાંના ચોરો છીએ' રાજાએ જણાવ્યું 'પણ જો તું પેલા દરવાજાની કુંચી હમોને આપશે તો તારી પાસેથી મેળવેલી બધી માલમતા પાછી આપીશ.'

'મને પહેલાં અંદર જવા દો તો પછી આપું' નોર્થ કસ્યો.

'કબુલ' રાજાએ જણાવ્યું.

નોર્થે રાજાને કુંચી આપી અને રાજાએ તેને દરવાજો ઉઘાડી પોતાની બાસ્કેટ સાથે મહેલના બાગમાં જવા દીધો.

"પોર્યા...પોર્યા...હું ધારૂં છ કે તું જરા મોટો આવ્યો જરૂર જરૂર કોઇ પીર પયગંબર થઇ જાત!' નોર્થને ઝડપું કદમે નહાસી જતાં જોઇ રાજા કેપ્ટન તરફ જોઇ હસ્યો.

"સીપાહીને આ બનાવની ખબર પડતાં આપણી પાછળ હવે ધાડું તુટી પડશે!' ઓરસુનો ફીકરમંદ થતો બોલ્યો.

"તમારી ભૂલ છે, ડયુક. નોર્થ એવો બદમાશ છે કે પોતાનો જાન બચાવવા જતાં તેને દુન્યા જેહાનમમાં નાંખવી પડતી હોયતો તે ખુશીથી તેમ કરે. એ તો જરૂર ચૂપ રહેવાનો!'

તેઓએ પોતાના ચહેરા પરથી બુરખા કાઢી નાંખ્યા અને નોર્થના જવા પછી અરધે કલાકે તેઓ બાગમાં દાખલ થયા અને ઝડપું કદમે આગળ વધવા લાગ્યા. પાએક કલાક તેઓ ચાલ્યા હશે કે તેમને તે બાજુએ ફરતા પહેરેગીરે રોકયા.

'ખબરદાર! મને હુકમ મળ્યો છે કે હયાંથી કોઇને જવા દેવો નહિ!'

'તને કોણે હુકમ આપ્યો છે?'

'બીશપ ગારડીનરે.'

'હું રાજા છું. ચાલ, બાજુ હઠ! તારીપર કાંઇ આવી પડશે તો તને બચાવનાર હું છું.'

અને દમામથી ફીલીપ કેપ્ટનને લઇ આગળ વધ્યો. ઓરસનો તો બહાર દરવાજાપર દેખરેખ રાખતો ઉભો હતો.

તેઓ મહેલ આગળ આવ્યા કે સર ફ્રાન્સીસ મેલવીલે આગળ આવી રાજાને રોકયો.

'મુરબ્બીજી કોઇને પણ હયાંથી પસાર ન થવા દેવાનો મને સખત હુકમ છે. રાણીમાતાની જીંદગી ભયમાં છે' તેણે નરમાસથી અદબઆદા કરતાં જણાવ્યું.

કેપ્ટન બી જે ઝાડના ઓઠામાં ઉભો હતો તે હવે આગળ આવ્યો ને તેણે થોડો ખુલાસો કર્યો કે મેલવીલ સલામ કરી બાજુએ હઠયો ને રાજાને તેણે પસાર થવા દીધો. પાંચ મીનિટ પછી ફીલીપ રાણીના ઓરડામાં જઇ ઉભો.

ડાકટર મોર્ટ કલીફે કરેલું ઓપરેશન બહુજ ફતેહમંદ નીવડયું હતું. રાણી હવે બચી જનાર હતી પણ બટ દઇને ખરો ખોલાસો કરી દેવાની હવેજ જરૂર હતી. તેણે હવે ખુલ્લુ જણાવી દીધું,

'મુરબ્બીજી, તમારે ત્યાં વારસ થનાર નથી!'

તે સાંભળતાં રાણીનો ચહેરો ફીકકો થઇ અને દયાજનક રીતે તેણી રડમસ થઇ ગઇ. તેણીનો ચહેરો એવો દર્દમંદ થઇ ગયો કે તે જોતાં ડાકટરનું જીગર ચીરાઇ ફસાઇ ગયું.

'મારા ખુદા! ફીલીપ શું ધારશે?' તેણી આંસુ પાડતી પોતાના હાથો ચોળતી પૂકારી અને તે પછી દુઃખ ન સહન થવાથી તેણી ડુસકે ડુસકે રડતી તકયામાં માથુ નાંખી ઉંધે મસ્તક પડી. ગોયા તેણીનું જીગર તૂટી જતું જણાયું.

હવે ડાકટરે દાવપેચની બાજી ખેલી અને તેણીને ફુસલાવતાં તે બોલ્યો,

'મારાં નામવર, તમારે રંજીદા થવાની જરૂર નથી. તમોને હવે બચ્ચાં તો થનારજ નથી, તો પણ તમે કાં નહિ દુનીઆમાં માતા તરીકે જાહેર થઇ શકો? હવડાંજ એક ઠેકાણે એક સ્પેનીશ બચ્ચાંનો જન્મ થયો છે. તમો કહો તો તે હું લઇ આવું ને તમારાં બચ્ચાં તરીકે જાહેર કરૂં!'

મેરી એ પહેલાં તો તે વિગત તુચ્છકારી કાઢી પણ ધીમે ધીમે ડાકટરે તેણીનાં નબળાં ભેજામાં તે ઝેર પચાવ્યું અને રખે તેમ થતાં તેણી ફીલીપનો પ્યાર હમેશ માટે ગુમાવે એવી ધાસ્તીએ તેણી આનાકાની સાથે તે જૂઠાણામાં શરીક થવા કબુલ થઇ.

'ઓ મારા ખુદા!' તેણી આકાશ તરફ જોતી કરગરી, 'મારો ગુનાહ માફ કર! હું એ બધુ ફીલીપને માટેજ કરૂંછ! તેના વગર મને મારી જીંદગી નકામી છે. બચ્ચાંની ખબરે એ મારાપર કેટલો વીહલો થયો હતો. કાલે મુસાફરીમાં એ કેટલો બધો ભલો હતો. બચ્ચું જોતાં એ જરૂર મારાપર દીવાનો થશે! માફ...માફ કર, મારા બાપ!'

નસોસ થતાં તેણી હવે ભર ઉંઘમાં પડી અને તેમાં ફીલીપના હવાઇ પ્યારનાં સ્વપ્નાં જોવા લાગી.

પોતાની યુક્તિથી ફુગરાતો ડાકટર હવે એક કલાક બાદ રાણીના ઓરડામાં બાસ્કેટ સાથે દાખલ થયો. તે પોતાની ફત્તેહથી એટલો બધો અંધ થઇ ગયો હતો કે નાના બચ્ચાં માટે જોઇતાં કપડાં લેવાની તેણે કશી પરવા કરી નહતી. તે બચ્ચું કલાકોનું ભૂખું હોવાથી નબળા અવાજે રડતું હતું પણ તેના રડવાની કોને દરકાર હતી?

'મારાં નામવર, તમારો બેટો, ઇંગ્લાંડના ભવિષ્યના શાહનશાહ!' ડાકટરે જણાવ્યું.

બીજી પળે ગારડીનર અને ફાધર એનોક ખુશાળ થતા થતા અંદર આવ્યા.

'ઇંગ્લાંડની મુબારકબાદી કબુલો, મારાં નામવર!' ગારડીનરની લપલપી ચાલી. 'તમારો વારેસ બેટો છે. શુકર ખુદા! ઇંગ્લાંડ આખું આજની ખુશાળીથી ગાજીવાજી રહેશે. હું તાકીદે આ

શુભ ખબર લંડન ખાતે મોકલીશ અને વીંડસર ખાતે નામદાર રાજા સાહેબને—'

તેજ પળે બારણું ઉઘાડી ફીલીપ અંદર આવ્યો.

ગારડીનર એકપળ સુધી સુનો . સાવજ બની ગયો; પણ તુરત સાવધ થઇ હસ્તે ચહેરે આગળ આવી બોલ્યો,

'મારા નામવર...જુઓ તમારો બેટો...સુરખ્ખીજી, આબાદ તમારોજ નમુનો છે !'

રાજાએ તે બચ્ચાંને નરમાસથી પોતાના હાથમાં લીધું ને તેનું પેહરણ ઉંચકી ફીક્કું હસીને કહ્યું,

'ગારડીનર, બાદશાહી બચ્ચાં સોનાની બંગડી સાથે જન્મે છે એ મેં આજેજ જાણ્યું.'

દરેકના ચહેરા જોવા જોગ થઇ ગયા. તેઓ જબરા ગભરાટમાં પડયા પણ કુનેહ બાજ ગારડીનરે સીપલાસ કીધો,

'એ તો ડાકટરે બુલંદ નસીબની નીશાની માટે એ પહેરાવી છે.'

'અંહ ! એમ છે કે ? તો એને કહેની કે તે કાઢી નાંખે ?' ફીલીપે ડાકટરના હાથમાં બચ્ચું આપતાં કહ્યું. તે કમબખ્તે બંગડી કાઢવાના ફાંફાં માર્યાં પણ કાંઇ વળ્યું નહિ. બારે ગભરાટમાં તે બોલ્યો,

'એને કુંચી મારેલી છે.'

'ખોલતો કેમ નથી ?' રાજાનો તકારો થયો.

ગારડીનરને દાબર એનોક તો ભયમાં હવે થરથર ધ્રુજવા લાગ્યા.

'બદમાશ, એની કુંચી તો આ રહી!' ફીલીપ બારે ગુસ્સામાં તરડાયો.

કાવત્રું નિષ્ફળ ગયલું જોઇ રાણી બારે ગભરાટમાં પડી અને એકદમ બેભાન થઇ ગઇ. બચ્ચું પણ રડતું બંધ થયું. રાજાએ કુંચી વડે તે બંગડી ખોલી ગારડીનરને આપી જે પર

"રાજાની ભલી દુવા સાથે"

ના અક્ષરો જોતાં તેનો જીવ બેતાબ બની ગયો. ભયમાં થરથર કાંપતો તે ગુંઠણ મડયે પડયો,

'દયા...મુરબ્બીજી...દયા કરો !'

'દયા...હવે તું દયા માંગેછ, કંગાળ !' રાજા જે અદબવાળી તુચ્છકારથી બધા તરફ જોતો ઉભો હતો તે ચીચવાયો. 'મારે હવડાં સીપાહી બોલાવવાનીજ ખોટી છે કે તારૂં આવી જ બને. ગારડીનર, મેં તને ચેતાવ્યો હતો. તું મને ઓળીમાં હીંચકા ખાતું બચ્ચું સમજ્યો હતો પણ તારી બદમાશીનો ભોગ તું પોતે થઇ!' ફાંસીને લાકડે લટકશે'

'મારા નામવર, માફ કરો. તમારી ચુપકીદીની કિંમત તમે ઇંગ્લાંડની રાજગાદીથી માંગી હતી. ખુદાના પાક કસમથી કહુંછું. કે તમારો રાજ્યાભિષેક થશે !'

'આહ ! આખરે દાવ આવ્યો ખરો !' ફીલીપ મનમાં મલીદા જમતો વિચારવા લાગ્યો. 'ફિટ, ગારડીનર, તારા જેવા પુજ્ય ગુરૂએ આવી માણસ આગળ ગુંઠણ મડયે પડવું સજા વાર નથી.'

રાજા તે બચ્ચાંપર પ્રેમથી વાંકો વળ્યો ને પટપટયો.

'હું ઇચ્છુંછ કે તું મારો હકદાર દીકરો હોત!' એકાએક તે બચ્ચાંનો દેખાવ જોતાં તે ચોંક્યો.

'ગારડીનર, તું મુરો ઉજબખ. હું તને હુસ્યાર સમજતો હતો પણ તારા જેવો બેવકુફ ગધેડો બીજો નથી. મર મર અનાડી. આ બચ્ચું તો ફૂલ ગુજર થયું છે. તું એનો ખુની થયો છે. કંગાળ, તારે તો કોઇ બાનુને ફુસલાવવી હતી. જેહનાં મેનેજ વિના આ બચ્ચું ટળવળીને મરી

ગયું છે. તારી હેમાકતનો તેં આ કિમતી ભોગ આપ્યો છે. ખુદાને તેનો તું જવાબ આપજે!' અને ભારે રોષમાં બહાર નીકળી રાજા પાછો વીંડસર ગયો.

---

## પ્રકરણ ૨૭

### જયસે કુ તયસે મીલે વહાં લાત, લાત ઓર લાત—

ફીલીપે મહેલમાં બનેલા બનાવની દરેક વિગત આઇનેઝને જણાવીઃ કેવી રીતે વીલની કોશીશથી તેણે ગારડીનરનું કાવત્રું નિષ્ફળ કર્યું હતું તે કહી પોતાનો જલદીથી રાજ્યાભિષેક થનાર હતો તે બાબે પોતાની ખુશાળી જાહેર કીધી. તેણે સોગંદ ખાધા કે રાજા થતાં તે પોતે ગારડીનરને દૂર કરશે ને તેની જગ્યા વીલ મછવા વાળાને તેનાં ખરાં નામ હેઠળ આપશે.

" તે પ્રોટેસ્ટંટ હશે...તેનો કાંઇ વિચાર કીધો મુરબ્બીજી!' ઓરસુનો ફમકમીને બોલ્યો.

' પોર્યો, પોર્યો, આ તમારો મત ભેદ ક્યાં સુધી રહેશે? શું તે પ્રોટેસ્ટંટ છે તેથી ફેંકી દેવાનો છે? શું તે ઇશ્વરનું પેદા કરેલું પ્રાણી નથી? ધર્મ એ શું છે? ધર્મની મતફેરી શામાટે જીંદગીનાં બનાવોમાં વચ્ચે લાવવી જોઇએ. જેમ ઇશ્વરે તેને પેદા કર્યો છે તેમ તેણે આપણને બનાવ્યા છે. તું શું એમ કહેશે કે તેનો પેદા કરનાર જૂદો હતો? તો પછી આ ભિન્નતા શામાટે? શરમ છે, ઓરસુનો, તારા આવા વિચાર પર! એક માણસ જૂદા મતનો છે તો જાણે તે આપણા ધિક્કારને પાત્ર છે એમ ધારવાની શી જરૂર છે? હું ખરૂં કહું છું કે મારી સામે કાવત્રાં રચતા એક કેથેલીક કરતાં આવા એક ભલા પ્રોટેસ્ટંટને હું વધુ પસંદ કરું છું; જોકે તેના ધર્મ સામે મને જ્યારે અભાવ છે. બહારથી મીઠું બોલી પાતાળ પાણી ચલાવી મોટી કોરડી રાખતા દુષ્ટ કારગા કેથેલીક કરતાં આ ભલો પ્રોટેસ્ટંટ વધુ ઉત્તમ છે. એ કાંઇ તારાને મારા જેવો સાચુ સુકાલ્યો નથી. યાદ રાખજે કે ઇંગ્લાંડનો એ સરૂથી નામિચો પુરૂષ બહુ જલદીથી થશે.'

' તમારી વિંટી, મુરબ્બીજી; હજી તેની પાસે છે. તેની સર્વોપરી સત્તા તો તમો નામવર સમજો છો.'

' ખરી વાત; મને હવે તેની જરૂર છે અને તેને તેમ નથી. આજથી ગારડીનર મારા સપાટામાં છે. તેનાથી હવે ચુકે ચાં થાય તેમ નથી. વીલ આપણા સ્ટીફન્સને છોડી દેશે ને વિંટી જરૂર મોકલી આપશે.'

તેજ પળે વેલાસકેવેઝ દાખલ થયો અને ભારે ઉસ્કેરાટમાં ખબર આપી કે ગુમ થયેલા ત્રણે સ્પેનીશ સીપાહો પાછા ફર્યા હતા.

' શાબાશ...ખુબ કામ કીધા! કેમ, દીકરા ઓરસુનો! હવે બી તારી ખાતરી થઇ કે નહિ કે વીલ પોતાનો બોલ પાળ્યા વિના રહેતો નથી!'.

હવે ફીલીપ આઇનેઝ તરફ ફરી બોલ્યો,

'મારા જાન, તારા પપા કયારે પાછા ફરે છે?'

' આજરાત્રે તેઓ તને મળવા હયાં આરેલાજ છે.'

' બોલાની લાવ, મારાં હુજુર.'

ફીલીપે તે બૂઢા એડમીરલને હપમેર આવકાર આપ્યો ને પૈસાની મોટી રકમ લેવા ફુસલાવ્યો.

' મારા નામવર, મને પૈસાની, હરી જરૂર નથી. ખુદાનું આપેલું હું અને મારાં બચ્ચાં ખાઇયે તે કરતાં પૂરતું છે. મારૂં છે તે તારૂં ને આઇનેઝનું જ છે એટલે મને બીજાની શી જરૂર'

'શું તમને બીજું કશું જોઇતું નથી, પપા' ફીલીપે ખુશ થતાં સગાઇ કબુલ રાખી જણાવ્યું.

પીઝારો અચકયો. 'કાંઇબી નહિ, દીકરા' પણ સહેજ અચકી તેણે કહ્યુ 'પેલા વાઇન જેવો ચોરો મળે તો બસ છે.'

'મોટી ખુશીથી' ફીલીપ ખુશ થતો બોલ્યો. ઓરસુનો, તેની તાકીદે ગોઠવણ કર. ખુદા હાફીઝ મુરબ્બીજી અને શેકહેન્ડમાં તેણે ચાંપીને તે બૂઢા નો હાથ હીલાવ્યો.

આઇનેઝ પોતાના બાપ સાથે બહાર ગઇ. તેણી તેને પોતાના ઓરડામાં લઇ ગઇ. બાપ બેટી પેટ પુરતાં મળ્યાં, ભેટયાં, રડયાં-હસ્યાં. આઇનેઝ જાણે તેને છેલ્લોજ જોતી હોય તેમ તેણીને લાગ્યા કીધું.

હેમ્પટન કોર્ટના બાદશાહી ઓરડામાં ફીલીપ ધસારાબંધ ચાલ્યો ગયો ત્યારેજ ગારડીનરે છુટકારાનો દમ ખેંચ્યો.

'સદ્દભાઇથી બચ્યો!' તે પટપટયો.' પણ હવે બોનરે મને મદદ કરવી પડશે નહિ તો મારૂં આવી બન્યું કેમકે હું એકલો રાજાના રાજ્યાભિષેક માટે પાર્લામેંટ પાસે કબુલાવવા અશકત છું. ગમે તેમ પણ મને વચન મળ્યો છે એટલે બસ છે. હું તે પહેલાં કાંઇ નવું જૂનું કરી નાખીશ.'

ડાક્ટર તો બેશુદ્ધ થયલી રાણીને જાગ્રત કરવામાં રોકાયો હતો. ધીમે ધીમે તેણી હુસ્યાર થઇ અને તે પછી આંખો ઉઘાડતાં,

'મારો ધણી, રાજા કયાં છે?' નો પહેલો સવાલ પુછ્યો.

'મારાં નામવર' ગારડીનરે આગળ આવી ખોલાસો કર્યો- 'બચ્ચું મરણ પામ્યું છે: નામવર રાજા સાહેબને મેં સમજાવી લીધા છે ને તેમના રાજ્યાભિષેકની કબુલાત આપી છે. તેઓ નામવર આ માટે તમને સહજ પણ દોષિત ગણતા નથી.'

'શુકરે ખુદા! આ ભેદ જળવાશે કે?'

'તમો નામવર જરા પણ ચિંતા ન કરો. હું બધી ગોઠવણ કરીશ ને તમારી રજાથી બોનરને મળી ઉતાવળ કરીશ.'

રાણીએ ડોકું નમાવ્યું. 'પણ લોર્ડ નોર્થ?' તેણીનો સવાલ થયો.

'હું તેને બોલાવી મંગાવીશ, મારાં નામવર.' મેરી હવે બીછાનામાં બેઠી અને પારણાં તરફ જોઇ કમકમતી બોલી,

'આ બહાર કાઢ!' અને બીજી પળે તેણી ધસાધસ રડી પડી.

ડાક્ટરે તે પારણું ઉંચકયું અને ઓરડામાંથી બહાર લઇ જઇ મુકયું.

જૅન મૉઇટનાં બચ્ચાંનું શબ ગારડીનરના જાસુસે તેને છુપી રીતે લઇ જઇને આપ્યું. લોર્ડ નોર્થની બધે બાધ તજવીજ કરતાં તે કયે પણ જણાયો નહિ. તપાસમાં જણાયું કે કાવત્રું નિષ્ફળ ગયલું જોતાંજ તે મહેલમાંથી ઉભી પૂંઠીએ નહાઠો હતો. તેની આ નાસભાગથી ગારડીનરને ચિંતા થઇ.

મૉઇટ ને પોતાનું બચ્ચું મુવેલું ગણતાં તેણી મેરી તથા તેણીના ગળત્યાઓ પર હજારો હજાર શ્રાપ નાંખ્યા. આ મહાપાપમાં ભયંકોરાઇ બચ્ચાંનું નસીબ બુલંદ કરવાની હવાઇ કોશેશ કરવા માટે તે પોતાનાં જીવને ભારે કહુવા દેવા લાગો. કમબખ્ત લોર્ડ નોર્થ જાણે જીવતો મરી ગયો હતો. બધથી કાંપતો, ફીક્કે ચહેરે બીજા દિવસની સહવારે તે બીશપ બોનરના મહેલ આગળ આવી પુગ્યો.

ત્યાંના નોકરે તેને ન ઓળખતાં તેને કોઇ છુપો જાસુસ ધારી બારણું બંધ કરી દીધું પણ નોર્થે હોહોહો કરતાં બારી ઉઘાડી નોકરે ઓળખ માંગી.

'જાગ, તું શું મને નથી ઓળખતો? હું લોર્ડ નોર્થ છું અને આખી રાત મુસાફરી કરતો

ખીશપ ઓનરને મળવા આવ્યો છું. નામવર શાહનશાહ ખાનુ તરફનો તાકીદ હુકમ હું લઇ આવ્યોછુ.'

'માફ કરજો, મારા લોર્ડ! પણ તમે એવા બદલાઇ ગયાં છો કે જરાએ ઓળખાયા નહિ!'

'મારી પેઠે તને પણ ત્રણ રાતનો ઉજાગરો ને આખી રાતની મુસાફરી કરવી પડે તો કેટલા પીસે સો થાય છે તે જણાય. દોડ, દારૂ લાવ. તેટલાં કપડાં પરની ધૂળ હું પખોડી કાઢું!' અને તે નોકર દારૂ લેવા ગયો કે નોર્થ જરા થાકેલો થયો. દારૂ આવતાં તેણે ત્રણ ચાર ગ્લાસ યા હોમ પીધ્યાં. 'આહ! હવે જરા ઠીક લાગેછે. દોડ, વરદી આપ.'

બે મીનિટ પછી નોકર પાછો ફર્યો અને પોતાની સાથે લોર્ડ નોર્થને લઇ ગયો.

ઓનર તે ખબર સાંભળવાને એટલો બધો આતુર બન્યો હતો કે પૂરાં પાધરાં કપડાં પહેરવાનું પણ તેને મન થયું નહતું.

'કેમ, શી ખબર છે?' પહેલો સવાલ થયો.

'કાવતું નિષ્ફળ ગયું છે. રાજાને કોઇ બી ક્રીસમે ખબર પડેલી હોવીજ જોઇએ.'

'એટલે? કાવતરં શું ને વાત શું? જરા ખોલાસો કર'

બીશપ ઓનરની આ સરકશી સાંભળતાં લોર્ડ નોર્થ સુનો સાવાજ બની ગયો. તે તો હવે તતપપ કરવા લાગ્યો ને હાથ જોડતો બોલ્યો,

'મારા લોર્ડ, હું તમારો આશ્રય માંગું છું કેમકે નિષ્ફળતાનો બોજ મારા પર ઉતરી મારી ગરદન જશે!'

ઓનરે આ પછી તેની પાસેથી સંપૂર્ણ હકીકત જાણી. તે સાંભળતાં આ મહાપાપ સામે કમકમાટ જાહેર કરી તેણે પોતાના હાથો ઉંચા કર્યા; પણ બીજી પળે જો હવે પછી નોર્થ તેના હુકમ મુજબ ચાલવા કબુલે તો તેને બચાવી લેવાની કબુલાત આપી.

'મારે રાણીને ખુશ કરવા કાંઇપણ એકદમ કરવું જોઇએ' ઓનરે વિચાર્યું. 'ગારડીનર જ્યાં નિષ્ફળ ગયો છે ત્યાં મારે ફત્તેહ મેળવી મારી સત્તા બેસાડવી જોઇશે.'

'આ કાવત્રાં આગમજ કઇ બાબતમાં તને રોકવામાં આવ્યો હતો?' સવાલ થયો. 'યાદ રાખ કે મારી મદદને મહેરબાનીની બલકે મારા હુકમપર તારી જીંદગીની દોરી લટકે છે. મને ઠગવાની કોશેશ કરતોજ ના કેમકે મારો હાથ બહુ લાંબો છે.'

"લેડી એડીથની છૂપી જગ્યા શોધવા રાજાપર જાસુસી ચલાવવા મને રોકવામાં આવ્યો હતો" નોર્થે એકરાર કર્યો કે ઓનરે ખુશાળીમાં હાથ મસળ્યા.

'કેમ, તને કાંઇ જણાયું?'

'હા, મારા નામવર. રાજા ત્રણ માછીવાળાં પીઠામાં અવાર નવાર ઉતરે છે.'

'તે તો લોર્ડ ફ્રોર્ટનીની જાગીર આગળ છે ને?'

'હાજી, દોઢેક માઇલ દૂર છે.'

'તે મકાનની ઝડતી બીજાઓની પેઠે લેવાઇ હતી કે?'

'હાજી, રાણીમાતાના પેહરેગીરોએ લીધી હતી!'

'તેમનો સરદાર કોણ હતો?'

'સર ફ્રાન્સીસ મેલવીલ.'

'પોલનો ભત્રીજો-તે તો ચુસ્ત કેથોલીક છે.'

'હા, પણ લેડી એડીથનો તે આશક કહેવાય છે.'

'ખરેખર?'

'હા, મારા નામવર, ગારડીનરે મને તેનાપર જાસુસી કરવા પણ જણાવ્યું હતું.'

'છતાં ગારડીનરે તેને તે મકાનની ઝડતી લેવા મોકલ્યો?'

'નહિજી, ઝડતી લેવા તો લેફ્ટેનંટ સર રોબર્ટ એન્ડુ ગયો તો!'

'કોણ, પેલો સ્કોચ! હું માનુંછ કે તે પોરી તે તરફજ સંતાયલી હશે. તેજો પકડાયને

ટાવરમાં પડે તો મારી ખાતરી છે કે રાણી માતા મારાપર કુરબાન થઇ જશે. રાણી માતા તેને કેવાં ધિક્કારે છે તે તો આપણે સારી પેઠે જાણીએ છીએ.'

'હું ચોક્કસ દરજ્જે ફત્તેહ પામ્યો છું, મારા લોર્ડ. એક પાદરીએ મારૂં કાગળ તેણીને પૂગાડયું છે કે જેમાં ફ્રાન્સ જવાને રાત્રે "ત્રણ માછી" નાં પીઠાં આગળ મળતા સર ફ્રાન્સીસને નામે મેં લખ્યું હતું. મારી ખાતરી છે કે મારી યુક્તિ જરૂર ફાવશે.'

'તેમ છે તો ખુદાને ખાતર તું ત્યાંજ જા.'

'મને ઉંઘની જરૂર છે. મારો ઘોડો સદંતર થાકી ગયો છે.'

'તું ત્યાંજ રહે. તારે માટે ખાનું મંગાવું છું. તારા ઘોડાની ચાકરી થશે પણ હાલ તું મારો પોતાનો વાપરજે.'

બીશપ ગારડીનર આવવાની વરદી નોકરે આપતાં તેઓ બંન્ને ચોંકયા. ઓનરે બાજુમાંના પરદા તરફ આંગળી કરી કહ્યું,

'ઝપ કર !.'

બીજે પળે લોર્ડ નોર્થ ત્યાં જઇ ભરાયો કે બીશપ ગારડીનર અંદર આવ્યો. બારણું બંધ થતાંજ તે તુરતજ ઉંચે સાદે બોલ્યો,

'મારા લોર્ડ, બધી મોહકાણ વળી ગઇ છે. આપણું આવી બન્યું છે. રાણીને આપણાં કાવતરાંની ખબર મળતાં તેણે તે નિષ્ફળ કર્યું છે. પોતાના ગુનેગારોના હિમાયતીઓ તે હવે પોતાના રાજ્યાભિષેકથી માંગે છે.'

'મને શું સમજ, ગારડીનર ? એ તું કયા કાવત્રાંની વાત કરે છે. એ તું તારી વાતમાં મને શાના સંડોવે ? મને તો કશી ખબર નથી !' ઓનર તુચ્છતાથી તરડાયો.

'ગારડીનર તો સ્તબ્ધજ થઇ ગયો. નોર્થ કરતાં તે ઓનરની બદમાશીથી વધુ બેબાકળો બની ગયો હતો.

'મારા લોર્ડ તમે મને આ કહેવાની હિમત કરો છો કે જયારે તમે પોતે રાણીમાતા ગુજર પામતાં તમને રીજંટ થવાના કામમાં મારી મદદ માંગી હતી !' તે કાંઇક ઉશ્કેરાઇને બોલ્યો.

'ચુપ...ચુપ...ચુપ ! બુમ ના પાડ. મને એ કાવત્રાં સાથે કશો સંબંધ ન હતો. તે તારૂં કામ હતું.'

'ત્યારે તે જાણવાનું તમો કબુલો છો ને ?' ગારડીનરે તેને સચોટ પકડતાં કહ્યું.

'નહિ, હું ના પાડું છું. તેની ખબર તો તેં હમણાંજ મને આપી છે.'

'ખુદા તમોને માફ કરે, મારા લોર્ડ ! મને લાગે છે કે લોર્ડ નોર્થે બદમાશી કરી છે. તેનો નાશ કરવો પડશે ને તેના મદદગારોને પણ ઉડાવી દેવા પડશે !' ગારડીનરે કાંઇક નિખાસથી જણાવ્યું. 'નોર્થને જીવતો રાખવામાં જોખમ છે.'

નોર્થ આ સાંભળતાં ધ્રુજયો. તે એટલો ગભરાયો કે પડી જતાં બચવા તેણે પડદો પકડયો. પડદાને હીલતાં જોઇ ગારડીનર તે તરફ ધસી ગયો ને તેણે નોર્થને બહાર ખેંચી કાઢયો.

'આનું શું કારણ ?' ગારડીનરે ગડગડાટ કીધો. નોર્થ ગુંઠણ પડે પડી આજીજી કરતો બોલ્યો,

'મારા લોર્ડ મેં કશો ગુનોહ કર્યો નથી. તમેજ કહ્યું હતું કે નિષ્ફળ જતાં મારે મારો જાન આપવો પડશે તેથી હું ત્યાં આરામ માટે આવ્યો છું.'

'ક્યારે ?' ગારડીનરનાં ભવાં ચઢી ગયાં.

'આવીસને બલા, આવીસને !' ઓનર વચ્ચે પુરાયો. 'મેં આ શખ્સને તેની જીંદગી બચાવ-

વાનું વચન આપ્યું છે એટલે હું મારો વચનનો ભંગ કરી શકતો નથી.'

'પણ એણે રાજા આગળ આપણો બરમ ફોડી દીધો છે!' ગારડીનર ચીચવાયો.

'નહિ, મારા લોર્ડ, નહિ, ત્રણ બુરખાવાળાઓએ મને દરવાજા આગળ રોકયો હતો ને બચ્ચાંને લઇ તે પાછું મારે સ્વાધિન કર્યું હતું. તમે કહેશો તેવા સોગંદ પર હું કહીશ કે તેમાં લેશ માત્ર પણ જુઠું નથી.'

'એને કેદમાં રાખવો જરૂરી છે' ગારડીનરે ધીમા અવાજે ઓનરને સુચના કરી.

'નહિ, બાબા, નહિ. કાવત્રું તારું પોતાનું હતું તો પછી આ બાપડા નિર્દોષ પર તેનો ટોપલો શા માટે નાંખે છે? હું એની ચુપકીદી માટે હું જામીન થઇશ. તમે એને છેડો ના.'

ગારડીનરથી હુજ્જત થઇ નહિ. તેને લાગ્યું કે તેણે આતશ સાથે ચેડાં કાઢવામાં પોતાનાં આંગળાં દઝાડી દીધાં હતાં અને તે હવે ઓનરના સપાટામાં હતો.

'ફીલીપનો રાજ્યાભિષેક કરાવવા પાર્લામેંટની સંમતી મેળવવામાં મને તમો મદદ કરશોને? મારી જીંદગીની તે કિમ્મત છે.'

'હું મારું બનતું કરીશ' ઓનરે જણાવ્યું પણ અંદરખાનેથી તેણે પોતાના હરીફનું કાટલું કાઢવાનો વિચાર કર્યો.

'થેંક્સ, મારા લોર્ડ,' કરી ગારડીનરે હવે રૂખસદ લીધી.

'તું આરામ કર નોર્થ. હું તને કપડાં પણ આપીશ' ઓનરે જણાવ્યું.

'તે છુપો પોષાક જોઇશે, મારા લોર્ડ. મને બીશપ ગારડીનરની ધાસ્તી લાગે છે. મારો પોષાક સર ફ્રાન્સીસ મેલવીલ જેવો હશે તો મને જાવવાનો દરેક સંભવ રહેશે.'

'હું જોઇ લઇશ. તું આ દાઢી કાઢી નંખાવ. બરાબર ચાર વાગતે નીકળજે.'

'હું તૈયાર રહીશ, મારા લોર્ડ.'

નોર્થ ખુશ થતો બાજુમાંના ઓરડામાં જઇ બીછાને પડયો. (સાંધન છે)

# "DISAPPOINTMENT"

*( I for Gulshan )*

By—M. H. Bumla.

I am *no more what love* should made,
If she whom I loved had been true.
True, love, is a fearful trade,
And whoever exchanges shall rue.
I am no more what I should have been;
If she whom I loved were not fair;
Oh! I see not what I should have seen,
If she whom I loven did not fail.
I teach what I have bitterly learnt:
Love, coming too sudden, too sudden will go.
Hers came like a dream; like a vision it went,
Where or to whom I care not to know.
Ye men ! beware of a maiden,s love;
Trust *not her love, oh, trust not* her smiles.
Thou your heart may melt and move,
The *smiles* of a maiden are wiles.
Desected who give me solace ?
Weeping, who sees the drops in my eyes,
Or the grief impressed on my face ?
Thus I am wasting and pining away,
Unbeheld, unwatched of her eyes.
From even to night, from midnight to day,
Existing on desolate sighs.
Wherefore did I the fair flower see,
I wherefore its fragrance enjoyed,
*If destined mine never to* be,
With matter most object allowed ?
In the folly of love, a wonderful price,
I *had* set on that *diamond so false*,
With lustre so fair to entice;
But oh 'twas a stone in disguise.
She had a false unwomanly heart;
Her eyes had for all men a wink.
Alas ! *hearts my* unite and part,
But love-fooled, I paused not to think.
*Her heart* seemed a *Heaven of truth*,
*Me thought the truth I read in her eyes*
Alas I she left without pit or truth,
For her heart was a Hell of Lies.
O earth be kind and open thy womb,
And me *in thy hollow* receive;
That there in my unconscience tomb,
No more I may sorrow or grie e ?
And though O Sea, when thy vwaters are high,
Convey me again on thy wave,
And with a groan and a *last* long sigh
In thy depths prepare me a grave.

31-5-1916.

## My baby

Farewell! Baby ! Gift Celestial !
Nartured by thy Faker's hands,
Who, with bleeding heart, at Midnight,
Witness of thy Burial stands !
Oh !how cruai ! sods of dry eark
Go on falling on my Child—
Fairer than the fairest flower—
Ah ! it makes my mind *sun wild* !
Am I dead or am I living ?
Am I walking or asleep ?
What was living ? what has parted ?
Solve the direful Riddle, deep.

**Trinbakrai Jadaorai Desai**
Barrister at Law.

## "The hand that rock the cradle Rules the world."

Yes! without doubt, but in these days of stress the foot must do the rocking, while hand and brain are busy for the Empire. Not for one second must our home be neglected. Do our pink-checked, chubby children in India look like it? Our hearts go out in pity to the few, comparatively very few white faced mites we see, but that, it is safe to say, is due to the purse when the wherewithal is not forthcoming for the expenses of the hills, not to lack of care. Patriotism to-day is best shown by the lists of the comforts dispatched by the St. John Ambulance Association. These same workers will greet with pleasure one who has come to tell them of the wonderful work being carried on by the Scottish Women's Hospitals for Foreign Service, a truly marvellous undertaking inaurgurated by voluntary workers as a labour of love for their country and its Allies. A Scottish women's effort originally, it has grown from a national into a world-wide organisation.

Mrs. Abbott is to tour India lecturing at all the large stations, and those of our readers who cannot have the opportunity of hearing her should write to her and ask for literature telling of this work. Not only have our own men been helped, but France, Serbia, the Allied troops at Salonica, and Russia have all had Units, Hospitals and Transport Columns. It is now a matter of history, the splendid work done by the Scottish Women's Hospitals in Serbia, fighting the typhus, and the hardships they endured when they were obliged to flee with the refugees across the snow-covered passes But this is only one case. There are many more as fine pieces of work steadfastly carried out in the face of overwhelming difficulties.

For details write to Mrs. G. F. Abbott, c/o Thomas Cook & Sons, Hornby Road, Bombay. All donations should be sent to the Hon. Treasurer, Mrs. Mansel Young, Asansol, Bengal, or to the Alliance Bank of Simla, (Head office or Branches.)

# From my Diary.

## Marriage

You urge me to marry. Now it seems to me a curious problem and worthy of deep study, why a man the moment he marries exercisefull his ingenuity to draw others in the same net. Is it from a feeling of envy of our liberty? Like the unnatural conduct of a trained elephant of India, which gives all is strength and intelligence to *entrapits la'e companions.*

I don't like the idea of matrimony Leave me to try and discover charms in it with time which works wonders. It now seems to me a system of bear and for bear-a war offensive and diffensive, quite as incomprepensible to the unimtiated as squabblings in in the commons where gentlemen say the most disgreeable things in the world to one ano'her, laugh at them and shake hands a minute after talk of a fellow member as my honourable friend and treat him as if he were a bitter enemy. Matrimony is like martrydom. I take it-fearfull to endure and only a crown of glory when are delivered from it.

( *Mysterious revenge*)

## Love.

He spoke no more than truth when he told you that you were his ideal of love and lovliness The women who is so beloved may have successors; but rival-propely so called she can have none love and different as the moon in a heaven full of stars she remains in the world of that man's heart The love-the one love that fulfils all the exigences of illusion all the charms of sense and all the pleasures of companionship comes once in a man's life time. The rests ars substitutes make shifts for love. Laura Evingham.

## Nature.

Men are more thoughtless about actions of kindness and ministering to the sensitiveness of womens' nature than those of their own sex are as arule. It must not be imputed to them. as arising from want of good feeling or heart; but simply from the fait that the business & occupations of life engross their attantion; they feel the weightier responsibilities of existence leave women to bear what they consider as lightcares-those of the heart.

( *My sterious revenge* )

## Mother's death.

As we advance to manhood our passions & our wilfulness may lead us far from the object of our filial love-we learn even to pain our mother's heart, to oppose her wishes, to violate her cammand-we may become wild, headstrong & angry at her consels or her opposition but when death has stilled her monostory voice and nothing but calm memory remains to recapitulate her vitues and good deeds, affection like a flower beaten to the ground by a past storm *raises up her head and smiles against* the tears. Round that idea the mind clings to that affection.

( *The Gipsy.* )

## Wish

We never wish that others shoud *act to our sisters and wives* as we do to otheis.

( *The Duenna. sh. K.* )

## Treatment.

Oh; men, men! Ungrateful & perverse! Oh woman! still affectionate though wronged! the beings whose eyes you turn for animation hope and rapture, though the days of revelry and mirth and on whose bosoms in the hour of sour calamity you seek for rest and consolation them when the pompous follies of your mean ambition are the questions you treat as play things or as slaves.

( Pizzars by sheridan )

# ઘડી ચપકો.

---

## વાજબી !

" ઇશ્વર તરફના કેટલા હુકમો આપણને મળેલા છે, છોકરા ? " પરિક્ષકે સવાલ કર્યો.

' દશ, સાહેબ ' જવાબ મળ્યો.

" તું તોફાની બની તેમાની એક આજ્ઞા તોડે શું થાય ? '

' દશને બદલે નવ રહે ! '

## ભાઇ ક્યાંતો–

' મારી બૈરી મને હમેશાં પૈસા માટે કંટાળો આપે છ ' રૂસ્તમ બોલ્યો ' જસી, તારે ત્યા પણ એમજ છે કે ? '

' નારે; મને તે તેમ કરતી નથી. મારી બૈરી તો ઉધરાણીનું કામે દુકાનદારને માથે રાખે છ ને તેમના તકાજા મને સાભળવા પડે છ'.

## ડાહ્યો !

" કેમ, ગુલ, તારા પપા નહિ આયા...તેમનો સરફમ કેમ છે ? ' બાઇજી એ દયા બાધી.

' છેજી, ઠીક છે. પપા કહેતાંતા કે બહાર જતા બધાં કમબખતો ઉંટ વૈદુ ફરમાવે છે તેનો ધસારામાથી બચવા માટે ઘરમાજ પડી રહેવા મા ફાયદો છે. બધાજ જ્યારે ત્યારે ડાકટર થઇ જાય છે તે—

બાઇજી પોતાને ઘરગદુ ડાકટરમા ખપાવના તા તે સફાઇથી ખરતી માપી ગયાં.

## ડાકટરનું બીલ

બેભાન થઇ ગયલા ઘરાકને ટગર ટગર જોતો ડાકટર ચોક્યો. ધીમેથી બીમારે પોતાની આંખો ખોલીને સાવધ થયો.

' તમે–તમે હાર્ટના સ્પેશીઆલીસ્ટ છેવને ? ' તે બીમારે ફાંસી કરાંઝીને પૂછ્યું.

' હા '

' ત્યારે મારા જેરી હાલતવાળાને આવું મોટું બીલ કરવાનું કારણ ? '

અને તે પાછો બેભાન થઇ ગયો

## એસ મલ્હિ સો સૅમ !

નાનો ચેકુસ–( પીંજરાંનું તાળું ખોલવાની ફોકટ કોશેશ કરતાં ) નહિ એકબી કુંચી નહિ લાગતી. માંડી વાળ.

નાનો બાઇ–શું કરવા ? મમા આવે તેવણને કહીશું કે આપણે ડાહ્યા થઇ રહેલા એટલે તેવન જરૂર કાઇ આપશેજ !

## એ તે દીલાસો !

" કમનસીબ બીચારો ! ' બીમારના ઓરડામા જતા તેનો દોસ્ત પટપટ્યો. ' હું તને ખુશી કરી તારો વખત સોહિલાવવા આવ્યો છું. સાથે સાથે ફુલ બી લાવ્યો છું. તું જીવતો હોયતો તને સુંઘવા કામ લાગેને મરી જાયતો તારી કબર પર મુકવા ઠીક થઇ પડે. લડાઇનો વખત છે એટલે કરકસરતો આપણે કરવી જોઇએ જો !

" ચાલ, ચાલ, દીકરા ! આંખ પાણી શાનો કરે છે ? તને શું ધાડે બાધીછ. હું નહિ ધારતો કે હું તને કબરમાં દાટી આવવા જેવો નસીબદાર હોઉં '

"તારો ઓરડો ફાંકડો છે હં ! પણ દાદરપર ચડતા મને લાગ્યું કે તારું રૂવાન ઉતારતાં બહુ મુશીબત પડશે. છે તે કરીને.........કાંય...... કાંય ! કેર કાંય દેછ ?

# ભલી કે ભૂંડી

( સ્ત્રી ચારિત્રનો ઉત્તમ નમુનો )

એક ટુંકી વાર્તા.

( ગુલશન માટે ખાસ. )

સતારાથી સત્તાવીસ માઇલ દૂર આવેલાં જુન્નર ગામની ગઢીમાં આજે કાંઇક જબરી ઉલટ વ્યાપી રહેલી જણાય છે. ગઢીનો વડો મોરોબાપંત પોતાના ચોરામાં ફક્ત પોત્યાંજર ગાદી તકીયાને અઢેલીને બેઠેલો આપણી નજરે પડે છે. વાંચક, તારી નજર તે જમાના તરફ ફેરવ કે જે વેળા મહાન શીવાજીએ દક્ષિણ હિંદુસ્તાનમાં હિંદુ રાજ્ય સ્થાપવાનો પ્રયાસ દરેક રીતે ફતેહ મેળવી હતી. શીવાજીના નામની હાક આખા હિંદમાં પડી હતી અને મરાઠા નામનો ત્રાસ જે પાછળથી હિંદમાં ફેલાઇ રહ્યો હતો તેની તો હજી શરૂઆત હતી.

જુન્નરની ગઢીનો વડો મોરોબાપંત નાનો ઠાકરડો હતો. તેના તાબામાં ફક્ત તેજ એકલું ગામડું હતું પણ ત્યાં તેની સત્તા બળવાન હતી. મોરોબાપંતની આસપાસ, ગામના રહીશો ફરસરડો મારી બેઠેલા હતા અને મોરોબાપંતના હુક્કાનો ગુડગુડ ગુડગુડ થતો અવાજ કંટાળેલાં મને સાંભળતા હતા. જમણી બાજુએ ખોડામાં પગ નાંખેલો એક જવાન મરાઠો બેદરકાર હએ ઉભો હતો. તેના હાથ બાંધેલા હતા તથા તેની બાજુમાં બે મરાઠા નાગી તરવાર સાથે ઉભેલા હતા. પોતાની પર ઉતરી આવેલી આ આફત તરફ તુચ્છકારથી જોતો તે જવાન ઉભો હતો.

તેનો દેખાવજ બહારવટાને દીકરા તારે તેવો હતો. જોકે આદય રૂપે તો તેનો ચહેરો કાંઇક આકર્ષક હતો. તે ખુબસુરત હતો પણ રખડેલ જીંદગી અને અનીતિએ તેનો દેખાવ ફરી નાંખ્યો હતો. પોતાની આસપાસ ઘુમી રહેલું વાદળ તે અચ્છી રસે જોતો હતો છતાં તુંદપણે હસી તે જવાન ચિંતાના ચોમેર પોતાની નજર દોડાવતો હતો. તે ખાતરીથી માનતો હતો કે તેની સજા દેહાંતનીજ હતી અને આવતી કાલે તો સામેનાં મોટાં ઝાડપર લટકી મરવાનું તેના નસીબમાં હતું. તેણે પહેલેથીજ તુંદાઇથી કામ લીધું હતું અને પોતાના ગુનાહનો એકરાર કરી દીધો હતો. મોરોબાપંતના વસમુંકરેલી દાગ જેવા ચહેરા પરથી તેણે જોઈ લીધું હતું કે તેને કોઇ પણ જાતની દયા મળનાર નહતી. તે પોતે ચોરીના માલ સાથે પકડાયો હતો એટલે હવે ના પાડવામાં કશો સાર નહતો.

મોરોબાપતે દરેક ચીજ સાંભળી રહી ; હુક્કાની નળી ફરી પાછી મોંમાં લીધી ને આઠેક ગુટકા ભરી નસકોરાં વાટે બહાર કાઢી તે જોવા માંડ્યો. તે પછી આસપાસ જોઇ ખુંખાર મારી તે તડૂકી બેઠો. તે ચોરને કેવી શિક્ષા થવી જોઇએ તે તે લોકોના ચહેરાપરથી સહેલ પામી ગયો હતો. આજ મુદત થયાં ગામમાંથી જાનવરોની ચોરી થતી હતી અને અનેક કોશેશ થવા છતાં તે ચોર સંપડાતો ન હતો બિલ્કુ હવે છટકામાં આવ્યો હતો એટલે તેને છુટવાનો છોડવાની જરૂર ન હતી. સખત શિક્ષા કરી તે પોતાની રૈયતને ડરાવવા માંગતો હતો. તેણે જોયું કે તે જવાન સીરફ બેઅદબ હતો. તેને તેની જીંદગીની જરાએ પરવા હોય તેમ લાગતું ન હતું. અલબત તે જવાન હતો, જવાનીના મદમાં ઉછળતો હતો અને તેને આ દુન્યાના ભોગોનો હજી વધુ લ્હાવો લેવા ગમતું હતું પણ તે હવે બધું નિરર્થક હતું.

તેના હોઠ ધ્રુજવા લાગ્યા. દયા માટે કરગરવા તે હ્યુપચુ થયો પણ મોરોબાપંતના ચહેરા તરફ ફરી નજર કરતાં તેણે બેદરકાર બની ચુપકીદી અખત્યાર કરી. તેની ખાતરી થઇ હતી કે તેની જીંદગીનો અંજામ આવી ચુકયો હતો.

એકાએક મોરોબાપંતનો ઘાડો, કઠોર અવાજ ત્યાં ગાજી રહ્યો:

'ભવાની માતાના કસમથી કહું છું કે અય જવાન તારો ગુનાહ પુરવાર થયો છે અને હવે તને સખ્ત શિક્ષા થવાની છે કે જેથી બીજાઓ ઘોડો લઇ આવી જાતની બદમાશી કરી, ગામને ત્રાસ આપતા અટકે!'

'તે હું કયાં નથી જાણતો!' વિઠોબા એ નફફટપણે ખડખડ હસીને કહ્યું. 'ચાલ... ચાલ...લાહેરી ના કર! તારે બોલવું હોય તે બોલી દે! નકામો દાઢમાં રાખી વાગોળ્યા શાનો કરે છે?'

'બદમાશ!' મોરોબાપંત ગુસ્સાથી બરાડયો 'બદમાશ તને તો —નહિ? મારે શાંતપણે ન્યાય આપવો જોઇએ. વિઠોબા મુરારીરાવ તને યોગ્ય ઇનસાફ આપવામાં આવ્યો છે. તારો ગુનાહ પુરવાર થયો છે ને તેની શિક્ષા તરીકે આવતી કાલે બપોરે મધ્યાને સામેના આમલીના ઝાડપર તારાં ગળાંમાં—'

મોરોબાપંત પોતાનું વાકય પૂરૂં કરી શકયો નહિ કેમકે તેજ પળે ચોરામાં એક ઘણી સુંદર દેખાવની સ્ત્રી ધસી આવી.

તેણીનું ગોરૂં મુખ અને સુંદર ઘાટઘટમ જોનારને પહેલી નજરે આકર્ષિ નાંખે તેવાં હતાં. તે જવાન નારના ગુલાબી ગાલ અને ચમકારા મારતી આંખો ખરેજ જોનારનું મન બહેલાવતાં હતાં. તે ખરેજ સુંદરતાનો નમુનો હતી. તેણીને ઉશ્કેરાયલી હાલતમાં ત્યાં ધસી આવતાં જોઇ દરેક જણ અજબ થયું. મોરોબાપંત ચોંકયો ને તેના હાથનો આંચકો લાગતાં તેનો હુકકો ઉંધો વળી ગયો. તેઓ દરેક જણ તેણીને ઓળખતું હોય તેમ લાગતું હતું. જોકે તેણીને ગામથી થોડે દુર પોતાના મકાનમાં રહેતી હતી પણ તેણી ગણપતરાવ મનસબદારની વાહલી પરણેતર હતી એવું સર્વ કોઇ જાણતા હતા. ગણપતરાવ, શીવાજીના લશ્કરમાં એક જાણીતો અમલદાર હતો અને તેના દમામ આગળ આજુ બાજુનાં નાનાં ગામો ધ્રુજતાં હતાં.

'ઓહ! મને હવણાં ખબર મળી!' તેણી આવતાં સમેત પુકારી. 'માતા, તારી મહેર કે હું મોડી આવી નથી.'

તે કેદી જે બીજી બાજુએ ટગર ટગર જોતો હતો તે ભારે ઉશ્કેરાટમાં લાલ લાલ બની ગયો. 'તારા!' તે પુકારી ઉઠયો. 'યા ખુદા! એ તું છે કે?' તે સુંદરીએ તેની કશી દરકાર કરી નહિ. તેણી સરજોગ મોરોબાપંત આગળ ગઇ અને તેની આગળ પોતાનું સર નમાવી નીખાલસ ચહેરે તેના તરફ જોતાં બોલી,

'તમે એનું શું કરવા માગો છો?'

'ફાંસી!' ટુંકોને ટચ જવાબ મળ્યો. 'ભલાં તારા બ્હેન, સર્વ કોઇ તમોને ઓળખે છે. આ જગ્યા તમો જેવા માટે લાયક નથી. તમારા જેવાંએ—'

'એનો શું ગુનાહ છે?'

'ગઇ પરમની રાત્રીએ એ ગામમાંથી પચીસ ઢોરો ચોરી ગયો હતો. ગઇ કાલે બપોરના આ ઢોરો આગળ એકલો પકડાયો હતો. આવી ચોરીઓ વારંવાર થાય છે માટે એને સખ્ત શિક્ષા કરવામાં આવનાર છે.'

'પરમ દહાડે રાત્રે ને ગઇ કાલે સંહવારથી બપોર સુધી એ કયાં હતો તે તમે એને પૂછ્યું છે?' તે સુંદરીએ નેન ચઢાવી સવાલ કર્યો 'ના! હું ધારતીજ હતી. એમ ધારો કે પરમ દહાડે રાત્રે ને ગઇ કાલે મધ્યાન સુધી એ બહાર હતો તો!'

'તો એને છોડી મુકવા સિવાય બીજો કશો ઉપાય નથી!' જવાબ મળ્યો. 'કેમકે તેમ હોય તો એ ચોર હોયજ નહિ. પણ એણે તેમ કર્યું એ જણાવ્યુંજ નથી!'

'કેમ જણાવે ?' તેણી તરડાઈ. 'એક સ્ત્રીનાં ભર્યાં નામને બચાવવા એ કેમ, તે કહે ? નહિ, પણ હું નિર્દોષને નાહક મરવા દઇશ નહિ. ભાઈઓ, તમો મને સારી પેઠે ઓળખો છો. મારી પોતાની શરમ તમો સમક્ષ કબુલતાં મારાં ગળાં પર છુરી ફરે છે પણ હું નિર્દોષ ને ખોટો મરવા દઇશ નહિ ને તેમ કરી એનાં લોહીમાં મારા હાથો બોળીશ નહિ. સરદાર, હું ભવાની માતાના સોગંદ પર કહું છું કે આ જવાન વિઠ્ઠોબા મુરારીરાવ ગઇ પરમની આખી રાત ને ગઇ કાલની બપોર સુધી મારી સાથે, મારા ઘરમાં, મારી પાસે, મારા બીછાનામાં સુનેલો હતો. તમો જાણોછ કે મારા પતિ તો બહાર ગયલા છે. મને આ જવાન ગમતો હોવાથી મેં તેને મારી છાતી સરસો દાબી રાખ્યો હતો ! મારા બચાવ માટે એણે પોતાનો જાન આપવા પસંદ કર્યું છે પણ તેમ થવા દેવું ન જોઇએ'!

ભારે ખેજારતમાં તેણીનું સર ઝુકી પડ્યું ને આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી. તેણીએ જોકે પોતાની જમુનમાંજમુન નાલેશી કરી હતી છતાં તેણીનો ચહેરો અજબ જેવો સંતોષી ને સુખી લાગતો હતો.

દરેક જણ ભારે અકળામણમાં પડી ગયું. તે સ્ત્રીનો એકરાર સાંભળતાં તેઓ સ્તબ્ધ થઇ ગયા. યા ખુદા ! તેઓ કેમ માની શકે ? એક સ્ત્રી પારસીને ખાતર પોતાનાં સ્વમાનનો આવો ભોગ આપે એમ તેઓ માની શક્યાજ નહિ. તેઓ જો કે ગામડ્યા ગમાર હતા પણ તેમનાં અંતઃકરણ શુદ્ધ હતાં. દુન્યાનાં છળકપટ ને દાવપેચનો તેમને જરાએ અનુભવ ન હતો. તેઓને પોતાની સ્ત્રી જાતપર અજબ વિશ્વાસ હતો પણ ને સ્ત્રીઓમાં આગેવાન જેવી ગણાતી આ તારાબાઈને પોતાને મોઢે પોતાની બદનામીનો એકરાર કરતાં સાંભળી તેમની હદના કાંઇક દીલગીરી થઇ ગઇ. તેમને સૌથી પહેલો ખ્યાલ ગણપતરાવનો થયો. યા ખુદા ! આ ખબર તે કેમ સહન કરશે ? તેનો આકળો સ્વભાવ તથા વેર લેવાની અચુક રીત તેઓ જાણતા હતા. તે જવાન આ બદનામીનો દાઘ આ બન્નેનાં ખુનથીજ ધોઇ નાખ્યા વિના રહે તેમ નહતું. તારા પર ગણપતરાવ અજબ ફીદા હતો; ગોયા તેણી તેની દેવી હતી પણ કયો શખ્સ આ દુન્યામાં આવું અપમાન ખમી શકે ?

'ઠીક ત્યારે' મોરોબાપતે કાંઇક કંટાળીને કહ્યું. 'એમજ જો હોય ને તમારા બોલવા પર અવિશ્વાસ લઇ જવાનું મને કારણ જણાતું નથી તો પછી કેદીને શકનો લાભ આપ્યા વિના બીજો માર્ગ નથી. જો કેદી તમારે ત્યાં તમારી પાસે ગઇ પરમની રાત્રે હોય તો તે આ ચોરી કરી શકેજ નહિ. ખરી વાતને, કેદી ?'

'બાહ ! મને લાગે છ કે તમો બધાંની આંગરી ચસકી ગઇ છ !' તે કેદી વિઠ્ઠોબા તરડાઇને બોલ્યો. 'આ બાઇ કોણ છે તે હું ઓળખતો નથી. મને લાગે છ કે એ બીચારી દીવાની હોવી જોઇએ તે ઓખારની ઝુમમાં જે ગમે તે લવેછબકેછ. મેં એ બાઇને આજ સુધી કદી જોઇ નથી તો પછી હું એને ત્યાં કેમ જાઉં ? ખુદાને ખાતર, મને રીબાવો ના. હું મારો ગુનાહ કબુલું છું ને તેની શિક્ષા—

'એનું ના માનના !' તે સ્ત્રી ઝનુની જુસ્સાથી બોલી 'એ જૂઠું બોલે છ. એ મારૂં નામ બચાવવા ખાલી પેતરા કરે છ. રખે મારો વર—'

'તમારે વધુ કહેવાની જરૂર નથી, બાઇ !' મોરોબાપતે હવે ફરમાવ્યું. 'તપાસ પૂરી થઇ છે ને કેદીને છોડી મુકવામાં આવ્યો છે.'

તે કેદીને તુરત છુટો કરવામાં આવ્યો. તે ફાટેફાટે ડોળે તેઓ તરફ જોતો ઉભોને તે પછી તરડાઇને બરાડ્યો,

'આ બધી ખમચકરીનું કાંઇ કારણ ?'

'કારણ એ કે તારા પર હમોને પંદર દિવસનો શક હતો. અલબત તું હમારા કરતાં ઉસ્તાદ હતો પણ હાલમાં તારો ગુનાહ પુરવાર થયલો નહોવાથી તને હમે જવા મુકયો છે !' મોરોબાપતે ચપ્પાનો બે ફાડ કરી આપી.

'પણ હું એ બાઇને ઓળખતોજ નથીને ? તે ચીંચવાયા.

'પોર્યા, તારા જેવા મકકઇ ખુદ્દાઓ મેં ઘણા જોયા છે. તું શું મને ઝોળીમાં હીંચ ખાતો પોર્યો સમજે છે ?' મોરાબાપંત તરડાયો. 'જા, જા... બચ્ચા ! જા. તારાબાઇ આવતાંજ તું ચોંકયો ને તારા ફરી બોલ્યો હતો તે શું સાંભળવાને ને સમજવાને હમોને આંખ કાન નથી ? નહાસ, બાપા, બાંથી તું ઉભી પૂછડીએ નહાસ. ગણુપતરાવના ગુસ્સાથી તારે ડરવાનું છે. તે તને કદી છોડશે નાહ! ભવાની તને મદદ કરો પણ હું નહિ ધારતો કે તું ગણુપતના ગુસ્સાથી બચે ! તે તને પાતાળમાંથી ખોળી કાઢશે ! '

બીજી પળે સભા બરખાસ્ત થઇ અને સર્વ કોઇ ઉઠી પોતપોતાને મકાને ચાલ્યું ગયું. તે કેદી અને તે સ્ત્રી સિવાય ત્યાં કોઇ રહ્યું નહિ. લથડતે પગલે તેઓ બંન્ને બહાર આવ્યાં. એકાએક તે સ્ત્રી બારે જનુનમાં તે જવાનનો હાથ પકડી બોલી,

'વીરુ, તું નહાસ. હયાંથી એકદમ નહાસ. હવે એક પળ પણ ખોહવાની નથી. ગણુપત આજ સાંજનાં તો આવવાનો છે. તેં સરદારને સાંભળ્યો કેની ? કદાચ ગણુપત ઘરે આવ્યો પણ હોય. તું તેને ઓળખતો નથી. મેં મારી જીંદગીનો ભોગ આપ્યો છે તો મને વખત આપ! તું કોઇબી કીસમે હયાંથી નહાસ કેમકે ગણુપત સાંભળતાંને વાર તારી પૂઠે પડશે તે—

'પણ, મારા દીકરા, મને કહેશો કે આવો જોખમ ખેડવાનું તને શું કારણ હતું ? મને ઘણુંજ લાગે છ કે મેં મારી પર, તું આવી ત્યારે ફાણુ રાખ્યો નહિ. તને જોતાંજ મને આપણું મકાન યાદ આવ્યું. તને હવે આ આફતમાં એકલી છોડી હું જાઉં તેવો હીચકારો નથી. હવે તો મારે—'

'તારે નહાસવુંજ પડશે !' તે સ્ત્રી પૂકારી ઉઠી. 'તું જો ત્યાં રહ્યો તો ગણુપત વગર વિચારે આપણુ બંન્નેનાં ખુન કરશે; તું જો નહાસશે તો આપણુ બંન્નેને બચવાનો સંભવ રહેશે. તું જાણે ગણુપત આગળ જઇ ખરી હકીકત રજુ કરતા બધું ઠીક થઇ જશે પણુ તેમ બનશે નહિ તે તો સાંભળવા પણુ માંગશે નહિ. પોતાની બંદૂક કે તરવારનો પહેલાં ઉપયોગ કરવા તે માંગશે. હું તેને બરાબર પીછાનું છું. કોઇને ખાતર નહિ તો મારે ખાતર નહાસ, વિરુ !'

આંસુઓની ધારા વચ્ચે તેણીએ કરગરીને તેના તરફ જોયું. તે જવાનનો મક્કમ ઠરાવ તેણીની નમ્રતા આગળ પીગળી ગયો. તેની આંખોમાં આંસુ આવ્યા ને પોતાની માતાને ભેટતો હોય તેમ તેણીને વળગી પડયો.

'તારા, તું કહેશે તેમ કરીશ ' તે હવે સાવધ થતો પટપટયો. 'હું હયાંથી સીધો પંઢરપુર જવાની કોશેશ કરીશ. કાલ સક્વાર સુધીમાં તો પુગી જઇશ ને ત્યાંથી ઉત્તર હિંદુસ્તાન ચાલ્યો જઇશ! ભવાની તને આશ્રય આપો ! ...ખુદા હાફીઝ !'

મક્કમ પગલે, નીચી નજરે હોઠ પીસતી તે સ્ત્રી હવે આગળ વધી. પોતે કેવી આફતમાં ઉતરી ગઇ હતી તે તેણીજ જાણુતી હતી. કોઇ બી પળે ગણુપત આવી પુગે તેમ હતું ને તેમ થતાં જો તે લટકો ફટકો તુરત થઇ જનાર હતો. ઝોળીમાં હીંચ ખાતી પોતાની નાની બાળકીનો વિચાર થતાં તેણીની આંખોમાં ઝળઝળ્યાં ભરાઇ આવ્યાં. તેણી પરમાત્માને યાદ કરતી ને ભવાનીની બાધા લેતી આગળ વધી કે ગણુપતને ઘરે આવતાં મોડું થાય. તેમ થતાં આવેલું સંકટ ઓછું કરવાને ઉપાય લેવાનું તેણીને બની આવે.

ધીમેથી હવે તેણી પોતાને મકાને પુગી. મકાનમાં શાંત ચુપકીદી ફેલાયલી હતી. નોકર બાઇ પણુ નજરે પડતી ન હતી. ધીકકે ચહેરે ને લથડતે પગલે તેણી અંદર ગઇ. બધું બરાબર જે તે જગ્યાએ પડેલું હતું. એકાએક તેણીની નજર ખીંટીએ ટાંગેલા ડગલા પર પડી કે તેણીના પગો ધ્રુજવા લાગ્યા. તે ડગલો ગણુપતનો હતો. એટલે તે આવી ગયો હતો ખરો !

—રડમસ ચહેરે તેણીએ પોતાની બાળકીને ઉંચકી ધવડાવી. તેમ કરતાં ઝોળીમાં પડેલા કાગળ પર નજર પડી કે તે ઉંચકી વાંચ્યું.

તે કાગળપર નીચલો સંદેશો હતો:

" મને બધી ખબર મળી છે. મને ઘરમાં આવ્યાને પાંચ મીનિટ થઇ હશે તેટલામાં તારી પડોશણે મને ખબર કીધી. આ બાબે હું પાછળથી તારી સાથે મારૂં ફોડી લઇશ, પણ સૌથી પહેલાં તે નીચ બદમાશને સપડાવીશ. હું દશ મીનિટમાં તો તેની પુંઠે પડીશ ને કાલ સહવાર સુધીમાં ડુંગર પર એક શબ પડેલું જણાશે જે મારૂં તો હરગીજ નહી. હાલ તુરત તો એટલું જ બસ છે ? "

તે સુંદરીએ પોતાની ધડકતી છાતી પોતાના હાથો વતી દાબી. ગણપત શું કહેવા માંગતો હતો તે તેણી સમજી ગઇ હતી. તે અત્યાર આગમજનો ત્યારે વિઠોબાની પૂંઠે પડેલો હોવો જોઇએ. કલાકેકમાં તો તેઓ મળ્યા વિના રહેનાર નહતા ને તેમ થતાં એક જણનો જાન તત્કાળ જનાર હતો. બનવા જોગ છે કે બંનેનો પણ જાન જાય!'

હવે તેણીના ભેજાંમાં એક વિચારે જોશ પકડયો. કોઇપણ ફાંસમે તેણીએ તેમની પૂંઠે જઇ તે મુલાકાત અટકાવવી જોઇએ. પણ તે નિર્દોષ બચ્ચાંનું શું ? તે બચ્ચાંને કોઇની સંભાળ વગર છોડી જવું તેણીને ગમ્યું નહિ. કદાચ કોઇ તે બચ્ચાં સંભાળ લે પણ—પણ તે હિણાપલી સ્ત્રીનો પાળવ હવે કોણ પકડનાર હતું ! ત્યાં અજમાવવામાં કશું જતું નહતું. કોઇપણ ફાંસમે તાત્કાળિક કામ લેવાની જરૂર હતી.

ઝડપથી બચ્ચાંને ખભે મારી, બારણાંને તાળું મારી તેણી બહાર નીકળી. થોડે દૂર આવેલાં મકાન આગળ તેણી ગઇ કે જ્યા બારણામાં એક જવાન મરાઠણ ઉભી હતી. તારાને પોતાની આગળ આવતાં જોઇ તેણીએ કાંઇક ગુંચવાડને અંદર જવા કીધું પણ તારા બીજી પળે હાંફતી હાંફતી તેણી આગળ આવી.

' તને ખબર મળી છેને ?' તેણી ઝનુનમાં બોલી. ' પણ રાધા, તને તદ્દન ખરી ખબર મળી નથી. બનવા જોગ છે કે કોઇ દિવસે તે તું જાણશે. ત્યારે મારાપર કરેલા ઉપકારનો બદલો તને મળશે. હું મારા ધણીની પૂંઠે જઇ ખુન થતું અટકાવવા માગું છું; પણ મારૂં બચ્ચું ઘરમાં રાખી શકતી નથી કેમકે કદાચે મને પાછી આવતાં કલાકના કલાકો થાય. ખુદાને ખાતર તું આ નિર્દોષ ભુલકાંની સંભાળ લેજે. રાધા, એ હું તનેજ સોંપી જાઉં છું. તું પોતે બચ્ચાંની માતા છે એટલે બચ્ચાંની માયા સમજે છે. મારી દીકરીને જરાબી અસવલ આવવા ના દેતી. એટલીજ મહેરબાની મારા પર કર !'

' બ્હેન, એ મારી દીકરી જેવી છે !' તે જવાન સ્ત્રી પોતાના હાથોમાં તે નિર્દોષ ભુલકાંને લઇ તેના નાજુક ગાલો પર ચુંબન કરતી બોલી. ' તું એની જરાબી ફીકર ના કરતી. જા, બ્હેન, ફત્તેહ કર ! હું તારી દીકરીને સારી પેઠે રાખીશ !'

તેજ પળે તારા ત્યાંથી તીરની પેઠે ઉડી. જે રસ્તો વિઠોબાએ પકડયો હતો તેજ રસ્તો હવે તેણીએ પકડયો. પડતી આખડતી તે પહાડી માર્ગ પર તેણી ધાંઘોમ ધસવા લાગી. ચારેક વાગે વાગ્યાનો સુમાર થયો હશે. એકાએક ડુંગર પર ધુમસ વરસતો થયો ને અંધકાર ફેલાવા લાગ્યો ના તેણીને પડવાની દરકાર હતી કે ના કશાંની. તેણી તો ધાંઘોમ આગળને આગળ જતી હતી. પોતે દોડતી હોવાથી આગળ ગયલા શખ્શોને સહેજ પકડી શકશે એવી આશે તેણીને ધીરજ મળતી હતી.

વિઠોબા પોતાની પૂંઠે આવનારથી જરૂર ચેતી જઇ પુખ્ત કરી છટકી જશે એવું તેણીને લાગ્યું. ફીકરની ખાસ કરીને જરૂર હતી કેમકે તેમાંજ સલામતી હતી.

એકાએક તેણી અચકીને ઊભીને ધડકની છાતી દબાવવા લાગી. તે બે પગલાંઓ જમણી બાજુ એ ડુંગરમાં આવેલી કોતર તરફ ફર્યાં હતાં તે તેણીને ખુલ્લું જણાયું. યા ખુદા ! વિઠ્ઠોબાએ ખોટો માર્ગ પકડ્યો હતો ! ચાલી ચલાવીને તે વાઘના ડાચામા ગયો હતો. રખે તેની મોડી જાય.

ભારે ઉશ્કેરાટમાં તેણી તે તરફ દોડી. હવા એકદમ શરદ થઇ ગઇ અને ધુમસ આખા ડુંગર પર ઝડપમાં ફેલાવા લાગ્યો. ચાર ડગલાં આગળ તેણી કાંઇ જોઇ શકી નહિ.

એકાએક તેણીની નજર બાજુમાં પૂતળાની પેઠે ઉભેલા આકાર પર પડી. બીજી પળે તેણી પોતાના વ્હાલાના કદાવર અંગ આગળ જઇ ઉભી. તે તો જાણે પત્થર બની ગયો હોય તેમ તેણીને જોયા વગર જડ થઇને ઉભો હતો. તે તો ફક્ત બીજા અવાજની રાહ જોતો હતો કે જે તેની ગણત્રી મુજબ તેની નજદીકમાં હતો

તેના જમણા હાથમાં બંદુક ઉગામેલી હતી અને ડાબો હાથ આંખ પર ધરી તે અંધકારમા જોવાની કોશેશ કરતો હતો કે જ્યા નજદીકમાના ઝાડના ઓઠામા વિઠ્ઠોબા સંતાયલો હતો.

'ગણપત !' તારા ધીમેથી બોલી 'તે ક્યાં છે ? ક્યાં છે ?'

તે જરાંએ સહજ પણ હીલ્યો નહિ. જાણે તેણે તેણીને સાંભળીજ ન હોય તેમ તે ઉભો હતાં કંટાળેલા અવાજે તે ધીમેથી બોલ્યો,

'પેલો ઝાડ આગળ ભરાયલો છે . આ કમબખ્ત ધુમસમાં કશું જણાતું નથી. એ હવે છટકવાનો નથી. હું આખી રાત અહીં રહીશ ને ધુમસ બંધ થશે કે' એકાએક તે જાગ્રત થયોને તેણે તારાને પોતાની આગળ ઉભેલી જોઇ કહ્યું, 'મારા ખુદા, એ તું છે ? તું અહીં શું કરેછ રે, તારા !' એ તારો ભુત તો નથીને ?'

તારાને કાંઇક આશા આવી. ધુમસની બરકતે તેઓ બંને મળ્યા નહતા એટલે કાંઇપણ આશા હતી ખરી. ખુદા કરે ને તે ધુમસ વધુ વરસે એવું તેણી ઇચ્છવા લાગી.

'તારી બંદુક મને આપ, ગણપત !' તેણી ભીડાશથી બોલી.

તે શું દઇને હસી પડ્યો.

'તારાં બેજાંમા ગોળી મારવા કે ?' તે કઠોરપણે બરાડ્યો.' તારો વિચાર એવો છે કે તે કંગાળ કોરગાને તું પહેલાં ગોળી મારે ને પછી તારાં પાપી ભેજાનો ખુરદો કરે કે ? પોરી, તું હુસ્યાર તો ખરી હો !'

'મને પહેલા બંદુક આપ' તેણી શોકજનક અવાજે બોલી. 'પછી, મારી વાત સાંભળ. પહેલાં મારૂં કહેવુ સાભળી તને ઠીક લાગે તો મને ગોળી મારજે. હું તૈયાર છુ પણ પહેલાં મારૂ સાભળ...હજુ બહુ વખત છે. આ અંધકારમાં એ અહીંથી છટકી જાય તેમ નથી. મને બંદુક આપ ?'

"હા, મારે ધડોલાડવો કરવા કે ?' તેણે ઠીસણા કીધા. 'નહિ, નહિ, પોરી ? હું એટલો બધો બેવકુફ નથી. હું બંદુક તો રાખીશ, પણ તું કહેશે તે પહેલા સાભળીશ. તારી વાત પૂરી થયા વિના હું કશું કરીશ નહિ ?'

'ગણપત' તેણી હવે લગાર મોટા અવાજે બોલી. 'આપણાથી થોડે દુર એક શખ્સ ઉભો છે જે આપણી વાત સાંભળતો હશે. તે કોણ છે તે તું જાણેછ ?'

'કોઇ વિઠ્ઠોબા નામનો કોરગો છે' તે મરદ પુકાર્યો.' 'કે જેનુ મૂડદું કલાકેકમાં ત્યાં પડનાર છે.'

'તેનું ખરૂં નામ વિઠ્ઠોબા આપાજી ભોંસલે છે ?' તારા ગમખ્વાર અવાજે બોલી. 'અને તે મારો જોડયો ભાઇ છે. તે આ તરફ આવ્યો છે

એવી મને ખબર નહતી. ફક્ત ગઇ કાલે સાંજેજ મેં તેને જોયો હતો ?'

'પરમની રાત્રે તે ત્યારે તારી સાથે કેમ હતો?'

'મારા ભાઇ માટે તું એમ બોલે છે ?' તેણી પુકારી. 'શરમ છે તને ! અરે મારા ભોળા, તું શું હજી નહિ સમજતો! મારી છંદગીને ભોગ મેં એ મારા જોડયા ભાઇના બચાવ માટે આપ્યો છે. હું મારી દીકરી સાથે ગઇકાલે સાંજે બારણામાં ઉભી હતી ત્યારે કેદીને પકડી લાવવામાં આવ્યો હતો. ખબર કાઢતાં જણાયું કે તેને ફાંસીએ ચઢાવવાનો હતો. મારા મા જણ્યા ભાઇને બચાવવા મેં ખુશીથી મારો ભોગ આપ્યો કેમકે હું માનતી હતી કે મારા કહેવા પર કોઇને શક લઇ જવાનું કારણ ન હતું. આ કારણે હું—'

એકાએક આકાશમાં સૂર્યનારાયણ પ્રકાશી રહ્યા ને ધુમસનો પડદો પીગળી ગયો કે વિરૂબા ખોસરે તેઓ સમક્ષ આવી ઉભો.

'હું બદમાશને બચાવવા એ મારી આ કરતાં વ્હાલી વ્હેને પોતાનો ભોગ આપ્યો છે, ગણપતરાવ ?' તે મકકમપણે બોલ્યો. 'વેલ, હવે ખરું શું છે તે તેં જાણ્યું છે. તારા મારી જોડ વ્હેન છેઃ આ તરફ તમો લોકો આવી વસ્યાં છો એવી મને સ્વપ્ને પણ ખબર ન હતી. તેમ હોત તો મારી બદમાશી ત્યાં અજમાવવા હું કદી આવત નહિ. મારી વહાલી વ્હેન, આનુએ હક ! ચાલ ગણપત, તારી બંદુક ઉપાડ ને આ કંગાળ છંદગીનો છેડો લાવ !'

તે શુરવીર જ્વાને બે બાજુઓ બની પોતાની સ્ત્રી અને તેણીના ભાઇના ચહેરા તરફ જોયું, તેમાં તેને મળતાપણું ઘણુંજ જણાયું કે બંદુક ફેંકી દઇ, જોરથી હસી પડી તે બોલ્યો,

'યા ખુદા ! તમો બને વચ્ચેનું મળતાપણું અજબ છે ! આબાદ તું તારી બ્હેનનો નમુનો છે ! બોલવામાં, દબદબામાં ને ચુંદાઇમાં તમો બને અજબ સરખાં છો ! આવ, ભાઇ આવ, મને ભેટ ! ખુદાને હાજર-નાજર ગણીને કહું છું કે મને હવે જરાએ શક નથી ! યા ખુદા, હું કેમ આંધળો બન્યો હોઇશ ! મેં મારા ફીરેસ્તાને નાહક દુઃખી કીધો !'

અને તે હર્ષઘેલા જ્વાને એક હાથે પોતાની વહાલી પરણેતરને પોતાની પાસે ખેંચી બીજા હાથે વિરૂબાને ખેંચી બનેને પોતાની છાતી સરસાં દબાવ્યાં ને બનેની ઓજરખ્વાહીથી મારી ચાહી તારાના માથાપર હાથ ફેરવી તે બોલ્યો,

'ધન્ય છે તારી જાત ને માતને ! સ્ત્રી હોજે તો તારા જેવીજ હોજે !'

અને ભલા વાંચક, આપણે તે માટે 'આમીન !' નો ઉદ્દગાર કાઢી વાર્તા પૂરી કરીશું.

---

## હેતવંતી !

"આ તમારી લોકેટમાં શાંથી કિંમતી ચીજ છે કે માયા' એક બાઇએ બીજાને પુછયું.

'હાજી. એમાં મારા સપલશાહના બાલ છે.'

'કેમ, માયલાં જીભરૂં સપલશાહ તો જીવતા જાગતા છે !'

હાંજી પણ તેનણુનું માથું બોડકું થઇ ગયું છ ને!

## સરખામણી

"આજે મને મારા સોલીનું કાગળ મલ્યું છે તે ખુશ ખબર આપે છ કે તેને કોલેજમાં ઇનામ મલ્યું છે. તેથી મને બહુજ ખુશાલી લાગે છ?"

"હા, માય, કાંય નહિ ખુશાલી લાગે ! મારા કુતરાને બી પરદરસનમાં ઇનામ લાગું તારે હું બી એવીજ ખુશી થસ્તી !"

## કારણ !

'રૂસ્તમ, તું જાણે છે કે હું શામાટે હવડાં તને ફટકાવી કાઢવા માંગું છું ?' ઉકાયલા પપા બરાડયા.

'હા' નફફટ જવાબ મલ્યો. 'કારણકે તમે મારા કરતાં મોટા છો બાકી તો હું તમને બતાવતે!'

# ગુલશન

# GULSHAN

Editor: Dinshah K. Bhâgalia

## એક અસાધારણ તક.

શાહુ ચોરની જાણીતી વાર્તાઓવાળાં ત્રણ નોવેલો.

| | | |
|---|---|---|
| સયતાનનો સાથી | રૂ. | ૨-૦-૦ |
| દોલતે દુન્યા | રૂ. | ૧-૮-૦ |
| લુપીનની લાહેરી | રૂ. | ૧-૧૨-૦ |

તથા ગુલશન એક વર્ષ સુધી ફકત રૂપ્યા પાંચમાં મળશે.

જુન ૧૯૧૭

Printed by [illegible] A. Doctor, at his [illegible]
Vijaya Press, Baroda, for Mr. Dinshah K. Bhagalia
Mota Falia, Navsari, Dated 7-6-17.

June 1917.

# ચેપમેનના આર્ટીફીશયલ અવયવો.





હમોએ આ આરટીફીશીઅલ અવયવો અત્યાર સુધીમાં સરકારી મેડીકલ સ્ટોર્સ, મેરીનક્ષાઇન્સ વોર હોસપીટલ, રેલ્વે કંપનીઓ. કોલસાની ખાણોની કંપનીઓને તથા સંખ્યાબંધ ખાનગી હોસપીટલોને પૂરા પાડ્યા છે.

ઘણાજ ટકાઉ, હલકા, ચાલવામાં સહેલા તથા દરેક મોસમને બરના તે બનાવવામાં આવે છે. પરદેશોનો આ બાબેમાં હમોને વીસ વર્ષનો અનુભવ છે. અને હમોને તેનું સંપૂર્ણ જ્ઞાન છે હમારી કિંમત એટલી બધી ઓછી છે કે તે ગરીબને પણ પાળવે છે.

## સાર ગાટના પટાના ( જંતરો ).

અત્યાર સુધીમાં ટુક વખતમાં હમે ૩૦૦૦ જંતરો ( સારંગાટના પટા ) આપ્યા છે જેમાંનો વીનમો ભાગ કુદરતી સારો થઇ ગયો છે. હમારાં ટ્સોની બરકને " રપચર " ઉંચે ચઢી પોતાની જગ્યાએ રહે છે અને તે ખુલ્લું થવાની કિનારીઓ મજબુત થાય છે. તેમ થતાં કુદરત પોતાનું કામ કરે છે પણ પરેલી ખુબી સારાં જંતરની છે. હમારાં જંતરોથી કોઇ પણ જાતનું દુખ થતું નથી.

ઘણા ડાકટરો આ બાબેના દરદીઓને હમારે ત્યાંજ આવવાની સલાહ આપે છે.

પ્રાઇસ લીસ્ટ મંગાવો ને ડાકટરો શું કહે છે તે વાંચો.

| | |
|---|---|
| ૫, સેંડહર્સ્ટ રોડ, ગીરગાંવ મુંબાઇ. | જયોર્જ ચેપમેન એન્ડકો. ટ્રોસીબાલીસ્ટ. |

# ઇમામ મેહદીનું ઝુહુર

## અને તેની બીશારત.

| | | | | | | કીંમત |
|---|---|---|---|---|---|---|
| બીશારત | ભાગ | ૧ | લો | ગુજરાતી-ઉરદુ | | રૂ૦ ૦-૬-૦ |
| ,, | ,, | ૨ | જો | ગુજરાતી-ઉરદુ | | રૂ૦ ૦-૭-૦ |
| ,, | ,, | ૩ | જો | ઉરદુ ગુ૦ નથી | | રૂ૦ ૦-૧૧-૦ |
| ,, | ,, | ૪ | થો | ઉરદુ ગુ૦ નથી | | રૂ૦ ૦-૬-૦ |
| ,, | ,, | ૫ | મો | ઉરદુ ગુ૦ નથી | | રૂ૦ ૦-૬-૦ |
| જામાસ્પ નામા | | | | ઉરદુ | | રૂ૦ ૦-૫-૦ |

આ કીતાબ હકીમ જામાસ્પ કે જેઓ ઇરાનના શહેનશાહ ગશતાશપના વઝીરે આઝમ હતા. તેઓએ આજથી લગભગ ચાર હજાર વરસ પહેલા લખેલી છે તેમાં કીયામત સુધી થનારા અહેવાલ નુજુમના હીસાબથી બતાવેલા છે.

હરેકના પોસ્ટેજના બે આના અલગ પડશે.

આપને બીશારત ગુજરાતી જોઇએ છે કે ઉરદુ તે જણાવવું.

મળવાનું ઠેકાણું—
અખબાર ઑફીસ,
સીધપુર—નોર્થ ગુજરાત.

AKHBAR OFFICE,
Sidhpur—N. Gujarat

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મીકે સી એમ વાવડા,
બોક્સ ૨૨, ટોંગાટ,
ફ્રોસટરથી, S W

દક્ષિણ આફ્રિકા આને
જતા ગુલશનના લવાજ્મો
મી૦ વાવડા સ્વિકારશે

# ગુલશન.

# GULSHAN.

જુન ૧૯૧૭. વૉલ્યુમ ૯ Vol 9 June 1917.

## સાંકળ્યું.

# માસિક ચર્ચા.

હેં ? એ ભાગલ્યો એવો તેવો કોણ છે.કે. મી. જેહાંગીર મરઝબાનની હેં! એની શું તાકાત? વાર્તાનો રિવ્યુ જામેમાં લખવાની સરકશી કરે ને તેમાં તેમને પારસી લેખકોના પિતા સમાન ઓળખાવવાની વાતો કરી જૂદી જૂદી સુચનાઓ કરે ? એની શું મજાલ કે બીજાઓ જ્યાં વળખાં મારે ત્યાં એ પસંદગી પામી જાય ? એને તો બસ એકદમ—! આહ—કોઇ પેટનો બળેલો બીચારો ગામ બાળવા નીકળ્યોછ પણ એટલુંજ ભૂલી જાય છે કે ગામ બળવાતું તો દુર રહેશે તેટલાં તે પોતે તેની આગમાં સળગી ઉઠશે ! જ્યાં છે ત્યાં એ બીચારાને કેપેની ઝાડુ મજેલી લાગે છે નકર આડ ખાયને પાડોસી દંડાય તેવી વાતો કરેજ નહિ! એ મારા જમાને ફીલસુફ, ભાગલ્યાને સસ્તી જાહેરાતની કશી જરૂરત નથી! જેને તે ગમતી હોય તેને તે માટે વળખાં મારવા દો! સાચ્ચુ કહે, બલા, બીજાંઓના નામો મૂકી તેં તારી તેમજ તારા અધિપતિની સુચના આડકત્રી રીતે કરવાની મતલબ તો નથી રાખીને ? તમારાં મહાન ભેજાંઓ આગળ એ બીચારાઓ શું લેખાંમાં છે? જીવતો રહેજે દીકરા, ને એવીજ રીતે ઉભાઈ આવતાં તારા પેટની વરાળ ખાલી કર્યા કરજે નકર નકામાં લેવાંનાં દેવાં થઇ જશે !

**ગુજરાત કેળવણી મંડળ.**

ગુજરાત કેળવણી મંડળની જે યોજના પ્રગટ થઇ છે તે પરથી જણાય છે કે આ મંડળની યોજના બેશક શુભ છે. વાંચનથી પ્રજાના જ્ઞાનમાં ઉમેરો કરવો એ પણ મોટું દાન છે. આતો એક નાનકડું મંડળની શુભ પહેલ છે એટલે ક્ષેત્ર સંકોચિત છે પણ જેમ જેમ પ્રજા તરફથી તેનો સારો લાભ લેવાનો થશે તેમ તેમ ક્ષેત્રનો વિસ્તાર વધતો જશે એમ આપણે ઉમીદ રાખીશું. એક લાઇબ્રેરીને આ મંડળ રૂ. ૧૫ થી ૨૦ સુધીની મદદ આપનાર છે. આ યોજના તેના મોટા વિસ્તારમાં વડોદરા રાજ્યમાં ચાલુ છે કે જ્યાં પ્રજા ગમે તેટલી રકમ એકઠી કરે તો સરકાર ને પ્રાંત પંચાયત તેટલી તેટલી રકમ આપી અસલ રકમને ત્રેવડી કરે છે. વર્તમાન પત્રોને પુસ્તકોની ચુંટણીમાં સાંકડી નજર રાખવામાં ન આવશે તો સારૂં. આ ચુંટણીમાં ન્યાતજાતનો કશો તફાવત રાખવો જોઇએ નહિ. આપણે ખરાં જીગરથી ઇચ્છીશું કે ગુજરાત કેળવણી મંડળ જેવી સંસ્થાઓ તાલુકે તાલુકે ચાલુ થાઓ ! તેમ થશે તોજ પ્રજા અજ્ઞાનપણામાં આથડ્યાં ખાતી બચી જશે આ માટેની અરજીઓ ગુજરાત કેળવણી મંડળના સેક્રેટરીઓને અમદાવાદ દાદાભાઇ ફ્રી લાઇબ્રેરીને સરનામે કરવી.

**સ્વરાજ્ય !**

સ્વરાજ ! સ્વરાજ !! ની બુમો હિંદમાં હવે ચોગરદમ ઉડવા માંડી છે. ને હાલમાં લડાઇ છતાં આર્યલાંડને આપવામાં આવેલા આ પવિત્ર હકથી આ ચર્ચાએ અત્રે વધુ જોશ પકડયું છે. અંતિમ વિચારવાળાઓ ધર્યા ધરાતા નથી ત્યારે સમજુઓ ડહાપણ ભર્યાં પગલાં ભરાય તે જોવા બહુ આતુર છે. રાજ્ય કારોબારમાં આગળ વધતો ભાગ લેવાને, લસ્કરમાં ઓધ્ધાઓ મેળવવાને આજનો કેળવાયલો હિંદી દરેક રીતે લાયક પુરવાર થયો છે. હિંદ માટેની બ્રિટિશ સાંકડી નજર તેની લડાયક સેવાથી એકદમ ખુલી ગઇ અને ગ્રેટબ્રિટન હિંદને ઇનસાફ આપવા તૈયાર થયું છે. તેની શરૂઆત વરીક થઇ ગઇ છે. ગીરમીટયા રૂઢી પર હમેશનું તાળુંપાડ્યું છે. સંસ્થાનો જેવી રીતે હિંદીઓ સાથે વર્તે તેવી રીતે તેઓ સાથે હિંદ વર્તશે એવું જાહેર કરવામાં આવ્યું છે. આ બેશક શુભ થયું છે. સાંકડા મનના તુમાખી ગોરાઓ તરફથી હવે વધુપર

ગરીબ હિંદી દુખી થશે નહિ. સંસ્થાનોમાં હિંદીઓને જેપાનીઝ પ્રજા જેવા હકો આપવામાં આવ્યા છે તે પણ ખરેખર છે. આ માટે હિંદ અત્યાર આગમજતું લાયક હતું પણ અહંકારમાં મસ્ત થયલાઓની નજર સામેનો પડદો ફક્ત આ લડાઇએજ ખોલ્યો છે.

માઠું થાય તે સારાંનેજ કાજે થાય છે. ગરીબ હિંદે આ દારૂણ યુદ્ધમાં નહિ કલ્પિ શકાય શકાય એવા ભોગો આપ્યા છે ત્યારેજ તેની કદર બુજાવા લાગી છે. વોર કાઉન્સીલમાં એક હિંદીની જગ્યા કરવાનું અભય વચન અપાયું છે. આ ઘણીજ શુભ શરૂઆત છે. હજીપણ દેશ કારોબારમાં વધુ સત્તા મળવાની દરેક વકી રખાય છે. આપણે ઉચ્છીશું કે આ નવા હકો પ્રજાની પસંદગી નાજ હશે. પ્રજાએ પણ હવે બતાવી આપવું જોઇએ કે તે દરેક હક માટે સંપૂર્ણ લાયક છે. ખાલી ભાષણોથી કે પેપરોની ફિલ્માણુથી સાર્થક થઇ શકતું નથી. એવુંજ કાંઇ ખૂમરાણ આપણે વોલંટીઅરોનો હક મંગ્યો ત્યારે કર્યું હતું પણ તેનું પરિણામ-અફસોસ કે ઘણુંજ નિરાશાજનક આવ્યું છે. અલબત તે નિરાશા ચોક્કસ કારણોને આભારી છે. તેનું નિરાકરણ જલ્દીથી થનાર જણાય છે. પ્રજા તેમ થતાં પોતાનો ઉત્સાહ અમુક આકારમાં બતાવી આપશે એમ આપણે ખરાં જીગરથી ઇચ્છીશું. આખરે પણ ગરીબ હિંદી બળદની ધીરજનાં ફળ આવવા લાગ્યાં છે તે જાણી આપણે નેહાયત ખુશી છીએ.

છાપાના ભૂતે ગયા અંક સાથે જબરાં ચેડાં કાઢયાં છે. કાંઇક ગફલતને લીધે ગયા અંકની અગ્રેજી કોલમો સુધાર્યા વિનાજ છપાઇ ગઇ હતી.

પલાંસવાવાળા ભલા ભાઇ મી. ડાહ્યાભાઇ રામચંદ્ર દવે આ સાથની તેમની જાહેર ખબર તરફ ધ્યાન ખેંચતાં ગોળીઓની અમુક સરસાઇ માટે અંગત ખાત્રી આપે છે. એક બાહોશ વૈદ્યશાસ્ત્રીની સલાહ મુજબ આ દવા તૈયાર થયલી છે. રખે ચટ દઇને મી. દવે એકાદ બે તોલા અધિપતિ માટે મોકલી દે, તેનો હાલ તુરત મોટો ધસ્કો પડયો છે કે રખે તેમ થતાં અધિપતિને વધુ જોર આવી જાય! જોઇએ હવે શું થાય છે? મી. દવેને હમો પીછાન્યે છીયે એટલે તેમના તરફથી છેતરાવાની ધાસ્તી નથી.

---

# આજ કા કલપર ન રખ!

લખનાર—"હરમીસ"

ખુદાકી યાદ કર લેના, આજ ઔર કલ નહિ કરના.
પળત જાવેગી પળમે "જાન," ચકી રોજે તો હય મરના.
મિતમ, ન જોર ધર લેના, કિયા તો ફેર નહિ કરના,
કયામતકી ઘડી આવે, પડે વાપસ તુંજે ભરના.
હુવા આશક તો મર લેના, કીસીસે દુઃખ નહિ કહેના,
કોઇ દાવા તુંજે ન દે, ચુપીસે જો પડે સહેના.
કોઇ ધક્કા તુંજે બી દે, ખામોશ સર ઝુંકા લે તું,
ભલે માને, યા ન માને, કંઇબી, હો ઉઠા લે તું.
લીપત ખાકે ડુબે જો તું, તુંજે વાપસ તો હય તરના,
પટકશે ઔર, છપત તું ખા, કબી દીલમે નહિ ડરના.
કોઇ રંજો તુંજે ગર દે, ખુશીમે સીરપે કરલે,
કબી બદલા લીયે ચાહે, ઉસીકે ઔર મિન્નતસે દે.
જગત જંગલ મંગલ લે સું ઉસીમે તું હુવે પ્યારા "જાન",
કોઇ શીકાર કરે તેરા, શીકારી ઉનકુ તું રે માન.
અગર દંડ તુજે દેરકે, ખુશાલીસે ભરે બંદુક,
તેરી તો જાન ગઇ હય પાર, મીટી, ઓહો ભરે સંદુક.
બુકાઇ નાવમે દીસ્તી, કોઇ બરદાદ કર લે ભાઇ,
નહિ હોતી કબી બરબાદ, ઓડી તું ધ્યાન રખ લે સાંઇ.
ખુદાને તુજકો પયેદા કર, એહીં જંગલમેં સોદ હુવે,
બચાના હુવે ઉસે મરના, કબી મુદકો ન સોઇ હુવે.

# બાગે નસિહત.

( ટાગોર પરથી )

ગુલશન માટે લખનાર—મીના માનેકજી માદન

મેં તારી પાસે કશું માગ્યુ નહી, મેં તારા કાનોને મારૂં નામ પણ ન સંભળાવ્યું. તે જ્યારે હયાથી જવા માટે રજા માગી ત્યારે હું ચુપચુપ ઉભી રહી. હું કુવા પાસ એકલીજ ઉભી હતી, ઝાડોના પડછાયા જમીન ઉપર અરડાઇ પડયા હતા અને બીજી પણીયારીઓ છલાછલ ઘડાઓ માથાપર લઇ ઘેર ગઇ હતી તેઓએ મને બોલાવી અને કહયુ, ચાલ, હમારી સાથ આવ! જોની, સહવારની બપોર થવા આવી છે!" પણ હું તો વિચારના વમળમા વિંટળાઇ જઇ આળસાઇથી ઘોબી.

મે તારા પગના સાંભળ્યા નહી. જ્યારે તારી આંખો મારી ઉપર પડી ત્યારે તે ગમગીન હતી, તારો અવાજ થાકી ગયલો લાગતો હતો, જ્યારે તેં કહયુ, " અરે, હુ એક 'તરસ્યો મુસાફર છુ" હું મારા સ્વપનામાથી જાગત થઇ અને તારી હથેલીઓમા પાણી રેડયુ પાદડાઓ ઉપર અવાજ કરી રહયા હતા, અંધકારમા મેના ગાઇ રહી હતી, અને ગોળાકાર નાના રસ્તાઓમાથી ફુલોનો સુંદર સુગંધ આવતો હતો

તેં જ્યારે મારૂં નામ પુછ્યુ ત્યારે શરમથી લજવાતી હું ચુપ ઉભી રહી અરે, એવુ તે શું મે કર્યું હતું કે તુ મને યાદ રાખવા માગતો હતો, ? પણ મે તારી તરસ છિપાવા પાણી રેડયુ હતું તેની યાદ હમેશ મારા દિલમાં જળવાઇ રહી મીઠાસ બક્ષ્યા કરશે સહવાર પણ વિતી ગઇ છે, પક્ષિઓ થાકી જઇ ધીમેથી ગાયણુ ગાય છે, માથા ઉપર નીમડાના પાદડાઓ બોલી રહયા છે. પણ હું બેઠી બેઠી તરેહવાર વિચાર કર્યાં કરૂં છુ

" હૃદયમેં તું હો તેરી આંખોમે
મૈ સમાવું. "

તારીજ ખુશાલી મારામા છલાછલ પ્રસરી રહી છે, આ રીતે તું નીચે ઉતરી મારી પાસ આવ્યો છે ઓ, તમામ આસમાનોના સાહેબ, અગર જો હું, ન હતે તો તારો પ્યારજ ક્યા રેહતે ?

આ સઘળી પ્રેમમા ભાગ લેવા તુંએ મને તારો ભાગો બનાવ્યો છે. મારા હ્રદયમા તારીજ ખુશાળીની બેસુમાર રમતો રમાય છે મારીજ જીન્દગીમા તારી ઇચ્છા શક્તિરૂપ લે છે. આ માટે તુ કે જે બાદશાહનો બાદશાહ છે તેણે ખુબસુરતીનો શ્રગાર સજ્યો છે જેથી મારા દિલને ફસાવે. અને એટલા માટે તારો પ્યાર તારા આશકના પ્યારમા ગુમ થઇ જાય છે અને એ બે સંપૂર્ણ જોડાણમા તું દેખાઇ રહયો છે

## સીહરં બાળકનું પોષણ

નાના બાળકની આંખોમા નિંદ્રા આવે છે. કોઇ જાણે છે કે તે કયાથી આવે છે? હા, એવી વાત ચલાઇ છે કે પરયાઓના મલકમા ઝાડીઓ પ મે જ્યા આગ્યા કીડાઓ ચમક ચમક થાય છે ત્યા બે જાદુઇ કળીઓ લટકી રેહે છે. ત્યાથી તે બાળકની આંખોનુ ચુંબન લેવા આવે છે.

નાનુ બાળક જ્યારે નિંદમા પડે છે અને તેના હોઠો ઉપર હસવું નાચી રહે છે. કોઇ જાણે છે કે તે હસવુ ક્યાથી આવ્યું છે? હા, એવી વાતો ચાલે છે કે અર્ધગોળ ચાંદનું કીરણ અતિબિંબ વાદળાઓ ઉપર જઇ પડયુ, અને એક સુંદર સહવારના ચમકતા સ્વપનામા તે હસવું જન્મ પામ્યુ તે હસવું જે નિંદ્રામા પડેલા બાળકના હોઠો ઉપર નાચી રહે છે તે.

નાના બાળકના બદનમા જે સુંદર ધીમી તાજગી ફેલાઇ રહે છે—કોઇ જાણે છે કે અત્યારેગ તે કયા છૂપાઇ રહી હતી? હા, જ્યારે તેની

માતા એક બાળા હતી ત્યારે તે પુષ્પ પ્યાર તરીકે તેણીના હ્રદયમાં ફેલાયલી હતી–તે તાજગી જે બાળકના બદનમાં છવાઇ રહે છે તે.

અજબ, અફસોસ.

હમો નાશવંત મનુષ્યો ઉપર તું જે અફસોસ કરે છે તે હમારી અભિલાષા પુરી કરી ઓછી થયા વિના તારી તરફ પાછો ફરે છે.

નદી દરરોજ પોતાનું કાર્ય કરતી રહી ખેતરો અને ગામડાંઓમાંથી દોડતી પસાર થાય છે; અત્યારે તેણીનો દોડતો પ્રવાહ તારી બીછે બસેમોને સાફ કરે છે.

ફુલો પોતાના સુગંધથી હવાને ખુશબોદાર બનાવે છે; છતાં તેઓની છેલ્લી ચાકરી તે તારા પર અર્પણ થવાની છે.

તારી સેવા દુન્યાને ગરીબ બનાવતી નથી. મનુષ્યો પોતાની મરજી મુજબ કવિઓના શબ્દોનો અર્થ કરે છે છતાં તેઓનો છેલ્લો અર્થ તો તનેજ લાગુ પડે છે.

એક બાપ, ભાઈ, પ્રિતમ.

હું તુંને મારા ઇશ્વર તરીકે ઓળખું છું અને તારીથી દુર ઉભો રહું છું–હું તને મારા અંગત તરીકે ગણી તારી નજદીક આવતો નથી. હું તુંને મારા બાપ તરીકે ઓળખી તારા ચરણે મારૂં સર ઝુકાવું છું—હું તારા હાથોને એક દોસ્તના હાથો માફક પકડતો નથી

જ્યાં તું નીચે ઉતરી આવી તું મારો છે એવો એકરાર કરે છે ત્યાં હું ઉભો રહેતો નથી અને તને મારા અંગત તરીકે છાતીએ લગાડતો નથી.

તું મારા બીજા ભાઇઓમાં એક ભાઇ છે, છતાં હું તેઓની દરકાર કરતો નથી અને મારી પાસ જે કાંઇ છે તે તેઓને આપતો નથી ગોયા તુંને હું મારીથી દુર રાખું છું.

સુખમાં કે દુઃખમાં હું મનુષ્યો પાસ ઉભો રહેતો નથી ગોયા હું તારી પાસ ઉભો રહેતો નથી. હું મારી જીંદગી આપવાને અચકાઉં છું ગોયા હું જીંદગીના મહાન દર્યામાં કુદી પડવા અચકાઉં છું.

વખત ટુંકો છે.

તું મને છોડીને ચાલતો થયો.

મેં વિચાર્યું કે મારે તારે માટે માહેતમ કરવી જોઇએ અને તારી એક પુરી મૂર્તિ મારા દિલમાં સોનેરી ગાયનોથી મઢીને બેસાડવી જોઇએ પણ અરે, મારૂં કમબખ્ત કિસ્મત, કે વખત ટુંકો છે.

( ૨ ) વરસ વરસે જવાની વેહતી જાય છે; વસંતના દહાડા નાહસી જઇ રહ્યા છે; નાતવાન ફુલો સેહેજમાં મરી જાય છે; અને દાનાવ શખ્સો મને ચેતવણી આપે છે કે જીંદગી એક કમળફુલ ઉપર પડેલાં એક દવના ટીપાં સમાન છે.

શું મારે એ સઘળું છોડી તેની તરફ નજર દોડાવું જે મને છોડી સદાનો ચાલ્યો ગયો છે? પણ તે માત્ર મૂર્ખાઇ ગણાશે, કારણ વખત ટુંકો છે.

( ૩ ) ત્યારે તો ઓ મારી વરસાદની રાત્રો, તમો ઝરમર ઝરમર અવાજ કરતે પગલે આવોં; ઓ મારી પાનખર રૂતુ, તું હસ; ઓ બેફિકર એપ્રીલ મહિના, તું આવ અને ચોતરફ તારાં ચુંબનો વરસાવ.

તમે સઘળાં આવો!

ઓ મારાં પ્યારાંઓ, તમે જાણો છો કે હમો તો નાશવંત મોતને આધિન છીએ. શું એ દાનાઇ ભર્યું છે કે આપણે તેને માટે આપણું દિલ જખમી કર્યે કે જે આપણું દિલ જખમી કરી ગયો છે. અરે, વખત ટુંકો છે.

( ૪ ) એક ખુણામાં બેસી વિચાર કરવો અને "તું મારી તમામ દુન્યા છે" એવી કવિતા લખવી એતો બહુએ મધુર લાગે છે.

આપણા ગમને બગલગીર થવું અને કદી પણ દિલાસો લેવો નહીં એ બહાદુરીભર્યું છે.

પણ એક સુંદર તાજો ચહેરો મારા બારણાંમાંથી ટીકે છે અને પોતાની આંખો મારી આંખો તરફ ઉંચકે છે.

ત્યારે હું મારાં આંસુ લુછી મારાં ગાયનના રાગને બદલી નાખવા સિવાય રહેતો નથી.

કારણ વખત ટુંકો છે.

# " મણીપુરના મહારાજા. "

## ( હિંદુ રાજ્યસ્તાના જુનો રંગ )

### ( નવલકથા. )

લખનારઃ—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

( ગયા અંકથી સમાપ્ત )

### પ્રકરણ ૫૩ મું.

### " કરણી એવી પારઉતરણી. "

સૂર્યના કિરણોના પ્રભાવથી ઘુવડો અહીં તહીં જુના ખંડેરોના મકાનોના ખંડેરોમાં અથવા પ્રાચિન ઉંચાં તરૂવરોની બખોલમાં ભરાઇ જાય છે, તેમ, પ્રતાપગઢના પારધીના પ્રતાપ–તાપથી મણીપુરના ન્હાના–મ્હોટા–સરદારો સંતાઈ ગયા. મણીપુરમાં પારધીની સેનાએ પ્રવેશ કરીને શરૂઆતમાં રાજ્યગઢી સર કરી લીધી. રાજ્યગઢી સર કરી લેતાં સેનાના સિપાઇઓને મુદલ શ્રમ પડયો નહિ. મંદિરના રક્ષણ કર્તા સિપાહીઓ હાલહવાલ હથિયારો હાથમાં ધરીને મ્હોડું વકાશતા ઉભા થઇ રહ્યા ને ક્ષણવારમાં પારધીના શૂરવીર સિપાહીઓએ વગર શ્રમે રાજ્ય મંદિર અને તેમાં વસતાં માણસોને પોતાના શરણમાં લઇ લીધા. શ્રીમંત સરકાર બાહુક બનીને જનાનખાનાની બારીમાં બેઠેલો આ સઘળો તમાસો નિહાળતો હતો; તેને પારધીને વગર શ્રમે પકડી લીધો. તેના અંગ રક્ષકો આઘાપાછા ખસી ગયા રાજ્યથી ચું કે ચાં બોલી શકાયું નહિ. તેના હોશકોશ ઉડી ગયા, તેની આસપાસ ગણગણાટ કરતી મધમાંખીઓ ભય નજદીક આવતો જાણીને ઉડી ગઈ. આથી મધપુડાનું રક્ષણ કરનાર કોઇ રહ્યું નહિ. સરદારને શરણ કરીને તરતજ રાજ્ય ત્રીજોરીનું રક્ષણ કરવામાં આવ્યું, પણ તેનું રક્ષણ કરવા સરખું કાંઇજ રહ્યું નહોતું પારધીના પડઘા વાગ્યા કે પહેલેથીજ મણિપુરના મહારાજાને અજ્ઞાનપણામાં રાખીને તેના સાચા સલાહકારો રાજ્ય ખજાનો લુંટી ગયા હતા, તેથી તીજોરીમાં " હનુમાન હડીઓ કાઢેને ભૂત ભૂસકાં મારે " એવું થયુ હતું. જામદારખાનામાં પણ જરજોખમ રહેવા દીધું નહોતું. વાળી ઝાડીને તે સાફ કીધું હતું, એટલે પારધીના સિપાહીઓને તે જાળવવાની પણ જરૂર નહોતી રહી. સિપાહીઓએ પોતાના સરદારોના સંકેત પ્રમાણે મણીપુરના મહારાજાને પકડવાનો શ્રમ લીધો. દિવાન પોતાની ડેલી બંધ કરીને અંધારા ભોંયરામાં ભરાઇ બેઠો હતો, ને પોતાના મકાનનું તથા પોતાનું રક્ષણ કરવાને માટે કેટલાક પેરેગીરોને ચોકીદાર તરીકે બેસાડયા હતા પણ પારધીના સીપાહીઓ સામે તેમનાથી હાથ ઉંગામી શકયો નહિ, તેથી દિવાનને થરથર તે પગે ભોંયરામાંથી બહાર કાઢવામાં આવ્યો, ને તેને લાયકના બંદીગ્રહમાં તેના સોબતીઓ સાથે પધરાવી દીધો. બીજા સરદારો અને સલાહકારોને અહિંતહીંથી કાઢીને બંદીગ્રહમાં સંગ્રહસ્થાનની માફક એકઠા કીધા. આ ખુશામત ખુશ ખવાસો, અને હા કરનારા હજુરીઆઓના હાથપગ પારધીના પ્રતાપ આગળ બંધાઇ ગયા તેઓને કારાગ્રહમાં પુરવામાં આવ્યાને તેમાંથી બીજા નિરપરાધી બંદી-

વાનોને પારધીની આજ્ઞાથી મુક્ત કરવામાં આવ્યા. તેઓની દાદ ફરીયાદ કોઇ લેતું નહોતું. તેમને ન્યાય કોઇ આપતું નહોતું. દીવાનની અથવા દોલીઆઓની ઇતરાજીમાં ભોગજોગે જો કોઇ સપડાઇ જતો, તો તેને તરતજ મુસ્કાંટાટ કરીને કાળાગૃહમાં ધકેલી દેવામાં આવતો હતો. ત્યાં મુદતની મુદતસુધી ચાંચડ મારીને પોતાની જીંદગી પુરી કરતો હતો તેને હજામતનું ઠેકાણું નહોતું, કપડાંલત્તાંની ગોઠવણ નહોતી, ચોમાસામાં શરદીથી હેરાન થવું પડતું, ઉન્હાળામાં બફારાથી મુંઝાવું પડતું, શિયાળામાં ઠંડીથી ધ્રુજવું પડતું હતું, તેમને માટે ખાવાની માવજત નહોતી. તેથી તેમના પેટમાં ભુખથી હાથ હાથના ખાડા પડયા હતા જે કાંઇ પેટના ભાડાં તરીકે મળતું હતું, તેથી પેટનું પુરતું પોષણ થતું નહોતુ. તેને લીધે તેઓ અડધી ભુખે મરવા પડયા હતા. તેમના ભથ્થામાંથી બંદીગૃહના અધિકારીઓ અને રક્ષા કરનારા રક્ષકો ભાગ પડાવતા હતા; અને એવા ભાગલા પાડતાં જે કાંઇ બચતુ તેમાંથી દિવાનોને પોતાનો નિભાવ કરવો પડતો હતો.

માંદે સાજે ઓસડવેસડની સંભાળ લેવાતી નહોતી જેથી ન્હાના પ્રકારના રોગમાં તે નિરંતર રિબાઇ રહેતા, અને માંખીઓ તેનાપર ગણગણ કરતી હતી. ગમેતેવાં કારણસર તેમને તેમના સગા વહાલાં સાથે મળવા દેવામાં આવતા નહોતા. તેથી બાપડા બંદીવાનો, વ્હાલાઓના વિજોગથી રાત્રી-દિવસ ટળવળતા હતા, ઝુરીઝુરી વગર મોતે મરવા પડયા હતા. આવા જુલમથી બચવાને માટે જો તેના કુટુંબીઓ પાંચ પચીશ રૂપીઆ લાંચ-રૂશ્વત રૂપે રાજાની આસપાસ ઉડતી મધ માખીઓને ઉડાવી દેવાની તક લેતા તો તેમને તરતજ છોડી મુકવામાં આવતા હતા.

મણિપુરમાં મહારાજાનીજ સત્તા ચાલતી હતી એમ નહોતું. રાજાનો હુકમ પણ જુદો જ હતો. રાણીની સત્તા પણ જુદી જ હતી. દિવાનની આજ્ઞા જુદી ચાલતી અને હજુરીઆઓ વળી પોતાને નામે હુકમ હોદ્દો ચલાવતા હતા તે જુદો હતો. જેની બાથે આવતું તે પોતાની સત્તા આંખો મીંચીને ચલાવતું હતું. તેમને કોઇ રોકનાર નહોતું, કોઇ પુછનાર-ગાછનાર નહોતું. મતલબ કોઇ કોઇની આજ્ઞાને આડે આવનાર નહોતું જેથી જેને જેવું સુઝતું, તે તેવી સત્તા ચલાવતું હતું. આવી અંધાધુંધીમાં પોપાંબાઇના રાજ્યમાં પ્રજાની દાદ ફરીયાદ કોણ લે ? તેમના પર પડતા જુલમની પરવા કોણ કરે ? તેથી ગમે તેવા હજુરીઆની અથવા દોલીઆની ઇતરાજીમાં આવી પડનારા આસામીના બાર વાગી જતા હતા.

પારધીએ રાજ્યનગરમાં પ્રવેશ કરીને એવાં ઇતરાજીમાં આવી પડેલા મનુષ્યોને બંધનમાંથી મુક્ત કર્યાથી તેઓ બહુબહુ પ્રસન્ન થયા; અને મુક્તિ આપનારને આશિર્વચનોથી વધાવી લીધા. લાંબી મુદતનો નર્કવાસ ભોગવીને પોતાના કુટુંબી જનોને બહુ મુદતે મળવાથી સઘળાં જનો પરમાનંદ પામ્યાં. આખી નગરીમાં પારધીના આવા પરોપકાર ભરેલાં પગલાંથી આનંદ ઉત્સવ થઇ રહયો.

ગલીએ ગલીએ અને ચકલે ચકલે પારધીના સિપાહીઓએ સુલેહ શાંતિ સ્થાપવાને માટે પહેરા ભરવા માંડયા બળવાખોરોના હાથપગ બાંધવામાં આવ્યા. હરામખોરોના હાથમાં હાથ કડીઓ જડી લીધી. કિલ્લામાંને કોટમાં પારધીના પહેરેગીરોની પહેરી બેસી ગઇ. રણવાસને રાજ્યમંદિરનું સારી રીતે રક્ષણ કરી દીધું. જુનાંને જંગલી પોરણે કામકાજ કરનારા રાજાના માનીતા કારભારીઓને જડમુળથી ઉખેડી દીધા. રાજ્યસલાહ વાળાઓ રાજ્યદ્યાસનમાંથી જે જે માલ મીલકત ઉચાપત કરી ગયા હતા, તેની તપાસ કરીને રાજ્ય તીજોરીમાં ભરવામાં આવી. પ્રજાજનમાં શાંતિ પ્રસરાવવાનો પ્રયત્ન કર્યો. તેમાં મુખ્ય હાથ

આપણા તરૂણ યોદ્ધાનો હતો. તરૂણ યોદ્ધાના પરાક્રમથી પારધી પ્રસન્નતા પામ્યો, ને સરદારગઢના રુભાવાળાઓને "કરણી એવી પાર ઉતરણી" નું ફળ આપવામાં આવ્યું.

— —

## પ્રકરણ ૫૪ મું.

### "મણિપુરમાં સુલેહશાંતિ."

ગર્જના પછી વરસાદ વરસે છે ને વરસાદ વરસ્યા પછી સર્વત્ર ભૂમિપર શિતળતા પ્રસરી રહે છે. એ સૃષ્ટિ ચમત્કારના નિયમ પ્રમાણે મણિપુરમાં રાજ્યપ્રકારી ગાજવીજનું તોફાન જામી રહ્યું હતું, તે તેના પુરતાં જોસ સાથે ફાટી નિકળ્યું, અને પ્રતાપગઢના પારધીના પ્રતાપથી આજકાલ સુલેહને શાંતિ સ્થાપન થઇ ચૂકી. કિલ્લાઓ અને કોટની મરામત ચાલુ થઇ, તોપખાનાં અને દારૂખાનાં, શસ્ત્રખાનાં અને અશ્વશાળાઓ, સુધારવામાં આવી તીજોરીઓમાં નાણાંની રેલ છેલ થાય એવી ગોઠવણ રચવામાં આવી ખેડુતોને માથેથી વેરા વેઠ અને કરોનો બોજો કમી કરવામાં આવ્યો. વહીવટદારો અને મુલકી ખાતાના અમલદારોની ફેર નિમણુંકો કીધી, લાંચીઆ અને ધોળા દિવસના ધાડપાડુ તરીકે નામના ધરાવનારા કારભારીઓને લાયક શાસનો દીધાં. તેમની પદવીપર ન્યાય શાસ્ત્રમાં પ્રવિણ એવા અને પ્રતિષ્ટાનું પદ પ્રાપ્ત કરી ચુકેલા ન્યાયાધીશોની નિમણુંકો કીધી. મણીપુરની સેનાના સુસ્ત સીપાહીઓને સેવા ચાકરીનો સંતોષકારક શિરપાવ આપીને શાંતિથી જીંદગી ગુજારવાને એકાંત વાસ આપ્યો, અને તેમની જગ્યાપર તાજા તથા તીવ્ર સ્વભાવના ઉત્સાહી રજપુત સિપાહીઓની દરજ ગોઠવણુ કરી દીધી. આવી રીતે મણિપુરના મહારાજાની અને સિપાહીઓનો સડેલો કારોબાર સુધારવાને પારધીએ પરમશ્રમ લીધો તેથી અંધા ધુંધી ભરેલા અમલનો છેડો આવવાને લીધે પ્રજાજનોના હૃદય—કમળ પ્રફુલ્લિત થયાં.

મણિપુરના મહારાજાની રાજ્ય વ્યવસ્થા સુધારવાને માટે પ્રતાપગઢના પારધીએ રાજ્ય કળામાં નિપુંણતા ધરાવનારા આગેવાનોની મંડળી સ્થાપન કીધી. એ મંડળીનું પ્રમુખપદ પારધીએ સ્વિકાર્યું. સેનાની અવ્યવસ્થિત થયેલી હાલત સુધારીને તેને નવાં સુધરેલાં ધોરણપર મૂકી, અને તેના સરદારોને અધિક સત્તા આપીને તેમના પર અંકુશ રાખવાનો અધિકાર પોતાની સ્વાધીનતામાં રાખ્યો. રાજાનું ઉડાંઉને આંધળું ખર્ચ, ઓછું કરી નાંખ્યું અને ભાંડ તથા ભવૈયા અને નાયકાઓ તથા નાચંનારીઓનો નકામો ખર્ચ કાઢી નાખ્યો. સાઠમારીના અને એવાજ બીજા જંગલીને ક્રુરતા ભરેલા તમાસા નાપસંદ કરીને નકામા કીધા. એ રીતે મણીપુરમાં ભરાયલો કચરો સાફસુફ કરીને પ્રતાપગઢના સરદારે રાજ્યમાં સુલેહ શાંત્તિ પ્રસરાવી દીધી દેશપાર કરેલા ડાહ્યાને દેશાભિમાન વીર પુરૂષોને માન સહીત દેશમાં બોલાવી લીધા તેમની લુંટાયેલી માલમતા તેમને સોંપવામાં આવી, અને તેમની લાયકી પ્રમાણે તેમને રાજ્યકાજમાં ન્હાના મોટા હોદાઓ દીધા. જમીનદારો અને ઠાકોરોનો જુનો થયેલો સબંધ નવો કીધો. રાજાની સાથે રઇયત અને ભાયાતોની અઇકયતા જોઇએ એનો ભાર મુકીને પારધીએ અરસપરસનો પ્રેમ વધારી દીધો અને સરદારગઢના રાજ્યનું સંરક્ષણ થાય એવા રસ્તા હાથમાં લીધા.

મણીપુરના મહારાજાના હાથમાંથી રાજ્ય સત્તા લેઇને તેને ઇશ્વર ભજન કરવાને માટે એકાંતવાસ અર્પણ કર્યો. શહેરની પાસે આવેલા અશોક નામના બગીચાની હવેલીમાં બાકી રહેલા દિવસો પુર્ણ કરવાને માટે તેને પરવાનગી આપવામાં આવી. તેની પાસે તેની આજ્ઞામાં રહે, એવા સેવકો રોકવામાં આવ્યા ને તેના જનાનાને માટે પણ તેજ જગ્યા પસંદ કરવામાં આવી.

મણીપુરના મહારાજાને એક કન્યા સિવાય

કાંઇજ સંતતી નહોતી તેને લીધે મણીપુરની રાજ્ય ગાદી કોને સ્વાધીન કરવી તે બાબત બાયોતો સાથે ભાંજગડ કરીને રાજ્યકન્યાના હાથમાં રાજ્ય લગામ સોંપવાનો નિશ્ચય કીધો. પારધીએ રાજ્યકન્યાની મુલાકાત લીધી તેને તેની લાયકી પ્રમાણે માનપાન દીધું, ને મણીપુરની સુંદરીના સદગુણોથી સંતોષ પામીને પારધીએ બડી ધામધુમથી તેના હાથમાં તેના પિતાજીના રાજ્યની સત્તા અર્પણ કરવાનો દિવસ મુકરર કીધો. એ દિવસ મુકરર કરતાં પહેલાં આપણા તરૂણ યોદ્ધાનો યત્ન પણ યાદ કરવામાં આવ્યો હતો. તેણે ફેલાવેલી રંજ તરફ અને તેણે મળેલા વશ બાણી પારધીએ પોતાની અમી દૃષ્ટિ કરી અને પોતાની રૂબરૂમાં બોલાવીને તેને અપૂર્વ સનમાન આપ્યું. મણિપુરની સુંદરીને પટાભિષેક કરવાનું મુહુર્ત રાજ્યજોષીની પાસેથી લેવામાં આવ્યું. દિવસ મુકરર કર્યોને આ સઘળી રાજ્યધારી મસલતમાં મણિપુરના મહારાજાએ પણ મન માનતી મદદ કરી. તેની અવસ્થા પાકી ગઇ હતી, અને આ કાળ તેણે અલ્પ મારા શત્રુ કોણ છે મિત્ર કોણ છે તેનું સ્વલ્પકાળમાં તેને ભાન થયું હતું, અને તેને લીધે તેઓ પારધીની યોજના પસંદ કરીને પોતાની કુંવરીને પટાભિષેક કરવામાં પ્રસન્નતા બતાવી. પટાભિષેક કરવાને દિવસે મણિપુરે પોતાનું સ્વરૂપ ફેરવી નાખ્યું. દુકાને દુકાને અને ગૃહે ગૃહે ધજા, પતાકા, બાંધવામાં આવ્યા. ને પવનમાં ફડફડ ઉડી રહ્યાં. ઘેરઘેર ઉલ્લાસ થઇ રહ્યો. રાગરંગ છવાઈ રહ્યા. નગરીનાં લોકોએ ભાવતાં ભોજન આરોગ્યાં. રાજ્ય નગરીમાં સ્વર્ગપુરીની રચના થઇ. દરબારમાં હાયરા ભરાયા, કસુંબા ઘોળાયા, પ્રેમથી પીધા ને પાયા. સરદારગઢના સિપાઇઓ ને પારધીના સિપાઇઓ પરસ્પર સ્નેહ ભાવ બતાવીને એકઠાં બાથ બીડીને મળવા ભેટવા લાગ્યા. પ્રાચીન કાળના પ્રખ્યાતી પામેલા કિલ્લામાંથી હેમકુશળના બતાવનારા વિજય દર્શક દર્શાવનારાં તોપનાદો થયા. નોબતો ગડગડવા લાગી, નગારાંના નાદ થવા લાગ્યા. શરણાઇઓ વાગવા માંડી નગારાના નાદ થવા લાગ્યા. ઢોલ, ત્રાંસાં ને વાજાં વાગવા લાગ્યાં. ચોપદારોએ હાકલ પાડીને પટાભિષેકની ક્રિયા થવાનો સમય થયાનું સ્મર્ણ આપ્યું. બ્રાહ્મણો યજ્ઞમંડપમાં વેદ ભણવા લાગ્યા. વેદ ધ્વનીથી આકાશ ગાજી રહ્યું. દક્ષિણાથી ને મિષ્ટ મોદકના પ્રસાદથી પ્રસન્નતા પામેલા ભૂદેવોએ સ્વસ્તિક વચન ઉચ્ચાર્યાં. ગજાનંદ જેવી ફાંદવાળાને ઉંચા પહોળા કપાળવાળા ભૂદેવોએ યજમાનને આશીષ વચનો આપ્યાં. પટાભિષેકની ક્રિયા પુર્ણ થયા પછી દરબાર ભરવામાં આવ્યો, અને એ દરબારનો દબદબો જોઇને તરૂણ પુરૂષ ચકીત થઇ ગયો. મણિપુરના મહારાજાની રાજ્ય કચેરી તેણે થોડા વખત પહેલાંજ જોઇ હતી તેનો ઠાઠમાઠ નિસ્તેજ, તેમાં બેસનારા સત્તાવાળાઓ નમાલાને નિર્બળ પણ આ દરબારનો દબદબો જુદાજ પ્રકારનો હતો. આમાં તો જાણીતા ભાગીદારોને માનીતા માણસોજ મંડ્યાં હતાં. રણસંગ્રામમાં નામના મેળવીને રજપુત જ્ઞાતિને શોભાવે એવા શુરવિર સરદારો અને ન્યાયશાસ્ત્રમાં નિપુણતા ધરાવનારા સંગીન શાસ્ત્રીઓજ સભાને શોભા આપતા હતા. આવા ભભકા સપકાથી ભલભલા પુરૂષો અંજાઇ જાય તેમાં આશ્ચર્યકારક કાંઇજ નહોતું.

દરબાર હેઠળ ઠઠ જામી હતી અને તેમાં સૌ સૌના દરજ્જા પ્રમાણે દરબારીઓએ બેઠક લીધી. મુખ્ય સિંહાસન ઉપર રાજ્યકુંવરીને પધરાવવામાં આવ્યાં. તેમના જમણા હાથપર શિર છત્રરૂપ મણીપુરના મહારાજા અને ડાબા હાથ બાજી પ્રતાપગઢના પારધી બિરાજ્યા. સંગીન શાસ્ત્રીઓએ વિવિધ વાજીત્રોપર હાથ ચલાવ્યા. દરબારનું દિવાનખાનું મનહર સુરોથી ગાજી રહ્યું. સંગીન રસનું પાન કરી રહ્યા પછી પૂર્ણ રીતી પ્રમાણે શાંતિ પ્રસરાવી એ શાંતિનો લાભ લઇને સિંહાસન પરથી પ્રતાપગઢના પારધી મલકાતે મુ-

ખડે ઉભા થયાને સભાજન પ્રત્યે આ પ્રમાણે સંભાષણ કર્યું.

"રાજ્યબાળા! રાજા સાહેબ! ભાયાતો અને પ્રજાજનો!

આજનો દિવસ માંગલિક છે. મણીપુરપર ઝઝુમતાં વાદળાંમાંથી સુલેહ શાંતિનો સૂર્ય ઉદય થયો છે. મારા માલિકને મિત્ર—ખરૂં બોલાવો તો પિત્રાઇના ભલાને માટે તેના વંશ વારસોના કલ્યાણને માટે, અને પ્રજાહિતને માટે આ પગલું ભરવામાં આવ્યું છે. એમાં અમારા કરતાં તમારો લાભ વધારે સચવાયો છે, તમે સઘળા જાણો છો કે આ રાજ્યરૂપી મિષ્ટ ફળમાં કાવત્રાંઓજ કીડાઓ પોતાનું પેટ ભરવાને ભરાયા હતા. તેઓએ ફળ કોતરીને મોંહે પ્રવેશ કીધો હતો ને તે મોંહેનો ગર ખાઇખાઇને પુષ્ટિ મેળવી પ્રજાજનને પીડા પમાડતાં હતા. તે પીડા હવે ઇશ્વર કૃપાથી પતી ગઇ છે.

મહારાજા સાહેબ! આપ જાણો છો કે રાજાએ રઇયતનું રક્ષણ કરવું જોઇએ. રાજ્ય ધર્મ બજાવવો એ ખાંડાની ધારે ચાલવા સરખું છે, અને એવો ધર્મ ન બજાવી શકાય તો પોતપોતાને હાથે પોતે રાજ્ય સત્તાનો ત્યાગ કરવો, અથવા પ્રજાએ બળાત્કારથી એવા રાજાના બળને તોડી પાડીને રાજ્ય ત્યાગ કરાવવું ઉચીત છે. આપ મારા પિત્રાઇ છો, પિત્રાઇ છો એટલે આપની અને આપનાં રાજ્યની સાથે હું સ્નેહ સંગપણની સાંકળથી જોડાઇ ગયો છું. તેથી કરીને આ રસ્તો લેઇને આપના રાજ્યમાં, આપની હિતની ખાતર મેં સુલેહ-શાંતિ સ્થાપન કરી છે. આપને વધારે પ્રસન્ન થવાનું છે કે, આપની જીંદગીની જ્યોત બુઝાયા પછી રાજ્ય ગાદીની તકરાર ન ઉઠે ટંટા ફીસાદ ન થાય તેની ખાતર ઇશ્વર કૃપાથી અહુણાંજ તેનો ફડચો થઇ ગયો છે, આપના કુંવરી સાહેબ જે આપના પછીના મુખ્ય વારસદાર છે, તેમને આપનાં રાજ્યની સત્તા આપની સમત્તિથી આપેલામાં આવી છે, તેથી આપ, આપના સરદારો, અને આપની રાજ્યભક્તિમાં ડુબેલી શાંત પ્રજા સંતોષ પામશે એવી આશા છે.

આ તકે અમે અમારા તરફથી સુલેહ શાંતિનો સંદેશો આપ તરફ લઇને મોકલેલા અમારા પ્રતિનીધિનો આભાર માનીને તેને પુષ્ણ ધન્યવાદ આપીએ છીએ. લાલચથી નહિ લલચાતાં, પોતાના માલીકને માટે પ્રાણ સમર્પણ કરનારાઓ, શૂરવિર સિપાહીને શાબાશી એજ મ્હોટો શીરપાવ છે. ઇશ્વરના આ રાજ્યપર આશિર્વાદ ઉતરો અને આપણો અરસપરસનો સંબંધ વધો એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરૂં છું."

પારધીના સંભાષણના પડઘાથી દિવાનખાનાની હવા ગાજી રહી. મહારાજાએ સંભાષણમાં સંમતી આપી. સરદારોએ પારધીના ઉદાર સ્વભાવને માટે શાબાશી દીધી. રાજ્યકુંવરીનું હૃદય કમળ પ્રફુલિત થયું જે "નિગાહ રખો મહેરબાન" એવા નેકીબદારના અવાજ સાથે દરબાર બરખાસ્ત થયે.

આ સઘળી સુલેહ-શાન્તિની વધાઇ હતી. રાત્રીએ સરદારગઢમાં લંકા સરખી શોભા થઇ. રોશનીના પ્રકાશથી નગરીએ રમણીય રૂપ લીધું. આતસબાજીથી આનંદ થયો બારણે બારણે તરીયાં તોરણ બંધાયાં ને બંદીજનોએ પારધીના યશોગાન ઉંચે શૂરે લલકાર્યાં એ સઘળાં મણિપુરની સુંદરીને શુભશુકન હતા.

---

## પ્રકરણ ૬૦ મું.

### "સ્નેહનું ફળ-સ્વર્ગ સુખ."

"હું કોણ? આ કોણ? જમીન આસમાનનો તફાવત. હું પગે રઝળતો પાળો, એ સુખપાલમાં ફરનારી રૂપસુંદરી. હું રાંક એ રાજ્ય મદમાં મતવાલી બનેલી. રંભા એવો ભેદ છતાં મારા પર એ ભાવ રાખે છે. ભાવતો રહે પણ મારા સુખ સંકટની ભાગીયણ બને છે. અહાહા! હા! કેવો

સ્નેહ! સ્વચ્છ અંતઃકરણમાં સ્થિર થયેલો સ્નેહ કેવું રૂપ લે છે ? કેવો પ્રકાશ કરે છે ? પોતે પવિત્ર બને છે અને બીજાને પવિત્ર બનાવે છે. રંભા ! ખચીત તું સ્વર્ગની રંભાજ છે. તું કુલીન છે. તું જન પરિક્ષામાં પ્રવિણ છે તારો ને મારો જોગ બનવો અશક્ય મનાય પણ તે જોગ મેળવવા ને તૈયાર થઈ છે, એજ તારા પ્રેમની કસોટી છે. તું પ્રેમ મૂર્તિ છે હું પ્રેમ મૂર્તિનું પુજન કરનાર પુજારી છું. એ પ્રેમ પુજાનું ફળ મને મળવાનું છે, એમ હવે હું અંતઃકરણ પુર્વક માનું છું. તારી "પ્રેમ પત્રીકા" વાંચીને હું પાવન થઇ ગયો છું ને પરમાનંદમાં ગળકાં ખાઉંછું. પ્રભુ તારૂં રક્ષણ કરો શુદ્ધસ્નેહનો સર્વકાળને વિષે જય થાઓ."

પ્રતાપગઢના પારધીના એલચીના પ્રચંડ હવેલીના એક મનોહર દિવાનખાનામાં ગાદીતકીઆને અઢેલીને પડેલો તરૂણયોધ્ધો મુખમાંથી આવા શબ્દો ઉચ્ચારતો હતો. તે ઘડીમાં ઓરડાની આ બારીમાં બેસતો, ને ઘડીમાં પેલી બારીમાં બેસતો જો નજર વાટિકામાં આવી રહેલાં ઉંચા તરૂઓ પર નજર નાંખતો હતો. ઘડીમાં ઉભો થઇને દિવાનખાનાના આ છેડાથી તે પેલા છેડા સુધી કશા પણ નિયમ વગર આંટા મારતો હતો. ઘડીમાં પરિશ્રમથી ગાદીપર પડીને આંખો મીંચી દઇને મનમાં તર્ક-વિતર્ક કરતો હતો. મનના પરિશ્રમને લીધે તેનું અંગ પલળી ગયું હતું ને માથું ધગધગતું હતું.

એ પુરૂષ કોણ હતો ?

વાંચનારને ઓળખતાં વાર નહિ લાગે.

એ પુરૂષ તે આપણો તરૂણ યોધ્ધો હતો. જેને વાંચનાર ગજેંદ્રસિંહના નામથી પણ પિછાણે છે તેની જીંદગીમાં આજે ફારફેર થવાનું મુહુર્ત હતું. આ ફેરફાર કેવા પ્રકારનો થવાનો છે, તેની ચિન્તામાં તેના મગજ પર દબાણ હતું, અને એ દબાણને લીધે તે આજે ગભરાટમાં હતો. રાજ્યકન્યાની સાથે લગ્ન કરવાની રગઝગ અમાત્ય મંડળમાં થઇ ચૂકી હતી. રાજ્યકન્યાએ પોતાના પિતા સમાન પ્રતાપસિંહની પાસે નીચે પ્રમાણે ગજેંદ્રસિંહ પ્રત્યેનો પોતાનો પ્રેમ જાહેર કીધો હતો.

"પિતાજી

છતે પિતાએ આપે પિતા સમાન મારૂં અને મારી પ્રજાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કીધો છે, તેથી આપ મારા પિતાજીજ છો. અને આપ પણ મને એવી રીતે બોલવા-લખવાની-વર્તવાની પરવાનગી આપશો.

પિતાજી ! સંસાર-વ્યહવારમાં પડવાંનો મારો વખત હવે ભરાઇ ગયો છે, પણ સ્નેહ ભાવના વગર આંધળાઆં કરીને અંધારા કુવામાં પડવાને હું રાજી નથી. મનનો વેગ રોકવાને મનુષ્ય માત્ર અશક્ત છે. પિતાજી પાસેથી મન મૂકીને માગી લેવું એ પૂત્ર-પૂત્રીનો ધર્મ છે. તેથી હું પણ મર્યાદા મૂકીને આપની પાસે મારા સંસારનું સુખ માગી લઉં છું. આપ જાણો છો કે નીચ અને ઉચ એ માત્ર માણસાઇ મનની મલીનતા છે. ઉંચ કર્મથી ઉંચી પદવી પમાય છે, અને અધમ કર્મથી અધોગતી પમાય છે.

આપના વિજયી તરૂણ યોદ્ધા ગજેંદ્રસિંહના વીરત્વપણાને આપ વખાણોછો, એ વીરપુરૂષના વીરપરાક્રમની પરિક્ષા કરવાની તક મને મળી છેજ ને તેના બળવાન બાહુપર મોહ પામી છું, માટે આપ પિતાજી એ પ્રેમ મૂર્તિ સાથે મારો હસ્ત મેળાપ કરાવીને મને કૃતાર્થ કરશો એવી વિનય પૂર્વક મારી માગણી છે,"

આપની બાલિકા,

રંભા કુમારી.

આ વાત પ્રતાપસિંહને ગળે ઉતરી. પ્રેમ પાત્રને અરસપરસ ગોઠવી દેવાનો તેણે બનતો

પ્રયત્ન કીધા, અને મણિપુરના માનનીગી મહારાજાને તથા જાગીરદારોને અને તાલુકદારોને સમજાવી લેવાને માટે આજે રાજ્યમહાલયમાં સભા બોલાવી હતી. તેમાં અરસપરસ અનેક વાદ-વિવાદ થયા જૂના વર્ગના અને નવા વર્ગના અમીરો વચ્ચે વિવાદો ચાલ્યા. કુલ પર મોહ પામેલાં કુળાભિમાનીઓને કળા કૌશલ્યતાથી પારધીએ સમજાવી લીધા ને આ વિકટ કામ અંતે પાર પડ્યું

પ્રતાપસીંહજીના પટાવત તરુણ યોદ્ધા ઉર્ફે ગજેંદ્ર સિંહને તેની રાજ્ય સેવા ને રાજ્યભક્તિના શિરપાવમાં રાજ્યકન્યાનું ઇનામ આપવાનું સર્વાનુમતે ઠરાવ્યું. તેના સમાચાર ભાલાદાર સ્વારની મારફતે તરુણ યોદ્ધાએ સાંભળ્યાં, ત્યારે તેને સંપૂર્ણ સંતોષ થયો. સ્વર્ગ સુખનાં તેને સ્વપ્નાં આવતાં હતાં, તે હવે સાચાં પડયાં, તેમ પોતાના સ્નેહીને બગલગીરી કરીને પોતાની આંખમાંથી હર્ષાશ્રુ પાડયાં.

આ શુભ વાર્તા મણિપુરમાં વાયુ વેગે પ્રસરી ગઇ તેથી ઘણાંકને આશ્ચર્ય લાગ્યું ને ઘણાંકને આનંદ થયો. લગ્ન દિવસ નક્કી કરવામાં આવ્યો. રાજ્ય મંદિરના વિશાળ ચોકમાં મંડપ બંધાયો ને મંગળ લગ્ન મુહુર્ત જોષીઓ પાસે જોવડાવવામાં આવ્યું. આ લગ્નોત્સવમાં બીજાં એવાં એક લગ્નથી વધારો કરવામાં આવ્યો.

સરહદપરના પ્રાચિન કિલ્લાના વૃદ્ધ સરદાર માનસિંહની માનિતી કન્યા સાથે ભાલાદાર સરદારના લગ્નનું પણ મુકરર કીધું. ભાલાદાર સરદારે લુટારાના હાથમાંથી સરદાર કન્યાનું રક્ષણ કીધું હતું. એ એક શૂરવિર પુરૂષને શોભે એવું કાર્ય હતું. અને એ કાર્યથી કિલ્લાનો સરદાર સંતોષ પામ્યો હતો. તેણે પોતાની પુત્રિ અને ભાલાદાર સરદારના સ્નેહની પરિક્ષા કરીને નિજ કન્યાનો હાથ આપવાની આ શુભ તક સાધી લીધી, તેથી ઉત્સાહમાં વધારો થયો. લગ્નના દિવસે આખી નગરીમાં ધામધુમ મચી રહી. મણિપુરે સ્વર્ગપુરીનું રૂપ લીધું. દરબાર ખર્ચથી શહેરી જનને મનમાનતા મિષ્ટાનો આરોગાવ્યા. બ્રાહ્મણોને અને બંદિજનોને દાન-દક્ષિણાને ઇનામો આપીને બહુ બહુ પ્રસન્ન કીધા. મણિપુરના મહારાજાએ પોતાને હાથે ગજેંદ્રને કન્યાદાન દીધું. ભૂદેવોએ "દીર્ઘાયુષ્ય થાઓ" એવો વર-વધુને આશિર્વાદ દીધો. પ્રતાપગઢના પારધીએ હાથ ઘરણામાં રાજ્ય કન્યાને હાથી, ઘોડાને, હીરા મોતીહાર અર્પણ કર્યા. સુવર્ણના પુષ્પોની વૃષ્ટિ થઇ. ગીતો ગવાયાં, દેવોએ પુષ્પ વૃષ્ટિ કરી, દુંદભી ગડગડયાં, તોપોની ગર્જના થઇ રાત્રીએ રોશની કરવામાં આવી. આતસબાજીની રમત થઇ. ગરીબોને અન્ન વસ્ત્ર મળ્યાં. એક સપ્ત વારીયું આનો આનંદ-ઉત્સવ મણીપુરમાં છવાઇ રહ્યો.

પ્રતાપગઢના પ્રતાપસિંહજીને લાયક માણસોને લાયક પુરૂષોના લાયક ઇનામો દીધાં. તરુણ યોદ્ધાની માફક તીરંદાજને તરુણી પ્રાપ્ત કરવાની ઇચ્છા નહતી; તેથી ગજેંદ્રસિંહની ભલામણથી ભલાને ભોળા આ રાજ્યભક્ત પુરૂષને ત્રાંબાને પત્રે એક ગામ બક્ષિસ કરવામાં આવ્યું, તેથી તેને પણ તૃપ્તિ થઈ.

રાજ્યકન્યા હૃદયમાં રાજીથઇ. તરુણપુરૂષ ઉર્ફે ગજેંદ્રસિંહને સ્વર્ગસુખ પ્રાપ્ત થયું. "સ્નેહનું ફળ વર્ગ" તે હવે તેણે સાચું માન્યું. "કરણી એવી પાર ઉતરણી એ કહેવત સાચી ઠરી. રાજ્યકન્યાના પ્રમુખપણા નીચે રાજ્ય કારોબાર ચાલતો થયો. ગજેંદ્રસિંહે એ કારોબારમાં ગજા માફક મદદ કરવાનું કામ માથે લીધું. એટલે રાજ્ય ગાડું નિયમીત પણે ગડગડવા લાગ્યું. રૈયતને મનથી રામ રાજ્ય મળ્યું. સર્વત્ર શાંતિ પ્રસરી ન્યાયના કરનારા ન્યાયકર્તા ને રાજ્ય ચલાવનારા રાજ્ય ચલાવતા. ભાલાદાર સરદારને મણીપુરનો સેનાપતિ બનાવવામાં આવ્યો તેથી તેણે

સેનાની સરદારી હાથમાં લઇને મણીપુરના સંસ્થાનનું રક્ષણ કરવા માંડયું. આવી શાંતિ પ્રસારીને પ્રતાપગઢના પારધીએ હવે પોતાના પાયતખ્ત ભણી જવાની ઇચ્છા કરી. તેના હાથમાં હવે કાંઇજ કામ રહ્યું નહોતું, તેથી તેણે પોતાના દેરા-તંબુ ઉઠાવીને પ્રતાપગઢનો રસ્તો લીધો. રાજ્યકુંવરીને પારધીની જુદાઇથી લાગી આવ્યું. તેના સરદારોએ અને સામંતોએ તથા પ્રજાજનોએ પારધીનો ઉપકાર માન્યો. સેનાને વિદાય કરવાને રાજ્યકન્યાને ગજેંદ્રસિંહ તથા સરદાર અને પુરજનો ઠાઠમાઠ સહીત સરહદ સુધી પધાર્યા. જુદા પડતી વખતે અરસ પરસ મળ્યા ભેટયા અને આનંદની સાથે યશનો ડંકો વજડાવીને પારધીની સેના વિદાય થઇ વિદાય કરનારાઓ મણિપુર ભણી પાછાં ફર્યા, અને પોતપોતાનાં કામકાજમાં પડયાં.

દૈવની ગતિ ન્યારી છે. દૈવ ધારે છે, તે કરવાને શક્તિવાન છે. "લંકાની લાડી ને ઘોઘાનો વર" એ કહેવત યથાર્થ છે. ભાવી લેખ ફળીભૂત થાય છે.

હવે આપણે રાજ્યકન્યાને અને તરૂણ યોદ્ધા ઉર્ફે ગજેંદ્રસિંહને સ્વર્ગનું સુખ ભોગવતાં, રાજ્યમંદિરમાં છુટા મુકીને રજા લઇશું.

વાંચનાર! તું પણ તૃપ્ત થયો હોઇશ, તારી પણ રજા માગું છું, રામ! રામ!

---

# ભેંસના સીંગ ભેંસને ભારી.

## સોનેરી ટોળીનું પ્રાક્રમ.

### એક ટુંકી વાર્તા.

ગુલશન માટે ખાસ.

વાંદરા ખાતે આવેલું ડાકટર જાલ અરદેશર નાણાવટી એલ. એમ. એન્ડ એસ નું મકાન સાદું પણ સગવડ ભર્યું અને લગાર ટ્રીમટ્રાક હતું. બજારને નાકે આવેલું હોવાથી લોકોનું ધ્યાન તે પહેલી નજરે ખેંચતું હતું. મકાન નવુંજ રંગેલું હોવા સાથે કાળા મોટા અક્ષરોના બે ત્રણ પાંટયાં ગરીબોને ડોળા ફાડી જોવા માટેના સાધન રૂપ હતાં. મકાનનો બાહ્ય દેખાવ સારો હતો તેમ અંદર ખાનેથી પણ તે લગાર ભપકા ભર્યું હતું. કોઇ રીટાયર્ડ થયલા યુરોપીઅનનાં બંગલાનું ફરનીચર ડાકટરે લીલાઉમાં વેચાતું લઇ મકાનને પોતાના વિચાર મુંજબનું સ્ટાઇલીશ કીધું હતું. પ્રેકટીસ હાલ તુરત તો ઠીક ઠીક હતી પણ આગળ વધવાનો દરેક સંભવ હતો. ડાકટરનો ભોળો, નિર્દોષને હસતો ચ્હેરો જ્યાં પણ જતો ત્યાં અજબ શાંતિ પાથરી ઉત્સાહ ફેલાવતો હતો. ડાકટરને જોતાંજ દર્દીને કરાર થઇ જતો હતો. તે ધીરજથી હકીકત સાંભળતો હતો. ગમે તેવા લાંબા ટાહેલાંની દરકાર ન કરતો હોવાથી સટાકા મારતી કોલેઇઓ અને પીસાઇઓનો તે માનિતો હતો. પાલીહીલ પરનાં પોડાંક રેશમી આહકો ડાકટરને ત્યાં હતાં પણ દર્દીઓનો મોટો ભાગ ફ્લુસ માછીસનો હોવાથી પોતાની જીંદગીનું ગાડું ગબડાવતાં કેવી મુશ્કેલી નડતી હતી તે તો ફક્ત ડાકટરનું અંતરજ જાણતું હતું.

ડાકટરનું સૌથી માનિતું ને માતબર ઘરાક લખેશ્રી બા. બા. જમશેદજી દેવીસન અવારનવાર ડાકટરને ત્યાં ગમે ત્યારે આવી ટાહેલાં કરતા હતા. ડાકટર આ ચિકાસદાર ઘરાકને ખુશ ખુશ રાખતો હતો કેમકે તેની મોટી જાહેરખબર હોવા સાથે મુંબાઇની વેપારી બજારની હકીકત તેમજ મુંબાઇ અને વાંદરાની સંસારી બાબતોની ખબર મેળવવાનું અચ્છું સાધન હતું.

એક દહાડો તેઓ વાતોના તડાકા મારતા બેઠા હતા તેવામાં વાંદરા-માહીમ-સાયન ટ્રામ કંપનીની વાત નીકળી કે તે ચીકાસદાર ઘરાકે ડોકું ધુણાવતાં કહ્યું,

નહી ડાકટર એ સાથે તમારે ચેડાં કાઢવાં નહી!'

' કેમ? ' સવાલ થયો. ' તમારી મરજી નથી તો પછી માંડી વાળીશું.'

' પૈસા! ' તે શ્રીમંત ઘરાક સમજાવવા લાગ્યો ' પૈસા આ દુન્યામાં જેમ આબાદીની નિશાન છે તેમ તે નાશનું બીજ છે. પૈસાથી ઉસ્તુ પણ ઉસ્તાદમાં ખપે છે ને પૈસાની ગરમી માણસ જાતનાં ભેજાને અજબ તેજ આપે છે......આ ટ્રામ કંપની વાળી યોજના બહુ ઉપયોગી છે ને તેમાં મોટો નફો થવાની વકી છે લોકો તેના શેરો ફક્ત વિશ્વાસ પર લેવા જાયછે. બધી બોલબાલા જાહેર ખબરોની છે. ટુંક પુંજી વાળો પ્રસ્

એમાં નાણું રોકી સારૂ વ્યાજ મેળવી શકે છે? કંપની સ્થાપનાર તરીકે 'ખા૦ બા૦ માણેકજી દલાલનું નામ બહાર આવ્યું છે. આ માણસ જબરા સટોડ્યા તરીકે બજારમાં ઓળખાય છે. પેપરોમાં ગયા શનીવારેજ તેનો ફોટો પ્રગટ થયેલો તમે જોયો હશે. પહેલાં તો ધુમ ધડાકે કામ ચાલ્યું હતું પણ ગયે મહીને બધુ ફરરર ભુસ થઇ જનાર હતું તેટલામાં રા૦ બા૦ મંગલદાસ નથુભાઇ વચ્ચે પડયો.'

'એ રા૦ બા૦ મંગલદાસ નથુભાઇ કોણ છે?'

'એ કોઇ અજમેર તરફનો વાણ્યો છે. જબરો કોઠીબાજ છે. વેપલો તો લાખોથીજ કરે છે પણ એના દુસ્મનો તો કહેછે કે હીસાબ બધો કોરે પાને મતુનો છે. એ કહેવાતો શ્રીમંત વાણ્યો હાં આવી બાબતમાં વચ્ચે પડતાં કહે છે કે લોકો ને જબરો સંતોષ થયોછે વાત બહાર આવી છે કે સર મંગળદાસ પોતે આ યોજનામાં પોતાના દસ લાખ રૂપ્યાની રકમ રોકનાર છે.'

"દસલાખ!" તે જવાન ડાકટર પરપટયો ને પોતાની ટેબલ પર મુકેલા એક સુંદર નાજનીનના ફોટો પર નજર ફેંકી તે વિચારવા લાગ્યો 'ઓ ખુદા! મને એ દસના એકજ લાખ બલકે તેનું બી થા મળે તો!...ઓહ, તોજ ગુલના બાપ મને કબુલ કરી હમોને સુખી કરી શકશે.'

"કંપનીની વિગત અચ્છી લાગી જાય છે ને લોકોનો સેહેલ વિશ્વાસ ખેંચી શકે છે' તે ઘરાકે જણાવ્યું. 'ફ્જુ......આહ, લ્યો ડાકટર, કોઇ બોલાવવા આવ્યું છે?'

'ખુદા ખેર કરે!' ડાકટર જે થાકીને લુસ થયેલો હતો તે ખરાં હ્જારે પટપટયો.

ડાકટર પોતાના દવાખાનાંમાં ગયો તેણે ઝડપથી ટેલીફોન હાથમાં લીધો ને ઝડપથી તૈયાર થયો.

"બી. ટેલીસન નમારી ગણુરી વાનવી હરી છે, હું જલદી પાછો આવીશ. પાલીહીલ પર રહેતા રા૦ બા૦ મંગળદાસ નથુભાઇ ગુજર્યા છે ને મને બોલાવે છે...ગાડી, છોકરા...એકદમ!'

પાંચ મિનિટમાં તો તે ગાડીમાં પોતાના ઇમરજન્સી બેગ સાથે બેઠો ને ગાડી પાલીહીલ પર જવા ઉપડી. સર મંગળદાસ આજ બે મહિના થયાં વાંદરા ખાતેના એક એકાંત, ભવ્ય બંગલામાં આવી વસ્યાં હતા.

પંદર મિનિટમાં ડાકટરની ગાડી રા૦ બા૦ મંગળદાસના બંગલામાં જઇ ઉભી અને ડાકટર બેગ લઇ અંદર ગયો નીચે ઉંઘતા એક પોર્યાએ માળપર જવાની સુચના કીધી. માળપર ચઢતાં એક એસ્કો હિંદુ જવાન ડાકટરને મલ્યો.

'મારા ભાઇ ગુજરી ગયા!' તે લીટ કાઢતો! ને આંખો લુછતો ડચકા ખાતો બોલ્યો.

"રા૦ બા૦ મંગળદાસના, તમે ભાઈ!" સવાલ થયો.

'હા જી, હું નાનો ભાઇ? દ્વારકાદાસ......, ભાઈ, આજે તો બહુ સારી પેઠે હતા. હમે વાતો કરતા હતા તેટલામાં તેઓ પોતાની ખુરસીમાં ઉઠી બેઠા ને પાછા પડી ગયા. બીજી પળે બે ડચકાં ખાઇ તેમણે પોતાનો પ્રાણ મુકી દીધો!'

મોત અને તે વેળાની આફતનો મોટો અનુભવ ડાકટરને હતો. ભાઇ જેવો ભાઇ મરી ગયો હતો પણ આ ભાઇને જરાએ ગમ હોય તેમ ડાકટરને જણાયો નહિ. ડાકટરે દ્વારકાંદાસ તરફ ટીકી ટીકીને જોયું પણ તે તો મોંટે રૂમાલ ઢાંકી, ડોકું નીચું કરી બેઠો હતો.

"તમો હુસ્યારી રાખો, ભાઇ!" તેણે તે જવાનને ધીરજ આપી. મને તેમની આગળ લઇ જાઓ.. તમો શાંત રહેજો...અહીં ક્યાંઇ જોવી ચીજ તો નજ હશે...ઓક્સાઇટ મારી બેગમાં છે. તમો બેસો ભાઇ આહ! હવે ઠીક થયાને? ચાલો મને લઇ જાઓ!'

તે જવાન હવે ઉઠયો ને લથડતે પગલે તેને બાજુમાંના એક ઓરડામાં લઇ ગયો કે જ્યાં બી-

છાના પર તે શબ પડેલું હતું. ધોતપાને શર્ટ પર જ તે મરનાર હતો. તે મરનાર લાંબો ને ખુબસુ દેખાવનો હતો. મોતે કશી પણ ખરાબ અસર તેના ચહેરામાં કરી ન હતી. તે ચહેરો ઘણોજ શાંત ને ભવ્ય દેખાતો હતો. તે સાફ સાફ મરી ગયો હતો ને સદંતર ઠંડો ગાર હતો.

ડાક્ટર જાતે તે મરનારને બરાબર તપાસ્યો ને પછી દ્વારકાંદાસ તરફ ફરીને પૂછ્યું.

'એ ઓ ક્યારે ગુજર્યા...સદંતર ઠંડા છે!'

' કલાકેક થઇ ગયો!' ઓ મારા નથુભાઇરે ની પોક મુકતો તે જવાન રડતો રડતો બોલ્યો 'કલાકથી વધારે બી હોય મને બરાબર યાદ નથી પણ—

'ત્યારે મને અત્યારે બોલાવવાનું કારણ શું?' ડાક્ટરે અજબ થતાં સવાલ કર્યો તેની ખાતરી હતી કે મરણ કલાકો આગમજનું થયું હતું. અલબત માણસની પ્રકૃતિ પેર બધો આધાર રહેતો હતો છતાં કલાકેક પરજ તે મરણ થયું હોય તેમ કશું લાગતું નહતું.

' ઓ...હું શું કરૂં...ઓ, હું તો મરી ગયો રે બાપ!...બાપલા વગરનો થયોરે બાપા!...ઓ બાપ!... હાય હાય!... હવે શું કરૂં... ડાક્ટર સાહેબ, હું તો મરી ગીઓ જો!... ડાક્ટર, તમે મરણની સરટીફીકેટ તો આપશોની?'

"મને તેમ કરવાની સત્તા છે' ડાક્ટરે ચોખ્ખું જણાવ્યું, ' મરણ આગમજ હું આવ્યો હોત તો ખુશીથી તેમ કરત પણ હવે તો મને બીક છે કે મરનારની લાસ તપાસવી પડશે!'

તે સાંભળતાંજ દ્વારકાંદાસ પોકે પોક મુકી રોયો,

" તમે આંહાં એકલાજ છો?" ડાક્ટરે અજાયબીમાં સવાલ કર્યો.

"બધા નોકરો આજે સીનેમા જોવા બાઇની રજા લઇને ગયા છે; પણ હવડાં આવશે"

' આજેજ સમીસાંજે એ બધા ગયા એ ખરેજ કમનસીબી છે,'

દ્વારકાંદાસે રડતાં રડતાં ડાક્ટર તરફ ટગર ટગર જોયું. તેણે દડદડ આંસુ ખેરવતાં કહ્યું,

' બધા આવશે પણ મારા બાઇને શું કામના ...: ઓ મારા બાપ!'

"હું દીલગીર છું ... મારે ત્યાં ઘરાકો રાહ જોતાં હશે. હું તમો માટે શું કરૂં?... તમોને એકલા છોડવા ગમતું નથી,' આ પછી થોડીક સમજ આપી ડાક્ટર ફર્યો.

દ્વારકાંદાસે ફી તરીકે એક નોટ આગળ કરી પણ ડાક્ટરે ગમે તેવી બહેસ છતાં તે કબુલ કરી નહિ,

" હું કાંઇ ઉપાય અજમાવતે તો ફી લેતે!" ડાક્ટરે છેવટનો ચુકાદો આપ્યો.

' ક્યારે તપાસ થશે, ડાક્ટર?'

" કાલે થશે " ઘણોજ દીલસોજ જવાબ મલ્યો, ' તમારે પોલીસને ખબર આપવી પડશે. તમે જણાવશો ને જરૂર પડશે; તો હું પોતે લાસને તપાસીશ,'

' ત્યારે તમે પાછા તો નહિ આવવાના કે?'

' ભાઇ, તમો જો દરેક ગોઠવણ કરી શકતા હોયતો પાછી મારૂં શું કામ છે?... તમારા મિત્રોને બોલાવશો ને?'

'હાજી, હું બધાને બોલાવીશ...મારા બાઇનું નામ બહુ જાણીતું છે...ઠેંક્સ, ડાક્ટર, તકલીફ માફ કરજો!' દીલાસાના કાંઇક શબ્દો બબડી ડાક્ટરે રૂખસદ લીધી.

દવાખાનામાં જતાંજ મી૦ ડેવીસનને ત્યાં બેઠેલા તેણે જોયાં.

'તે મરી ગયો કે?' તમણે કહ્યું: 'આ ખુદા, કાલે એ ખબર ફેલાતાં આપણી ટ્રામ કંપનીના ભાવ બજારમાં સદંતર ગગડી જશે.'

' કારણ?'

' કારણ પેલાના દશ લાખ આવશે નહિ ને? હજારો ગરીબ બાપડાઓ માર્યા જશે ને જેમ જાય તેમ પોતાનાં શેરો ફુંકી મારશે!'

'શ૦ બા૦ મંગલદાસ ગોરો ને લાંબો છે.'

'કોણ? મેં તેને જોયલો. જાણે ફરશે ડુંબા જેવો...કાળી ચામડીનો અલમસ્ત છે! પાંચમે દહાડે મને મળ્યો તો!'

'તે તો પાતળો ને ગોરો છે!'

'કેમ બને?...બનવા જોગ છે. માણસ મરતાં અજબ ફેરવાઇ જાય છે...એમ તો મારો બાપ મરતી વખતે...'

'હું તે જાણું છું પણ...'

'પણ શું, ડાકટર?'

'મને માફ કરજો, મી૦ ડેવીસન. મારે પાછું જવું છે.'

'ઓલરાઇટ, ડાક્ટર...ડાક્ટરનો ધંધોજ એવો છે. ભલા, પાછું જવાનું કાંઇ કારણ?'

'હું તે કાલે જણાવીશ.'

'કાલે આપણે સાથે જમીશું...ટા...ટા!'

ડાક્ટર જલ્દ બીજી વીક્ટોરીયા બોલાવી મંગાવી પર ઝડપે શ૦ બા૦ મંગલદાસને બંગલે ગયો. દરવાજામાં જતાંજ ખબર કાઢવા આવેલા પોલીસના સીપાઇને તેણે જોયો. ઝડકુ કદમે તે માળ-પર ગયો કે એસ્કોર્ટ થયલો એક નોકર તેને સામો મળ્યો.

ડાક્ટરને જોતાંજ તેનો ચહેરો ફીક્કો ફ્ચ પડી ગયો.

'હું ડાક્ટર છું' તેણે જણાવ્યું. 'મી૦ દ્વારકાંદાસ ક્યાં છે?'

'મોટા શેઠના ઓરડામાં. કોઇને તેઓ અંદર જવા દેતા નથી...શબની આસપાસ તેઓજ એકલા છે.'

"શું બન્યું છે તે તમોને ખબર મળી છે?"

"હાજી...નાના શેઠ બહાર આવ્યા હતા ને અમોને ગભરાવનાર ખબર કહી, અંદર જવાની સાફ મની કરી પાછા ત્યાંજ ગયા છે."

'હું અંદર જઇશ' ડાક્ટરે જણાવ્યું, અને બારણું ધીમેથી ઉઘાડી તે અંદર ગયો.

દ્વારકાંદાસ આ વેળા બારીએ ઉભો રહી જાણે કોઇની રાહ જોતો હોય તેમ લાગતો હતો. ઓરડામાં એક ખુણે એક મીનબત્તી ઝાંખો ઉજાસ આપતી બળતી હતી; બાકી ત્યાં અંધકાર હતો.

તે શબ હજી બીછાનાં પરજ હતું.

ડાકટરને અંદર આવતા જોતાં દ્વારકાંદાસ ચમકી ઉઠયો. ડાકટરે તો મજાહથી બારણાંને કળ દઇ કુંચી પોતાના ગજવામાં મુકી. તેઓ એકમેકને હવે ડોળા ધુરકતા ઉભા.

'દ્વારકાદાસ, આ તમારા બાપ નથી' ડાકટરે આબાદ તીર માર્યો.

આ સાંભળતાંજ તે જવાન ચોંક્યો. ખરો પણ ટગર ટગર જોતો ચુપ રહયો.

'શ૦ બા૦ મંગલદાસ નથુભાઇ હજી જીવતા છે' ડાકટરે ઉમેર્યું.

'જૂઠું...સદંતર જૂઠું!' તે દાંત કચકચાવતો બોલ્યો 'આ મારા બાપ સર મંગલદાસનુંજ શબ છે.'

ડાકટરે કશો જવાબ કર્યો નહિ.

તે ધ્યાનથી સાંભળવા સાથે ડાકટરને પણ જોતો હતો. બીજી પળે કોઇ દિવાલ પર થઇને ઉપર આવતું હોય તેવો અવાજ બન્નેના કાન પર પડયો

દ્વારકાંદાસ હવે બાજુમાંની ટેબલ આગળ ગયો ને તેનાં ખાનાંમાંથી એક બરેલી પીસ્તોલ બહાર કાઢી. ડાકટર જે તેની પૂઠેજ હતો ને જેની નજર ખાનામાંની બીજી પીસ્તોલ પર પડી હતી, તેણે હકીમત વાપરી "કોણ" કરી સવાલ પુછ્યો કે ગભરાઇને દ્વારકાંદાસ બારી આગળ દોડયો ડાકટરે ટેબલમાંની બીજી પીસ્તોલ હાથમાં પકડી. દ્વારકાંદાસ પોતાની પીસ્તોલ ફોગાવે તે પહેલાં તેણે ડાકટરના હાથમાંની પીસ્તોલ પોતાની સામે તાકેલી જોઇ.

'એનો ખાલી છે' તે ગભરાટમાં પુકાર્યો.

'જોઇશું' ડાકટરે જણાવ્યું.

તેજ પળે ડૉક્ટરનો હાથ બારીપર પડયો કે દ્વારકાંદાસ આગળ આવ્યો ને દાંત કચકચાવતો બોલ્યો.

'સંભાળ ! આ આવે છે તે તારો બાપ તને પળવારમાં કચડી નાખશે. તેને કામ કરતાં તું જો જરાએ અટકાવશે તો પરમાત્માના સોગંદથી કહી શકું છું તને તેજ પળે વિંધી નાંખીશ.'

'આહ!' ડાક્ટર ચીરડાયો 'તમારી મહેરબાની શું છે તે હું જાણતો નથી પણ મારે તે ત્યાં રહી જોવી છે.'

દ્વારકાંદાસ ચાહત તો ડાકટર પર હુમલો કરી શકત પણ તેનામાં તેટલી હિંમત નહતી. તે પ્રપંચી હતો પણ સામે ડોળા ઘુરકી ઉભેલાં મોત ને જોતાંજ તે ઢંડોગાર થઈ ગયો હતો; અને ડાકટર !...આહ ! તે તો આજે કાંઇ અજબ રંગમાં આવેલો હતો. તેને મોતની ધાસ્તીજ ન હતી.

એક કદાવર અંગનો કાળી મોટી મુંછનો ને સહેજ ઉધડતા રંગનો સખ્સ અંદર આવ્યો. તેની આંખો માંથી ગોયા આતશ ચમકારા મારી રહયો હતો.

'દાસ, તું કયાં છે ?......બત્તી કેમ રાખી છે?' તે અંદર આવતાં સમેત પુકાર્યો 'દશ મિનિટ પર મેં તે જોઇતી. તું કયાં છે?'

'કોઇ બીજો હયાં છે, માણેકજી શેઠ '

તે શખ્સ હવે તેઓ તરફ ફર્યો. તેની હીલ ચાલો ઝડપી ને ચપળ હતી. તેની આંખોમાં ખુન વરસી આવ્યું હતું.

' આ શખ્સે બોલાવેલો હું ડાકટર છું'ડાકટર જાતે ખોલાસો કર્યો ' ભલા કહેશો કે આ બધી ધમાલ શાની છે ? '

' ઓ તારી ! એમ છે કે ?' તે નવો આવનાર જે કાંઇજ પણ દ્રામનેની યોજના વાળો ખા. સા. માણેકજી દલાલ હતો તેણે સીપલાસ કીધી ' ભલા કહેશો કે ડાકટરો કયારથી પીસ્તોલો સાથે રાખવા લાગ્યા છે ?'

'ખોલાસો લંબાન છે ને હાલ બીનજરૂરી છે' ડાકટરે જણાવ્યું.

' વેલ, તેમ છે. તોએ ફીકર નહિ આપની ત્યાં હાજરીની જરૂર નથી. તમે શબ તો જોયું છેને ? પધારી આવો, સાહેબજી !'

' હું ત્યાંથી જવાનો નથી ' ડાકટરે જણાવ્યું -' હું જોઉં છું કે તમો હથ્યાર વગર છો. મારી પાસે પીસ્તોલ છે તેનો ઉપયોગ હું કરું તો આ તમારા દ્વારકાંદાસ પોતાની પીસ્તોલનો ઉપયોગ મારા પર કર્યા વગર રહે નહિ; એટલે હમો બન્ને એક સરખી હાલતમાં છીએ ભલા,, અને કહેશો કે તમારી શી મતલબ છે ?

' માણેકજી શેઠ, એઓ પામી ગયા છ !' દાસે પોતાના ઉસ્તાદના કાનમાં કહ્યું.

' બદમાશ !' દાંતો વચ્ચેથી કચકચતો અવાજ નીકલ્યો.

' હું જોઉં છ કે તમે મરણની ખબર બહાર પાડવાની ખાસ કરીને દોડાદોડી કરવામાં આવી છે. ભલા, આટલી બધી ઉતાવળ શા માટે?'

ઉસ્તાદ અને ચેલો બન્ને એકમેકને જોવા લાગ્યા. ત્યાંથી તેમની નજર શબ પર ફરી અને તે પછી માણેકજીએ દાવપેચ ખેલવા માંડયો.

' બાબા, જવે દો . તમો કાંઇ ઉલ્લુના પઠ્ઠા નથી કે—'

' થેંક્સ ' ડાકટરે જણાવ્યું

' તમે જોતા હશો કે હાંની તમારી હાજરી અણગમતી છે' ધીમો સીપલાસ થયો.

' એ સા—નું ગળું બચડી નાંખો !' દ્વારકાંદાસ બરાડયા

' ચાલ, ચાલ, છોકરી...એ શું વાત કરેછ!' ઉસ્તાદે ચેલાને શીખ આપી.

' વાજબી કહ્યું ' ડાકટર બોલ્યો. ' મારધાડ હાં કામ કરી શકે તેમ નથી.'

તેજપળે બારણું ઉઘડયું ને ફરીએ કુંભા જેવો જાડો ને કાળી ચામડીનો કદાવર હિંદુ માં આવ્યો. મી૦ દેવીસનના કહેવા મુજબનો આ નવો આવનાર હોવાથી ડાકટરે તેને શે૦ ખ્યાં૦ મંગલદાસ તરીકે ઓળખ્યો,

'કેમ, એ શું છે રે?' તેણે સવાલ કર્યો.

'ભાઇ, તમે નોકરોની નજરે તો પડ્યા નથી ને? તમે તો પરલોકવાસી થયા છો!' દ્વારકાંદાસે જણાવ્યું.

માણેકજીભાએ હવે ટુંકામાં ખોલાસો કર્યો કે રા૦ બા૦ મંગલદાસે ધ્યાનથી ડાકટરને જોવા માંડ્યો.

'બેસો, શેઠ, બેસો' મંગલદાસે ધીમેથી કહ્યું. 'ચાલો બધા બેસી જાઓ. આખી રાત હવે કોના બાપની છે?

તેઓ બેઠા પણ માણેકજીભા છેડાઇ પડ્યા.

'મારે આખી રાત કામ છે. દરેક પળ જોખમ ભરી છે.'

'ત્યારે, તમે તમારૂં કામ કરો, ભાઇ!'

ઓરડામાં અંધકાર હતો પણ મીણબત્તીના ઝાંખા પ્રકાશમાં ત્યાં શું થતું હતું તે ડાકટર સહેલ જોઇ શકતો હતો. માણેકજીએ તે મુડદાના કપડાં કાઢી નાંખ્યાં ને એક ચાદર લપેટી તે જડ થયલાં શરીરને ખભે નાખ્યું અને બારી વાટે નીચે ઉતરવા માંડયું.

ડાકટરે બારી આગળ જતાં જોયું તો દોરડાનો એક કામ ચલાઉ દાદર હતો જે પર થઇને તે શખ્સ નીચે ગુમ થઇ ગયો હતો. પીઠ પાછળથી રખે હુમલો થાય કરી ડાકટર ફર્યો તો તેણે તે બન્ને હિંદુઓને પોતાની તરફ ટગરટગર ટીકતા જોયા.

'હવે બેસો શેઠ' મંગલદાસ ભાઇની લપલપી ચાલી. 'તમે ડાકટર છો ને વળી જવાન છો એટલે ફક્કસ મહીસજ હશો. પૈસાની તમોને જરૂર છે ને! યાર, દુન્યા ક્યાં પૈસા વગર છે. પૈસાથી મન ગમતી બૈરી પરણાય છે ને ચાહેલું સુખ મેળવી શકાય છે, વેલ, તમે જો રાજી હોવ તો 'સેવક તમોને એ પૈસાનું મોઢું જોવાનું મળે એવી હાલતમાં મુકવા તૈયાર છે!

'બોશ...પૈસાની કોને દરકાર છે?' ડાકટરે તંગડી ઉંચી કીધી જો કે તેજ વેળા તેને યાદ આવ્યું કે ગુલના બાપે તેની પાસે દસથી પંદર હજારની રકમ થતાં તેમને પરણાવી આપવા કબુલ્યું હતું.

'એ હેહેહે, શેઠ! એમ ન કરો!' તે જમાનો આથેલ હસતો હસતો બોલ્યો, 'અરે શેઠ, પૈસા તો આ દુન્યા છે. પૈસે માણસ જીવે છે ને અમર્ગ થાય છે ને પૈસે તે હિમતી અને ડહાપણું ભર્યો બને છે. પૈસા વગરની જીંદગી તુચ્છ છે. પૈસાના મહોતાજોજ પૈસાની દરકાર કરતાં નથી પણ એકવાર તેમને પૈસા મેળવવા દયોને પછી જુઓ... વેલ, ડાકટર, હું તમો સાથે સદંતર ખુલ્લો થનાર છું; કેમકે' તેણે હસીને ઉમેર્યું, 'મને તેમ કરવાની ફરજ પડે છે!'

'વેલ લુકહીયર પ્લીઝ' એક મિનટ દમ ખાવા થોભી તેણે ચલાવ્યું, 'બાંદરા-માહીમ-સાયન ટ્રામ કંપનીની ખબર તો તમે જાણી હશેજ. આ કંપનીનો સ્થાપક મારો મિત્ર ખા૦ બા૦ માણેકજી દલાલ છે. તેના શેરો તરફ પહેલાં તો સાધારણ સ્થિતિવાળાઓ સારી સંખ્યામાં ખેંચાયા હતા પણ પાછળથી લોકોનો વિશ્વાસ ઉડી ગયો. તેવામાં આ સદાસમાં મારૂં નામ જોડવામાં આવ્યું. ડાકટર, તમે દવા આપી શકો એટલે બજારની ખબર તમોને હોયજ નહિ. મારૂં નામ દરેક સદાસ સાથે જોડાય છે અને એ ખુલ્લી વાત જણાયલી છે કે સધ્ધર કંપની વગર હું કોઇ સાથે સંબંધજ રાખતો નથી. વેલ, આ કંપનીના શેરો વુદન દમ સદાસ વિનાના હતા પણ મારાં નામની બરકતે ને ધમ જાહેર ખબરની કરામતે બહુ સારી હાલત પર આવ્યા છે. હમોને એટલું જોઇતું હતું. લોકોની આ શેરોપર તરાપ પડે છે જો કે હું તો હજી જોડાયો નથી અને વેલ, તેમ થવાનો મારો વિચાર પણ નથી કેમકે આવતી કાલે, સવારે

પેપર ખોલતાં લોકો મારાં મરણની ખબર જાણશે.

અને ત્યાં તે કહેવાતો શાહ સોદાગર કઠોર પણે હસી પડયા.

'હું મરી ગયો છું તેની ખબર ન્યુસપેપરોને મળી ચુકી છે. આવતી કાલે બજારમાં ગભરાટ ફેલાઇ જશે ને શેરના ભાવ ગગડી જશે. મધ્યમ વર્ગ હંમેશાં ગાભરો બની જાય છે તેમ આ વેળા ગભરાઇ જઇ આપે તે લઇ તે પોતાનો શેર વેચી નાંખશે. બે એક દિવસ ગભરાટ ચાલુ રાખી મારો આ ખીરાદર ભસતાં નામે ખરીદશે. થોડા દિવસ પછી પેપરોમાં ખબર આવશે કે નાહક પ્રજાને બનાવવામાં આવી હતી. તમે સમજી ગયાને શેઠ? હમોને પ્રજાના વીશ લાખ તો મળી ચુકયા છે આ વીશ લાખના શેરો હમો પાછા એકાદ બે લાખમાં લઇ લઇશું. કંપની ખોટમાં કામ કરે તેમ છે જ નહી. ધારેલી રકમમાં શેરો મળી જવા બાદ હું દાબડામાંના ભુતની પેઠે બહાર આવીશ ને મારાં ભલાં નામ સામે એવાં ધાંતકી ચેડાં કાઢવા માટે હું ધુમ ધડાકા કરી દુન્યાને સંતાપથી આંજી નાંખીશ.' તે ડાકટર તો આ પ્રપંચ ઢધાઇને સાંભળતો બેઠો.

'તું જો હુશીયારીથી કામ કરશે તો તારો બેડો પાર ઉતરશે' તેણે તે ભલા જવાનને ફુસલાવ્યો. 'આવતી કાલે તપાસ થનાર છે નેં? ત્યાં જો તું તારી અંગત ખાતરીને સહી આપશે તો શ૦ બા૦ મંગલદાસને સાંજનાજ સહેલાઇથી ફુંકી દઇ શકાશે'

"શું આપશો...રકમ જણાવો?' ડાકટર લાલચના લોભમાં લપટાતો બોલ્યો. વ્હાલી ગુલનો ચહેરો તેની નજર સામે આવી જાણે તેને ઉશ્કેરતો હતો.

"સહી કરવાની ખાત્રી આપવા તું કબુલશે તો કાલે તારા નામે બેંકમાં પાંચ હજાર જમા થશે ને બીજા વીસ હજાર એક મહીનામાં તારે નામે હપ્તે હપ્તે જમા થશે'—

'પણ જોખમ'—

'સાંભળ' મંગલદાસે જોયું કે બિલ્લુ બરાબર દાવમાં ઉતર્યો હતો એટલે કાંઇક ગંભીર બનતાં તેણે કહ્યું 'જોખમ કાંઇ ઝાઝું મને જણાતો નથી. માણેકજી જે શબ ઉપાડી ગયો છે તે આજે મરણ પામેલા એક હિંદુનું છે. તેની બૈરીને પૈસાની લાલચ આપી આ મુડદું ખરીદવામાં આવ્યું છે. તેને મારાં કપડાં પહેરાવી ત્યાં રાંખવામાં આવ્યું હતું. હાલ તે પાછું તેને મકાને લઇ જવામાં આવ્યું છે કે જ્યાંથી તેને સહવારના દાટવા લઇ જવામાં આવશે. આ મુડદું અગાઉ જ દટાશે એવી ગોઠવણ થઇ છે. દાટયા પછી એક કલાકે તે પાછું ખોદી કઢાશે ને હયાં લાવી ફરી પાછું તેને શ૦ બા૦ મંગલદાસ તરીકે ઓળખાવવામા આવશે...અલબત્ત જોખમ તો છે ખરો પણ તે ઉંચ જેવો નથી. જેબી શખ્સ મને ઓળખતો હશે તેને આ મુડદું બનાવવામાં આવશેજ નહિ. પોલીસને પણ હાથમાં લીધી છે ને મારા નોકરોને પણ દુર કર્યા છે. સાંજના મારા શબને બાળવાનો તમારી સહી ને ખાત્રીથી હુકમ થશે કે મને ફુંકી મુકવામાં આવશે...મને હવડાં મકાનમાં આવતાં, બહારથી મારાં મરણની ખબર જણાવવામાં આવી હતી'

ડાકટર તો સુનો સાવજ બની ગયો પણ તે ચાલસ્સ દયાલિશુ રો. એત મજાહ સેનો. સૌય રેમ હોડ મટમટાવીને બોલતો હતો.

'તમે તમારા ભાઇને સંડોવોછ?' સવાલ થયો

'ભાઇ સાથે મને સારૂં કયાં છે? હમે તો આજ વર્ષોના મરાયલા છીએ. મારો ભાઇ તો હાલ હમારે દેશ છે. હુ બહારથી જીવતો પાછો ફરીશ ત્યારે મારા ભાઇપર બરાડપર બરાડ પાડીશ ને કોર્ટમાં વકીલ ખેંચીશ પણ તે એથીબી પુરવાર કરશે એટલે બદમાશોનો હું ભોગ થયો હતો એવું માની લોક પોતાની મેળે દપટ પડશે. બહાર આવ્યા પછી મારો વિચાર એકાદ બે વર્ષ યુરોપ અમેરીકાની સહેલ કરી આવવાનો છે.'

ડાક્ટર ઢચુપચુ થયો. તે ભયાનક લાલચ તેને સારૂ સારૂ ફુસલાવવા લાગી.

'પચીસ હઝાર રૂપ્યા !' તે હાથ મસળતો બોલ્યો.

'હા, જો તમે ખાતરી આપી સહી કરો તો એ રકમ તમારીજ છે. વેલ, એક ચીજ યાદ રાખો કે તમારે જે તે હવડાંજ નકી કરવાનું છે કેમકે મારે આજ રાત્રે ગોઠવણ મુજબ આંથી દુરદરાજ નીકળી જવાનું છે.'

માણેકજી ફરી પાછો બારી વાટે અંદર આવ્યો ને ડાક્ટર વિચારના વમળમાં વિંટલાયો. તેના અંતરમાં જબરી લડત ચાલતી જણાતી હતી.

'આ તમારૂં ગહ્ન હડહડતું કાવતું છે !' તે આખરે બોલી ઉઠયો. 'તેમ થતાં હઝારો પાયમાલ થશે !'

'પણ તને પચીસ હઝાર મળી શકશે ને ? એટલામાં તું લાડી ને વાડી મેળવી શકશે !'

'હા, તેમ કાંઇ છે ખરૂં ! એ રકમ આવતાં હું પરણી શકીશ !' ડાક્ટરે એકરાર કરી દીધો.

ઘડીયાળમાં દશનો ટકોરો પડયો. મંગળદાસ હવે ઉઠયો.

'મારે જવું જોઇએ' તે બડબડયો.

'તમારી બેગ તૈયાર છે' દારકાદાસે જણાવ્યું. મંગળદાસે કપડાં પહેર્યાં અને હવે જવા ઉભો. માણેકજી પણ ઉભો થયો. તેઓ ડાક્ટર તરફ કરડી નજરે જોવા લાગ્યા.

'બોલો ભલા' મંગળદાસ હવે કાંઇક ખીજવાતો ગાજવાયો. 'મારે બાર વાગતેની મેલ પકડવી છે. ત્યાં રહેવામાં માલ નથી. બોલો, શું કહો છો !'

'કબુલ કર, પોચા, કબુલ કર !' માણેકજી તરડાયો. તેનો ચહેરો વિકાળ ભુંડના જેવો થઇ ગયો હતો.

ડાક્ટરે જોયું કે તે જબરી આફતમાં આવી ગયો હતો. તે ના પાડે તો તેને જીવતો છોડવામાં આવે તેમ નહતું. ભય જોતાં તે જાગ્રત થઇ ગયો ને કુનેહથી કામ લેવાની તેણે જરૂર હોવાથી તે મીઠાસથી બોલ્યો,

'હું એકદમ કબુલી શકતો નથી. મારે વિચાર કરવો જોઇએ. તમારે હયાંથી બહાર નીકળીજ જવું હોય તો મારે દવાખાને કેમ નહિ આવતા ?'

'તું એકલોજ છે કે ?' માણેકજીએ તરડાઇને પૂછ્યું.

'હા' ઠંડે કલેજેનો જવાબ મળ્યો. 'મારો નોકર તો ક્યારનો સુઇ ગયો હશે.'

તેઓએ હવે ધુસપુસ કરવા માંડી.

'ઓલરાઇટ ડાક્ટર' મંગળદાસે નરમ બનતાં કહ્યું. 'તમો સીધા ત્યાંથી જાઓ. નોકરો તમોને જુએ તેમ કરજો. હમો માણેકજી સાથે બારી વાટે આવીશું ને ગલીને નાકે તમોને મળીશું'

ડાક્ટર ઝડપી કદમે બહાર પડયો. નોકરોએ શેઠના સમાચાર પૂછ્યા પણ કશો જવાબ આપ્યા વિના તે ચાલ્યો ગયો. બહાર તેની વિકટોર્યા ઉભેલી હતી તેને પુરતું દામ આપી રૂખસદ કીધી અને વિચાર કરતો તે તે ગલી તરફ ફર્યો. તે હજી બહુ ઢચુપચુ હતો.

ગલી આગળ મંગળદાસને માણેકજી તેને મળ્યા અને બંન્ને વચ્ચે રહી તે પોતાને દવાખાને ગયો. રસ્તામાં ચાલતાં તેનાં ગજવામાં તેનો હાથ ગયો અને ત્યાં પડેલી પીસ્તોલ ધ્યાનમાં આવતાં તેને કાંઇક સધ્યારો મળ્યો, તેની ખાતરી હતી કે જો તે તે કાવત્રામાં ન જોડાય તો તેને જીવતો રહેવાનો કશો ચાન્સ હતો નહિ.

બારણું ખોલી તેઓ અંદર પેઠાં ને ડાક્ટરે માળપર ચઢવા માંડયું.

'માળપર કાં ?' માનેકજી તરડાયો.

'કેમકે આ મારો ખાનગી ઓરડો મને બહુ

પવિત્ર છે ! ત્યાં હું કાળું મોઢું કરું જ નહિ!'' ડાક્ટરે હસીને કહ્યું.

તેઓ માળપર ડાક્ટરના સુવાના ઓરડામાં ગયા. ડાક્ટરે વ્હીસ્કીની ડીકાંટરને થોડીક બીસ્કીટ તથા સોડા ને ગ્લાસો મુકયાં કે તે બે દયાહિણોએ આઠ આઠ આંગળ પોતાનાં સુક્કાં ટસ ગળાંમાં હોમી પોતાનાં તન બદનને અસાધારણ ગરમી આપી.

એક પળ સુધી તેઓ ચુપ રહયા. તે પછી સેર મંગલદાસે આગળ આવી કહ્યું,

''ડાક્ટર, હવે તમો સમજ્યા હશો કે આપણો મામલો રાંચે આવી ગયો છે એમાંથી છટકવું મહાલ છે. બોલો, હવે શું કહો છો' તેની પીસતોલ ટેબલ પર હતી. ડાક્ટરના મનના વિચારો પામી જતાં તેણે કહ્યું, ' ગજવામાંથી મહેરબાની કરી ને હાથ બહાર કાઢો ! '

તેજ પળે નીચેનો ઘંટ જોશમાં વાગ્યો.

'નહિ ' માણેકજી બરાડયો. ' ના જાઓ. તમારો નોકર સુતેલો હશે તો કોઇ કમબખ્ત ઘંટ ફોડી ફોડીને જશે!'

'કોઇ ઘરાક હશે, જરૂર વગર રાત્રે આવે નહિ ' ડાક્ટરે તકરાર લીધી.

'' નહિ તો તમારી છુપી ઇશારતથી આવતો કોઇ મદદગાર તો નથીને? ' મંગલદાસ બબડ્યા

'તમોમાંથી એકજણ મારી સાથે આવી ખાતરી કરો' ડાક્ટરે સુચના કરી.' ઘંટ વગાડયા કરશે તો મારો નોકર ઉઠીને મને તેડવા ત્યાં આવશે.'

'તેમ છે તો માનેકજી તું એમની સાથે જા' હુકમ છુટયો.

તેઓ બને નીચે ઉતર્યા.

'ડાક્ટર, ખબરદાર.....કાંઇ દાવ પેચ ચાલશે નહિ ! ' માનેકજીએ ઉતરતાં ઉતરતાં ડાક્ટરને ખખડાવ્યો.

બારણું ઉઘાડતાં તેઓએ એક પારસી બાનુને અપ ટુ ડેટ ડરેસમાં સજ્જ થઇ અધીરાઇથી રાહ જોતી જોઇ. બહાર રસ્તાપર તેણીની ગાડી ઉભેલી હતી.

'જાલ' તેણી ડાક્ટરને જોતાંજ પુકારી.

'ગુલ !' ડાક્ટર અજબ થતો બોલ્યો '' તું આં.....હવડાં !''

' તારી સાથે કોણ છે? ' તેણી દયામણાં અવાજે બોલી ' હું—હું— મારે તને કાંઇ કહેવું છે.

' મારી ભવિષ્યની વાઇફ ' ડાક્ટરે ધીમેથી માનેકજી જણાવ્યું કે તેણે તરત જણાવ્યું,

'તેમ છે તો તમો મળો. હું ત્યાંજ થોભીશ'

ડાક્ટર ગુલને લઇ પોતાના ઓફીસ રૂમમાં ગયો ને માનેકજીબા ડાક્ટર પોબાર ગણે નહિ તે માટે દરવાજા આગળ કરારને છવે ખુરસી ખેંચી બેઠો ને વિચારવા લાગ્યો,

'આહ ! એ પોરી વખતસર આવીછ. એને કબુલ કરતાં હવે વાર લાગશે નહિ ! નસીબ દેવી હમોને ખરેજ મદદ કરે છે. ડાક્ટર જરૂર સીસામાં ઉતરવાનો !'

એકલાં પડતાં તે વહાલાંઓ એકમેકને વળગી પડયાં ને બે મિનિટ સુધી—બાહ! તમોને તેનો અનુભવ હોવો જોઇએ.

'હું તો વાડયાવાળાને ત્યાં જમવા ગઇતી ત્યાંજ મેં જાણ્યું કે બીચારા પપા એકદમ ગરીબ થઇ ગયા છે. પપાતો બીચારા ઘરે ગયા છે. પણ મને ચેન નહિ પડવાથી તને મળવા આવી છે; તું જાણેછ ડીઅર, કે પપા પૈસાની બાબતમાં સખત છે; પણ નસીબ રૂઠયું તે કોઇએ એવનને સટો કરવા સમજાવ્યા. તે ટ્રામ્વે કંપની ના શેરોનો મોટો સટો કીધો. કલાકેકપર તેમને ખબર મળી કે તે કંપનીને ધરખમ મદદ કરવાની આશા આપનાર રા૦ બા૦ મંગળદાસ નથુભાઇ ગુજર પામ્યા છે. તે સાંભળતાંજ પપાએ માથું કુટયું. તેનાં મરણથી પપાને શું નુકશાન થાય તે

હું સમજી શકતી નથી. અત્યાર સુધી પપાએ તેને ગરીબાઇને લીધે ના કહયું હતું પણ હવે હમો ગરીબ થયાં છીએ એટલે હુંજ તને—

'ગુલ'

'ઓ હવે હમે શું કરશું? પૈસા ગયા તો બર જહાનમ પણ—'

'ગુલ! મારા જાન! હું ઇચ્છુંછ કે તને ઠચડીબચડી મારી ફાંસોથી તને ગુંગળાવું...પણ હાલ તેવો સમયનથી. મારે થોડી મિનિટ લંબાણ વાત કરવી છે. સાંભળ મને એ ટ્રામવેના સટ્ટાની ખબર મળીછ. મારા ધારવા મુજબ ગરીબ વર્ગ સપડાવાનો છે.'

'પપા પણ તેમજ બોલ્યા. પપાનો તો વિચાર ન હતો કે પણ આ મંગલદાસની મહોકાણ મંડાઇ તે પપા લલચાઇને ખાડામાં પડયા.'

'ગુલ, આવતી કાલે મંગલદાસનાં મરણની ખબર બહાર આવતાંજ બજારમાં ટ્રામવેના શેરો ગગડી જશે ને હજારો ગરીબો તેમજ તારા પપા જેવા બીજાઓ પાયમાલ થઇ જશે!

'ગરીબ બીચારા! ખુદા તેમને બચાવો!'

ડાક્ટર તો હોઠ પીસતો વિચારમાં પડયો હતો. શું કરવું તેના તે ઠરાવપર આવવા માંગતો હતો.

'ગુલ, પપાએ મારી પાસે દસ હજારની રકમ શર્તે તને મારી સાથે પરણાવવી આપવા કબુલ્યું છે ને?'

'હા...ખમુ દસ હજારની રકમ ને?'

'દસ હજાર।'

'જરા વિચાર કર' તે જવાન આતુર ચ્હેરે બોલ્યો. 'ધાર કે મારી પાસે દસ હજાર ન હોય છતાં હું પપાને આ સટાના પંજામાંથી બચાવું તો તેઓ આપણને પરણાવશે!'

'જરૂર...પપાને જરૂર સમજાવીશું!... મારા જાન!' તેણી તેને વળગતી કહેતી.' ઓ મારા બસ...નું શું પપાને બચાવશે?...ખુદા કરે ને તેમ બને!—તેમ થાય તો પપા ના કહેશે તો હું બહોંસપર લગન કરસ—તું જેવો બસ, વ્હાલોને પ્રમાણિક બીજો કોણ છે? તારી ભલાઇ, સચ્ચાઇને પાક નીતિ—રીતિ માટે તો હું તને અખંડ પ્યારથી ચાહું છું!'

અને તેણીના હોઠો તેના હોઠો સાથે વળગતાંજ પૈસાનો લોભ ઉડી ગયો.

'સાંભળ, મારા જાન' તે હવે બોલ્યો 'અને મને કશીએ સવાલ પૃછતી ના. તેં મને ખરેજ સ્વર્ગ બતાવ્યું છે. તું અહીંથી જલદી જા ને તુરત પાછી ફર. ગાડી દુર રાખજે ને પગે ચાલીને આવજે...બહારના દરવાજાની આ મારી કુંચી તું રાખ...માળપર મારા ઓરડા આગળ આવી તેનાં બાકોરામાંથી જેબી વાતચીત થતી હોય તે સાંભળજે. તે સાંભળ્યા પછી તું ઉતરી જજે ને પપા તથા તેમના બે એક મિત્રોને લઇને ત્યાં પાછી આવજે. આ સાહેબોને રીવોલ્વર સાથે લાવવા જણાવજે.

'બરાબર સાડા અગ્યારને સુમારે બધા અહીં હોય તેમ કરજે. હવે, જા......જરા દયામણું મોંહ કરજે ને રડતી હોય તેમ આંખ પર રૂમાલ રાખજે.'

તેણે જેવું બારણું ખોલ્યું કે તેણે માણેકજીને અધિરો પડી તેઓ તરફ આવતાં જોયો. તે છોકરી પોતાના વ્હાલાની સુચના મુજબ આંખે રૂમાલ દાબી ડચકાં ખાતી બહાર ગઇ ને ડાક્ટરનો અવાજ માણેકજીને સંભળાયો,

'નહિ, ડીયર, તારે આવવું નહતું. આટલું બધું મોડે કદી તારે આવવું નહિ.'

બહાર જઇ ડાક્ટરે તેણીને ગાડીમાં બેસાડીને હાથ દાબી તેણીને ચેતાવી.

'ફાંકડું બાયડું છે!' ડાક્ટર અંદર આવતાં માણેકજીએ હોઠ મરમરાવ્યો. 'તમે કેમ પરણ્યા નહિ ડાક્ટર? ડાક્ટરે તો ખાસ કરીને પરણવુંજ જોઇએ.'

'પૈસા ક્યાં ચૂલામાંથી લાઉં!' ડાક્ટર કડવાસથી બોલ્યો.

'આ શું પચીસ હજાર મળવાના છે તે!'

'બાહ!......મને લલચાવો ના!'

'ડાક્ટર...ડાક્ટર, માની જા...એમાંજ ફાયદો છે...તને ચુપ રહેતાં અડચણ શી છે? પૈસા લેને તારી માનિતી વ્હાલીને પરણી આવ!'

'આહ! હું ઇચ્છું છું કે તેમ કરૂં!' ડાક્ટરે અર્ધ કબુલ કર્યું.'

માળ પર ચડતાં માણેકજીઆનો જીવ ખુશ થયલો જણાયો.

'કેમ? મંગલદાસનો તરારો થયો.

'ડાક્ટર સાહેબ અડધા કબુલ થયા છે' માણેકજીએ જણાવ્યું.

'અડધાથી વધારે!' ડાક્ટરે જણાવ્યું.

ફરી પાછી વ્હીસ્કીની ખાટલી પાસ કરવામાં આવી. ડાક્ટરે નામને ખાતર થોડો લીધો પણ તેમના પહરોણાઓએ તો બરાબર ઇનસાફ આપ્યો.

ડાક્ટર આતુરતાથી કાંઇક સાંભળવા માંગતો હોય તેમ જણાયો. ગાડીનો સહજ અવાજ તેના તિવ્ર કાનો પર પડયો.

'બારણું ઢાંકો!' ડાક્ટરે ફરમાસ કરી.

'બાહેછ?' મંગલદાસે અનકા કીધા પણ તેની ઇશારત થતાં માણેકજીએ બારણું ઢાંક્યું ને ત્રણે ખુરશી ખેંચી બેઠા.

ડાક્ટરે બારણાંની નજીકમાં જગ્યા લીધી. મંગલદાસ પોતાની પાસે ટેબલ પર પીસ્તોલનો ઘોડો ચડાવી મુકીને બેઠો.

"અને હવે સહસ્યો" ડાક્ટરે સહેજ મોટા અવાજે બારણાંની બહાર સંભળાય તેમ બોલવા માંડયું 'મારે નક્કી વિચારપર આવવા માટે આ બનાવની વિગતોનું પુનરાવર્તન કરવાની જરૂર છે. તેમ થતાં શા કારણે હું તમો સાથે જોડાઉં તે નક્કી કરવાનું મને બની આવશે. તમો શેઠ રા૦ બા૦ મંગલદાસ નથુભાઇ છો અને આ શેઠયા ખા૦ સા૦ માણેકજી દલાલ છે કે જેઓ વાંદરા–માહીમ–સાષ્ટી ટ્રામવે કંપનીના સ્થાપક છે. રા૦ બા૦ મંગલદાસે જાહેર કર્યું કે તમારી આ યોજનાને તેઓ દશ લાખની ધરખમ મદદ કરનાર છે. આ જાહેરાતથી મી૦ દલાલની યોજનાને મોટું રૂપ મળ્યું છે. હવે તમે બંને વચ્ચે એવી ગોઠવણ થઇ છે કે જેની રૂએ તમો મંગળદાસ ગુજર પામ્યા છો. આ વિગત જાહેર થતાં તમારા શેરોના ભાવો ગગડી જશે અને તમોને તમારાં કોઇ પુછડાં મારફતે ઓછી કીમતે પાછા ખરીદી લેવાની તક મળશે. ખરીદી પછી મંગલદાસ જીવતા થશેને પોતાનાં નામ સાથે આવાં ચેડાં કાઢવા કોઇકોને કોર્ટે વટીક ખેંચશે. મંગળદાસ જીવતા છે એવું જાહેર થતાં કંપનીના શેરોના ભાવ પાછા ટોંચે જશે એટલે તમો તમારા શેરો મોટે નફે વેચી શકશો, અને ગડબડ સડબડમાં લાખોનો તડાકો મારી જશો.

"તમે કોઇનું મુડદું ખરીદયું છે જેને મંગલદાસ તરીકે આળખાવવામાં આવશે. મારે તમારાં મરણની સરટીફીકેટ આપવી પડશે કે જેથી તમોપર ચુંથણાં પડતાં અટકે, મારી સરટીફીકેટને આધારે તમે સાફ સાફ છટકી જઇ લાખોનો તડાકો મારવા માંગો છો. મારી ચુપકીદીની કિમંત તરીકે તમો મને પચીસ હજારની રકમ આપવા કબુલોછો. આજ વિગત છે ને?'

'બરાબર' કહ્યું.'

'પણ ડાક્ટર એ બધાં ટાહેલાંની શી જરૂર છે?'

'ઓલરાઇટ' ડાક્ટરે કબુલ્યું 'તમારી જ્યારે એવીજ ઇચ્છા છે તો વધુ બોલવાની જરૂર નથી. મારે જે કહેવું હતું તે મેં કહયું છે. પચીસ હજારની રકમ કાંઇ નાંખી દેવા જેવી નથી. હું ઇચ્છુછ કે તમે તેમાં કાંઇક વધારો કર્યો હોત...ફીકર નહિ હું તમો પર વધુ દબાન નથી કરવા માંગતો. વેલ,

મંગલદાસ આપ કેટલાક બાદ દિવસ પાછા ફરવા માંગો છો ?'

"ચોથે કે પાંચમે દિવસે!' તે નાતરસ વરૂ હસી ને બોલ્યો.

'પેપરોમાં હમો જાહેર કરીશું કે એઓ તબ્યતને સર નીકળી ગયા હતા, એટલે કોઇ પણ પેપર એમના વાંચવામાં આવ્યું નહતું' તે શેઠના પુછડાંએ ખોલાસો કીધો 'એમ અવારનવાર થોડા દિવસ એકાંત વાસમાં ગુજારવાની એમને તબેહ પડેલી છે. પેપરોમાં એમનું જીવનવૃત્તાંત આપવામાં આવ્યું છે તેમાં આ બાબત ખાસ કરીને દર્શાવવામાં આવી છે.'

ડાક્ટર પણ આ સાંભળતાં તે કંગાળોની સાથે હસી પડયો. ઓરડામાંનાં ઘડીયાલમાં અગ્યારનો ટકોરો પડયો.

'ચાલો, હું હવે જલ્દી જઇશ' મંગલદાસે ઘડીયાલ તરફ જોતાં જણાવ્યું 'મારે બહાર વધુ દેખાવ આપવો નથી. કાંઇબી બાબતનો ખોલાસો થયો ન હોય. તો તે હવડાંજ કરી લ્યો.'

ઘણીઘણી વિગતો બહાર આવી. તકરારમાં અરધો કલાક નીકળી ગયો. તેમની વાતો પુરી થાય તે આગમજ બારણાપર ટકોરા પડયા.

તેઓ ચોંકયા. મંગલદાસભાઇનો હાથ પીસ્તોલ પર ગયો પણ પોતાની બેવકૂફાઇ પર હસી તે કાળો ફગુક થઈ જોવા લાગ્યો.

'મારાં-મમ્માં, હશે!' ડાક્ટર પટપટયો. 'બીચારાનો જીવ મારી પર બહુ છે. મને કોઠી કરશે નહિ ત્યાં તુલીક પોઢશે નહિ ..મારાં મમ્મા તે ખરેખરાં મમ્માં છે...એવાં માય તો કોઇનાંજ થાય...મારે બારણું ખોલવુંજ પડશે. ઓલ રાઇટ...મમ્મા...હું આવ્યો...બારણું ખોલુંછઉં... એ તો મારા ફ્રેન્ડસો છે.'

'ઝાપ કરીને ઉઠીને બહારથીજ પતાવ!' મંગલદાસ તરડાયો.

'કદાચ અંદર આવશે...કમબખત પીસ્તોલ શાની અહીં મુકી છે!..શાયનો કુકાળ આજે પડશે!" અને ભારે ગુસ્સામાં તરડાઇ મંગલદાસ હાથ લંબાવે તે પહેલાં તે પીસ્તોલ ઉંચકી તેણે બાજુમાંના સોફાની નીચે મુકીને બારણું ખોલ્યું.

બારણું ઉઘડતાંજ તેની વ્હાલી ગુલ, તેણીનો બાપ અને તેમના બે મિત્રો એક પારસી ને એક યુરોપ્યન અંદર આવ્યા.

'આ સોફા પર બેસ,' ડીઅર' ગુલને તે પીસ્તોલવાળા સોફાપર બેસાડતાં ડાક્ટર હસ્યો.

મંગલદાસ તે તરફ ધસ્યો ને માનેકજી દલાલે બાંહે ચઢાવી. તેઓ કાંઇ કરે તે પહેલાં ડાક્ટરે પોતાનાં ગજવાંમાંથી પીસ્તોલ કાઢી તરડાઇને કહ્યું,

'ખબરદાર! હાથ ઉંચા કરો!'

'દલાલ શેઠ બેસી જાઓ!' મંગલદાસે કાંઇક વિચાર કર્યા બાદ જણાવ્યું. 'આ ગપીડાઓને બકવા દો!'

પણ તેનો ચહેરો કાળો ફગુક મારી ગયો હતો ને તેનું પૂંછડું તો થરથર ધ્રુજતું હતું.

'રા૦ બા૦ મંગલદાસ!' તે યુરોપ્યન બોલ્યો. 'ટાઇમ્સ ઓફ ઇંડીયાનો હું સબ એડીટર છું...મારાં પેપર માટે સંપૂર્ણ વિગત લેવા હું આવ્યો છું...વેલ, ડાક્ટર, તમે કોઇ મહેરબાની કરશો?'

'જરા થોભો' દમ ખાઇ પોતાનું સુકું ટસ કુંજામાંનાં પાણીથી ભીંજવતાં તેણે જણાવ્યું.

તેઓ બધા હસ્યું ફટ થઇ ડાક્ટરની વિગત સાંભળવા લાગ્યા. કેવી રીતે તે લવચાયો હતો પણ ગુલની વાતથી ફેરવાયો હતો તે જરાએ છુપાવ્યા વિના તેણે કહી દીધું. તેનો ચહેરો પરસેવે ગરકાવ થઇ ગયો હતો છતાં તે હસતો હતો. ગુલ તો તેનો હાથ માયાથી પકડી તેનાં તરફ પ્યાર ભરી આંખોએ જોઇ રહી હતી. તેણીના બાપના આંખોમાં આંસુ હતા. પોતાના આ બહાદુર રસક માટે તેને અજબ હેત થયું. તે તેનો એકલાનો નહિ પણ હજારોનો બચાવનારો હતો! આહ... દીકરા હોજો તો એવાજ હોજો!

'વેલ, હવે મારે વધુ કહેવાનું રહ્યું નથી !' તેણે જણાવ્યું. 'કેવી રીતે હું લાલચમાં ફસ્યો હતો અને તેમાંથી બચી ગયો છું તે મેં તમોને જણાવ્યું છે. તમો સાહેબોને હવે જે જોઇએ તે યોગ્ય મસલેહત કરી નક્કી કરો. બનતાં સુધી ઝાઝી ચકચાર કરવાની જરૂર નથી...ચાલ, ગુલ, ત્યાં આપણું કામ નથી. જેવી રીતે હઝારો ગરીબો આજે બચી ગયા છે તેવી રીતે આ શેઠીઆઓ બચવા માંગતા હોય તો બચાવજો !'

અને જેવો ડાકટર બહાર જવા નીકળ્યો કે તેના બુઢ્ઢા સસરાએ ગુલનો હાથ તેના હાથમાં આપી બંન્નેને આશીષ દઇ, અજબ ખુશાલીમાં ગરકાવ કરી બહાર કાઢયાં.

વેલ, હવે લંબાવવામાં માલ નથી. રા. બા. મંગલદાસનો પ્રપંચ તેમને ભારી પડી ગયો. યોગ્ય વાટાઘાટ પછી રૂપિયા એક લાખનો દંડ ભરી તેઓ ઇનસાફની દેવડીએ ચઢતા બચી ગયા. આ દંડનો અડધો ભાગ ડાકટરને આપવાની માંગણી થઇ પણ તેણે ધસીને સાફ ના પાડતાં રા. બા. મંગલદાસને નામની મોટી મુફત હોસ્પીટલ સ્થાપવામાં આવી જેના વડા તબીબ તરીકે હમેશ માટે ડાકટર જોલ નાણાવટીને નેમવામાં આવ્યો. બીજે અઠવાડીયે ડાકટરનાં લગ્ન થયાં ને બુઢ્ઢાજી પોતાના વ્હાલાં બચ્ચાંઓને સુખમાં જોઇ જલ્દીથી આ જેહાનથી કુચ કરી ગયા અને પોતાની દોલત તેમને સોંપી ગયા.

— ભાગલ્યા.

---

# રિવ્યુ કોલમ.

## મુશકીલ આસાન.

લખનાર—મી૦ જહાંગીર બે૦ મરઝબાન.

પ્રગટ કર્ત્તા—મી૦ દીનશાહ એદલજી કરકરયા.

મારા મિત્ર તે ઢોંગસોંગવાળા મી. દીનશાહ કરકરયાએ 'મુશકીલ આસાન' મારા હાથમાં મુકી જમે માટે તેનો ખાસ રિવ્યુ લખવાની ફરમાસ કરી ત્યારે ખરૂ કહીશ કે મારા ડોળા અસમાનસે ચઢી ગયા. યા અલ્લાહ ! જેહાંગીર મરઝબાન જેવા હાલના પારસી લેખકોના પિતા સમાન લેખકના પુસ્તકનો રિવ્યુ હું લઉં ! જમાનો બદલાયો ખરો ! પણ નહિ. એ મારૂં ન્હાનું નોરાકરૂં ઝીટું વળગ્યું તે કેમે કરતાં છુટે નહિ. મારા મિત્રની મહેરબાનીને ખાતર તેમજ એક વિખ્યાત લેખકના લેખનો રિવ્યુ લેવાના અભિમાનને ખાતર મેં હા પાડી, આખ્ખે શીખ્ખું જણાવી દીધું કે બાપા, કાંઈ કરવું પડે તો માફ કરજો. મારી પાસેથી બુટ પાલીસ મળશે નહિ.

રિવ્યુ લેતાં હું જો આડો અવળો ફાટતો હોઉશ તો માફ કરજો પણ મને મળેલી આ વાત "સામટી રીતે લેતાં પરિણામ સંતોષકારક છે" ના લુખા હવે જેવા હવાલોથી પતાવી દેવા ગમતું નથી. મી. જેહાંગીર મરઝબાનને હું શરૂઆતમાં હાલના પારસી લેખકોના પિતા સમાન ઓળખાવી ગયો છું. આ મારી ગલતીના કારણે મારે જણાવવાની જરૂર છે.

અંગ્રેજમાં આજકાલના જમાનામાં વસીવસી રહેલા પચ્ચીસ જવાનોને કમરમાંથી ઉપાડી લીધા કરે એવા હરજૂખાર મી૦ મરઝબાન છે. જો કે ઉમરમાં તો ઉમર નવર છે. આવી બુઝોર્ગ વયે સાહિત્યનું આવું ઉત્તમ લેખ ને લેશ પારસીઓમાં ક્વચિતજ જણાય છે. ચોવીસ વર્ષની જવાન વયે સાહિત્યના સાગરમાં ઝંપલાવવાનું શરૂ કરી મી૦ મરઝબાને બીજ ૪૪ વરસની મોટી મુદત ગુજરાતી ભાષાની ઉન્નતીમાં ગુજારી ૨૮ પુસ્તકોની હારમાળા સાહિત્યને ભેટ કરી છે. આ સેવા નાની સુની નથી. યુનીફોર્મ સાઇઝનાં જુદાં જુદાં સાહિત્યને લગતા ૨૮ પુસ્તકો પ્રગટ કરી સાહિત્ય સાગરમાં પોતાનું નામ અમર કરનાર એઓ પહેલાજ પારસી લેખક છે એમ જો હું કહીશ તો તેમાં કશી અતિશયોક્તી નથી, અલબત કોઈ સાહેબ આ બાબે ચેલેંજ કરવા બહાર આવશે પણ મારૂં કહેવું તો એ છે કે વાર્તા, મુસાફરી તથા રમુજ વગેરે જુદાં જુદાં સાહિત્યના આવા મોટા સમુહ બહાર પાડનાર સૌથી પહેલા એઓ છે. એમ તો કેટલાક પારસી નોવેલીસ્ટોના પુસ્તકો ત્રીસ ચાલીસની સંખ્યા પર હશે—આ રીતથી પોતે મી૦ મરઝબાનનીજ ઉમરે સાહિત્યમા ડોળા ખાઇ ખાઇ તેમનાથી અર્ધો અર્ધ પુસ્તકો તેમની આગમી ઉમરે પ્રગટ કરવા શક્તીવાન થયો છે પણ તે બધી પરફી વાર્તાને લગતાં વમળમાંજ એટલે તેમની સરખામણી મી. મરઝબાનનાં જુદાં જુદાં પુસ્તકો સાથે કરવાની જરૂર નથી.

મી. મરઝબાનનું જીવન પારસી લેખકો માટે ખાસ કરીને જાણવાજોગ છે. હું ખરાં જીગરથી ઇચ્છું છું કે પાંચ વરસ પછી મી. મરઝબાને ગુજરાતી 'લીટરેચર' ની સેવામાં પસાર કરેલાં પચાસ વર્ષ પુરાં થનાર છે તો તે ગોલ્ડન જ્યુબીલીનો લાભ લઇ કોઈ જાણીતા લેખક તરફથી એમની જીંદગીનું રસમય જીવનવૃત્તાંત બહાર પાડવામાં આવે. તેમ થતાં એક કાંકરે બે પક્ષી મારી શકશે. પારસી લેખક મંડળ આ પેનના હાથમાં ન લે ! ઉપરના લેખકોને તે એક મોટું ઉત્તેજન થઇ પડશે. પણ હજી પાંચ

વર્ષનો વિલંબ છે. કોણે જોઇ કે કાલ કેવી છે. હા, બા ! હું સગનનો ગાંઠશે નથી-પચાસના સો, વર્ષ મી. મરઝબાન સાહિત્ય સેવામાં ગુજારે એવું આપણે ઈચ્છીશું. વિધાતાના ફરમાન પર આ બધું છોડી આગળ વધતાં મી. મરઝબાનની જીંદગી સાથે સાહિત્યની સાંકળ કેવી રીતે જકડાયલી છે તથા નસીબ દેવીના વિચિત્ર ફાંદાઓએ કેવી રીતે પોતાની જાળ તેમની ચોપાસ પાથરેલી છે તે અત્રે રજુ કરવાની મને લાલચ થાય છે.

મી. મરઝબાને પોતાનાંજ કુટુંબી પેપર રાસ્ત ગોફતારમાં પોતાની લખાણબાજીની નાત હંકારવી શરૂ કરી હતી. તે વખત આવાં ઉજવળ ભવિષ્યનો તેમને સ્હેજ ભાસ ન હશે, પણ પંકાયલા પારસી લેખક મરહુમ મી. કેખશરૂ કાબ્રાજીના હાથ નીચે પહેલા મદદનિશ તરીકે કામ કરતાં જરનાલીઝમનો ઉંચ ખ્યાલ તેમને મળ્યો હતો. રાસ્ત ગોફતારમાંથી નીકળી તેઓ ટાઇમ્સ ઓફ ઇંડયાના વિદ્વાન મેનેજર મી. ગીઅરીના એસીસ્ટંટ થયા અને મી. ગીઅરીએ મુંબઇ ગેઝેટ વેચાતું લીધું ત્યારે તેના તેઓ મેનેજર થયા. તે વેળા તેમણે જામે જમશેદમાં મી. શરાફ સાથે ભાગ કર્યો અને પાછળથી જામેના એકલા માલેક થયા. આ અરસામાં તેમણે એડવોકેટ ઓફ ઇંડીયા ખરીદી લીધું જે પાછળથી જામેને વધુ ખીલવવા તેમણે વેચી દીધું અને જામે સાથે અપ-ટુ-ડેટ પખવાડીક શરૂ કર્યું જે હજી સુધી ચાલે છે. ન્યુસપેપરો સાથે આવો મોટો સંબંધ ધરાવનાર તેઓ સૌથી પહેલા પારસી છે એમ જણાવવામાં ત્યારે કાંઇ ખોટું છે ? હવે જુઓ; નસીબદેવી કેવી વિચિત્રતા બતાવે છે. અલબત તે દેવી મી. મરઝબાનપર અતિ ઘણી પ્રસન્ન છે એ તો ઉઘડ વાત છે પણ તે સાથે સાથે નખરાંબાજ થવા પણ તે ચુકી નથી. મુંબઇ સમાચારની સ્થાપના કરનાર ગુજરાતી જરનાલીઝમના પિતા સમાન ગણાતા મરહુમ શેઠ ફરદુનજી મરઝબાનજી તે મી જેહાંગીર મરઝબાનના બપાવા હતા. આ પેપરની પોલીસી તે વેળાના પહેલા સર જમશેદજી જીજીભાઇ બેરોનેટની સામે ઝુંબેશ ચલાવવાની હતી. આ કારણે સર જમશેદજી જીજીભાઇના પક્ષ તરફથી જામે જમશેદ, મુંબઇ સમાચાર સામે મુકાબલો ચલાવવા સ્થાપન કરવામાં આવ્યું. નખરાંબાજ નસીબદેવીનો એવોજ હુકમ થયો કે જે ફરદુનજી મરઝબાનજી સામે જામે સ્થાપન થયું તેજ જામેના માલેક ફરદુનજી મરઝબાનજીનો નબીરો થયો ! મરહુમ શેઠ ફરદુનજી મરઝબાનજી ધંધામાં તારાજ થવાથી મુંબાઇ છોડી ગયા ત્યારે જામે જોરપર આવ્યું. આ જોઇ સમાચારના હિમાયતીઓએ મરહુમ જાણીતા બાહોશ લેખક નવરોજી ચાનદારૂ પાસે મુંબઇ ચાબુક પ્રગટ કરાવ્યું. મરહુમ ચાનદારૂ હલકારૂના નામ હેઠળ પોતાંના લેખો લખતા હતા. આ હલકારૂના લેખ જામેની વિરૂધ્ધ હતા તેજ જામેના હાલના અધીપતી મી. પીલમને હલકારૂ ગણાવવામાં આવ્યો છે.

મુરાફીલ આસાન એક ઘણી દીલપઝીર વાર્તા છે જેમાંના કેટલાંક પાત્રો ખરેજ કમાલ કરે છે. માહીમના એક બંગલામાંથી આ વાર્તાનું વર્ણ શરૂ થાય છે. જૂદાં જુદાં મથકોએ ફરતી ફરતી વાર્તા સુખી સેવટપર ખતમ થાય છે. કર ને જો એ આ વાર્તાનો સાર છે. જીંદગીમાં ઘણીક વાર દુષ્ટ માણસો કેવાં ફાવી જઇ પોતાના પ્રપંચો ફેળાવી શકે છે તે આ વાર્તામાંના મેહેરબાન નામના ધણીના પાત્રપરથી પ્રગટ જણાય છે. આ બદમાશ પોતાના જેવાજ પાપી મદદગાર સાથે કેવાં કર્પિણ કામો કરે છે તે વાંચવા જોગ છે પણ આખર ઇનસાફની લાકડી તેમના પર ઉતર છે ને તેઓ પોતાની કરણીના ફેંજે પુગે છે. તેહમીનું પાત્ર ઘણું અચ્છું છે. સાચવટને ખાતર તે બાપડી કેટલું ખમે છે તે વાચતાં આપણી દયા ઉશકેરાય છે. તે ભોળી પણ આકળી સ્ત્રી વકીક બદમાશ કોરગાની ચાપલુસીપર અજબ અંજાઇ જાય છે. આવાજ બનાવો સંસારમાં આપણને ડગલે ને પગલે બનતા જણાય છે. દાદીબા માસ્તરનું પાત્ર એક સુઘડ પારસી જવાનને છાજતુ છે. પણ એનો બાપ મરે એ શાપુરજી માસ્તરનો ! જબરો સ્વાર્થનો સાથી ! પોતાના અંગાર તળેજ રોટલી ખેંચતા એવા ઘણા કંજાસો આપણે જોઇએ છીએ કે જેઓ રીલસુફ ડાચું કરવા છતાં ઘરડે ઘડપણ પોતાનાં વર્ષો વેચવા જરાએ લજવાતા નથી. વાર્તાની હીરોઈન ખુરશીદનું પાત્ર ખરેજ દીલકશ છે. એક નિર્દોષ અબળા ભોળપણમાં કેવી એક ઉઠાઉગીરને હાથ ફસી જાય છે ને ફસી પડતાં પોતાના કુટુંબના નામને ખાતર કેવી આફતો સહન કરે છે તે જાણતાં ખરેજ આંખમાંથી આંસુઓ પડયા વિના રહેજ નહિ પણ આખરે તેણીની ધીરજનો બદલો તે મહાન બાપ આપે છે. સંકટ સમય આકળા પડી પોતાના જીવને વધુ હેરાન

પરેશાન ન કરતાં ધીરજથી તે સહન કરતાં પરમાત્માની કેવી મેહેર મેળવાય છે તે ખુરશેદનું પાત્ર અજેણુ સમજાવે છે. તેણીના પિતા નવાબ સર દારાબજંગ વગેરે ભોળો જણાય છે પણ મોટાઇની મસ્તીમાં તુંદ બનેલો તે પારસી કેવો દયાહિણ બની પોતાના ફરજંદને ફક્ત પોતાની મોટાઇનો ટેક ઓછો ન થાય તે માટે દુઃખમાં સબડવા દે છે તે ખરેજ અફસોસકારક છે. ખાલી ટેંકરાઈમાં લુબ્ધ થઈ પોતાનાં બચ્ચાંઓને એક ભૂલને ખાતર ઓવાર નિવાર કરી પોતાને તેમજ બીજાઓને દુઃખી કરતાં એકદર શખ્સો આપણે ચાલુ બનાવોમાં ઘણી વખત જોઇએ છે. એવા દયાહિણો કેવી રીતે પોતાના આત્માનું તારણ કરી શકે ?

મી. મરઝબાનની સ્ટાઈલ અજબ મોહક છે. તેમાં રમુજી ટચકો ખુલ્લો જણાય છે. ગમે તેવાં ગંભીર લેખાણમાં પણ મી. મરઝબાનનો રમુજી ટચકો હોય છે. આ એક કુટુંબી વારસો છે. મી. પીલમમાં આ વારસાનો સારો અંશ ઉતરેલો જણાય છે. હું એક રીતે જોઇને વધુ ખુશી છું કે મી. મરઝબાને ઓરીજીનલ લેખક તરીકે પોતાને જાહેરમાં લાવવાનો દાવો કીધો નથી. આજ કાલ પારસીઓમાં કહેવાવા ઓરીજીનલ લેખક થવાનો ધખારો છે પણ ઓરીજીનલ લેખક કેવો ફતેહમંદ થાય છે તે જણાવવાની જરૂર નથી. મી. મરઝબાનના મુસાફરીનાં ઓરીજીનલ પુસ્તકો બાદ કરતાં તેમના ટાહુકા-ટુચકા ને વાર્તાના પુસ્તકો લઇશું તો જણાશે કે તેઓ એક ફર્સ્ટ કલાસ એડેપ્ટર છે. એડેપ્શન કરવું એ કાંઇ ખાવાનો ખેલ નથી. એક સારા એડેપ્ટરને કેટલી બધી મુશ્કેલી નડે છે તે તો જેઓ તેવાં કામ કરે છે તેઓજ ખબર કે; બાકી અંગ્રેજી સંસારની વાર્તા લઇ તેમાંના નામો પારસી નામોમાં ફેરવી તેને પારસી સંસારી વાર્તા તરીકે ઓળખાવવાની સરકશી કરવી એ સરફ હેમાકત છે. કચરા જેવી ઓરીજીનલ વાર્તા કરતાં સાર એડેપ્ટેશન સંજોગ, સ્થિતિ અને વખતને અનુસરતું બદુજ વાંચવા જોગ હોય છે. મારા જાણવામાં આવ્યું છે કે ' મુશકીલ આશાન ' નો પ્લોટ ત્રણ જૂદા જૂદા પુસ્તકો મેળવીને મી. મરઝબાને રચેલો છે, અને ઘણો ભાગ એવણના પોતાના અનુભવનો છે.

મુશકીલ આશાન મી. મરઝબાનનાં પુસ્તકોમાંના સૌનું છે જનું 'જમાર વ'ર સ્ટાઇલીશ છે. ચોપડીનો ગેટ-અપ ફર્સ્ટ કલાસ છે. વેલ, જ્યાં આપણા " પારસી માકમીલન " સાહેબનો હાથ ફર્યો ત્યાં કચાસજ શેની ?

આ પુસ્તકનો દીબાચો જાણીતા પારસી લેખક સમશુ ઓલમાં ડાકટર જીવનજી મોદીએ લખ્યો છે. પુસ્તકોના દીબાચા બીજાઓ પાસે લખાવવાની રૂઢી કાંઇક પસંદ કરવા જોગ છે. તેમ થતાં લેખકને અચ્છો ન્યાય મળે છે અને વાંચક વર્ગને પુસ્તક માટે તોલ કરવાનું બની આવે છે, અલબત તે દીબાચો સ્વતંત્ર હોવો જોઇએ, સમ. ઓ. ડાકટર જીવનજી જો કે વાર્તાનવેશ નથી છતાં એક લેખકબંધુ માટે જે કાંઇ તેમણે કર્યું છે તે ખરેજ તેમને માનભર્યું છે. સ. ઓ. ડાકટર જીવનજી પારસી લેખક મંડળના પ્રમુખ છે તેમને આ તકે એક યોગ્ય સુચના કરવાની હું જરૂર જોઉં છું. કમનસીબે પારસી લેખક મંડળ એક યા બીજા કારણે મી. જેહાંગીર મરઝબાન જેવા પારસી લેખકોના પિતા સમાનનને પોતાનામાં જોડવાને ફતેહ પામ્યું નથી મી. મરઝબાન પોતાની સાહિત્ય સેવાની જુબીલી પાંચ વર્ષ પછી ઉજવનાર છે, તો કાં નહિ લેખક મંડળ મી. મરઝબાનને પોતાના ઓનરરી લાઇફ મેમબર બનાવતું ? તેમ કરવું હરેક રીતે સજાવાર છે. તે પછી મંડળ આ જ્યુબીલી ધામધુમથી ઉજવવાની ગોઠવણ એકાદ મેમોરીયલ વોલ્યુમથી કરશે તો તે એવડું આવકારદાયક થઇ પડશે. હું ઇચ્છું છું કે આ સુચનાપર કાંઇક વિચાર થાય પણ હું જાણીને દલગીર છું કે મી. જહાંગીર મરઝબાન આવાં કોઇબી મંડળમાં જોડાવાને ખુશી નથી.

અત્યાર સુધી મી મરઝબાનની સીફતમાં હું પુરતુ બોલી ચુકયો છું એટલે પુસ્તકમાં જણાતી ખામીઓ પણ રજુ કરવાની હવે જરૂર છે. આ મારા [illegible] તે [illegible] છે તે હું વાચક વર્ગને સોંપું છું.

મી. મરઝબાનની સટાઇલ ઉત્તમ છે પણ તેમના આ પુસ્તકના લખાણની ભાષા તમામ ' પારસી ' છે. જોડણીપર વધુ લક્ષ અપાયલું જણાતું નથી. અલબત તેથી હું કાંઇ મી. મરઝબાનને શુધ્ધ સંસ્કૃતમય ગુજરાતી લખવામા સુચના કરતો નથી. મારા અનુભવ મુજબ આવીજ ભાષા પારસી વાંચકોને પ્રિય થઇ પડેછે. શુદ્ધતા તરફ દોરવાઇ જતાં મગોલને મોતે મુવેલા વાણીયા જેવી દાલત થઇ પડે છે છતાં વચલો માર્ગ પકડ કરવામાં કશું ખોટું થતું નથી. મારી દીલગીરી એ કારણે છે કે મી મરઝબાનના આ

પુસ્તકો પારસી સાહિત્યમાં સ્ટાંડર્ડ ચોપડીઓ જેવાં છે તો ભવિષ્યમાં પારસી ભાષા ટીક રૂપ ન થાય. સહેજ લક્ષ અપાયતો જોઈતી ખામી સુધર્યા વિના રહે તેમ નથી. વાર્તામાં દોરેલું તેહમીનું પાત્ર કાંઈક વિચિત્રતા બતાવે છે. તેહમી જે એક વાર સાચવટને ખાતર જબરી હાડમારી ભોગવે છે તે તે હાડમારીથી ડરી ફરી પાછી દુન્યવી બની જાય છે તે એકદમ ચાહોમ ગળે ઉતરતું નથી. એ તેહમીને સંગ, એ ડાક્ટર જીવનજીએ પોતાની પ્રસતાવનામાં મંદાને નામો સાથે સરખાવી છે તે તેણીની છેલ્લી હીલચાલોથી યોગ્ય જણાતું નથી. પીકચરો ઘણાજ સુંદર છે પણ પાનં ૨૪૨ પરનાં ચિત્રે મને વિચારમાં નાંખ્યો છે. યા ખુદા આ બાપડું કે બાપડો ! મોતમાંથી માંદગીમાં આવેલું આ બાપડું આવું પેંદા જેવું હતું તો તે પોતાના બહારમાં કેવું ક હશે ! અને પાન ૯૪ પરનો ચીનાઇ વાંદરો ! એ મારા બાપ ! પારસીઓમાં આવાજ ચીનાઇ વાંદરો છે છતાં શું તેમની કમબખ્તી લાગી છે કે તેઓ બીજી તરફ પોતાની નજર દોડાવે છે. છાપાંના ભુતે અહીંતહીં થોડાંક ચેડાં કરેલાં પણ કાંઈક નજરે પડે છે.

એ પુસ્તક પારસી પેકમીલનને આપવાનું કારણ જણાવતાં મી. મરઝબાને મારા એ ચટપટયા બીરાદરનાં કામની યોગ્ય તારીફ કરી છે. મી. દીનશાહ કરકરીયાનો આ નવો સહાસ પસંદ કરવા જોગ છે. જુદા જુદા લેખકોનાં પુસ્તકો મેળવી આ પ્રમાણે પ્રગટ કરી સાહિત્યની સેવા મી. કરકરીયા અચ્છી બજાવે છે. આ બીરાદરને હું વર્ષો થયાંનો ઓળખું છું કે જે વેળા આ ભવિષ્યનો તેને ખ્યાલ વટીક ન હતો. પણ કીસ્મતની કરામત ઓર છે. પ્રમાણિકપણું ખંત અને ભલાઈ શું કરી શકે છે તે મી. કરકરીયાએ પોતાના દ્રષ્ટાંત અચુક બતાવી આપ્યું છે થોડે ભોગવે વધુ કામ કરી શકનાર આ બીરાદર ઇર્શાખોરોની ઈર્ષામાંથી બાકાત રહયો નથી. જેનાથી મુંજયો પાપડે ભાંગી શકાતો નથી તેઓને નકામી બડાઈ મારતાં સાંભળતાં ખરેજ મન કચવાય છે. એક નાનું પ્રેસ તેના ખંતીલા માલેકની નજર હેઠળ એક મોટાં પ્રેસને વટીક ટક્કર મારે છે તે માટે ઉત્તેજનના શબ્દો તો રહયા પણ ખાલીપીલી ઠીસણાં કેરવામાં આવે એ સરફ બેહદાઈ છે. મી. મરઝબાને મી. કરકરયાને જે યોગ્ય ઉત્તેજન આપી તેમનાં કામની કદરદાની કરી છે તે બેશક તેમને સારે માનભરી છે.

વધુ લંબાન ન કરતાં હું ખરેજ આફરીન. " મુશકીલ આસન." ખરેજ દીલકશ છે. એક પુસ્તકની ખરી ખુબી તેનાં વાંચક વર્ગને આકર્ષિ રાખનારાં ખેંચાણ અને વાંચકની નજર સમક્ષ જ બનાવ બનતો હોય તેવાં દોરાતા ચીતારપર, ખાસ કરીને સમાય છે. આ પુસ્તક તે બંને ખુબીઓ ધરાવે છે. આપણે ઇચ્છીશુ-ખરા જીગરથી ઇચ્છીશું-કે મી. જેહાંગીર મરઝબાન પોતાની સાહીત્ય સેવાની ગોલ્ડન અને ડાયમંડ જુબીલીઓ ઉજવવાને ભાગ્યશાળી થાય અને તે સાથે તેમના પુસ્તકોનો આંકડો તેમની જબરી ધ્યાનમાં લેવા સાથે ઓછામાં ઓછી ચાલી સની સંખ્યાપર આવી ઉભો રહે ! પારસી સાહિત્યને મરઝબાન જેવી ચટાકાદાર કલમની ખાસ કરીને વિશેષ જરૂર છે.

## વીસમી સદી.

આ જાણીતા માસીકે ગુજરાતી સાહિત્યમાં આવા એક સહાસની જે મોટી ખૂટ હતી તે ખરેજ પૂરી પાડી છે. તેના પિતા જાણીતા લેખક મી. હાજી મહમદ હાજી અલ્લારખ્યા શીવજી છે કે જેઓએ ગુજરાતી સાહિત્યમાં આજ વર્ષોનું પોતાનું નામ જાણીતું કર્યું છે. આ માસીક ખાસ કરીને તેનાં બારેબાર ચિત્રો માટે બહુ વખણાય છે. ઘણાંજ આગળ વધેલાં ફક્ત ગણત્રીનાં અપ-ટુ-ડેટ અંગ્રેજી માસીકોની આબાદ સ્ટાઇલ આ માસીકે ગ્રહણ કરેલી છે તેનો એકે એક લેખ ચિત્રોયુક્ત થાય છે. હાલના મોંઘવારીના વખતમાં કે જે વેળા કાગળો અને જુદી જુદી સામગ્રીઓના ભાવ ત્રણગણા વધી ગયા છે તે વેળા લગભગ સોની સંખ્યાના ચિત્રો પ્રત્યેક અંકમાં આપવાં...તેજ પ્રમાણે સેંટલી મોટી સંખ્યામાં વાંચનની બાબતો આપવી તથા ઉત્તમ પ્રકારનાં એકેકથી એકેક સરસ ચિત્રો રજુ કરવાં એ કાંઇ જેવો તેવો સહાસ નથી. આવા ખર્ચાળુ સહાસમાં ઝીપલાવવાને મી. શીવજી સિવાય બીજા લેખક તૈયાર થાત એ હમો માની શકતાજ નથી. આ કામ માટે જોઇતી રંજને ધીરજ બધામાં હોતી નથી. મી. શીવજીએ આવાં એક અપ-ટુ-ડેટ માસીક માટે ઘણાં વર્ષો થયાં ગોઠવણ કરી હતી અને આખરે પોતાની નેમ પાર પાડી ગુજરાતી પ્રજાને તેમણે બતાવી આપ્યું છે કે સહાસ તે શું ચીજ છે! કુટકલ્યાઓને નકામી ગુમરાણ કરી પુકારતાં જોવાં હવે ખરેજ હસવું આવે

# બૉસ ચૂલો

વાપર્યાથી ઘરમાં સુખ, સ્વચ્છતાઇ ને શાંતિ વધે છે. રાંધણી ગરમ થતી નથી. વખત બચે છે. કરકસર થાય છે. એક બચ્ચું પણ પેટવી શકે તેટલા સલામત છે. હજારો કુટુંબો એ ચુલો વાપરી વાહવા ગાય છે અને આશીશ આપે છે.

| | |
|---|---|
| એક બરનારના | રૂ. ૪૦ |
| ચાર | રૂ. ૧૧૫ |
| ત્રણ | રૂ. ૯૦ |
| બે | રૂ. ૬૫ |

વધુ વિગત માટે લખો અથવા અમારા શો રૂમ્સ ઉપર આવી જોઈ જાઓ.

ન્યુ ક્વિન્સ રોડ—મુંબાઇ.

એસ૦ રાય સંપત.

# To The People of India.

## L. Curtis Esq.

*( Mr. Curtis whose letter published in almost all the Indian Papers, last January, causing the greatest sensation at that time, has published the above named book in justification of his letter. We quote a few passages from it—Editor. )*

INDIA AND THE DOMINIONS.

For myself, I have come to India to learn, and every day I regret more deeply that I could not have come here before. The question I started to examine some eight years ago was the one forced upon my immediate friends and myself by events, the relations of England to the self-governing Dominions. Blame me as much as you like for this narrowness of view, and yet I would urge, we have more to gain by trying to understand each other. My first step was to study opinion in the other Domnions as well as in South Africa. Now the factor which impressed me most in Canada, New Zealand and Australia was the rooted aversion these peoples have to any scheme which meant their sharing in the government of India. There were many of them ready enugh to send members to a Parliament which controlled the foreign affairs of the British Commonwealth. A much smaller minority were prepared to send members to a Parliament which controlled India. The feeling against such proposals was overwhelming and the reason is not far to seek. To these young democratic communities the principal of self-government is the breath of their nostrils. It is almost a religion. They feel as if there were something inherently wrong in one people ruling another. It is the same feeling as that which makes the Americans dislike governing the Philipines and decline to restore order in Mexico. My first impressions on this subject were strongly confirmed on my recent visit to these Dominions. I scarcely recall one of the numerous meetings I addressed at which I was not asked why India was not given self-government and what steps were being taken in that direction.

So evident was this feeling in these Dominions that I set out to enquire whether it was possible for a parliament to control foreign affairs without controlling the government of India. Now any such proposal meant that the Imperial Cabinet responsible to that Parliament would include the Secretary of State for Foreign Affairs, but not the Secretary of State for India, who would have to be transferred to the new Dominion Cabinet created to govern the British Isles and answerable solely to a British parliament and a British electorate.

Here was a purely practical question which could not be tested by logic or reasoning, but only by the experience of men who had worked the machine. So I asked all the ministers I knew who had ever sat in an Imperial Cabinet whether they could picture the Foreign Secretary, the minister for War and the First Lord of the Admiralty doing their work in a Cabinet which did not contain the Secretary of State for India. From all but one I received the unhesitating answer that they could not imagine it even for a year. The one exception thought that such an arrangement might be worked for a very short time but was certain to break down in a few years. This last opinion I obtained only after I had finished and signed 'The problem of the Commonwealth.'

As an independent researcher my business is to emphasize those truths which people don't want to hear. The public has plenty of people to tell them the things they want to hear. The principal object of the Round Table groups is that students may learn to recognise those particular truths from which the natural man recoils. The people of the Dominions rightly aspire to control their own foreign affairs and yet retain their status as British citizens. On the other hand they detest the idea of paying taxes to any Imperial Parliament, even to one upon which their *own* representatives sit. The enquiry convinced me that, unless they sent members and paid taxes to an Imperial Parliament, they could not control their foreign affairs and also remain British subjects. But I do not think that doctrine is more distasteful to them than the idea of having anything to do with the Government of India. There are, I may add, a large number of people in England who share that view.

I am not a political leader who has to think of his following, nor a journalist who has to consider his circulation but an isolated student of public affairs. I have been careful to speek for no one but myself, because I felt that one great need of the age was men who would search out and emphasize those truths from which the mind naturally recoils. Self-government would be a vastly easier matter than it is, if all we had to do was to don our wishing caps and then count them! In truth self-government depends upon the capacity of men to recognise the truths they most dislike and to sacrifaco their several wishes to the public good.'

The root of the present trouble is that this insistence of mine on the doctrine that you can not at present divide the control of India and the control of foreign affairs, has led to a false impression here that the Dominions want to control Indian affairs. There is nothing they less desire, and the best remedy for this false impression is a clear, unhesitating statement of the facts.

A Vital Statement of Principle.

My insistence on this belief that the Secretary of State for India must sit in a reformed Imperial Parliament and not in the new Dominion Government of the British Isles has led you

to treat this book as one hostile to your aspirations. Indian reviewers were so possessed with that idea, that they have seized upon and quoted all the passages which could be represented as hostile to their immediate programme and have failed to notice those which endorse their ultimate aims. I will ask you to read one of these passages, on page 205 of the Problem of Commonwealth.'

'*Principle of the Commonwealth as applicable to the Government of Dependencies*:-

'The inclusion in one vast Common 'wealth of the most democratic coun- 'tries in the world side by side with 'ancient and primitive countries, which 'constitute whole sections of the hu- 'man race and are scattered all over 'the world, is the consequence neither 'of chance nor of forethought. This 'conjunction of human elements so 'different in one world Commonwealth 'is the gradual result of the deepest 'necessities of human life Of these the 'first is to establish ordered relations 'between most different races of 'men ordained by Providence to dwell 'together in one planet, the various 'regions of which have now been 'brought into intimate contact with 'one an other. In order to do this the 'Commonwealth has had to evolve 'order from chaos in politically back- 'ward communities like India. But the 'Commonwealth cannot, like Despoti- 'sms, rest content with establishing 'order in and between the communi- 'ties it includes. It must by its nature 'prepare those communities first to 'maintain order within themselves. 'It, must make them, to an ever- 'increasing degree, the instruments 'whereby justice is ordained and enfor- 'ced between one citizen and another. 'The peoples of India and Egypt, no 'less than those of the British Isles 'and Dominions, must be gradually 'schooled to the management of their 'national affairs. But even when this 'has been done, the goal of the common- 'wealth has not been reached, until 'the mutual relations of all the self 'governing nations it includes are 'controlled by the will of their peoples 'acting in common. It is not enough 'that free communities should submit 'their relations to the rule of law. Until 'all those peoples control that law the 'principle by which the Commonwealth 'exists is unfulfilled. The task of 'preparing for freedom the races which 'cannot as yet govern themselves is 'the supreme duty of those who can. 'It is the spiritual end for which 'the Commonwealth exists, and mati- 'rial order is nothing except as a 'means to it.'

I have before me two reviews, each consisting of five successive articles. I am asked in these reviews why I do not apply my arguments in favour of selfgovernment to India. The answer is contained in the passage I have quoted.

When considering this passage I will ask you to fix your attention on the matter and to forgive the manner. Now that I have made some Indian friends, I begin to realise how deeply, in their position, I should resent being told that I 'must gradually be schooled to the management

of my national affairs.' I came here in order to learn how to recognise and avoid such mistakes. But in justice let me add that I spared no pains to avoid them before I came. Every word of this chapter was submitted to friends who had spent their lives in India and had impressed upon me the duty of avoiding needless offence Under their eyes I re-wrote it again and again selecting the words they suggested as least likely to wound. I had spoken, for instance, of the people of the Dependencies, as distinguished from those in the self-governing countries, as 'non Europeans.' I was advised to discard this word because it might suggest some idea of racial inferiority and to use 'politically backward' instead on the ground that Indians recognised this backwardness as a fact they were anxious to change. Since coming to India this particular phrase has been pointed out to me as specially obnoxious. Please accept an expression of honest regret. Now that you know the facts I will ask you to judge me by my intention. My stay here has made me realise that we in England have fallen into a habit of writing in one way, when we are talking of fellow-citizens in the Dominions, and in another when we are talking of our fellow-citizens in India and Egypt. It is one of the faults which can only be corrected by a closer acquaintance, and that is why it is of such importance that Indians and Englishmen should meet and learn to discuss their mutual relations without provoking each other. I have never yet seen a situation in which the public interests were served by men wounding each others feelings. You will do me a service if you will continue to point out anything I may write which is not true, which had better have been left unsaid, or, if necessary to be said, could have been put in words less likely to hurt And, it will help still further if you can add example to precept.

In all my personal intercourse with Indians I cannot recall a single thing said which I thought was meant to offend. It is with our pens that we wound, rather than with our tongues. I do say that we Englishmen have got to learn to write to our Indian fellow-citizens exactly as we write to each other. But will you also realise that in that case we shall begin to write with greater frankness. And will you reciprocate that frankness with the same gentleness and courtesy that you use in personal intercourse.

Now leaving faults of expression aside, I ask you to consider what the passage to which I have drawn your attention means. In plains words it means these two things—

(1) That it is the duty of those who govern the whole British Commonwealth to do everything in their power to enable Indians to *govern* themselves as soon as possible.

(2) That Indians must *also come* to share in the government of the British Commonwealth as a whole.

# કીસ્મતની કહાંણી

## યાને
## રાણી માતાનો પ્યાર.

( ઐતિહાસિક ચાલુ વાર્તા. )

લખનારઃ—ભાગલ્યા.

( ગયા અંકથી ચાલુ. )

### પ્રકરણ ૨૮
### ચુલામાંથી પેણામાં.

તેજ દિવસની રાત્રે કેપ્ટન બી વીલ મછવા-વાળાના પોષાકમા સજ્જ થઈ પોતાના હાથમાં મછવાનું દોરડું પકડી રાખી રાજાની અધિરાઇથી રાહ જોતો ઉભો હતો. તેને પોતાને એક ખાસ જરૂરી કામે જવાની જરૂર હતી. તે કામમા એર રમુજ પડનાર હોવાથી તે મજાક ગુમાવવા તેને જરાએ ગમતું નહતું. મજાક જાણે તેની જીંદગીનો સાથી હતી. મજાક મેળવ્યા વિના શીકી-સ્ટ જીંદગી ગુજારવી તેને કોઇ પણ રીતે ગમતી નહતી.

આખરે તેની અધિરાઇનો છેડો આવ્યો. તેણે રાજાને ઘણે દુરથી પોતાના કાળા ઘોડાને દોડાવતો આવતો જોયો. બીજી પળે તે ધર્મશાળાના રખેવાળને પોતાનો ઘોડો સોંપી રાજા નદીમાં ઉતરવાની પગથી તરફ આવ્યો. વીલે ઘણીજ નરમાસથી રાજાને નમન કર્યું અને ત્યાર પછી ખરા મછવાવાળા તરફ ફરી તેના હાથમાં પેસા મૂકી ધર્મશાળા તરફ આંગળી કરી. તે માછી ખુશ થતો, આભાર માનતો, ઝડપથી ચાલ્યો ગયો ને દારૂના બે એક કોપરાં ગટાવી ખુશ લ્હેરમા હવાઈ સ્વપ્ના જોતો પડયો.

'આજે એજ મછવા છે, વીલ ?'

'હા, મારા નામવર. બીજો તો બદબખ્ત લોર્ડ નોર્થની કમબખ્તી પૂરી કરવા માટે છે જી'

શીલીપ હસ્યો.

'હવે ગારડીનર માગ સપાટામાં આવ્યો છે. સ્ટીફ્ન્સને છોડવામા હરકત નથી.'

'તમારી ચિંટી, મારા નામવર.'

શીલીપને તે માટે કહેવું પડવા તેણે દીધું નહતું તેથી તેની મહેરબાની વીલપર ઘણીજ વધી. હસીને ચિટી લઈ રાજાએ તે પોતાની આગળી પર મેરવી દીધી.

'મને મછવો જોઇશે, વીલ.'

"તૈયાર છે મુરબ્બીજી. બાયડું...બાયડું. હમેશા મોહકાણનો સામાન છે!' વીલ જાણે પટપટતો હોય તેમ બબડયો પણ તેની મતલબ રાજાને તે સંભળાવવાની હતી. રાજા ચોંકયો...આહ ! શું ત્યારે આ તેને જાણી જોઇને ચેતવણી આપવામાં આવી હતી ? પોતાના આ છગા પંજાના દાવપેચની વાત તેને કોઇ આગળ કરવા ગમતી ન હોવાથી શીલીપે કશાંની દરકાર ન કરતાં મછવામા બેઠક લેઇ મછવાને અધવચ્ચે લીધો પણ થોડેક જતાં તે બોલ્યો.

'હું તને ભાડું આપનાં ભૂલી ગયો.'

બંન્ને ખું દઇને હસી પડયાં. કેપ્ટન બી હવે ઝડપ ડદ્દે ધર્મશાળામાં ગયો. ત્યાંના રખેવાલ માટે એક ચીઠ્ઠી મુકી તેણે કપડાં બદલ્યાં. તે પછી પાં કલાકે એક સરોવર જેવાં કદની, સુંદર ચહેરાની કુમારિકા, પોતાના મોંઢા પર નાંખેલા જાડા બુરખા અને લાંબાં સ્કર્ટ સાથે, જેથી ચહેરો તેમજ પગો જણાય નહિ, ધર્મશાળાથી અડધે માઇલ દૂર લાંગરેલા એક મછવા તરફ ટપક ટપક ચાલતી, મૂછમાં હસતી ને નખરાં કરતી જતી જણાતી હતી. તેણી ત્યાં જલદીથી પૂગીને મછવામાં બેઠી ને પોતાના હાથોમાં હલ્લેસાં લીધાં! વલ્લાહ! તે હાથો રાપોટી હતા. નાજુક બીના જેવા તો તે જણાતાજ ન હતા. ધીમેથી તેણી હલેસાં મારી આમતેમ ફરવા લાગી ને કોઇની જાણે ખાસ રાહ જોતી હોય તેમ જણાઇ.

લોર્ડ નોર્થ તે ધર્મશાળામાં આવી પુગ્યો. પોતે સર ફ્રાન્સીસ મેલ્વીલનો આબાદ નમુનોજ થઇને આવ્યો હતો. એવો તેને ધખારો થયો હતો એટલે તો મુસ્તાક હતો. તે સીધો નદીમાં ઉતરવાની પગથી આગળ ગયો અને નદીની ચારે બાજુએ નજર દોડાવી તે વિચારમાં તલ્લિન થઇને ઉભો. કાંઇક ખ્યાલ થતાં તે પાછો ધર્મશાળામાં ગયો ને તેણે દારૂ મંગાવ્યો. જે સુંદર બાપડું તે બોનસના સપાટામાં સોંપવા માંગનો હતો તેમાં ફતેહ મેળવવા આ હિંમતકારી હિંમત પોતાના દીલમાં તે લાવવા માંગનો હતો. તેણે બરાબર તાગડો રચી રાખ્યો હતો. તે હસી-હસાવીને એડીથને મછવા સાથે સ્ટેઇન્સ ખાતે લાવવા માગનો હતો કે જ્યાં તેણે પોતાના જાસુસો રાખ્યા હતા. ત્યાં જતાંજ એડીથને ગાડાંમાં નાખી બોનસને સોંપી દેવાનીજ ખોટી હતી. મોઢામાં ડુચો મારવા તે મોટો રેશમી કકડો લાવ્યો હતો તથા હાથ પગ બાંધવા તેના ગજવામાં મોટો સોથ તૈયાર હતો. આહ! તે પોતાની ફતેહ માટે અચુક હતો. હવે બોટી ફકત તે રાહ જોતી માશુકને જઇ મળનાર આશકનીજ હતી.

ધર્મશાળાના રખેવાલે લોર્ડનોર્થને તેની બોડાવેલી દાઢીને લીધે ઓળખ્યો નહિ પણ કેપ્ટન બીએ તેને જણાવ્યું હતું કે સર ફ્રાન્સીસ જેવો દેખાવાની તે અમુક ગોઠવણ કરશે એટલે તેને ઝટ જણાઇ આવ્યું કે તે તેજ છાવો હતો.

તેણે લોર્ડનોર્થ આગળ આવીને કહ્યું,

'સર ફ્રાન્સીસ મેલવીલ આજ રાત્રે અહીં આવનાર હતા તેમને માટેનો પત્ર આવેલો છે?'

લોર્ડનોર્થે બારે ઉશ્કેરાટમાં પોતાનો હાથ લંબાવતાં કહ્યું,

'તે મારોજ છે! હુંજ સર ફ્રાન્સીસ છું.'

'ખરેખર!' તે રખેવાલ બોલ્યો. 'બરાબર છે, મારે જાણવુંજ જોઇએ કેમકે સર ફ્રાન્સીસ આખાં બર્ક શાયરમાં સૌથી ખુબસુરત જવાન તરીકે ઓળખાય છે' અને તેણે તે ચીઠ્ઠી આપી. લોર્ડનોર્થ સર ફ્રાન્સીસ તરીકે ઓળખાવાથી ખુશાલીનો માર્યો ફુલી-ફાટી ગયો; પણ તેણે જેયું નહિ કે તે રખેવાલ તેને બનાવીને ઘુમ રમુજ પામતો પોતાના ઓરડામાં જઇ બેઠો હતો.

લોર્ડનોર્થે તે ચીઠ્ઠી વાંચી!

" મારા સર્વથી વ્હાલા ફ્રાન્સીસ,

તારો વ્હાલો પત્ર મને સલામત મળ્યો છે. તે મહાન ફિરનારના આભારમાં આ જીગર જાણે ફાટી જાય છે. જે પગલું તું જીગર બરવા તૈયાર છે તેમાં તે બાપ તને ફતેહ આપો! ને ફદાપી તને ભવિષ્યમાં તે માટે દીલગીર ન કરો! ધર્મશાળાથી અડધા માઇલ દૂરના બાગ પર હું મારા મછવામાં રાતે આઠ વાગતે આવીશ.

હમેશની તારી વ્હાલી,

એડીથ.

'તરફ્લા! આવી મારા દાવમાં! હવે મછવો બાડે લઇને લોકજાગ્રુ કરવાની કશી જરૂર નથી' તેણે દારૂ પુરો કીધો ને રખેવાલને કાંઇક વધુ નાણું તેની સલામ સ્વિકારતો તે હવે ઝડપ કદમે નદીને કિનારે કિનારે ચાલ્યો.

'આજ તો જગ્યા હોવી જોઇએ' તે હવે પટપટયો 'યા ખુદા! કેવી એકાંતને ભયાનક જગ્યા છે.'

હલેસાંનો છબકારો પાણીમાં સાંભળતાં નોર્થે થોડી પાછળ ફરીને જોયું! આહ, આ શું પેલા મછવામાં તેનો શિકાર સપડાયા તૈયારજ હતો. તે મછવો કિનારે અથડયો. રખે બોલવાથી તે પકડાઇ આવે કરીને તે ચુપજ રહયો પણ ભારે ઉશ્કેરાટમાં તેના દાંતો કચકચવા લાગ્યા. તે મછવામાં કુદી બેઠો કે તેની ભારે અજાયબી વચ્ચે તે સ્ત્રીએ અજબ જેવાં જોરથી મછવાને પાછળ હડાવ્યો અને તે કિનારાથી દુર ચાલ્યો.

'છાવાએ જેરદાર તો ફકકડ કીધોછ !' કેપ્ટન બીએ હલેસાં મારતાં વિચાર્યું.

'વહાલા, તું હવે હલેસાં મારશે ?' કેપ્ટન બીએ ઘણાંજ નખરાથી નાજુક અવાજે ફરમાસ કીધી.

લોર્ડ નોર્થ ઉઠયો ને આગળ આવ્યો. તેજ પળે તેની ભારે અજાયબી વચ્ચે કેપ્ટન બીએ પોતાના જમણા હાથમાંનું હલેસું પાણીમાં ખોસી દઇ, આંચકા સમેત ખેંચી કાઢયું કે મછવો ઉંધો વળ્યો, તેમ થતાં કેપ્ટને મછવો એકદમ અટકાવ્યો, પણ નોર્થ તો પછડાઇને પાણીમાં પડયો. મછવો તરત તેનાથી દુર થયો. નોર્થે પાણીમાં ડુબકી મારી. બીજી વખતે જ્યારે તે પાણીની સપાટી પર આવ્યો ત્યારેજ તે મછવો તેના હાથમાં આવે તેવી રીતે નજદીક આવ્યો.

'ઓ મારા વ્હાલા જાન, તું ભીંજાઇ ગયો કે?' કેપ્ટન ફસફસ્યો. 'ડીઅર, કાંઇ તને લાગ્યું કે?'

નોર્થે તરફડયાં મારી બોટ પકડી. તે ગુંગળાતો જણાતો હતો. તેને વળખાં મારતાં જોઇ કેપ્ટન ફસફસ્યો,

'નહિ, જો, મારા જાન, નહિ, ઓ; નહિ તો હું બી પાણીમાં પડસ...નહિ, બા! મને તરતાં નથી આવડતું જો! ઓ...હું તો મરી જવસ!...ફ્રાન્સીસ ડીઅર, તું સુકાન આગળ જઇ તેને મજબુત પકડ કે હું તને હલેસાં મારી કિનારે લઇ જવસ!'

નોર્થની ભારે અકળામણ વચ્ચે તે મછવાએ કિનારે જતાં લાંબો વખત લીધો.

'જલ્દી કર, એડીથા' તે કરગર્યો. 'મારાથી હવે પકડાતું નથી. મારા હાથને ધ્રુજરાં આવે છે!'

'ભયમાં તે પોતાના કુદરતી અવાજે બોલી પડયો હતો.

'ઓ માયરે! આ મારા વ્હાલાનો સાદ નહિ!...હું તો મરી ગઇ! ઓ તું મરે સુવા બદમાસ...મુવો કંગાળ ...તું...તું...' તેણી વધુ બોલી શકી નહિ કેમકે સ્ત્રીને છાજતા શબ્દો તેણીને તે પળે યાદ આવ્યા નહિ.

નોર્થે ભારે ગભરાટમાં કિનારે લઇ જવા કાલાવાલા કર્યા. આ તોહમત ના પાડી શકવાની તેનામાં હિંમતજ ન હતી. કેપ્ટન તેને ડુબાડવા માંગતો ન હોવાથી તે તેને કિનારાથી દશેક ફીટ દુર સુધી ખેંચી લાવ્યો.

'અહીં પાણી છાલકાં છે...ચાલ, ચાલીને ત્યાંથી જા...બદબખ્ત, જા કે એક સ્ત્રી સાથે તને કામ પાડવું પડયું છે નકર આવતી કાલનો સૂર્ય તું જોવા પામતેજ નહિ.'

લોર્ડ નોર્થ ઝબકોરાતો કિનારે પૂગ્યો અને ત્યાંથી તે ઉભી પૂછડીએ દુર નહાઠો. કેપ્ટન બી ધુમ હસતો બડબડયો,

'મારો વ્હાલો ચૂલામાંથી પેણામાં પડયો છે. એને ડુબાડવામાંજ માલ હતો; છતાં મને કોઇનો જાન ફોકટમાં લેવા ગમતું નથી. હું એની ટોપી એક યાદ તરીકે જાળવી રાખીશ' અને હસતો હસતો તે ધર્મશાળામાં ગયો ને કપડાં બદલી બહાર પડયો.

---

## પ્રકરણ ૨૯.

### પાપીનો ફેજ.

પોતાની વ્હાલી માશુક કરતાં વીલનો વધુ વિચાર કરતો રાજા પોતાના મઠવામાં નક્કી કરેલી જગ્યાએ ઉતર્યો. તેનું ચંચળ ભેજું હાલમાં બહુજ અકળામણમાં હતું.

ફીલીપને એતો ઘણો હર્ષ ભર્યો આવકાર આપી ફેડેલ્માએ નહિ જોઇતું પગલું ભર્યું. પોતાના પ્યારની જંઝરમાં તેને વધુ વાર પકડી રાખવાની તેનામાં શક્તિ નહતી. તેણી જાણતી હતી કે જેનો શિકાર તેના પાસામાં સહેલ જકડાતો કે તેનો પ્યાર હદ ઉગાર થઈ જતો હતો. આવીજ ભુલ આગઝ પણ કરી હતી અને પરિણામમાં ફીલીપ તેણીને હાથથી ગયો હતો. તેણીનું ગરમ, ગુસ્સાભર લોહી ઉકળી આવ્યું હતું એટલે પોતાનું જીગર તેણીએ તેને ખુલ્લું વાંચવા દીધું. તેણીએ ખુશીથી બહુ તેને આપ્યું પણ બદલામાં ...ાંની ઇચ્છા રાખી નહિ.

ફીલીપે મીઠાસથી તેણીને ગળે વળગાડી, મીઠી કીસ લીધી પણ ફેડેલ્માએ તરતજ જોઇ લીધું કે હવડાં તે આગલો હતરી ફીલીપના જેવો ગુસ્સાં ભર્યો રહયો નહતો.

'તને મારૂં કાગળ મળ્યું હતું ને, જીગર?'

'હા મારા જાન. તારી કિંમતી ચિઠ્ઠી પણ મને મળી હતી.

'શાહ! તે શાની કિંમતી? ... તું તેની દરકાર ના કર! વીલ મઠવા વાળાની તેં તલાસ કરી છે ને? તને શું જણાયું?'

ફેડેલ્મા જો કે ફક્ત આ ફારસ ભજવતી હતી પણ તેણીને ખીજવટ લાગ્યો કે તેનો એકવારનો માનિતો ફીલીપ પ્રેમના શબ્દો ને બદલે મઠવા વાળાની ઝાઝી દરકાર કરતો હતો.

'તેની ખાનગી જીંદગીની ખબર હું તમો નામવરને આપી શકતી નથી. મને એટલીજ ખબર મળી છે કે તે ધર્મશાળામાં નોકર છે.'

'મને તે માહીતીની જરૂર નથી. જે માણસ તેનો ભાગ ભજવે છે ને જેણે મારી અપાર સેવા બજાવી છે તેને માટે હું પૂછુંછું. હું ધારૂં છું તેમ તે આરથર સેસીલ, લોર્ડ બરલે છે.'

ફેડેલ્મા ચોંકી. શું રાજાને ખરી ખબર મળી હતી કે તેનો આ ખર વખતનો ટુકડો હતો. તેણીએ તુરતજ વાત ફેરવી બોલી,

'રાણી માતાને એકદમ હેમ્પટન કોર્ટ કેમ જવું પડયું, મુરબ્બીજી? તેઓ સારી પેઠે તો છે ને?'

ફેડેલ્મા ઉસ્તાદ હતી તો ફીલીપ કયાં ઓછો હતો. તે હસીને બોલ્યો,

'જાને મન, હું પ્યારની વાતો કરવા આવ્યો છું; નહિ કે રાણીની.'

'હું તો ધારતીતી કે તમે વીલ મઠવાવાળાની વાત કરવા આવ્યા છો'.

'હું તો મારાં જીગર, તારી સાથે મારૂં જીગર મેળવી, સુખના ઉંડા સાગરમાં ગરક થઇ પ્રેમનું અમૃત મેળવવાની અરજ કરવા આવ્યો છું.'

'હવડાં નહિ, મારા નામવર, તમે એટલા બધા ઉતાવળા ના થાઓ તમારી અચુક વફાદારીની મને કાંઇક સાબેતિ જોઇએ છે. એક સ્ત્રી ફોકટમાં પોતાનું સર્વસ્વ આપી દઈ તે હમેશ માટે ગુમાવવા માંગતી નથી'.

ફીલીપનાં ભવાંનો ગિલ્લો ચઢયો. પ્રેમની મસ્તીમાં તેને કોઇ પણ જાતની નડતળ ગમતી ન હતી.

'તેની કિંમત જણાવ; હું પુરનો શ્રીમંત છું.'

'મારા નામવર, તમે શું મને એટલી બધી અક્કલહીણ સમજો છો કે પૈસાને ખાતર હું મારી જીંદગીની કિંમતીમાં કિંમતી ચીજ વેચવા તૈયાર થઉં...ખાહ! ત્યારે તમે મને ઓળખતાજ નથી!'

'માફ કર, મારી મીઠી, મને માફકર. મને આ તમારી અંગ્રેજી રીત

જાતની કશી માહિતી નથી. વહાલ !... આપણે તો સ્પેનીશમાં વાત કર્યે છીએ ને મને તારા અંગ્રેજી ઉચ્ચારો કેમ જણાતા નથી ?'

'તમો નામવરની પધરામણી પછી ઈંગ્લાંડની દરેક બાનુ સ્પેનીશ ભાષા શુધ્ધ ઉચ્ચારે બોલતાં શીખે છે તે શું તમનેજ ખબર નથી ?'

'પણ તું તો સ્પેનીઆર્ડની પેઠે બોલે છે ?'

'મને છાપરે ન ચઢાવો, મારા નામવર. મને સ્પેનીશનો અચ્છો અભ્યાસ છે એમ મારે કબુલવું જોઇએ.'

'સેવક મુબારકબાદી આપે છે!'

'પ્યારના માર્ગમાં કોઇ પણ મુશ્કેલી હોતી જ નથી.'

ફ્રેડેરમા ભાગ્યુ તુટું અંગરેજી બોલતી હોવાથી પકડાઈ આવવાની ધાસ્તીને લીધે તેણીએ આ ઓછો જોખમ ખેડયો હતો.

'તમારે મને બે વચન આપવાં પડશે, મારા ફીલીપ.'

'એના બસેં મારા જાન !'

'બેનીજ જરૂર છે પણ તે બે માટે તમારે શાહી વચન આપી પાળવાં પડશે. પહેલું તો એ કે તમારે રાણીની અદેખાઇનો ભોગ થતાં લેડી એડીથ હાવર્ડને બચાવવી.'

ફીલીપ ભારે અજાયબીમાં ચોંકયો.

'તેમ કરવાનો મારો ઇરાદો છેજ' તેણે જણાવ્યું.

તેવામાં તેઓ કોઈના ભારી પગલાંના અવાજે ચોંકયા. તેમણે એક શખ્સને ટોપી વગર તેમના તરફ દોડતો આવતાં જોયો. કે ફ્રેડેરમાએ ગભરાટમાં બુમ પાડી,

'પાછા હઠો મારા નામવર. તમો હવાં જણાવા જોઇએ નહિ. ચંદ્રમાની રોશનીમાં આ શખ્સ કોણ છે તે હું ઓળખી શકતી નથી.'

તેણીએ ઝડપથી મોઢાં પર બુરખો ખેંચ્યો અને આગળ વધી જાણે તે શખ્સનો રસ્તો રોકતી હોય તેમ ઉભી.

'આહ ! તું મારા સપાટામાંથી છટકવા માંગતી હતી કે, લેડી એડીથ હાવર્ડ !' તે શખ્સ અનકા કરતો બોલ્યો. 'તું ગમે તેવી હુસ્યાર હશે પણ તને મારા જેવા સાથે કામ લેવાનું હતું. તારા જેવી સત્તરને હું ચાંચડની પેઠે ચોળી નાખું! તું મારી કેદી છે. ચાલ ગરબડ ના કર ! એકદમ ચાલ. આ વખતે તો મારે દરેક સંભાળ રાખવી પડશે.'

ફ્રેડેરમા આ સાંભળતાંજ અજાયબીમાં એવી સ્તબ્ધ થઇ કે તેનાથી કશું બોલી શકાયું નહિ. તે શખ્સ કોઇજ નહિ પણ લોર્ડ નોર્થ હતો તે હવે તરવાર ખેંચી ધમકી આપતો આગળ આવ્યો. રાજા જે ઝાડીમાં ભરાઇ ગયો હતો તે હવે ચંદ્રની રૂપેરી પ્રકાશમાં પોતાની તરવાર ચમકાવતો આગળ આવ્યો.

'આહ રુ ડીચકારા ! સંભાળ...તારી જીંદગી માટે હુસ્યાર બન !'

નોર્થે જોયું કે તેનું આવી બન્યું હતું કેમકે તેણે તુરતજ રાજાને ઓળખ્યો હતો. મરણની બીકે તેનામાં અસાધારણ હિંમત આવી અને તે જંગલી વાઘની પેઠે લડયો પોતાને ખાતર પોતાના જાનની દરકાર વગર લડવા માટે ફ્રેડેરમા રાજા પર કુરબાન બની. તેણીનો એકવાર બુજવાઇ ગયેલો પ્યાર પજરવા લાગ્યો અને તેણીએ ખરાં જીગરથી તે પરમાત્માની દરગાહમાં રાજાની સલામતી માટે દુવા ગુજારી. તેણીની આ ઇંતેજારી ફક્ત ટુંક વખતનીજ હતી. ફીલીપે પોતાનો આની તો દાવ અજમાવ્યો. નોર્થે એક કાતીલ ફટકો અટકાવવાની કોશેશ કરી પણ તે પહેલાં તો તે ફટકાનો દાવ બદલાઇ ગયો ને તે ચકચકતી તરવાર તેની છાતી આરપાર વિંધી બહાર નીકળી ગઇ ને તે બદબખ્ત મુડદું થઈ ભોંયે પછડાયો.

'શુકર ખુદા કે ફીલીપ તું સલામત છે' ખુશાળીના આવેશમાં આવી જઇ ફ્રેડેરમાએ તેની ગરદન આસપાસ પોતાના હાથો વિંટાવી જુસ્સાથી કીસ કરતાં બોલી.

'એ કોણ છે?' ધીમેથી તેણીની ધડકતી છાતીએથી છૂટો થતાં ફીલીપે પુછ્યું.

'હું નહિ જાણુતી.'

'ચાલ ત્યારે જોઇએ.'

ચંદ્રમાની રૂપેરી રોશની તે લોહીલુહાન થયેલાં શબપર પડી તેનો ખરડાયલો લચડાયલો દેખાવ વધુ ભયાનક કરતી હતી. ફીલીપે વાંકો વળી તે ચહેરો તપાસ્યો તે ઓળખતાંજ તે ચોંકીને ઉઠયો,

'યા ખુદા! આતો પેલો બદમાશ જાસુસ લોર્ડ નોર્થ છે. એની ખોટેલી દાઢી છતાં એ ખુલ્લો ઓળખાય છે. આ કંગાળને આવું આબરૂદાર મોત લાયક નહતું, એના પાપી લોહીમાં મારી તરવાર બોળવા માટે હું ખરેજ દીલગીર છું.'

'ન્હાસી જા, મારા વ્હાલા ફીલીપ; લાં નજદીકમાં એવા કેટલાકો છે કે જેઓ તને ઘડી ભર પણ ચહાતા નથી.'

'આહ! ત્યારે વીલ બોલ્યો તો તે ખરી વાત દેખું!' ફીલીપે વિચાર્યું. 'હું હયાં તને આ કંગાળ આગળ એકલી છોડી જઇ શકતો નથી' અને તેણે તે શબને લાત મારી દૂર ફેંક્યું.

'મારી દરકાર ના કર... મારે માટે હયાંથી જા... મારી આબરૂને ખાતર!'

ફીલીપ તેણીને ખરાં જીગરથી ભેટયો ને મીઠી કીસ સાથે છૂટો પડી મળવા તરફ ગયો. ફ્રેડેરીકા સાંથી ઝટ્ટ કદમે બનેલા બનાવની ખબર કેપ્ટન રીતે આપવા ગઇ. તેણીનું જીગર ફીલીપના પ્રેમ માટે જોરશી ધબકારા લેતું હતું.

રાજાએ વીલ મળવાવાળાને તેના પાછા ફરવાની રાહ જોતો બેચેન જોયો.

'હું ઘણો ખુશીતું કે આપ નામવાર સલામત પાછા ફર્યા છો, મુરબ્બીજી!'

'મેં તેને કાપી નાંખ્યો છે, વીલ!'

'કોણને?' ચિંતાતુર સવાલ થયો.

'પેલા બદમાશ કોરવા નોર્થને!'

'તે કંગાળ તમારા બાદશાહી હાથે મરવાને જરાએ લાયક નહતો, મુરબ્બીજી.' તેને માટે તો ફાંસીનું દોરડુંજ પુરતું હતું!'

'આ વાતની ખબર બહાર પડવા દેવાની નથી. વીલ, તું બધુ ચુપચાપ કરી નાંખશે?'

'એ બધું મારા પરજ છોડો, મુરબ્બીજી, હું એની પાયદસ્ત કરાવીશ. તમો નામવરને હાથે એ માર્યો ગયો છે એવો સ્વપ્ને પણ ખ્યાલ ગારડીનરને ન થાય તેમ હું કરીશ.'

'મારી ખાતરી છે કે ગારડીનરે એને આ કામ પર મોકલ્યો નથી. તું સમજેછ કે, વીલ? એ પહેલી વખતે નિષ્ફળ ગયો એટલે ગારડીનરના ગુસ્સાથી ડરી એ બેનરના પક્ષમાં ભરાયો હશે અને તેનાજ હુકમથી એ લાં આવ્યો હશે. કેમ, સમજમાં આવે છે ને? વેલ, જો લેડી એડીથ આ તરફજ હોય તો બાબા હુસ્યારીમાં રહેજે કેમકે નોર્થ પાછો ન ફરતાં બેનરનાં પૂછડાંઓ આ બાજુમાં જરૂરજ ઉભરાઇ જશે.'

'વાજબી કહ્યું, મુરબ્બીજી. થેંક્સ.'

'હું જો તને મદદ કરી શકતો હોઉં તો ખુશીથી ફરમાવ?'

'થેંક્સ, મારા નામવર શાહનશાહ!'

અને બીજી પળે ફીલીપ ઘોડેસ્વાર થઇ અંધારામાં દુર નીકળી ગયો.

---

## પ્રકરણ ૩૦.

## લેડી એડીથ ફરી કેદમાં.

ઉપલા બનાવ પછી ત્રીજા દીવસની સમી સાંજના કેપ્ટન બી એ પોતાનાં નંબર એક વાળાં મથકે જતાં પોતાની આગળ ઉડતી ધુળનું વાદળ જોયું. તુરત તેણે રસ્તો બદલ્યો અને ધોરી રસ્તા પર આવી તેણે ઘોડાને એડ મારીને આગળ ગયો. પાંચ મિનિટ પછી તેણે બેનરના સીપાહીઓમાંના છ જણાને ઘોડા દપટાવતા જોયા.

'રાજા ખરુંજ બોલ્યો તો' તે બડબડ્યો. 'આ છાવાઓ તોફાન કરવા માગે છે.' અને આ વિચાર સાથે તેણે પોતાના ઘોડાને દાબીને એક

મારી કે તે નીમકહલાલ પ્રાણી તીરની પેઠે ગયું. તે ઝડપથી ધારેલે મથકે પુગ્યો ને ભયની ચેતવણી આપતાં તેણે જણાવ્યું,

' આ છાવાઓને પકડવાજ પડશે. '

કેપ્ટન સી નાહકની મારામારી કરવા માંગતો ન હોવાથી બોલ્યો,

' મારા લોર્ડ, હું નહિ ધારતો કે એઓ હયાંથી કાંઇ પણ જાણી શકે '

' બનવાજોગ છે પણ કાં નહિ તેઓ મકાનને આગ લગાડે ? તમે રાણી માતાના ઢંઢેરો શું જાણતા નથી ? તમારી રજા સાથે હું એ છાંવાઓને અચાનક સપડાવવાની ગોઠવણ કરીશ, ' કેપ્ટન બી એ જણાવ્યું.

' જેમ તમને લાગે તેમ કરો. જો મકાનને આગમાંથી બચાવવુંજ પડતું હોયતો પછી લડયા વિના છૂટક નથી. તેમ થતાં હું તમારી સાથેજ રહીશ. '

'લડવાની જરૂર નથી ભલા ! એતો જરા ચીલ ઝડપનો દાવ બતાવીશું તો બસ થશે.'

કેપ્ટન બી હવે ઝડપથી બીજા ત્રણ ભાઇબંધો સાથે ગયો ને તે છૂપા માર્ગે થઇને ગુમ થઇ ગયો. લેડી એડીથને કેદખાને લઇ જતા સીપાહો જેઓ તેમને ત્યાં કેદ પડેલા હતા તેમાંના ચાર આગળ જઇ તેણે તેમનાં કપડાં કઢાવી પોતે સાથે લીધેલાં પહેરવાની ફરજ પાડી. કેપ્ટન બી એ પોતે તે સીપાહોના વડાનાં કપડાં પહેરી તેના જેવો પોતાનો ચહેરો ને હાવભાવ ફેરવ્યો. તે કપડાં જો કે, કાંઇક ટુંકા હતાં પણ કેપ્ટને ખુશાળ ટગરે તે પહેરી ઝડપથી પોતાની સુરત બદલવા માંડી.

તે ચારે છુપા વેષમાં પાછા ફર્યા કે તેમને જોતાં તેમના ભાઇબંધો ભારે ગભરાટમાં પડયા. તેઓ એકપળ સુધી તેમને ઓનરનાં માણસોજ સમજ્યા. કેપ્ટન બી હસી પડયો પણ દરવાજાપર પડતા મોટા ઠોકાઓના અવાજે તે ચુપ થઇ ગયો. કેપ્ટન સી પોતે દરવાજાપર ગયેક

' બીશપ ઓનરના હુકમથી રૂએ હમારે આ મકાનની ઝડતી લેવાની છે ' તે સીપાહોના વડાએ આગળ આવી હકીકત નિવેદન કરી. ' કશુંએ ન મળતાં હમોને આ મકાન બાળીને ખાખ રાખ કરી નાંખવાનો હુકમ છે, સાહેબ ! '

કેપ્ટન સી એ અદબથી નમન કરતાં કહ્યું,

' તમારા હુકમ મુજબ કરો. ત્યાં તમોને કોઇ પણ બંડખોર મળશે નહિ '

' તે તો જોવાતું છે, મારા લોર્ડ. ખુદાને ખાતર એ પોરીને આપી દેવ ને તમારાં સુંદર મકાનને બળતું બચાવો ! ' તે વડાએ શીખામણ આપી.

' તમારા હુકમ મુજબ કરો, સારજંટ. મારે વધુ કહેવાની કશી જરૂરજ નથી. '

તે છ સીપાહોએ આખું મકાન તળેથી ઉપર તપાસ્યું. તે બાદ કેપ્ટન બી, ઓનરના જાસુસોના પોષાકમાં તેઓ સમક્ષ આવી ઉભો ને તે ઝડતી લેનારાઓને અજાયબીમાં ગરક કીધા. સારજંટ તો ગુસ્સાથી દિવાનો બની ગયો કેમ કે તેને તો મોટું ઇનામ મેળવવું હતું. હવે તેના કરતાં ઉંચા દરજ્જાનો અમલદાર ત્યાં આવ્યો હતો એટલે ઇનામની મોટી રકમ તેના હાથમાંથી છટકી જનાર હતી તેણે તે નવા આવનાર તરફ ટગર ટગરે જોઇ કહ્યું,

' વલ્લાહ ! કેપ્ટન જોહ્‌ન્સ ! ... મારા ખુદા ! એ તમારો ભૂત છે કે ? મુવેલાં મુડદાં પણ પાછાં ઉઠે છે શું ? '

' તે બીશપ ઓનરનું કામ છે. હું ચોકક્સ છૂપાં કામપર હતો. કેમ તને શું મલ્યું છે ? '

' કશુંએ નહિ, કેપ્ટન '

' હું પણ તેમજ ધારતો હતો. '

' હવે હમો મકાનને સળગાવી તે ડાકણને અંદર જીવતી બાળી મુકવાના છીએ, '

' કેમ, તેમ કરી તારું ઇનામ ખોહવા માંગેછ કે મૂર્ખા ? ' કેપ્ટને કહ્યું. ' ચાલ, મારી પૂંઠે. હું

તને ત્યાંનો છૂપો માર્ગ બતાવીશ. જો, તે ડાકણ ત્યાંજ હશે તો તારા હાથમાં જરૂર સપડાશે.' તેઓ પત્થરવાળા એક મોટા ઓરડા તરફ કેપ્ટન બી સાથે ગયા. તેણે ગજવામાંથી એક ખરડાયલું-લચડાયલું કાગળ કાઢી સારજંટના કાન પર પડી કહ્યું,

'તે છૂપા ઓરડાની આ ચાવી છે' અને તેણે વાંચ્યું. બારી આગળથી ચોથો ને જમીન આગળથી બીજો પત્થર. આ પત્થર ઢીલો છે તે ઉચકો. ને તે ભેદી ઓરડાની ચાવી તમોને મળશે!...વેલ, બચ્ચા, તું આ તપાસ કર. હું લોર્ડ કોર્ટને અને તેના મિત્રોને કેદ કરીશ.'

કેપ્ટન બીએ બે મિનિટ પછી તે ઓરડાનો બારે દરવાજો બહારથી બંધ કર્યો ને તેને તાળું મારી કેપ્ટન સી જે તેની રાહ જોતો હતો તેના તરફ દોડતો ગયો.

'છાનાઓને મેં સપડાવ્યાજ. હવે જરા રમુજ કરવાની છે. લાકડાં, કચરો વગેરે મંગાવો. બનતાં સુધી જેમ વધારે ધુમાડો થાય તેમ કરવાનું છે. બે ચાર ધમણ પણ મંગાવો.'

તે મિત્રો ખુશ થતા રમુજમાં ભાગ લેવા દોડયા. તેઓ ઝડપથી જોઇતી ચીજો લેઇને ત્યાં ગયા તો તેમણે કેપ્ટન બી ને તે સારજંટને પોતાને દુર રાખી કામ કાઢી લેવાની તદબીર કરવા માટે ગાળો ભાંડતો સાંભળ્યો. દરવાજા ઉઘડાવવા તે ઠોકાઠોક કરતો હતો જોકે સાથે સાથે તે બહાર તાળાં મજબુત હતા કે નહિ તે પણ તપાસતો હતો. તેના મિત્રોએ હવે બાજુમાં જબરી ધુણી સળગાવીને બારણાની નીચેથી ધુમાડો ધમણ વાટે અંદર મોકલવા માંડયો, હવે સારજંટને તેના સીપાહો ગભરાયા ને ચોકાચોક કરી બરાડ પાડવા લાગ્યા.

'બારણું ખોલો ... હમોને બહાર કાઢો! ... મકાનને આગ લાગી છે!'

તેમની બરાડની કશી અસર ન થતાં તેઓ રડમસ ચહેરે દયા માટે કરગરવા લાગ્યા.

'કેપ્ટન બીએ હવે ઘોઘારી અવાજે બરાડ પાડી.

'તાબે થાઓ, નકર જીવતા બળી મરો! તમો બધા કેદીઓ છોને હમારા તાબામાં છો!'

'હમો તાબે થઇએ છીએ!'

'ત્યારે તમારા હથ્યારો બારીના સળીયા વાટે નીચે જમીન પર ફેંકો!'

આ વખતે તે મોટાં મંડળના વીસેક સભાસદો હથ્યારબંધ થયેલાં બુરખા પેહેરી, કેપ્ટન બી ના હુકમ પ્રમાણે ચાલવાં તૈયાર થઇ ઉભા હતાં.

'મને આ પોષાકમાં એ લોકે પોછો જોવો જોઇએ નહિ. લોર્ડ કોર્ટને તમો આ બે અદબી માટે દરગુજર ચાહો-કહોકે એ તમારું કામ નથી પણ બાજુમાં વસતા લટારાઓનું છે. એ લોકના હાથ પગ બંધાવી આંખે પાટા બાંધી લઇ જાવ. કયાં રાખવા તે તો તમો જાણોછોજ!'

આ સુચનાપર પૂર્ણ અમલ થયો ને તે કેદીઓ સલામત જગ્યાએ પડયા પછીજ લોર્ડ કોર્ટને એ છૂટકારાનો દમ ખેંચ્યો ને કેપ્ટનનો હાથ પકડી ખરાં જીગરનાં જોશથી કહ્યું;

'એકવાર ફરી હમો તમારા આભારી થયાં છે.'

'પુહ! ચાલ ચાલ જેયા! વાત ન કરીશ. મને ઓર ગમત પડી...છાનાઓ જબરા તડખા યાદ હીં!'

કેપ્ટન સીએ હવે એક તાકીદનો જાસુસ બનેલી નિગનથી વાકેફ કરતા સર ફ્રાન્સીસ મેલવીલ તરફ હેમ્પટન કોર્ટ મોકલ્યો અને તેણે લેડી એડીથને તેમની કંપનીનાં મકાન નંબર ચારમાં લઇ જવા સુચના કરી. તેમ થતાં તેણી સલામત રહી શકશે એવી તેણે ખાતરી જણાવી.

લગભગ મધરાતને સુમારે સર ફ્રાન્સીસ ફીણુ ફીણુ થતા ઘોડાપર આવી પુગ્યો ને તેણે કેપ્ટન સીને લેડી એડીથને છૂપા વેષમાં તે નવી સલામતીની જગ્યાએ લઇ જવાના કાલાવાલા કર્યો.

'હું એ બધું તમોનેજ સોંપું છું, માઇ લોર્ડ,' તે બોલ્યો, 'મારાથી ફક્ત બે ત્રણ કલાક સિવાય વધુવાર મહેલથી દૂર રહી શકાતું નથી. તે જગ્યા બહુ દૂર છે એટલે હું લાચાર છું.'

તે સાવ કેદખાના જેવી છંદગીથી લેડી એડીથની તબ્યતપર ગંભીર અસર થઇ હતી. ઓનરના જાસુસોની દોડધામે તેણી છેકજ નસીસ થઇ ગઇ હતી અને પોતાને એકદમ બહાર લઇ જવા કરગરવા લાગી હતી.

સર ફ્રાન્સીસે પોતાની પ્રાણ સમાન વ્હાલી થી ભારે દીલગીર છવે રૂખસદ લીધી. તેઓનાં મંડળમાંના ઘણાક ભાઇબંધ કેપ્ટન સીની તેની પસંદગી માટે અજબ થયા.

'એ કામ તો કેપ્ટન બી સિવાય બીજાથી થાયજ નહિ !' તેઓ એકમેકને સમજાવવા લાગ્યા. 'તેની ચાલાકી અને કુનેહ દુસ્મનની આંખમાં સફાઇથી ધુળ છાંટી સર્વ મુસ્કેલીઓ દફે કરે છે.'

કેપ્ટન બીને પોતાને લેડી એડીથ માટે ધાસ્તી લાગી. લોર્ડ કોર્ટને અલબત ભલો, નમાનો ને મોટો પુરૂષ હતો પણ તેનામાં રમુજ જેવી ચીજજ હસ્તી ધરાવતી ન હતી એટલે કેપ્ટન બી ની નજરમાં મહાન સંકટોમાંથી તરી પાર નીકળવાની તેનામાં કુદરતી બક્ષેસજ ગણી શકાય નહિ.

બીજે દિવસે કેપ્ટન સી એક ખડ્ડા ખેડુતના પોષાકમાં ફ્રુટનું ગાડું હાંકતો બેઠો. તેણે તે ગાડું તે જંગલના નાકા તરફ લીધું કે જ્યાંથી લેડી એડીથ ખેડુતની છોકરીના પોષાકમાં ઘણે શીકે ચહેરે હાથમાં ઈંડાની ટોપલી લઇ ગાડાંમાં તેની પાસે બેઠી. બાપ બેટી શહેરમાં માલ વેચવા જતાં હોય તેમ લાગતાં હતાં. સર્વની ભલી દુવાઓ વચ્ચે તેઓ ઉપડી ગયાં. તેમના જવા પછી કેપ્ટન બી નિરાશ થતો બોલ્યો,

'હું ખરાં છગરથી ઇચ્છુંછ કે કેપ્ટન એ પોતે આ મુસાફરી માટે પોતાનો વખત ફાલતું પાડી શક્યો હોત. અલબત ફેરફાર તો આબાદ છેને કેપ્ટન સી બહાદુર નર છે છતાં કોણ જાણે શું છે તે મને ભય લાગ્યા કરે છે. મુસાફરી લાંબી છે ને કમબખ્ત ઓનરના જાસુસો જગેજગ ઉભરાઇ જાય છે.

કેપ્ટન સીએ લેડી એડીથને ગમત આપવાને પોતાનું બનતું કર્યું પણ તેણીના ફીક્કા ચહેરા પર સહેજ પણ હસવું આવ્યું નહિ.

દશેક માઇલ દૂર જવા પછી તેણે ઓનરના ડઝનેક સીપાહોને તેમની તરફ આવતા જોયા પણ લેડી એડીથને તેણે ચેતાવી નહિ. પાછળ ફરવામાં પણ કશું સાર્થક ન હતું. આસપાસની જગ્યા એટલી બધી સપાટ હતી કે કંયે પણ ભરાઇ બેસાય તેમ મુદ્દલજ ન હતું.

તે સીપાહો તેઓ આગળ આવી પુગ્યા.

'આહ ! એ તો ચાલ્યા જશે !' કેપ્ટન સીએ વમાસ્યું; પણ તે સીપાહોનો વડો જે છાકટો ધુન હતો તે તો ગાડાં આગળ આવતાંજ પોતાનો ઘોડો થોભાવી ઉભો.

'આપણે થોડીક ફ્રુટ ચુસીશું. પુન્ય દેવ લના પુંજારીઓને આ ભોગ આપવો પડશે... સબર !' તેણે બરાડ પાડી અને ઘોડા પરથી ઉતરી તેણે ગાડાંમાંથી ફ્રુટ પોતે ખાવા માંડી અને પોતાના સાથીઓને છુટથી આપી.

"ડીકરા, આ તારી પોટ્ટી ફ્રાંકડી છે હ' !... આમ આવરે પોરી ! તને કીસ કરવાનો મને શોક થયોછ !' અને તે છાકટો લેડી એડીથપર વાંકો વળ્યો. તેના ગંધ મારતા વાસંથી કમકમી ને તેના પંજામાંથી છટકવા લેડી એડીથે વાંકી વળી. તે બદમાશ શું દઇને હસી પડયો ને તેણે તેણીને પોતાની બાથમાં પકડી. તેના હાથમાંથી છટકવા તેણીએ તરફડયાં માર્યાં. પોતાની છંદગી બચાવવા તેણી તેમ કરત નહિ પણ ત્યાં તો તેણીને પોતાની આબરૂ છંદગી કરતાં બહુ કિમતી હતી. અફડાતફડીમાં તેણીએ પહેરેલી ખોટા બા-

લની ટોપી નીકળી ગઇ ને તેણીનો ચહેરો ખુલ્લો થયો.

' મારા ખુદા !...આ કોણ રે ? આ તો મોટે ઘરનાં અમ્મજી છે ! '.તેણે ગજવામાંથી એક કાગળ કાઢયું ને તેમાં આપેલું લેડી એડીથનું વર્ણન વાંચ્યું. ' મારા બાપજી—આવો ! આતો પેલી ડોકણ લેડી એડીથ દેખું જેને માટે આસમાનને જમીન તળે ઉપર થઇ જાય છે.'

- કેપ્ટન સીએ ખેલાસો કરવાની કોશેશ કરી પણ તેનામાં કેપ્ટન બી ના જેવી કુનેહ કે ચાલાકી ન હતી.

' પાંચસે સોનાના સીક્કા ! ' તે કંગાળ ખુશાળીમાં કુદકડા મારતો બરાડયો. ' પોરી, તું મારી કેદી છે ! '

કેપ્ટન સી પોતે વગર હથ્યારનો હોવાથી તેણે જોયું કે મારામારી કરવામાં કશો માલ ન હતો. કોઇપણ રીતે હવે જલદી બચાવ કરવાનીજ જરૂર હતી. તે ગાડાંમાંથી નીચે ઉતર્યો. આસ પાસ જોઇ તેણે તે વડા અમલદારનાં ખોભરામાં એક મુકી કકડાવીને મારી કે તે ધુળ ચાટતો થઇ ગયો. ત્યાંથી કુદી તે તેના ઘોડાપર બેસીને તે તેજ પ્રાણીને એડ મારી ચાર પગે દોડતું છોડી મુકયું. તે સીપાહો તો કુડ ચુસતા હતા. તેમના બંન્ને હાથો રોકાયલા હોવાથી તેઓ કશું કરી શકયા નહિ. આંખના પલકારામાં આ બનાવ બની ગયો. ત્રણ સ્વારો તે છતાં તેની પૂઠે પડયા પણ કેપ્ટન સીવાળું પ્રાણી તેજ હોવાથી તે ઝડપથી તેમની નજરથી ગુમ થઇ ગયો

કેપ્ટન એ ને પોતાની વદાલો બીજાને સોંપતાં મનમાં ખટકો થયા કરવાથી પોતે જાતે લઇ જવા તેણે ઠરાવ કર્યો. રાણીના ગુસ્સાની તેણે દરકાર કરી નહિ. તે સીધો મહેલમાંથી નીકળી તે મથકે આવ્યો પણ ત્યાં તેને ખબર મળી કે નક્કી કરેલા વખતની એક કલાક આગમજ કેપ્ટન સી ઉપડી ગયો હતો. હજી તેઓ બધા વિચાર કરતા હતા

તેટલાં કેપ્ટન સીએ આવી તે આફતજનક ખબર જણાવી. દરેકની નજર તે વેળા ત્યાં ઉભેલા કેપ્ટન બી તરફ ફરી.

' ઘોડેસ્વાર ! ' તેણે બરાડ પાડી. ' અલબત તેઓ આપણાથી માઇલો દૂર છે પણ હિંમત રાખો !......તૈયાર !...... જાનવરોની દરકાર ના કરતા ! '

તેઓ દિવાનાની પેઠે આગળ ધસ્યા. તે જાનવરો ફીણુ ફીણુ થઇ ગયાં. તે જાનવરો પણ જાણે આજે જીવ સટોસટનો મામલો હોય તેમ યાહોમ ધસતાં હતાં. એકેક પછી ગામડાંઓ પસાર થયાં પણ જ્યાં સુધી તેઓ લડગેટ ગયા નહિ ત્યાં તુલીક તેમને તે સીપાહોની ભાલ મળી નહિ. ગામડયાઓ દધાઇને તે યાહોમ ધસતા સ્વારોને જોતા હતા. ઘોડાઓ એવા તો થાકી ગયા હતા કે ટપ જમીનપર પડે, પણ તેની દરકાર કોઇને નહતી. ચાબુકના ચાલુ માર પડતા હતા ને તે બાપડા લોહીલુવાણ થઇ ગયા હતા.

બેનરના સીપાહોએ ઘોડેસ્વારોનાં પગલાં સાંભળ્યાં. લેડી એડીથના બચાવ માટે તેઓ આવતા હતા એવું માની તેઓએ પણ પોતાના ઘોડા પૂર જોરમાં હાંકયા. તેમનો વડો લેડી એડીથને પોતાની બાથમાં લઇને બેઠો હતો તે સ્વારોથી વધુ બોજાને લીધે પાછળ પડયો, ચોક્કસ હુકમ છૂટતાં તે સ્વારો જમણી બાજુએ ફર્યા અને ધસી આવતા ઘોડે સ્વારોને અટકાવવા માંગતાં હોય તેમ આગળ વધ્યાપણ ઘોડેસ્વારોનું મોટું ટોળું તેમના તરફ આવતું જોઇ તેઓ દુમ દબાવી ન્હાઠા અને પોતાના વડાની સાથે રહયા.

' લગાવ ... ઝડપ... લેડી એડીથને બચાવીશું ? કેપ્ટન બી ની બરાડ પડી.

સર ફ્રાન્સીસ જે હેમ્પટન કોર્ટથી આવ્યો હતો તેનો ઘોડો છેકજ નબળો પડી ગયો હતો, છતાં હંતો મજબુત ખીડી પુતળાંની પેઠે જડ થઇ તે એક માર્ગે જતો હતો.

ટાવર હવે દરેકને દેખાયો. આહ ! તેઓ નજદીક આવતા હતા. યા ખુદા ! ટાવરમાંના પેકગીરી ઉપરથી આ બધો બનાવ જોતા હતા. શું બને છે તે સમજી જતાં તેમણે ટાવરનો લોખંડી દરવાજો ઉપર ખેંચ્યો કે જેથી માર્ગ ભળે. ચાલીસ વારનો તફાવત રહ્યો હતો. એક વધુ કોશેશ ! યા માલીક ! ખરેજ તે ઉસ્કેરાટ ભરી પળ હતી. ઓનરના જાસુસો બેભાન હાલતમાં તે ઉઘાડે દરવાજે દાખલ થયા. લેડીએડીથ બાપડી તો અત્યાર આગમજની બેશુદ્ધ હતી. હવે જેવા કેપ્ટન બી, સર ફ્રાન્સીસને તેની ટોળી ત્યાં આવ્યા કે ભારે કડાકા સાથે તે દરવાજો નીચે પડયો.

'ડાબી બાજુ, એકદમ !' કેપ્ટન બીએ ફરી બરાડ પાડી.

તે હુકમ ખરેજ વખતસરનો હતો કેમકે તેમ ન થાતતો તે અતી ભારે દરવાજો તે ટોળીને કચડી નાંખતે. તેઓ હવે બીજી બાજુએ નીકળી ગયા.

'ઘોડો પકડ... ફ્રાન્સીસ...હુસ્યાર થા !' કેપ્ટન બીએ પોતાના મિત્રને ચક્કર ખાતો જોઇ આગળ જઇ તેને જાગ્રત કરતાં કહ્યું.

એક માઇલ સુધી તેઓ ચુપચુપ ગયા. તે પછી કેપ્ટન બીએ ફરમાવ્યું;

'આપણ છુટા પડી જાઉં. હું સર ફ્રાન્સીસ સાથે રહીશ.'

થોડેક દૂર જવા પછી અને કોઇ પુઠે ન હતું એવી ખાતરી થવા પછી કેપ્ટન બીએ ભારે બહોંશ કરી એક ધર્મશાળા આગળ સર ફ્રાન્સીસને ઉતાર્યો ને તેને જમાડયા પછી ઘોડાઓને પોતાની નજર આગળ માલીસ કરાવી.

'હવે શું કર્યે, મારા લોર્ડ ?'

'તું જરા આરામ લઇ તારા મામાજી, કાર્ડીનલ સાહેબ આગળ જા. તેઓ લેડી એડીથને છોડાવશે. રાણી પર તેમની સત્તા અસાધારણ છે. ખરું ખોટું તો ઇશ્વર જાણે પણ આખું ઇગ્લાંડ જાણે છે રાણી પોતાના આ સગાને ખરાં જીગરથી ચાહે છે. તે તેણીનો ભરથાર થનાર હતો પણ—'

'હું તેમની આગળ જાઉંછ.'

'હું પણ થોભીશ નહિ. આપણને મદદ કરે એવી રીતે મારે ઓનરને ગભરાવવો છે.'

આ વાત સર ફ્રાન્સીસનાં ભેજાંમાં ઉતરી નહિ. તે ડોકું ધુણાવતો બોલ્યો,

'મારા લોર્ડ, તારી ગમે તેવી કુનેહની હદ હોય છે.'

તે મિત્રો હવે છુટા પડયા.

લેમબેથ પેલેસમાં કાર્ડીનલ ડી લા પોલ પોતાના વાંચવાના ઓરડામાં એકલો બેઠો હતો. ઓરડાની રંગીન કાચની બારીઓ મંદ પ્રકાશ પાંથરી ત્યાંની ચુપકીદીમાં વધારો કરતી હતી. તેઓ એક સુંદર લખાન એકાગ્ર ચિત્તે વાંચતા હતા. કાર્ડીનલ જે ખુનામરકીને કાપાકાપી પસંદ ન કરતો હતો તથા જેના ધાર્મિક વિચારો ઓહળા હતા તે શખ્સ આવા ઉંચાં પદ માટે કેમ લાયક થયો હતો તેજ દરેકની અજાયબી હતી. તે મહાન પુજ્ય બાપ તરફજ પોતાની નજર રાખી તે ભલાં મનનો પાદરી કશી પણ ઘોંઘાટ કે ધરપચ કર્યા વગર દયાને માયાથી અજાયબી ઉત્તપન્ન કરતાં પરિણામો લાવતો હતો. આથી પણ તે ધણાઓને ઝેર સમાન હતો કે જેમનો માર્ગ બસ લોહી રેડવામાંજ આવી રહેલો હતો. માયાને મીઠાસ દુન્યામાં શું કરી શકે છે તે આ ભલા પાદરીના દ્રષ્ટાંત પરથી અચુક જણાતું હતું.

તે પોતાના ધર્મનાં સિધ્ધાંતોને ફરમાનો આંધળી શ્રધ્ધાથી તેમનાં ઉંડાણમાં ઉતરીને માનતો હતો. તે તે વાંચતો ને તે પર મનન કરતો હતો. અને વારંવાર એકાગ્ર ચિત્તે બારી તરફ જોતો હતો. એકાએક તેની શાંન્તતામાં ખલલ કરતાં ઘોડાંના પગલાં સંભળાયાં. તેમણે હસ્તે ચહેરે ચોપડી બાજુએ મુકી. આજે વધુ વંચાય તેમ ન હતું. "વળી એ ચેરો આવ્યો...ગમે

તેમ ધીડો દપટાવે છ...જુવાની એવીજ છે ” તેઓ પટપટયા. બીજી પળે સર ફ્રાન્સીસ ધૂળથી ખરડાયલો–લચ્ચડાયલો ભારે ઉસ્કેરાટમાં ત્યાં ધસી આવ્યો. કાર્ડીનલ તેને આ અસાધારણ હાલતમાં જોતાં ઘણા અજબ થયા.

“ભલે આવ્યો, મારા દીકરા” તેમણે ઉઠીને પોતાનો હાથ લંબાવનાં આવકાર આપ્યો.

સર ફ્રાન્સીસે નમન કરી ને પર ચુંબન કર્યું.

“દીકરા, શું તું માઠા સમાચાર લાવ્યોછ કે આ હાલતમાં અત્રે આવ્યો.”

‘હા, મુરબ્બીજી, મારી ખબર મહા બુરી છે. મને માફ કરો મામાજી. હું આજે જબરી મુસાફરી કરી આવ્યો છે. મારાં છીગરની રાણી, મારી અદરાવલી મહેરદાર લેડી એડીથ હાવર્ડ ને બોનરનો જાસુસો રાણીની ઉસ્કેરણીથી ટાવરમાં કેદ કરવા લઇ ગયા છે.’

‘મને બધું કહે, મારા દીકરા.’

‘મારા મુરબ્બીજી, હું તમને નહિ કહું તો કોને કહું ? હું તો તમારી મદદ લેવા આવ્યો છું પણ મને બીક લાગે છે કે રખે તેમ થતાં તમો પર રાણીની કતરાજી થાય.’

‘મને આ દુન્યાની બાલા મૈત્રિ પર જરાએ વિશ્વાસ નથી...લેડી એડીથ ટાવરમાં પડીજ... મારા ખુદા, તે કેમ બને ?’

‘તેણી પ્રોટેસ્ટંટ છે.’

‘નાસ્તીક !...ખુદાનો આશરો ! નાસ્તીક...આગળ ચલાવ !’

“પોતાના ધર્મ તરફ દૃઢ એતેકાદ ધરાવી તે મહાનબાપ તરફ નિખાલસ પ્રેમ રાખવા માટે હું તેના પર ફીદા છું.’

‘યા ખુદા! શું તેં આ દુન્યવી માયા માટે તારો આત્મા વેચ્યો છે! તેણીએ તને પણ વટલાવ્યો કે !’

‘નહિ, તેમ નથી. હું તો તેણીને મળતા આગમજ પ્રોટેસ્ટંટ હતો.’.

‘તું...તું બી નાસ્તીક છે ?’

‘તમોને દુખ થાય કરી મેં તમો મુરબ્બીજીને જણાવ્યું ન હતું.’

કાર્ડીનલે બોલવા ચાહ્યું પણ તેમનો અવાજ તેમનાં ગળામાંજ ગુંગળાઇ ગયો. તેમને અસહ્ય દુખ થતું હતું. તેઓ પોતાની ખુરસીમાં ફસડાઇ ગયા. તેમનો ચહેરો ઉજળો સપ થઇ ગયો અને તેમણે પોતાનાં મનનો ઉસ્કેરાટ દબાવવાની ફોકટમાં તજવીજ કરી.

“ફ્રાન્સીસ, આ ગમખ્વાર બાબત પર તું શાંત થશે ત્યારે આપણે વધુ વાત કરીશું. હું રાણીમાતાને મળીશ ને લેડી એડીથના આ ગુનાહ પર દયાની નજરે જોવા સમજાવીશ.’

‘ગુનાહ...શાનો ગુનાહ ?’ ફ્રાન્સીસ બરાડયો

‘અલબત સૌને પોતપોતાનાં અંતઃકરણની પ્રેરણા મુજબ ચાલવાનો દરેક હક છે.’ કાર્ડીનલે સમજાવ્યું. ‘હું મારું બનતું કરીશ પણ તારે મને વચન આપવું પડશે કે તું પ્રોટેસ્ટંટ છે એવું કોઇને તું જણાવશે નહિ.

‘હું તો અત્યાર આગમજતું જણાવી ચૂકો છું.’

‘કોને ?’

‘ફ્રાધર એનોકને.’

‘હું ખરેજ દીલગીર છું.’

‘તમો રાણીને ક્યારે મળશો.’

‘જેમ બને તેમ જલદી. દોડાદોડીની શું જરૂર છે !’

‘ખુદાને ખાતર મામાજી તમો આજના જાઓ. યા ખુદા ! તેણીની દયાજનક હાલતનો તો ખ્યાલ કરો !’ તે કરગર્યો.

'હું બનતું કરીશ. યાદ રાખજે કે હિંમતે મર્દા તો મદદે ખુદા છે. જા ! મારાપર ભરસો રાખ.'

સર ફ્રાન્સીસ મામાને હર્ષભેર ભેટયો ને તેમની ભલી દુવાઓ સાથે તે ઉછળતાં જીગરે બહાર પડયો. સારાં પરિણામની તેને હવે દરેક ખાતરી હતી.

તે કાર્ડીનલે બારી આગળ ઉભો રહી તેને જતાં જોયો.

'અફસોસ, કે મારૂં બચ્ચું વટક્યું છે ! આહ...પેડ્રો કેવો ફાંકડો છે ! ફર્સ્ટ ક્લાસ સ્વાર છે...ઓલરાઇટ ! હું એને ફરી પાછો સચ્ચાઇના માર્ગ તરફ ફેરવીશ !' અને વિચાર કરી તેમણે બીજે દીવસે વીંડસર જવા માટેની તૈયારી કરવાનો હુકમ કર્યો.

( સાંધન છે. ).

# રશિયન બળવાનો ભેદ

## ઐતિહાસીક વિષય.

લખનારઃ—રૂસતમજી પેસતનજી કરકરયા.

રશિયન બળવાના સંબંધમાં ઘણાઓ જેઓ ભણેલા ગણાય તેઓનાં મનમાં કાંઇક ગેરસમજુતી ઉભી થઇ હતી, તેઓ એમ ધારતા હતા કે હાલના બળવામાં જર્મનીનો હાથ સમાયલો છે અને મિત્ર રાજ્યોને તેથી મોટું નુકસાન પહોંચ્યું છે. પણ ખરી હકીકત તો તેથી ઉલટીજ છે. હાલના રશિયન બળવાથી તો જર્મન બાજીને મજબુત ફટકો પડયો છે અને લડાઇનું સેવટ મિત્ર રાજ્યોની તરફેણમાં લાવવાની મોટી સગવડ એથી થઇ છે. લોકોમાં પણ સાધારણ રીતે એવો ખોટો વિચાર ફેલાયો છે કે રશિયન બળવાથી આ લડાઇમાં જર્મનીએ પોતાના દુશ્મનોને મોટો ફટકો માર્યો છે; પણ જેઓ ઇતિહાસથી વાકેફ છે તેઓ આવી ભુલ કરે નહિ. જર્મનીની રાજનીતિ પુષ્કલ વખત થયા એવે ધોરણે ચલાવવામાં આવી છે કે રશિયાના ઝારનાં આપખુદ રાજ્યને બનતાં સુધી આવી રીતે ટકાવી રાખી તેને ટેકો આપી પોતાનું કામ કાઢી લેવું. દોઢ સદી ઉપર ફ્રેડરીક ધી ગ્રેટ અને તેની પછીના બીજા પ્રશીયન અને જર્મન રાજકર્ત્તાઓ એજ રાજનીતિ ધારણ કરતા આવ્યા છે. તેઓ આ આપખુદ રાજ્યને ટેકો આપવા ખંતી શામાટે હતા તેનું કારણ જાણવા માટે રશિયાની આગલી હાલત તરફ નજર કરવી જોઇએ છે. બે સદી અગાઉ રશિયન રાજ કારોબાર એશિયાટિક ધોરણ ઉપર ચાલતો હતો, પણ જ્યારે પીટર ધી ગ્રેટના અમલમાં તેને યુરોપીઅન ઢબ ઉપર મેલવામાં આવ્યો ત્યારે પશ્ચિમનો સુધારો વધારો એ રાજકર્ત્તાને પોતાની પ્રજામાં દાખલ કરવાની જરૂર જણાઇ તેમજ ઉલટ પેદા થઇ તેવા સુધારાવધારાના નમુના તરીકે જર્મનીને પસંદ કરવામાં આવ્યું હતું. એ વખતથી એ બે દેશો એકમેક સાથ નીકટ સંબંધમાં આવવાનું શરૂ થયું. રશિયામાં આપખુદ કારોબાર ટકાવી રાખવામાંજ જર્મનીને પોતાનો લાભ છે એવું માનવામાં આવતું હતું. કેમકે જર્મની પોતે એક આપખુદ રાજ્ય હતું. પીટર ધી ગ્રેટ પોતાની પ્રજા જે એશિયાટિક જેવી હતી તેને સુધારવા જર્મનીનો અને પ્રુશિયાનો હાથ ધરવા ઇચ્છતો હતો અને તેથી પોતા પછી આવનારાઓને ફરમાવી ગયો કે પ્રુશ્યન રાજ્યની પનાહ પકડવી અને પ્રજાના સુધારાવધારા માટે જર્મન રાજાઓની સલાહ લેવી. પ્રુસ્યાના રાજાઓની પ્રજા સંખ્યામાં ઘણી

---

* આ વિષયને લગતું જાહેર ભાષણ પારસી લેખક મંડળ તરફથી જાણીતા વિદ્વાન સ્કૉલર મી. રૂ. પે કરકરયા એ તા. ૨૬–૪–૧૭ ને દીને મુંબઇ ખાતે આપ્યું હતું. આ મહત્વનો વિષય ખાસ સુધારા વધારા સાથે અત્રે પ્રગટ થયો છે, અને તે માટે આ જાણીતા ને માનિતા વિદ્વાનના મોટા આભારી થયા છે. ઐતિહાસિક બાબતોમાં મી. કરકરયા સત્તાસમાન લેખાય છે.

અધિપતિ.

નાની છે, પણ રશિયા વિશાળ અને તેની વસ્તી પણ બહુ મોટી છે. જર્મન રાજાઓએ જોયું કે રશિયન પ્રજા અક્કલમાં તેઓની પ્રજા કરતાં મંદ છે તેથી તેના અમીરઉમરાવ અને રાજકર્ત્તા કુટુંબને પોતાના હાથમાં લેવાની તજવીજ કરી રશિયાને પોતાની પાછળ ચાલતું રાખ્યું હતું. પીટર ધી ગ્રેટે જર્મન સુધારાને પોતાની પ્રજામાં સામેલ કરવા પોતાની પછી આવતા રાજકર્ત્તાઓને એવી સલાહ આપી હતી કે બનતાં સુધી જર્મન રાજકુટુંબમાંજ પરણવું. ઉમરાવો ને પણ તેવીજ સલાહ આપી હતી જેથી જર્મન સુધારાવધારા દાખલ થાય. પીટરની એ ઇચ્છા ઘણે દરજ્જે પાર પડી. જો કે કેટલાક રશિયનો પોતાનું સાહિત્ય કરવાને પ્રેરાયા છે તો પણ આગળ તે સાહિત્ય નામ કહાડે તેવું નહિ હતું. જર્મની અને પ્રશિયાએ પોતાનો વગ રશિયા ઉપર બેસાડવા માટે જર્મન અમલદારો અને બીજાઓને પુરા પાડતા ગયા તેથી રશિયામાં જર્મન તત્ત્વ ઘણું આમેજ છે. આને લીધે રશિયનો જર્મન સાહિત્ય અને સુધારા વધારા તરફ ઘણા દેરેલા હતા. જર્મન અમલદારોએ રશિયન લશ્કરને સુધાર્યું વધાર્યું હતું. અને એ રીતે ઘણી બાબતમાં જર્મનોએ પોતાનો પગપેસારો રશિયામાં વધારી દીધો હતો. રશિયાના મુલકનાં આર્થિક સાધનો જર્મનીએ પોતાનાં હોય તેમ વાપર્યાં હતાં અને હજી પણ વાપરે છે. તેની ખાણો અને તરેહવાર ધાતુ જર્મનીએ પુષ્કળ પોતાને હાથ કીધાં હતાં તેથી રશિયન રાજઅમલ હાલનોજ ટકાવી રાખવામાં જર્મનીનો મોટો લાભજ હતો.

હાલના અમલને ટકાવવાનું બીજું કારણ એ હતું કે હાલનો અમલ આપખુદ હતો એટલે ઝાર જે કહે તેજ મુજબ થાય સઘળી બાબતમાં એક માણસનું રાજ અને મરજી હતી અને તેમ એ સદી સુધી ચાલ્યું હતું. જર્મની અને પ્રશિયાનાં રાજ્ય પણ તેવાંજ ધોરણે પચાસ વરસ ઉપર ચાલતાં હતું. તે પછી પ્રજાને રાજકારોબારમાં કાંઈક ભાગ આપી પારલામેંટ જેવું કીધું ખરું પણ તે ઘણું નહી. તેમાં પણ કૅયસર જે કરે તે ખરું. હાલની લડાઈ ઉભી કરનાર કૅયસર છે તે જગ જાહેર છે. કયસરે પોતાની પ્રજાને એવી રીતે કેળવીને ચલાવી હતી કે પોતાનો લોભ તેનામાં પણ ઉતાર્યો હતો. પણ જો કયસરનો વિચાર સુલેહ સંપથી ચાલવાનો હતે તો તે તેમ કરી શકતે. પોતાના જેવો આપખુદ અમલ ઝારના રાજ્યમાં પણ ચાલે તો તે જોવા કયસર કુદરતી રીતે ઇચ્છતો હતો. પોતાના પાડોશીનું રાજ્ય પોતાના જેવુંજ આપખુદ કાયમ રહે તો પોતાની પ્રજામાં તેથી ખડબડાટ ચાલે નહિ; જો પાડોશના રાજ્યમાં પ્રજાકિય બંધારણ હોય તો તેવોજ અમલ પોતાની પ્રજા માગે એવો ભય તેને કુદરતી રીતે રહે તેથી કયસરનો પક્કો ઠરાવ હતો કે ઝારના રાજ્ય અમલને ટકાવી રાખવો. બાર વર્ષ પર રસો-જેપાનીઝ લડાઇ વેળા રશ્યન પ્રજામાં હાલના જેવો ખળભળાટ થયો હતો. પ્રજા તે વેળા જોવા લાગી કે આટલું આપણું બળ ને દ્રવ્ય છતાં તેના ઉપર જેપાને જીત મેળવી તે આપખુદ અમલની નબળાઇનેજ લીધે હતું. તે વેળા મોટા રાજદ્વારીઓએ તેને સમજાવી લીધી વતી. તે વેળા બંળવો નહિ પણ નાની ઉઠલપાથલ થઇ હતી. તે વેળા ઝારે જોયું કે પ્રજાને રાજી રાખવા કાંઇ કરવું જોઇએ. ઝારના માતા જેવણનું તે વખતે રાજમાં ચલણ બહુ હતું તેવણે એ સુધારો કરવા મારે મરજી દેખાડી અને તેનાં પરિણામે, પહેલી ડુમા ૧૯૦૬ માં મળી. હાલનો ઝાર દરેક રીતે સારી અક્કલ, હુશારી અને ઉમદા વચારો ધરાવે છે, પણ તેનાથી કાંઇ પણ ભલુ કામ થઇ શક્યું નથી. તે પોતે પણ જાણે છે ને પોતાના મિત્રોપર કાગળોમાં જણાવ્યું હતું કે મારાથી કાંઇ ભલું કામ થઇ શકતું નથી. ડુમા બોલાવવામાં આવી પણ કાંઇ વળ્યું નહિ. તે નબળાં મનનો હોવાથી

આજુબાજુનું મંડળ તેને જેમ દોરવે તેમ તે દોરવાતો હતો. તે મંડળ ડુમાથી ગભરાવવા લાગ્યું અને પોતાની આપ ખુદ સત્તા જતી રહેવાના ભયમાં પડયું. તેને રશિયન પારલામેંટને એવી તદબીરથી નબળી બનાવી નાંખી કે પ્રજાનું કાંઇ વળ્યું નહી. પ્રજામાં વધું ખળભળાટ ઉઠતાં બીજી ડુમા ૧૯૦૭ માં બોલાવવાનો ઠંડેરો નીકળ્યો. થોડુકમાં તે પણ બંધ પડી. ત્યાર પછી ત્રીજી ડુમા બોલાવવામાં આવી તે પણ ૧૯૧૨ માં આપખુદી તોડવાને નિષ્ફળ નીવડી. ઝારે જોયું કે હું ગમે તેનું બહુ પ્રજાનું કરવા માગું છું પણ તેને તે લાયક નથી તેથી તેણે પોતાનો આગલો આપખુદ અમલ ચાલુ રાખવા માંડયો, તેટલાં હાલની લડાઇ શુરૂ થઇ તેમાં પ્રજા પોતાના વાંધા બાજુએ રાખી વફાદારીથી તે લડાઇમાં જોડાઇ.

આપણે લડાઇની શરૂઆતમાં રશિયા ઉપર ઘણી આશા રાખી હતી. રશિયાનું લશ્કર એટલું મજબુત અને એટલું બહોળું હતું કે તે આપણી આશા પાર પડતે પણ જર્મનીએ પોતાનો રશિયા માંહેલો બહોળો લાગવગ વાપરી તેને નબળું પાડી નાખવાની ફતેહમંદ તજવીજ કીધી. લડાઇની શરૂઆતમાં પણ રશિયા તેમાં નહિ ઉતરે તે માટે જર્મનીએ હરકતો નાંખી હતી. જર્મનીએ આગળ પણ ઓસ્ત્રીઆને ઉશ્કેરી તેની પાસે બોસનીઆ અને હરત્સેગોવિનાના પ્રાંતો રશિયાની મરજી વિરૂધ્ધ જોડી નંખાવ્યા ત્યારે તેણે પૂર વકી રાખી હતી કે રશિયા લડાઇમાં ઉતરશે નહિ. ૧૯૦૮ માં રશિયાએ ઘણા વાંધા ઉઠાડયા પણ તેનું કાંઇ ચાલ્યું નહિ. આ વેળાએ પણ ૧૯૧૪ માં જ્યારે સરબ્યાનો સવાલ ઉભો થયો ત્યારે ઓસ્ત્રીઆને ઉશ્કેરી તેની પાસે આ લડાઇ જગાડી ત્યારે પણ જર્મનીની લગભગ ખાતરી હતી કે રશિયા પોતા સામે લડાઇમાં ઉતરશે નહિ. તેમ બનને પણ ફ્રાન્સ અને ઇંગ્લાંડે તેને સારી સલાહ આપી લડાઇમાં ઉતરવાની જરૂર દેખાડી અને તે લડાઇમાં ઉતર્યું એટલે જર્મનીની વૃત્તિ વિરૂધ્ધ તેને ફટકો પડયો એ ફટકાનો ઝટકો નરમ કરવા તેણે સઘળા ઉપાયો લીધા. પોતાના રશિયા માંહેના જાસુસો મારફતે રશિયન લશ્કર આ લડાઇમાં કાંઇ ઝાઝું કરવાંને શક્તિવાન નહિ થાય તે માટે ઉપાયો લીધા. તેનાં પરિણામમાં તેનાં દારૂગોળાનાં કારખાનાઓ ઉડાડી નંખાવ્યાં. શરૂઆતમાં લડાયક અસબાબ બનાવવાના મુખ્ય કારખાનાઓમાં આગ લગાડી તેમાંનો તમામ અસબાબ પુરો કરાવ્યો. એપ્રીલ ૧૯૧૫ માં રશિયન લશ્કર ઓસ્ત્રીઆ સામે આગળ વધ્યું, પણ લડાયક અસબાબની થોડાજ વખતમા ખૂટ માલુમ પડી અને જુન જુલાઇમાં તે કારણે રશિયા ઉપર આગળ વધવામા અટકાવ પડયો. વળી લશ્કરના જોખમદાર વડાઓને જર્મનોએ લાંચ રૂશવતથી પોતાના હાથમાં લીધા અને લડાઇનું કામ ધીમું કરાવ્યું. રશિયાના લડાઇ ખાતાનો પ્રધાન મો૦ સુખમલી નોકજ બેવફા નીવડયો અને તે પાછળથી માલુમ પડયું હતું. એ લડાઇ ખાતાંનો પ્રધાન જર્મનીનાં હાથમાં હતો એટલે લશ્કર શું કરી શકે ? એજ રીતે બીજા ઘણા મોટા પ્રધાનો તેમજ લશ્કરી સરદારો જર્મનીના હાથમાં રમતા હતા; તેથી લડાઇ મજબુત રીતે આગળ ચલાવી તેને જલદી પુરી થવાની આશા રખાતી હતી તે ભંગ થઇ. એ લડાઇ ખાતાંના કાવત્રાંખોર અને દગાબાજ પ્રધાનની તપાસ ચાલશે તેમાં ઘણી જાણવાજોગ બીનાઓ બાહેર પડશે અને તે ઉપરથી આપણને ઘણી હાલ ભેદમાં રહેલી વિગતો માલુમ પડશે. પ્રજા એ સઘળી બાબતથી અજાણ રહી ન હતી કે તેના મોટા અમલદારો લડવા માટે લશ્કરના માર્ગમાં તરેહવાર અગવડો નાખતા હતા. લગભગ અઢી ત્રણ વરસ સુધી એમ ચાલ્યા કીધું. બાહેરથી તો બધું ઠીક ચાલ્યું. કેટલાક મોટા પ્રધાનો અને લશ્કરી અમલદારો ખોટી દોડધામ કરતા અને આગળ રહીને રૂમાન્યાનો નાશ જર્મની પાસ કરાવવાનો મોટો શક તેઓ ઉપર છે.

છેલ્લે જ્યારે ઝારના જોખમદાર સલાહકારો અને પ્રધાનો એ પાક સંતોષકારક ઉતર્યા છતાં

અનાજને સંતાડી રાખી ખોરાકીના ભાવો બહુ ઉંચે ચઢાવી નહીં દુકાલનો દુકાલ રશિયામાં પાડવાની તજવીજ એવી મકસદથી કરી કે પ્રજા લડાઇ બંધ પાડી જર્મની સાથ જલદીથી સુલેહ કરવો સારૂં તલબગાર બને ત્યારે રશિયન પ્રજાની ધિરજની હદ આવી. અને તેણે આપખુદ અને પોતાના દેશનાં ભલાં વિરૂદ્ધના અમલનો નાશ કરયો.

પ્રજા ઝારને તો ખોદા તરીકે માનતી અને જોકે હાલના ઝારનો અમલ બંધ પાડયો છે તો પણ હવે પછી મજબુત બંધનો અને અંકોશ રાખી તેનો અમલ પાછો ચાલુ કરવામાં આવે એ બનવા જોગ છે. એમ લાગે છે કે મજબુત બંધનો કરી એજ ઝારને અથવા તેના કુટુંબના શાહજાદાને કોઇ પાછો બેસાડવામાં આવશે. ઝાર તરફ રશિયન પ્રજા જે ભક્તિભાવ ધરાવે છે તે ધાર્મિક લાગણી સાથ નિકટ સંબંધથી જોડાયલો છે. જો ઝાર નીકોલોસ હજી પણ છેલ્લી ઘડીએ સમજ્યો હતે અને રાજબંધારણ કીધું હતે તો હાલની સ્થિતીએ પહોંચતે નહિ; જ્યારે તેણે બધો મામલો પોતાની વિરૂદ્ધ ગયલો જોયો ત્યારે પોતેજ રાજગાદી છોડી ગયો છે અને પોતાના નાના ભાઇ ગ્રાંડ ડયુક માઇકલને રાજ ગાદી મળે એવી ઇચ્છા દેખાડી છે. એ ઉપર ધીરેથી વિચાર ચલાવવામાં આવશે. ઘણું ખરૂં પ્રજાસતાક રાજ્ય જેવું હાલ રશિયામાં થશે નહી. જો રાજબંધારણ વાળી (constitutional) સરકાર થાય તો હું ધારૂં છું કે રોમાનાફ રાજકુટુંબમાંથીજ કોઇ શાહજાદાને તેના વડા તરીકે પસંદ કરવામાં આવશે. એ કુટુંબના રાજકર્તાઓમાં કાંઇ નહિ ને કાંઇ ગંભીર ખામી તમે જોશો. હાલના ઝારની મુખ્ય ખામી એ છે કે તે બહુ નબળાં મનનો અને મરજી વાળો છે. તેનું મન હમેશ ડગુમગુ રહેતું હતું. તેનો બાપ તેનાથી ઉલટીજ કિસમનો હતો, પણ પરિણામ લગભગ એક સરખાં જોશો. જોકે ત્રીજા એલેગઝાંડરના વખતનામોટા બખેડા જાગવા પામ્યા ન હતા તો પણ બેદીલી તો પસરી રહીજ હતી. જેપાન સાથની લડાઇએ નીકોલસને અચ્છી તક આપી હતી અને તેનો લાભ જો લીધો હતે તો આજે તે આવે દેજે પુગતે નહિ અને આજે સુધારો ત્યારો ઘણો થતે તેમજ હાલની લડાઇનો અંત પણ એકાદ વર્ષમાં લાવી શકાતે. આ બીજી લડાઇમાં પણ તેને તક મળી હતી પણ તેનો તેણે કાંઇ ઉપયોગ કરયો નહિ તેથી પ્રજા નિરાશ થઇ તેના આપ ખુદ અમલનો અંત લાવવાના ઠરાવપર આવીને આ બળવા જેવું સખત પગલું ભર્યું. કદાચ તેનો પિત્રાઈ ગ્રાંડ ડયુક નીકોલાસ રાજ્યબંધારણના સઘળા કાનુનો સાથે રાજગાદી સ્વીકારી શકે. બીજા બે ત્રણ કુટુંબીઓ છે કે જેને ગાદી આપી શકાય પણ તે ભવિષ્યની વાત છે અને તે ત્રણ ચાર માસમાં માલુમ પડી જશે.

લોકોમાં એવો ખ્યાલ હતો કે જર્મનીએ આ બળવો કરાવ્યો તે ખોટો ખ્યાલ દુર થવો જોઇએ. સામું આ બળવા પછી જર્મન રાજદ્વારીઓ એટલા ગભરાયા કે જર્મનીના વડા પ્રધાને તરતજ પોતાની રાજસભામાં જાહેર કર્યું કે આપણી પ્રજાને પણ હકો આપવા જોઇએ. તે હકો કેમ અને કેટલી હદ સુધી આપવા તે બાબત રાજદ્વારીઓમાં ઘણો ગભરાટ પેદા થયો છે એમાં શક નથી. પડોશની રશિયાની પ્રજા પછી પોતાની પ્રજા પણ સળગી ઉઠશે તેનો તેમને કુદરતી રીતે ભારે ભય લાગ્યો છે. પોતાના પશ્ચીમ તરફના પાડોશી ફ્રાંસની પ્રજામાં આગલ થયલા એવા બળવાઓથી જર્મન પ્રજામાં ભારે અસર થવા પામી હતી. ફ્રાનસ જ્યારે પ્રજાસતાક રાજ્ય થયું અને ૧૭૮૯ પછી જે બંડો ત્યાં થયાં તે વેળા જર્મન પ્રજાને સુઝ પડયું કે આપણે પણ પ્રજા તરીકે એકત્ર થઇ જવું જોઇએ પણ જર્મન પ્રજાની બુદ્ધિ પ્રજાકિય રાજ્ય ચલાવવાની ઝાઝી ન હતી. ૧૮૧૫ ની સુલેહ પછી જર્મનીના રાજાઓ પાછા પોતાની અસલ આપખુદ સતા હાથ કરવા લાગ્યા.

૧૮૩૦ માં જ્યારે ફ્રાંસમાં બીજો બળવો થયો ત્યારે જર્મનીમાં ફરી ચળવળ થઇ અને ૧૮૪૮ માં જ્યારે ત્રીજો બળવો થયો ત્યારે વિશેષ ધુજારો જર્મનીમાં થયો અને જો પ્રજાને કોઇ મજબુત મનના રાહબર મળ્યા હોતતો પરિણામ જૂદું આવ્યું હતે. ૧૮૭૦ માં જ્યારે ફ્રાનસમાં પાછો બળવો થયો ત્યારે પણ જર્મન પ્રજાને થોડાક હકો મળ્યા હતા. તે પછી રાજદ્વારી ફેરફારો ઘણા થવા લાગ્યા. હાલની લડાઇના કેટલાક બનાવો ચેતવણી આપે છે કે કયસર ની આપખુદ સત્તા ઉપર લડાઇના પરિણામમાં મોટો અંકોશ મુકાશે અને જો આગમજથી સમજી જઇને કયસરની સુધ ઠેકાણે નહી આવશે તો તેની ગાદી જશે એમ લાગે છે.

રૂમાન્યાને રશિયાએ મદદ આપવામાં કાંઇ-પણ બહાને ઢીલ કરવા કીધી તેથી રશિયન પ્રજા ઘણી ઉશ્કેરાઇ તો પણ બળવો કીધો નહી. પણ ચાલુ સાલની શરૂઆતમાં જર્મનીએ બીજી બાજી રચી રશિયા પાસ છુટી સુલેહ કરાવવાની કોશેશ કરી, જેવી લડાઇ દરમ્યાન વારંવાર કરવામાં આવી હતી. પણ ગયા જાન્યુઆરીમાં તે ઘણી મજબુત રીતે કયસર તરફથી થઇ હતી. ઝાર નબળા મનનો હોવાથી રશીઅનની દરબાર મારફતે તેના પર વગ ચલાવવામાં આવ્યો અને ઝારની બાનુ તેમાં જોડાઇ એટલે ઝાર ઉપર ઘણુ મજબુત દબાણ થવા લાગ્યુ. ત્રણ ચાર વર્ષ સુધી ઝારીનાનું ચલણ રશિયન દરબારમાં ઝાઝુ હતું. પ્રથમમાં ઝારની માતાનું સઘળુ ચલણ ત્યાં હતું, પણ પાછળથી દુર થઇ તેની મોહરદાર ઝારીનાનો લાગવગ વધવા પામ્યો તેનાં પરિણામે ગયા જાન્યુઆરીમાં જર્મનીએ જે કોશેશ કીધી તેમાં ગ્રેન્ડશાહજાદાઓને પણ સામેલ કીધી અને મામલો એટલે હદ સુધી ગયો કે વખત હતે તો રશિયા છુટી સુલેહ કરવાની ખબર આપણે સાંભળત. પણ તેટલામાં રશિયન પ્રજાના આગેવાનોએ વખતસર ચેતી લશ્કરને પોતાની તરફેણમાં લઇ બળવો કરી તેનો અટકાવ કીધો. રશિયન પ્રજા જર્મનીની સામે ઘણો અભાવ ધરાવે છે, જોકે તેના રાજકર્ત્તાઓ આપણે જોયું તેમ તેની તરફ અસલથીજ ઢળેલા છે. જ્યારે ઇંગ્લાંડ અને ફ્રાન્સને રશિયાની જૂદી સુલેહ કરવાની ધારણાની ખબર પડી ત્યારે લોર્ડ મીલનરમાં વડપણ હેઠળ એક મીશન મોકલ્યું. છેક ગયા ફેબ્રુઆરીમાં તે મીશને એવો મામલો અનુભવ્યો કે રશિયામાં કાંઇ જબરી રાજદ્વારી ઉથલપાથલ થવી જોઇએ. તા. ૧૫ મી માર્ચે રશિયન બળવાની ખબર મળી ત્યારે હું કાંઇ અજબ થયો નહિ, કેમકે તેની દોઢમાસ આગમજ કાંઇ અછડતી ખબર લંડન ટાઇમ્સમાં આડકતરી રીતે પ્રગટ થઇ હતી અને તે ઉપરથી મેં ધાર્યું હતું કે રશિયામાં કાંઇ નવું જુનું થવું જોઇએ. વળી તે અરસામાં રશિયાનો ઝાર અવારનવાર મોટા પ્રધાનોને કહાડતો ગયો પણ તેનો ભેદ આપણને તે વેળા માલુમ પડતો હતો નહી, પણ ઝાર ડુમાને રાજી રાખવા ઘણો આતુર હતો અને જ્યારે પાંચ માસ પર ડુમાને તહકુબ કીધી ત્યાર લાગતું હતુ કે હવે મામલો ગંભીર બનતો જતો હતો. આ બળવાની જે મોટી અસર થઇ તે યુનાઇટેડ સ્ટેટસ ઉપર થઇ છે અને તેથી ત્યાં અતિશય ખુશાલી ફેલાઇ હતી. હવે આ ફેરફારથી રશિયા પોતનું સઘળું બળ વાપરશે અને તેના પરિણામમાં સુલેહ જલદી થશે એમ વાજબી રીતે માની પ્રેસીડંટ વીલસને કાંગ્રેસને બોલાવી લડાઇ જાહેર કીધી હતી. આ રશિયન બળવાની અસર મિત્ર રાજ્યો જેવી માંગે છે તેવી સુલેહ જલદીથી થવામાં આવે એમ મજબુતીથી માનવાનું કારણ છે. બ્રિટીશો અને ફ્રેન્ચો પશ્ચિમની રણભૂમિ ઉપર જર્મનો સામે ભારે ધુજારો લઇ ગયા છે અને આગળ વધતા જાય છે અને મેસોપોટેમ્યામાં પણ આપણી મોટી ફતેહ થઇ છે. અમેરિકા લડાઇમાં ઉતરી મદદ આપનાર થયું છે તેથી ૧૯૧૭ નું સાલ શુભ શુકનવંતુ ગણાતું જોઇએ. અને એ સાલમાં જર્મન શત્રુ ઉપર સંપૂર્ણ ફતેહ મેળવવામાં આવશે એમ આપણે હવે સલામતીની સાથે માનીશું.

# સારી તંદરોસ્તીમાં રહેવાની કળા.

લેખક—એ. પી. માદન.

આ દલગીરીની પણ ખરી બીના છે કે જીંદગી નીભાવવાને લગતી સૌથી સરસ રીતો માટે લોકો મોટે ભાગે અંજ્ઞાન રહેલા હોય છે એટલું જ નહી પરંતુ "કેવી રીતે રહેવું" તે જાણવા માટે પણ તેઓ જીજ્ઞાસા ધરાવતા હોતા નથી. આ વાતની સમજ ત્યારેજ પડે છે કે જ્યારે મરદો અને ઓરતો ત્રીસ અથવા ચાલીસ વર્ષની ઉમરે પુગે છે કે જે વેળા તેઓએ કુદરતના અચળ કાયદાઓના ઉલંઘન કરવાથી યા તે માટે બેદરકાર રહેવાથી ઉપજેલા પરિણામ તરીકે દરદનો પાયો તેમના શરીરમાં ઘર કરી બેઠો હોય છે.

### કેળવણી સાથેની તંદુરસ્તીનું જ્ઞાન મળવું જોઇએ.

પણ કોઇબી માણસને તંદરોસ્તીને લગતા કાયદાઓ જાણવા માટે એટલો લાંબો વખત થોભવાની કશી ફરજ કે કારણ નથી. તેણે જ્યાર થી એ. બી. સી. અથવા બારાખડી શીખવા માંડી ત્યારથીજ અથવા તેની સાથે સાથેજ તનદરોસ્તીને લગતું જ્ઞાન પણ લેવા શરૂ કરવું હતું. એક પ્રજા માટે જેટલું સંસ્કૃત યા અંગ્રેજી લાટીન ભાષા જાણવાનું અગત્યનું છે, તે કરતાં માણસે કેવી રીતે રહેવું એ વધું અગત્યનું છે કારણ કે માણસ પાસે જ્ઞાન હોય, માલમતા હોય ટુંકમાં દુનિયાની બધી ચીજો હોય, છતાં તંદરોસ્તી ન હોય તો તેને ખરૂ સુખ ક્યાંથી મળે! બલકે જીંદગી નકામી થઇ પડે.

### કુદરત પોતાનાં કાયદા તોડનારને માફ કરતી નથી.

કુદરત પોતાના કાયદાઓ માણસને લાંબો વખત તોડવા દેછે, પરંતુ તેનો બંગ અથવા બદલો મરદો અથવા ઓરતોની ટુંક ઉમરમાં જીંદગીની દોરી કાપી પુરેપુરો લે છે. કુદરત કદીપણ માફ કરતી નથી પછી તેના કાયદા જાણી જોઇને યા અંજાણપણે તોડેલા હોય, પણ વાજબી અને અને ગેરવાજબી માણસોને સરખી રીતે ખમવુ પડે છે ત્યારે તંદરસ્તી જેવી સૌથી અગત્યની બાબદ માટે માણસ જાત એટલું થોડું ધ્યાન આપે તે માણસના બીજા કારોબારોમાં વારંવાર થતા અવિચારીપણાઓ માંહેલુ એક છે.

### ખોરાક વિષે સામાન્ય અજ્ઞાનતા.

ખોરાકને લગતા મૂળ કાયદાઓ જો કે સેંકડો વરસો થયા જણાયેલા છે છતાં તે કાયદાઓને વહેવારમાં મુકવાની બીના તપાસ્યે તો જાણે લોકો તે માટે અંધારામાંજ હોય એવું દીસે છે નહીતો દરદ જેવું હોતેજ નહી. અને સરાસરી માણસની જીંદગી હાલમાં રહે છે યા નીભે છે તે કરતાં વધુ લાંબી ટકી શકતે. માત્ર ચીજો વિષે જાણવું તેમાં કાંઇ સાર નથી, પણ તે પ્રમાણે કરવું અથવા તેમને અમલમાં મુકવી એ વધુ અગત્યનું છે.

વાંચનારે દુન્યા તરફ કદીપણ નજર ફેરવી હોય અને તેમાં રહેલા લાખો આંધળાઓ, પાંગળાઓ, અને દરદીઓ નિહાળ્યા હોય તો પાર વિના હેરાન થતી મનુષ્ય જાતી માટે તેને દુઃખ ઉપજ્યા વિના રહ્યુંજ હશે અને ને જો તેણે એ બાબદ ઉંડાણથી વિચાર કર્યો હશે તો તેણે જરૂર અજાયબી લાગતી હશે કે દુન્યામાં આટલું બધું દુઃખ શા માટે આવતું હશે? એનો જવાબ એકજ છે, અને તે એકે બધાં દરદો અથવા મોટે ભાગે દરદોનું કારણ તે કુદરતના નિર્માણ કરેલા ચોક્કસ

કાયદાઓનું ઉલંઘનજ જણાશે—આપણે ખાઇએ પીએ છે તેથી તનદરોસ્તી મળે છે યા તો દુઃખદરદ આવે છે. ગમે તેમ તમો સમજાવો પણ આજ રસ્તો અથવા આજ કારણ છે કે જેથી માણસનાં શરીરમાં દરદ પેદા થાય છે.

જ્યારે માણસ આ વાત યાદ રાખે કે એક સાધારણ રીતે તંદરોસ્ત માબાપને ત્યાં એક બાળક જન્મ પામે તેનો જન્મથી તે પાછો જાય યાને તેનું મરણ આવે ત્યાંસુધી તેને એકબી દીવસ કોઇબી સીકનેસ કે દરદથી હેરાન થવાની કશી ગરજ નથી ત્યારેજ સામન્ય રીતે લોકોને સમજાશે કે તન્દરોસ્તીએ પ્રજાને લગતી અગત્યની બીના છે, કે જે માટે, એક દેશના ધારાશાસ્ત્રીયો જેમ પ્રજાને કેળવવા માટે ધારા બાંધે છે તેમ સામન્ય પ્રજાની તન્દરોસ્તી કેમ વધવા પામે તેને લગતા પ્રજાકિયે તન્દરોસ્તી સાચવવાના કાયદાઓ બાંધવાને પોતાનું તન-મન અપણ કરશે.

**ખોરાકને લગતો પહેલો અગત્યનો સવાલ.**

આ બાબદ, ખોરાક અથવા ખાવાની કળા વિષે સોથી બાગળ વધેલું નાન આપવા માટેજ લખાય છે અહીં કોઇ એકજ જાતની "થીઅરી" હાથમાં લેવાઈ નથી પરંતુ એકથી વધુ અપાશે. ખોરાકનો સવાલ એટલો તો બ્હોળો છે કે તેમાં જાતજાતનાં વિચારો અને મતો અપાયાં છે—સાયન્સની નજરે જોતાં માણસાઇ શરીરને પોષ્ણ આપવા માટે અમુક પ્રમાણમાં જૂદાં જૂદાં તત્વોની ગરજ છે. જેવા કે 'કારબન'—'આક્ષીજન'—'નાઇટ્રોજન'—'હાઇડ્રોજન'—વગેરે, પછી તે તત્વોનાં મૂળ જાનવરમાં હોય કે વનસ્પતિમાંથી હોય—પરંતુ આ બાબદનો વિચાર કરવા માટે, આ એકલીજ બીના પુરતી નથી. આ લખાણમાં ખોરાકની સવાલની જુદી જુદી બાજુઓ અપક્ષપાતપણે મુકવામાં આવશે, એટલે વાંચનાર પોતે પોતાનો અભિપ્રાય અથવા ખ્યાલ ખેંચી કાઢશે. માણસને પોતાનો અનુભવ શીખાડે કે ફલાણો ખોરાક મારે માટે સૌથી ઉત્તમ છે, તે ખોરાક પસંદ કરવાનું તેને માટે સહેલ છે.—ધંધો, આસપાસનાં જોગો ઉમર, જાતા-સ્વભાવ, હવા પાણી અને બીજી હાલતો માટે ખોરાકના કાયદા તેને અનુસરતા હોવા જોઇએ—છતાં આટલું તો નક્કી કહી શકાય કે, ચોક્કસ એવા સઉથી વધુ અગત્યનાં કાયદાઓ છે કે જેનાથી ઉલટું જવાઇ શકાય નહી, અને જેમ બીજા કુદરતનાં યા જૂની પ્રજાઓનાં કાયદાઓ અચળ અને નહી ફેરવાય તેવા છે તેમ ખોરાકને લગતી રીતીઓના નિયમો છે કે જેનો સંક્ષેપ બે શબ્દોમાં આવી જાય છે, અને તે મધ્યમપણું અને "ઇનસાલીવેશન" યાને ખોરાક ઉપર મહોડામાંથી થતી ક્રીયા.—

**કેટલું ખાવું? કેમ ખાવું.**

આ બે નીયમો, ખોરાકની આખી સીસ્ટમનાં મૂળ પાયા જેવા છે, કે જેની અંદર કેટલું ખાવું અને કેમ ખાવું એ સવાલો આવી જાય છે તે પછી જે અગત્યના સવાલો છે તે "શું ખાવું અને કયારે ખાવું" એ બાબદ આવી જાય છે—એ સર્વેની ઉપર, ખોરાકનાં સંબંધી જે મનની વલણ છે તે ભૂલી જવાની નથી.

એકવાર મધ્યમપણું અને ક્રિયાના નિયમો સમજવામાં આવ્યા છે અને બરાબર શીખાયા તો પછી ખોરાકને લગતા બીજા હેરફેરનાં સવાલોનું કુદરતી રીતે ખંડન થઇ જાય છે—જીંદગીની કળાના સવાલની હદ, માંસનો ખોરાક કે, અનાજ, કઠોળ, યા ફળ ફળાદીનો છે એવી તકરાર કરવામાંજ કાંઇ માત્ર આવી રહેતી નથી. પણ તેમાં જીંદગીનાં રહેવા કરવાનાં વધુ ઉંચ સવાલો પણ આવી જાય છે. ખોરાકમાંસુધારો કરવાનાં ખ્યાલના અર્થે માટે બોલનાં એક પ્રખ્યાત ફ્રેન્ચ ફીલસુફ આ શબ્દો જાહેર કરે છે કે "Use but not abuse" યાને ખોરાકને (વાજબી) રીતે ઉપયોગ કરો અને નહી કે ગેરવ્યાજબી, તેમજ પરહેજ રહેવાથી

અથવા જોઇએ તે કરતાં વધુ ખાવાથી માણસ સુખી થઇ શકતો નથી.

તંદુરસ્તી એ દરેક મનુષ્યનો વારસો છે એવી દલીલ પરથી દરેક વાજબી મનનો માણસ કે જે આ લખાણ વાંચે તેને અરજ કરવામાં આવે છે કે તેણે ખોરાકમાં સુધારો કરવાના નિયમો ઉપર ધ્યાન લગાડવું. સો વરસ અગાઉ એક ફ્રેંચ સાયનટીસ્ટે The Physiologyof Taste. 'યાને સ્વાદ ની ફીઝીયાલોજી ' નામે પુસ્તક લખ્યું છે તેમાં તેણે " Moderation and Mastication " એટલે ખોરાકમાં મધ્યમપણું અને ઘટતા રીતે ચાવવાની ક્રિયાના નિયમો દર્શાવ્યા છે કે જે પુસ્તક આજે પણ એક સત્તાધારી ક્લાસીક તરીકે વંચાય છે.

આ લખાણનો મુખ્ય હેતુ તંદુરસ્તી શીખવવાનો છે કે જેથી હજારો માણસો જેઓ થોડા યા ઘણા આજારી હોય તેમને તેમજ જેઓ તંદુરસ્તી બરબાદ કરવાના ખરાબા ઉપર, ચેતવણી વગર ચાલ્યા જતા હોય તેમને પણ આશીર્વાદ સમાન થઇ પડશે આટલો ખુલાસો કર્યા પછી હવે તંદુરસ્તીની કળાની બાબદ સીધી હાથમાં ધરીશું.

## કુદરતી માણસ તેનો કુદરતી ખોરાક.

સઘળી પ્રજાઓની દંતકથાઓમાં, માણસ જે એકવાર કાંઇપણ દુઃખદરદ વિના સંપૂર્ણ તંદુરસ્તીમાં સુખી અને છૂટો રહેતો હતો તેણે પોતાનું સ્વર્ગ ગુમાવ્યું એ ખ્યાલ હમેશાં રહેલો હોય છે—હીરોડોટસથી તે છેક હાલના જમાનાના તવારિખ નવેશો તે સોનેરી જમાનાનાં લોકો માટે જણાવી ગયા છે, કે જ્યારે ખોરાક માટે જાનવરોનો જાન લેવામાં આવતો ન હતો અને જ્યારે સઘળું સંપૂર્ણ સુખ અને શાંતિ સલાહસંપજ પ્રસરી રહેલી હતી. ક્રાઇસ્ટની કેટલીક સદીઓ આગલ થઇ ગયેલા લોકો માટે આપણે જાણીએ છીએ; કે બુદ્ધ, પીથેગોરાસ, સોક્રેટીસ, પ્લુટાર્ક વગરે એ શીખાડયું છે કે મનુષ્યનો ખોરાક વનસ્પતિ ફળફળાદી વગેરે છે. હીસયોડ જે ક્રાઇસ્ટની આઠ સદી આગમજ થઇ ગયો છે તે જે સોનેરી જમાનાં વિષે કહી ગયો છે કે જ્યારે માંસનો અહાર બીલકુલ જણાયેલો નહતો તેથી અનફળ શાક અહારનો સવાલ કાંઇ આજનો નવો નથી. જ્યારે આજે પણ દુનિયાનો અડધા ભાગથી ઉપરનાં લોકો માંસાહારી નથી. એટલે કે વેજીટેરીયન છે ત્યારે જે હાલત મનુષ્યોને આ ખ્યાલ ઉપર લાવી છે તે ઘણીક લાંબી સદીઓનુંજ પરીણામ હશે.

વેજીટેરીયન એટલે જેઓ માંસને ખોરાક તરીકે વાપરતા નથી, પણ ફળ—ફૂળાદી—કંદોળ અને વનસ્પતિ ખાય છે તે અર્થ થાય છે.

જાપાનીઝો, ચીનાઓ, હીંદના બુદ્ધિસ્ટો અને પૂર્વના એવા કરોડો માણસો ત્રણથી ચાર હજાર વરસો થયાં વેજીટેરીયન હોવાનું જણાયું છે, કદાચ તેઓ હમેશનાં તેમજ હશે.

માણસની આદતો અને ખોરાકનું વર્ણન કરતાં કેટલાકો તેમને વારંવાર માંસાહારી કહે છે. એ અજ્ઞાનથી ભરેલું છે, કારણ કે શાહદત જોતાં માણસ તેથી ઉલટો પ્રકારનો છે. માણસનાં શરીર ને વાંદરાને સૌથી વધુ મળતાપણું હોવાથી, અને વાંદરો ફળફળાદી ઉપરજ જીવતો હોવાથી, માણસ પણ વનસ્પતિ આહારીજ છે.

વાંદરા અને માણસનું આ મળતાપણું તેમનાં બાકી શરીરનાજ હદમાં રહેલું હોય છે, જે બહોળો ફરક એક ઉત્તમ પ્રકારના વાંદરા અને જંગલીમાં જંગલી માણસમાં રહેલો છે તે એ છે કે માણસને મન યાને અક્કલ છે જ્યારે તે વાંદરામાં રહેલી નથી.

માણસને ખરાં ખોટાંનો ખ્યાલ હોય છે, તે ઉંચ વિચારો કરી શકે છે, અને તે એકજ પ્રાણી છે કે જે પોતાના વિચારો, બોલીને યાને શબ્દો મારફતે દેખાડવી શકે છે. પણ જ્યાં સુધી

ખોરાકનો સવાલ રહેલો છે. ત્યાં સુધી માણસ વાંદરાનેજ મળતો આવે છે અને વનસ્પતિ આહારના પ્રાણી વર્ગમાંજ મુકી શકાય છે.

**સાયંટીસ્ટો કહે છે કે માણસ ફળફળાદી ખોરાક લાયક છે.**

પ્રખ્યાત એનેટોમીસ્ટો અને નેચરેલીસ્ટો જેવા કે, ક્વીઅર, કારપેનટર, લુઈરીગ્યુઅર, ટેલર, પ્રોફેસર ઓવન, હ્યુબેક, અને બીજા ઘણાઓએ સંપૂર્ણ રીતે દેખાડી આપ્યું છે કે માણસ તેના શારીરીક બંધારણથી ફલફલાદીનાજ ખોરાક માટે સરજાયલો છે એટલુંજ નહી પણ કુદરતના કાયદાઓનું ઉલંઘન કરી માણસે માંસ ખાવા માંડયું તે પછીજ હદ વગરના દુઃખ દરદો માણસ જાતને લાગુ પડયાં છે, જે બીનાઓને જૂના જમાનાના રૂષી મુનીઓ—જેવા કે પ્લેટો સોક્રેટીસ—સેનીકા, પીઠેગોરાસ, પ્લુટાર્ક કબુલ રાખેલી તે આજે પણ પ્રગટીકરણના કાયદાઓ જે લેમાર્ક, ડારવીન, વોલેસ, સ્પેનસર વગેરે જાહેર કર્યા છે, તેઓએ પણ સ્વીકાર્યા છે, કે જેથી જીંદગીના મૂળ અને તેનાં આ ધરતી ઉપરની વૃદ્ધિના સવાલ ઉપર ઘણુંક અજવાળું નાંખ્યું છે

**દુનિયાની શરૂઆતથીજ મનુષ્ય તથા પ્રાણીઓ વનસ્પતી આહાર કરતાં આવ્યાં છે.**

આ ખુલ્લું છે કે, સઘળા પ્રાણીઓનો ખોરાક અસલમાં વનસ્પતિ વર્ગમાંથીજ નીકળ્યો હતો, કારણ કે જાનવરોના શરીર સીધી રીતે જમીનમાંથી પોષણ મેળવવાને અશકત છે; કેટલાક નેચરીલીસ્ટો આગળ વધી એમ પણ કહે છે કે, શરૂઆતમાં કોઇપણ જાનવર માંસાહારી હતું નહી, પણ તેવા માંસ અહાર કરનારા વર્ગોનું પ્રગટીકરણ આ ધરતી ઉપર જમીનમાં ફેરફાર થવાને લીધે વનસ્પતિ વર્ગ ખુટી જવાથી થવા પામ્યું. અને ત્યાર કેડે ઉપરલાજ કારણને લીધે માણસને પણ વનસ્પતિ વર્ગ ન મળવાને લીધે તે માંસાહાર કરવા લાગ્યો હોય જેને ભુસ્તર વિદ્યાના યાને જીઓલોજીના અભ્યાસીઓ ગ્લેશીયલ યાને બરફનો જમાનો કહે છે કે જે આજથી પચાસથી ત્રીશ હજાર વર્ષ ઉપર થઇ ગયો છે.

તે જમાનાએ પ્રાણી વર્ગની હાલત તેવા પ્રકારની કરી દીધી અને કદાચ એથી કરી માણસની તેની અસલ અને કુદરતી વનસ્પતિ અહારની આદતમાં કે જે તેને હજારો વરસની થઇ લાગી હતી તેમાંથી બાહેર કાઢી માંસાહાર કરવા માટે ફરજ પાડી હોય. આ વેળા એ માણસને ચોકસ માંસ ખાવાની ટેવ લાગુ પડી હોય, જ્યાં તેનો શારીરીક બાંધો જરાએ ફેરફાર વનાનો રહયો છે, જે ખુલ્લું દેખાડે છે કે કુદરતે તેને માંસનો અહાર કરવા સરજાવ્યો નથી. અને મોડે કે વેહલે તેને પાછો જમીનમાંથી ઉગતા વનસ્પતિ ખોરાક તરફજ ફરવાનું હતું.

પ્લેટો જેને ક્રાઇસ્ટ ચારસેં વર્ષ અગાઉ "ધી રીપબલીક" નામનો પ્રખ્યાત લેખ લખ્યો છે તેમાં સોક્રેટીસને એક નમુનેદાર શેહરનું બયાન કરતો ચીતારે છે કે જ્યાંના રહેવાશીઓનો ખોરાક માત્ર ફળફલાદી અને અનાજ હતો એ ખોરાક તદન સાદો હતો એવો કાંઇક વાંધો ઉઠાવે તેના જવાબમાં સોક્રેતીઝ કેટલીક દલીલો આપે છે ત્યાં લડાઇ અને દરદ એની બન્નેનું મૂળ માંસનો ખોરાક તરીકે ઉપયોગ કરવામાં સમાયલું છે એવું પુરવાર કરે છે.

**શરીરનું બંધારણ જોતાં પણ માણસ વનસ્પતી માટે સરજાયલો છે.**

વિચાર કરતો, ખરોને ખોરાકનો તોલ કરતો માણસ કદીપણ કુદરતી રીતે માંસ ખાનારૂં નથી. તેના દાંતો, હોજરી, આંતરડાઓના બાંધો યાને એલીમેનટરી કેનાલ, અને તેનું આખું શરીર સઘળાં જરાએ શક વિના દેખડાને છે કે માણસને વરૂ અને બીજા જંગલી હેવાનો માફક માંસ ખા

નારા પ્રાણી વર્ગમાં મુકી શકાયજ નહીં આપણા આપદાદાઓ જંગલી હતા કે અર્ધજંગલી કે સુધરેલા હતા, તે વાતની તકરાર ન કરતાં, આજે તો આપને તો આ જમાનામાં સુધરેલા રેહવાનું છેજ. આદમ અને ઇવના વખતથી માણસ જાતને ફળફળાદી યાને વેજીટેરીયનપણું શીખાડવામાં આવ્યું છે.

## મહાં બળવાન પ્રાણીઓ પણ વનસ્પતી અહારી છે.

પ્રાણી વર્ગ તરફ જોતાં આપણે શું માલુમ પડે છે કે હાથી એ વનસ્પતિ અહાર કરનાર છે. હીપોપોટેમસ? દ્રોમેદરી અને રેનડીયર જેવા અનીઘણી સહન શક્તિવાળા મોટા પ્રાણીઓ કેવળ વનસ્પતિ ખાનાર છે, હરણ અને ઘોડો જે બધાં જનાવરો કરતાં સૌથી વધુ ઝડપવાળાં પ્રાણી છે તેઓ પણ એજ વર્ગમાં આવી જાય છે. વનસ્પતિ ખાનાર ગોરીલો વાંદરો જંગલનો રાજાજ છે કારણ કે સીંહને માત્ર એક લાકડાંના ઝપાટાએ મારી નાખતાં તે જણાયલો છે. કોઇપણ શક વગર વનસ્પતિ ખાનારાં જાનવરો દરેક પ્રાણી વર્ગના રાજાઓજ તરીકે જોરમાં, ચાલાકીમાં, સહન શકિતમાં અને ઝડપમાં ગણાય છે.

## પ્રજાઓની તવારિખ વનસ્પતી અહારને કેવળ ટેકો આપે છે.

જ્યારે આપણે માણસ તરફ આવ્યે છીએ ત્યારે આપણને માલુમ પડે છે કે મજબુત સ્કોચ મેન માત્ર ઓટમીલ કેક યા પોરીજ, વગેરે અનાજ ઉપર રહે છે તે મન અને શારીરીક મજબુતીમાં હરોલમાં ચાલનાર છે.

જેપાનીઝ સદીઓ થયાં અનાજ (ચોખા) ઉપરજ રહેતા થઇને પોતાના નવર્સ અને શકતી એટલાં તો ખીલવ્યાં છે કે તેમનાં મહાન કાર્યો જોઇને દુન્યા હેરત થઈ છે. યુરોપમાં લોકો સવાલ કરે છે કે ખરૂં કહીએ તો જેપાનીઝો શું સુધરેલી પ્રજાની સૌથી વધુ આગેવાન પ્રજા નથી! અને છતાં જેપાનીઝો કેવળ અનફુલ-શાક અહારીજ છે.

વળી આફ્રીકાનીના જેમનો મુખ્ય ખોરાક પટેટા, પોરીજ, દુધ અને પાણીના વેલા અને કદાચજ માંછલી હોય છે. તેઓ પણ લડાયક લોક તરીકે હમેશાં જાણીતા છે.

આપણે જાણીએ છીએ કે રોમન લસ્કરી સીપાઇઓને અનાજ અને ઘઉં ઉપરજ રાખતાં હતા. રોમના ખાસ ગલેડીએટર નામના લડાયક સીપાઇઓ માત્ર જુવાર, અંજીર અને ઓલીવ ઉપર ગુજારો કરતા હતા. વળી ગ્રીસનાં સઘળાં કસરતબાજો કેવળ વનસ્પતિ ઉપરજ રહેતા હતા અને જોર શક્તિ મેળવી વખણાઇ ગયા છે. "મીડલ એજીસ" નાં ટર્કો કે જેઓ માત્ર અંજીર, અનાજ અને કઠોળ ઉપર રહેતાં તેઓએ એકવાર અર્ધા યુરોપ જીતી તે ઉપર અમલ ચલાવ્યો છે. આ પ્રમાણે અનફળ શાક અહાર કરવાની રૂઢી તમો અભ્યાસથી તપાસશો તો માણસ અને જાનવર બંનેમાં બહોળા પુરાવા મળે છે કે અન-ફળ-શાક-અહારીઓ, માંસાહારીઓ પર સરસાઇ ભોગવે છે.

આ સિવાય વધુ પુરાવા જો કોઇને જોઇતા હોય તો હાલના સૌથી વધુ જાણીતા અને સત્તાધિકારી પુસ્તક L'Alementation et les Regimes (Diet & Dietetics) by Gautier ખોરાક અને ખોરાકની વિદ્યા એ નામની પ્રખ્યાત ફ્રેન્ચ સંતાધિકારીએ લખી છે જેમાં તે કહે છે કેઃ—

## આમ કહેવું ખોટું છે કે માંસ વગરનાં ખોરાકથી શારીરીક નબળાઇ લાગુ પડવાનો ભય છે.

જે. સીન્કલેર લખે છે તે પ્રમાણે હીંદુસ્તાનમાં ખેપીયાઓ જેઓ લાંબા છેટે સુધી કાગળ પત્રો લઇ જાય છે તેઓ માત્ર ચોખા ઉપરજ રહેતા હોય છે અને દર દીવસે એક ગામથી બીજે ગામ

દોડતા ફરતા રહે છે અને દીવસનાં ૬૦ માઇલ જેટલો છેટો કાપે છે અને તે પણ કાંઇ એક દીવસ નહીં પણ અજવાળાના દરદીવસે એક પણ ખાડા વિનાં મહીનાં અને વરસો સુધી.

રશીયાનાં ખેડુતો જેઓ માત્ર વેજીટેબલ કાળી રોટી દુધ અને દરીયાની જબો ઉપર રહે છે તેઓ દીવસનાં સોળથી અઢાર કલાક કામ કરે છે

નોરવેનાં ખેડુતો જવલેજ જાનવરનું માંસ ચાખતાં હોય છે છતાં માઇલોના માઇલો ચાલતા હોય છે.

હાલના કન્ફ્રીશીયન મજુરો તથા ખલાસીઓ કે જે વર્ગ લાંબા કાળથી ખરસુચા કાંદા વગેરાં અને દાળ ખજુર ઉપર રેહતો આવ્યો છે તેઓની જોરશક્તિથી આજે પણ લોકો વિસ્મય પામે છે. દક્ષિણ અમેરિકાની ખાણોમાં કામ કરનારાં મંજુરો જેઓ કદી પણ માંસ ખાતા નથી તેઓ પોતાના ખભાં ઉપર ખસેં રતલનાં બોજા લઇ પહાડ ઉપર દરરોજ બાર માઇલ ચઢતા જાય છે.

## માંસ ખાવાથી થતી હાંણીઓ.

આ ઉપરથી જણાશે કે વનસ્પતિ અહારજ મનુષ્ય માટે વગર શક બંધ બેસતો છે. કોટળાવાળા ફળો, ફુટ અને અનાજથી વધુ ચોખ્ખો, વધુ મંજેહદાર અને વધુ પોષણકારક બીજો કોઇ ખોરાક નથી. સત્તાધારીઓ એવું કહે છે કે માંસનાં તતો માંસ ખાનારનાં લોહીમાં એવાં તો પસરી જાય છે કે તેઓને દરદો કાઢવાવાળા અવયવો કેમે કરી બાહેર કાઢી શકતાં નથી. માંસથી એક જાતની અસાધારણ અથવા અકુદરતી ગરમી શરીરમાં પેદા થાય છે, જે માણસનાં ગુસ્સા અને હવસોને ઉશકેરે છે, અને છેવટ તેની નરવસને નબળાઇ લાગુ પડે છે કે જે માંસ ખાનારાંઓને મોટે ' ભાગે થાય છે, ત્યારે માંસ શા માટે ખવાય છે અને પ્રજા એ અકુદરતી ખોરાક છોડી પોતાના કુદરતી અનાજ શાકના અહાર ઉપર શા માટે વળતી નથી ? તેનું કારણ એ છે કે જુની બદીઓ ચાલુ રખાય છે. જુના ખોટા વિચારો અને ભુલો એક જમાનો બીજા જમાનાને આપી જાય છે અને આપણે જુનાં ફતવા ઓજ શીખતા આવીએ છીએ અને તે રીતો હજુ સુધી ચાલુ રહેલી છે અને તેથી આપણે ખોટી રીતે માંસની તરફદારી કર્યે છીયે અને બીજા ખોરાક તરેફ અભાવ બતાવ્યે છીએ. ટુંકમાં લોકો પોતાના માંસના ખોરાક માટે મોટા ધ લે છે અને તેમોટી દેવી તરીકે પુંજાય છે. જ્યાં સુધી દરેક માણસ પોતે સારી રીતે સમજી વિચાર કરી સુધરો કરશે નહીં ત્યાં સુધી આવીજ હાલત ચાલુ રેહવાની.

સારી તંદરોસ્તી ભોગવવાનો મૂળ પાયો કે કંઇ ચીજથી તે સારી રહે અને કઇ ચીજ ખાવાથી તેને રોગ થવાનો સંભવ છે એ બાબદ ઉપર, ઉપલું વિવેચન પુરતું ગણી, તે સવાલને દરેક માણસની પોતાની વિચાર શક્તી અને અક્કલ ઉપર છોડીશું—અને જે ખરેખર વધુ અગતનાં સવાલો, "ક્યારે ખાવુ, કેટલું ખાવું ને કેમ ખાવુ" એ સવાલો કે જે વિષે મનુષ્ય જાત મોટે ભાગે કાંઇજ જાણતી નથી, અને જેને લીધેજ તે નાના મોટા ભયંકર રોગોનો ભોગ થઇ પડે છે તે બાબદ વિષે આવતાં અંકમાં સમજાવીશું.

---

### વશ !

'તમોજ તમારા કુટુંબના વશ છો કે ?'

'નહિ બા, મારી સરજત તે કરતાં કોઇ એવા માણસની છે કે જે સારૂં થાય ત્યારે ભુલી જવામાં આવે છે ને ભુરૂં થાય ત્યારે બધો ટોપલો માથે બ્હોરી લે છે !'

એમ નહિરે —

તે-ત્યારે શું તું ઇચ્છે કે હું મારી બેરીઉં પુરૂં કરી ન શકીશ.

નેમ્રી—એમ નહિ પણ હું ધારૂંછ કે તમારી બેરી તમારૂં પુરૂં કરી શકે તેમ નથી.

જો તમે ઘણા ઘણા ઇલાજો કરાવી નાઉમેદ થયા હો તો આ જરૂર વાંચો.

# મુડદાંઓ જીવતા કરવાની દવા.

જે લોકો બચપણમાં નાદાનીથી પોતાના કૌવતનો નાશ કરે એટલે કુટેવ અથવા બીજા ખોટા કરમોથી પોતાના ગુપ્ત ભાગોની નસોને કમજોર કરી નાંખી છેવટે જુવાનીનો લાભ લઇ શકતા નથી અને પછી ખરેખર વખતપર આપઘાત કરવા જેવા ખોટા વીચારો ઊપજાવે છે અને એમજ સમજે છે કે આવા જીવવા કરતાં તો મરવુંજ બહેતર છે. આવા જીવતા જીવ મુડદાંઓને સજીવન કરવા માટે અમોએ ઘણી મહેનત અને કોશેશથી એક લેપ તઇયાર કર્યો છે જેની કીંમત મહેનત અને ફાયદાના પ્રમાણમાં રૂ. ૨૫ રાખીએ તો પણ વાપરનાર તો સસ્તીજ સમજે પણ ગરીબ અને અમીર સરખો લાભ લઇ શકે તેટલાજ માટે ફક્ત રૂ. ૧ કીંમત રાખી છે. ફક્ત એકજ શીશી વાપરવાથી સઘળી નસો મજબુત થઇ જાય છે અને ગયેલી શક્તી પાછી આવી મળે છે. હવે જેઓને હકીમો અથવા ડોકટરને પોતાની હાલત કહેતાં શરમાવું પડે છે તેવા નીરાશ થયેલા દરદીઓને માટે અમોએ જાદુઇ ગોળીઓ તૈયાર કરી છે. જેની ફક્ત એકજ શીશી જેમાં ૪૦) ચાલીસ ગોળીઓ છે તે વાપરવાથી સઘળી જાતના ગંભીર નુકશાનો દૂર કરી પોતાનો જાદુઇ ચમતકાર દેખાડે છે. આ ગોળીઓ વીર્યને ઘટ કરે છે, યાદ શક્તિને તેજ કરે છે. ખોરાકને હજમ કરે છે. પેટાના કીરમોનો નાશ કરે છે. કમરના દુખાવાને મટાડે છે, ચહેરાના ફીકા પડેલા રંગને ગુલાબી બનાવી દે છે. આ ગોળીમાં કાંઇ પણ રસાયણ નાંખી નથી. આ ગોળીઓ જન્મના કમકૌવત શીવાય ગમે તેવો કમકૌવત હોય તેને ખરેખર જાદુઇ ચમત્કાર દેખાડે છે. એના ચમત્કારની વાપરવાથીજ ખાત્રી થશે. એકવાર મંગાવો અને ખાત્રી કરો કીંમત ફક્ત ૧-૦-૦ પાંચ રૂપીઆની દવા મંગાવનારને ગોળીઓની બે શીશીઓ મફત મોકલવામાં આવશે. અમારે ત્યાં દરેક જાતની દવાઓ તૈયાર મળે છે.

નોટ—આફ્રીકાના ગ્રાહકોએ દવાની કીમત ઉપરાંત પારસલ ખર્ચ માટે ચૌદ આના રૂ. ૦-૧૪-૦ વધુ મોકલવા. પૈસા પોષ્ટલ ઓર્ડરથી મોકલવા. ત્યાં વી. પી.થતાં નથી.

મળવાનું ઠેકાણું:

એમ. ઈ. હકીમ.

સીદ્ધપુર (નોર્થ ગુજરાત.)

# ગુલશન

# GULSHAN

Editor
Dinshah K. Bhagalia

## વિષયો.




જુલાઇ ૧૯૧૭ } } July 1917.

Printed by Maneklal A. Doctor, at his Shree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah [illegible] [illegible]galia
Mota Fali[illegible]

# ચેપમેનના આર્ટીફીશયલ અવયવો.





હમોએ આ આરટીફીશીઅલ અવયવો અત્યાર સુધીમાં સરકારી મેડીકલ સ્ટોર્સ, મેરીનલાઇન્સ વોર હોસપીટલ, રેલ્વે કંપનીઓ, કોલસાની ખાણોની કંપનીઓને તથા સંખ્યાબંધ ખાનગી હોસપીટલોને પૂરા પાડ્યા છે.

ઘણાજ ટકાઉ, હલકા, ચાલવામાં સહેલા તથા દરેક મોસમને ખરના તે બનાવવામાં આવે છે. પરદેશોનો આ બાબેનો હમોને વીસ વર્ષનો અનુભવ છે. અને હમોને તેનું સંપૂર્ણ જ્ઞાન છે. હમારી કિંમત એટલી બધી ઓછી છે કે તે ગરીબને પણ પાળવે છે.

## સારંગાટના પટાના ( જંતરો ).

અત્યાર સુધીમાં ટુંક વખતમાં હમે ૩૦૦૦ જંતરો ( સારંગાટના પટા ) આપ્યા છે જેમાંનો વીસમો ભાગ કુદરતી સારો થઇ ગયો છે. હમારાં ટસોની બરકતે "રપચર" ઉંચે ચઢી પોતાની જગ્યાએ રહે છે અને તે ખુલ્લું થવાની ફિનારીઓ મજબુત થાય છે. તેમ થતાં કુદરત પોતાનું કામ કરે છે પણ પકેકી ખુબી સારાં જંતરની છે. હમારાં જંતરોથી કોઇ પણ જાતનું દુખ થતું નથી.

ઘણા ડાકટરો આ બાબેના દરદીઓને હમારે ત્યાંજ આવવાની સલાહ આપે છે.

પ્રાઇસ લીસ્ટ મંગાવો ને ડાકટરો શું કહે છે તે વાંચો.

૫, મેંડહર્સ્ટ રોડ, ગીરગાંવ
મુંબાઇ.

જ્યોર્જ ચેપમેન એન્ડ કો.
સ્પેશીઆલીસ્ટ.

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મી૦ સી. એમ. વાવડા,
બોક્સ ૨૨, ટોંગાટ,
હોસટરવી, S. W

# ગુલશન.

દક્ષિણ આફ્રિકા ખાતે
નવા ગુલશનના ગ્રાહકો
મી૦ વાવડા જોગ લખે।

# GULSHAN.

જુલાઇ ૧૯૧૭. વૉલ્યુમ ૯ Vol. 9 July 1917.

## માસિક ચર્ચા.

ભાગ એક આગલા અંકમા ચાલુ માસથી પારસી સંસારી વાર્તા શરૂ કરવાની મે કબુલાત આપી હતી અને તે મુજબ બે સુંદર વાર્તાઓને ગુંથી લઇ ચાલુ માસને હફતો થોડોક તૈયાર પણ કર્યો હતો તેવામા સુભાગ્યે જાણીતા પારસી સ્કોલર અને ઇતિહાસના મોટા અભ્યાસી મી૦ રૂસતમજી પેસતનજી કરકરયાની તેમને મકાને મુલાકાત લેવાનુ મને માન મલ્યુ. તે વેળા તેઓ સાથે તેમની કિમતી અને મોટી લાયબ્રેરી જોતા તેમણે મારૂ ધ્યાન એક પુસ્તક તરફ ખેચી માગ ગોખને અનુસરતી તે ચીજ હતી એવુ જણાવ્યુ પુરતુ જોઇ ઉપલક નજર કરતાજ મને તે અધિક પસંદ આવ્યુ. આ પુસ્તકની નકલ હવે ક્યે મળતી ન હોવાથી તેમજ તેની આવૃતિ ઇ. સ. ૧૮૭૯ પછી બંધ પડેલી હોવાથી ગુલશનમા તે રજુ કરવાની મે ખાહેશ બતાવતા તેમણે ખુશીથી મને પોતાની પાસેની નકલ ઉપયોગમા લેવા આપી છે. પુસ્તક આખુ વાંચી જોતા તેમા સમાયલુ રહસ્ય મને અધિક ગમી આવતા પારસી સંસારી વાર્તા આગળ ચલાવવાનુ માંડી વાળી આ પુસ્તક હાથમા લઇ તેના પરિણામમા ગુલ બદન ગુલ નામની ઐતિહાસિક વાર્તા શરૂ કરી છે.

કલ્પિત વાર્તા કરતા ઇતિહાસની શાખ પુરતી વાર્તાઓ વાચક વર્ગને વધુ પસંદ પડે છે એ મારી માન્યતા છે અને તે કારણેજ મે મારી હાથમાની વાર્તા બાજુએ મુકી આ નવી શરૂઆત કરી છે આ ચુંટણીની યોગ્યતાનુ નિરાકરણ કરવાનું કામ હુ મારા વાચક વર્ગનેજ સોંપીને અલબત વાર્તા જેમ જેમ પોતાના રંગમા ઉંડાણ ઉતરતી જશે તેમ તેમ તેના તરફનો વાચકનો મોહ વધતો જશેજ એમ કહેવામા કશી અતિશયોક્તિ થાત નથીજ. શેઠ રૂસ્તમજી પે. કરકરયાનો ગુલશન તરફની આવી ઉદાર મમતા માટે અને ખાસ કરીને મોટો ઉપકાર માનવાની રજા લઉ છુ.

પારસીઓનુ નવુ વર્ષ ધામધુમ કરતું આગળ આવતું જાય છે આ વેળા કાગળનો ભાવ ઘણો મોટો અંક કાઢતા ડરાવે છે તો પણ વાચક વર્ગની આ માનીતી મોજ કોઇપણ રીતે થોડી ઘણી ન્યૂન કરવાનો વિચાર રાખ્યો છે આ અંક માટેના પોતાના લખાણો ચાલુ માસની તા. ૨૫ સુધીમા મોકલી આપવા માન માનવંત લેખકોને આ તકે જાહેર આમંત્રણ કરવાની જરૂર જોઉ છુ.

હિંદમાં હાલ જ્યાં જોઇએ ત્યાં એકની એક ચલવલ ચાલી રહી છે. ગરીબ હિંદ કંગાલીસ્તાનમાં રહેવા કરતાં બ્રિટિશ સામ્રાજ્યના છાયા હેઠળ સ્વરાજ્ય મેળવવા તલપે છે એ જાણીતી છે. આખું હિંદ તે માટે જાગ્રત થયું છે. કોનગ્રેસે વકીક આ નેમ સ્વિકારી છે. મુસલીમ ભાઇઓ જેઓ આગળ અલગ વિચારો ધરાવતા હતા તેઓ પણ આ બાબતમાં સાથે ભેળાયા છે. ખુદ બ્રિટિશ શાહનશાહતે હિંદની લડાઇ દરમ્યાનની અથાગ સેવા જોતાં સ્વરાજ માટેની તેની નેમ સ્વિકારી છે ને હિંદને બ્રિટિશ તાબેના બીજા મુલકોની પંકિતપર મુકયો છે. છતાં અજાયબી તો એ છે કે હિંદના કેટલાક અમલદારોને આ ચલવલ રૂચીકર થતી જણાઇ નથી. મદ્રાસના ગવરનરે તે સામે પોતાનો ખેદ જાહેર કરી પોતાને ત્યાં વિધાર્થીઓને હોમરૂલ લીગનાં ભાષણો સાંભળવા જવાની મનાઇ કરી છે. તેને પગલે વિદ્યાર્થીઓની મનાઇમાં મુંબઇ સરકાર પણ ચાલી છે. મદ્રાસની સરકારે તો આગળ વધી લીગનાં સ્થાપક વિદુષી બાનુ મીસીસ એની બીઝંટ અને તેણીના બે મદદનિશોને નવા કાયદાનો લાભ લઇ નજરકેદ કર્યાં છે. આ ધડાકાઓએ આખા હિંદમાં અજાબ જાગ્રતી કરી છે. હોમરૂલ લીગમાં આગળ જેઓ જોડાવા ઇચ્છતા ન હતા તેઓ વઝીર સરકારનાં આ સખત પગલાંથી લીગમાં જોડાવા લલચાયા છે. હિંદના કેળવણી પામેલાઓ દિનપ્રતિદિન લીગમાં જોડાવા લાગ્યા છે અને એટલુંજ નહિ પણ પૈસાની કિંમતી મદદ પણ લીગને મળવા લાગી છે. ઘણી વાર માઠું થાય છે તે સારાંને માટે હોય છે તેમ મદ્રાસની સરકારે કર્યું છે. ખચીત આ જાતનાં પગલાં મદ્રાસની સરકાર ન લેત તો દેશાભિમાનનો જે જુસ્સો આખા હિંદમાં હાલને કાળ ફેલાઇ રહ્યો છે તે કદી પણ આવું રૂપ લેત નહિ. આ માટે આખો કદી શકનાર નથી. અલબત વિચારોની આપલેમાં મનફેરી થશે પણ તે બધી નિર્બીજ આપણે ખરાં જીગરથી ઇચ્છીશું કે દેશાભિમાનનો આ જુસ્સો વધુ પગરણ લઇ યોગ્ય રીતે દાદ મેળવવા વધુ નસીબવાન થાય. ધીરજનું ધન પરમાત્મા તરફથી મળ્યા વિના રહેનારજ નથી; ભલે ને તેમાં ઢીલ થાય!

---

હિંદના દાદા, દાદાભાઇ નવરોજજી, ગુજર પામ્યા છે. સાધારણ રીતે તેમનો આત્મા ખાકી ખોળીઆમાંથી નીકળી ગયો છે પરંતુ તેમની સુવાસના આખા હિંદમાં ચાલુ રહી તેઓ જાણે આપણામાં જીવતા જાગતા હોય તેવું ભાન કરાવે છે. ખરેજ કહ્યું છે કે દાદા મુવા નથી પણ જીવતાજ છે. દાદાની યાદ અમર રાખવાનું કામ હિંદવાસીઓનું છે કે જેમને ખાતર તન, મન અને ધનનો ભોગ આપવામાં તેમણે કદી પાછી પાની કરી નથી. દાદાનો જન્મ ચોક્કસ કારણે મુંબઇમાં થયેલો જણાવવામાં આવ્યો છે પણ અચુક વિગતોથી પુરવાર થયું છે કે તેમનો જન્મ નવસારીમાંજ થયો હતો. એક સાધારણ હાલતનો માણસ ખંત, પ્રમાણિકપણું, નીતિ અને આપબળથી કેવો દરજ્જો પામી શકે છે તેનું અચુક દ્રષ્ટાંત દાદાભાઇ નવરોજજી છે. દેશ સેવા કેમ થઇ શકે છે તે દાદાએ અચુક બતાવી આપ્યું છે. દાદાની અમર યાદનાં જે બીજ અત્યાર આગમજનાં હિંદમાં વવાઇ ચુકયાં છે તે બીજને મોડે વ્હેલે મીઠાં ફળ વાવ્યા વિના રહેનાર નથી. તેવા એક નરની યાદ શું આપણામાંથી કદાપી ભુલાઇ જનાર છે? ના, કદી નહિ. સાચવટ, હુસ્યારી, બિનસ્વાર્થીપણું અને માતૃભૂમિની સેવાની દાઝ હૃદે ધરનાર આ પરોપકારી નરને એકત્રીસ કરોડની હિંદની વસ્તીએ પોતાના "દાદા" ગણવાનું બહુ માન આપ્યું છે એ ખરેજ યોગ્ય છે. ખુદાઆવા અનેક દાદાઓ આપણામાં પેદા કરો અને આ અમારા વ્હાલા દાદાને સ્વર્ગમાં ઉત્તમમાં ઉત્ત

# હિંદના દાદાનું મરણ.

સાઠ દાયકા સુધી હિંદુસ્તાનની અથાગ સેવા બજાવી, સ્વરાજ્યનો કિમતી મંત્ર ભણાવી, એકત્રીસ કરોડ વસ્તીના દાદા કહેવાવાનું અનુપમ માન મેળવી, મહાન વિરલા દાદાભાઈ નવરોજી ગઇ તા. ૩૦ જુન ૧૯૧૭ ને દીને સાંજના પાંચ કલાકે આ ફાની જહાંનથી ફરિગ થયા છે. દાદાનાં મરણથી હિંદે એક મહાન પુત્ર ખોઈયો છે. તેમની જગ્યા લેવા એવો બીજો વિરલો પેદા થવાની જરૂર છે. દાદાની અપાર સેવાઓ માટે બહુ બોલાયું છે ને હજી બોલાશે તેમ જરાએ શક નથી. આ અદના માસિક તરફ એ મહાન નરની મોટી માયા હતી. મરહુમની જીંદગીનો ટુંક ઇનતેખાબ નીચે મુજબ છે.

શેઠ દાદાભાઇનો જનમ રોજ ૭ મો અમરદાદ માહ ૧૨ મો અસપંદારમદ યઝદેજરદી સને ૧૧૯૪ ને વાર સ્નેક તા. ૪ થી સપ્ટેંબર ૧૮૨૫ ઇસ્વીને દીને થયો હતો.

શેઠ દાદાભાઈ નવસારીના ભગર સાથના અથોરનાન વાદા હતા અને કાકા પાલણની પોલથી ઉતરી આવ્યા હતા. તેઓનું કુટુંબ દોરડીની અટક ધરાવતું હતું. તેમના પીતા નવરોજજી પાલણજી હોરમજજી ફ્રામજી બચાજી નામના હતા. તે વખત કેવા નામો નોસાકરા પારસીઓમાં હતાં તે આ ઉપરથી જણાશે કે છેલ્લા શેઠ બચાજીના બાવા મેહેરનોશ દારાબ બરજોર ચાંદજી હતા અને આં છેલ્લાથી દોરડી ઓ લખ પડેલી દીસે છે.

મજકુર ચાંદજી ઇ. સ. ૧૬૩૫ માં થઇ ગયેલા કહેવાય છે. તેમના વડવા કામદીન બીન વાચ્છા બીન પાલન બીન આનના હતા.

અધીયારૂ નવરોજજી પાલનજી દોરડી દાદાભાઇને ૪) વર્ષની નાની ઉમરે મુકી ગુજરી ગયાં હતા માટે તેમને પાલવાનો બોજો તેમના માતાજીને માથે પડયો હતો અને તેઓએજ તેમની બરદાસ કીધી હતી. શેઠ દાદાભાઈના માય બાઇ માણેકબાઈ તા. ૨૫મી મે ૧૮૮૧ ( રોજ ૭ મો માહ ૯ મો ય. ઝ. ૧૨૫૪ ) ને દીને ગીરગામ ખાતે ૯૯ વરસની ઉમરે ગુજર્યાં હતાં.

નાનો દાદી જ્યારે ૧૦ વરસની ઉમરનો થયો ત્યારે તેને સરકારી ઇંગ્રેજી નીશાળમાં મુકવામાં આવ્યો હતો, અને ત્યાં તેનું પોતાના ગોરા દીલછુત ચહેરા અને નાનકડાં કદને લીધે તેમજ મોહડેના હીસાબ મહેની હાજર જવાબીથી સર્વનું ધ્યાન ખેંચ્યું હતું.

સરેસ્તા મુજબ તેમને એલફીનસ્ટન ઇનસ્ટીટયુટ સ્કુલ વીભાગમાંથી કોલેજ ખાતાંમાં ચહડાવામાં આવ્યા હતા અને સ્કુલ માફક કોલેજમાં તેવણે ઇનામો અને સ્કોલરશીપો મેળવ્યાં હતાં.

એલફીનસ્ટન પ્રોફેસરશીપની ૧૮૨૭ માં અગ્રે ગવરનર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટનની યાદગારી જાળવવા માટે સ્થાપના થઇ હતી અને તે વખતે નવાઈ હતી કે એવો વખત ક્યારે આવશે કે જ્યારે એક હીંદીવાન પોતે એ ઉંચા માનને લાયક થાય.

દાદાભાઈ ૧૪ વરસના હતા ત્યારે તેમને વાડીયાના આતશબહેરામમાં નાવર કરવામાં આવ્યા હતા.

તા. ૨૭ મી માર્ચ ૧૮૪૧ એ દીને શેઠ દાદાભાઇને એલફીનસ્ટન ઇનસ્ટીટયુટ તરફથી "ક્લેર સ્કોલર" ની પદવી મળી હતી.

તા. ૩ જી જાનેવારી ૧૮૪૩ ને દીને શેઠ દાદાભાઇને ૧૮૪૨ ના સાલમાં ખુલેલા 'નોરમલ સ્કોલર' ના વરગમાં દાખલ કરવામાં આવ્યાં હતા અને તેમાં ફતેહમંદીથી પસાર કર્યો હતો.

તેઓ આશરે ૨૨ વરસના થયાં ત્યારે એટલે ઇ. સ. ૧૮૪૭ ના સાલમાં તેમની એલફીનસ્ટન ઇનસ્ટીટયુશનના એક શીક્ષક તરીકે નેમણુંક થઇ હતી.

તા. ૧૩ મી જુન ૧૮૪૮ ને દીને શેઠ દાદાભાઈના પ્રમુખપણા હેઠળ દેશીઓમાં ઇંગ્રેજી જ્ઞાન ફેલાવવા માટેની 'સ્ટુડંટસ લીટરરી એંડ

સાયંટીફીક સોસાયટી ' ની સ્થાપના થઇ હતી અને એ સોસાયટીની એ દીને એલફીનસ્ટન ઈન્સ્ટીટ્યુશનમાં મળેલી સભામાં શેઠ દાદાભાઇના પ્રમુખપણા હેઠળ તે માટેના કેટલાક કાયદા મુકરર કરવામાં આવ્યા હતા પ્રથમમાં ઉપલી સોસાયટીની કમીટીના એક સભાસદ તેમજ ખજાનચી તરીકે શેઠ દાદાભાઇને ચુંટી કાઢવામાં આવ્યા હતા.

"સ્ટુડંટસ લીટરરી સોસાયટી" ની શરૂઆતથી શેઠ દાદાભાઇ એ મંડલીની કમીટીના એક મહેનતુ સભાસદ હતા. તેમજ પ્રથમમાં શેઠ દાદાભાઇએ મજકુર કમીટીની સઘલી સભાઓમા પ્રમુખપદ ચલાવ્યું હતું. બાદ એ મંડળી તરફથી ઇ. સ. ૧૮૪૯ ના માસ જુલાઇથી ઇ. સ. ૧૮૬૭ ના માસ ડીસેમબર સુધી "જ્ઞાન પ્રસારક" ના નામે એક ચોપાન્યું નીકળતું હતું જેમાં અધીપતી તરીકે શેઠ દાદાભાઇ પોતાની કીમતી મદદ આપવા ઉપરાંત એ ચોપાન્યામાં લખનારાઓને દર માસે રૂ. ૨૦ ની રકમ આપતા હતા.

તા. ૧૭ મી અકટોબર ઇ. સ. ૧૮૫૧ ને દીને થયલાં પારસી મુસલમાન હુલ્લડ વેળા પારસીઓએ પોતાના બચાવ માટે સરકાર પાસે મદદ માગવાની એક અરજ શેઠ દાદાભાઈ પાસે લખાવી હતી. તે ઉપરાંત તે વખતે ઉભા કીધેલાં બચાવ ફંડની રકમ શેઠ દાદાભાઇને નામે બેંકમાં રાખવામાં આવી હતી.

તા. ૨૨ મી સપટેંબર ૧૮૫૧ ને દીને 'સ્ટુડંન્ટસ લીટરરી સોસાયટી " ના એક મુરબી મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજીની યાદગીરી કાયમ રાખવા માટેની સરકારને અરજ કરવા મળેલી સભામાં શેઠ દાદાભાઈએ મુદ્દાસર જુસ્સાદાર ભાષણ કર્યું હતું. બાદ મજકુર સોસાયટી તરફથી સરકારમાં ઉતરી અરજ કરવા બાબેના સંદેશા ચલાવવાની કમીટીમાં શેઠ દાદાભાઇની નેમણુંક થઈ હતી.

તા૰ ૨૭ મી જાનેવારી ૧૮૫૫ ને દીને અત્રેની એલફીનસ્ટન કોલેજના ' એસીસટંટ પ્રોફેસર ' તરીકે શેઠ દાદાભાઇ નવરોજીને ' બોર્ડ ઓફ એજ્યુકેશન ' તરફથી નેમવામાં આવ્યા હતા. તેવણ અજીજ નહી પન આખા દેશમાં પહેલાજ હીંદીવાન હતા કે જેમને પ્રોફેસરની ખુરસી મળી હતી અને પાંચ વરસ પર તે ઓહદો તેવણે ભોગવ્યો હતો.

તા. ૩ જી આગષ્ટ ૧૮૫૧ ને દીને જરથોસ્તીઓમાં જુદીનોની કેટલીક વહેમી રસમો ચાલતી તે દુર કરવા કરાવવા માટે ' રાહનુમાએ માજદયસનાન સભા, સ્થાપવામાં આવી હતી. મંડળી ની પહેલી સભા એ દીને શેઠ નવરોજી ફરદુનજીના પ્રમુખપદ તળે મલી તે સભામાં શેઠ દાદાભાઇ નવરોજીને એસીસટંટ મુનશી તરીકે અને મંડલીના એક કારોબારી સભાસદ ઠરાવ્યા હતા અને તેવણે ૧૮૫૨ ના સાલમાં મજકુર મંડલી તરફથી " પંચાએતના ખરાખર સાહેબોએ સ્વાન તથા લગન ખર્ચ કમી કરવા વીશે આગલ શું શું કોશેશો કીધી છે તથા આપણી ફરજઆતો શું છે " એ બાબદ ઉપર એક ઉતમ અને વસીલું ભાષણ આપ્યું હતું.

૧૫ મી નવેંબર ૧૮૫૧ ને દીનથી શેઠ ખુરશેદજી નસરવાનજી કામાજીની છપામણી સંબંધી ખર્ચની સહાયતાથી શેઠ દાદાભાઇએ ' રાસ્ત ગોફતાર ' નામનું પખવાડીક પત્ર બહાર પાડ્યું તેમજ શેઠ દાદાભાઇએ છેક શરૂઆતથી તે ઇ. સ. ૧૮૫૨ ના આગસ્ટ માસ સુધી વગર પગારે તેનું અધીપતીપણું ભોગવ્યું હતું.

તા૰ ૧૧ મી અક્ટોબર ૧૮૮૪ ને દીને શેઠ દાદાભાઈને ' ગાયન ઉત્તેજક ' મંડળીના એક ઓનરરી લાઈફ મેમબર તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા.

તા. ૫ મી અકટોબર ૧૮૮૫ ના દીને મરહુમ નવરોજજી ફરદુનજી સી. આઈ ઈ ના મરણ બાબે દીલગીરી બતાવવાને રાહનુમાએ માજદયસની સભાની એક જાહેર સભા ઓનરેબલ શેઠ દદાભાઇ નવરોજજીના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળા દીલગીરીના ઠરાવો એકમતે પસાર થયા હતા.

શેઠ દાદાભાઇ જો કે ગરીબ હતા પણ મોટા દીલના હતા. જેથી સાર્વજનીક યા જાહેર ઉપયોગી ફંડ સ્થાપવામાં આવતાં તેમાં તેવણ પોતાની ગુંજાસ મુજબ પણ ઉદાર હાથે નાણું ભરવાને ચુકતા ન હતા અને એમ તેવણે જેટલી રકમો ભરી છે તેનો સરવાળો એક માતબરની સખાવત કરતાં ઓછો ગણાશે નહિ.

તા. ૨૬ મી જુન ૧૮૫૫ ને દીને શેઠ દાદાભાઈ કામાની પેઢીમાં ભાગીયા તરીકે વેપાર અર્થે વેલાત જવા હોવાથી પોતાના કોલેજના પ્રોફેસર તરીકેના ઓહદા ઉપરથી ફારેગ થવા બે વર્ષની રજા માટે નામ

દાર સરકારને અરજ કરી હતી પણ તેમની આ અરજ નહીં સ્વીકારતાં જવાબમાં જણાવ્યું કે અગર તેવણ પાછા ફરશે તો નામદાર સરકાર શેઠ દાદાભાઇને તેમનો અસલ ઓદ્દો ખુશીથી પાછો આપશે."

તા. ૨૬ મી જુલાઇ ૧૮૫૯ ને દીને સ્ટીમર મદ્રાસ મારફતે શેઠ દાદાભાઈ વેલાત પાછા ગયા હતા.

તા૰ ૨૭ મી ઓગસ્ટ ૧૮૫૫ ને દીને પારસીઓએ પોતાને માટે લગ્ન તથા વારસા હીસ્સા બાબેના પોતાને અનુસરતા કાયદા બાંધવાને સેક્રેટરી સ્ટેટ ફોર ઇન્ડીઆને અરજ કરી હતી. એ મોકે શેઠ દાદાભાઇએ પોતાના ઉમદા વીચારો લખી મોકલી પારસી કોમને તેમની આભારી બનાવી હતી. અને પારસીઓને ઇન્ડીઅન સીવીલ કોડનો ધારો સદાબરો લાગુ ન પડે તે માટે તેવણે અથાગ મહેનત કરી હતી.

તા૰ ૨ જી માર્ચ ૧૮૫૬ ને દીને શેઠ દાદાભાઇની ઇગ્લાંડ મધે લંડન યુનીવરસીટી કોલેજમાં ગુજરાતી ભાષાના પ્રોફેસર તરીકેની નેમણુંક થઇ હતી.

તા૰ ૧૮ મી મે ૧૮૫૯ ઇગ્લાંડની સરકાર તરફથી સીવીલ સરવીસની પરીક્ષાની લાયકાત માટેની ઉમ્મર ૨૩ વરસથી ઘટાડી ૨૨ વરસની જાહેર કરવામાં આવી

તા૰ ૨૬ મી ઓગસ્ટ ૧૮૫૨ ને દીને આ દેશના વતનીઓના રાજદ્વારી લાભ સાચવવા માટે બોમ્બે એસોસીએશન નામે એક મંડળી ઉભી કરવા અત્રેના મુખ્ય દેશીઓની એક સભા એલફીનસ્ટન ઇનસ્ટીટ્યુટમાં મળી હતી તે વેળા શેઠ દાદાભાઇએ એક સુરોભીત ભાષણ કરી કાયદાનો ખરડો બાહાલ રાખવાને ટેકો આપ્યો હતો.

૧૮૫૪ ને દીને શેઠ દાદાભાઇને અત્રેની બોમ્બે બ્રાન્ચ ઓફ ધી રોયલ એશીયાટીક સોસાયટીની મંડળીના એક સભાસદ તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા.

રશીયાના જુલમાટમાંથી ટુરકીને બચાવવામાં બ્રીટીશે જે મદદ આપી હતી તે લડાઇમાં માર્યા ગયલા અને જખમી થયલા સેપાહીઓના બાલ બચ્ચાં વીગેરેને મદદ કરવા માટે એક પેટ્રીઓટીક ફંડ ૧૮૫૫ માં કરવાની મરહુંમ નામદાર મહારાણી વિક્ટોરીયાની એલતેમાસથી અત્રેના ગવરનર લોર્ડ એલફીનસ્ટને એક સભા ભરી હતી. આ સભામાં શેઠ દાદાભાઇએ પોતા તરફથી એક હુંસ્સાદાર લાગણી ભરેલું અસરકારક ભાષણ કીધું હતું.

તા૰ ૧૩ મી માર્ચ ૧૮૬૧ ને દીને શેઠ દાદાભાઇએ લીવરપુલ મધેની ફીલોસોફીક સોસાયટીની એક સભામાં 'પારસીઓની રીતભાત અને રીવાજો' વીશે એક નીબંધ વાંચી સંભળાવ્યો હતો.

૧૮૬૧ ના સાલમાં શેઠ દાદાભાઇએ શેઠ મંચેરજી હોરમસજી કામા જોડે ઇંગલાંડ વસતા પારસીઓ તરફથી સરકારી ખાતાંમાં તબીબી ઓધા દેશીઓને, કાં નહિ મળે તે બાબેની અરજ કરી હતી.

૧૮૬૪ ના એપ્રીલ માસમાં શેઠ દાદાભાઇને સરકારે મુંબઇની યુનીવરસીટીના ફેલો તરીકે નીમ્યા હતા.

૧૮૬૪ માં મુંબઇના ગવરનરની મારફતે હીંદુસ્તાનના માજી ગવરનર જનરલ માજી લોર્ડ કેનીંગના નામની એક ફેલોશીપ સ્થાપવા માટે રા. ૧૭૫૦૦૦ ભરાયા હતા જે મધ્યે શેઠ દાદાભાઈની કોશેશના રૂપીઆ ૫૭,૦૦૦ હતા.

તા૰ ૨૯ મી એપ્રીલ ૧૮૬૫ ને દીને શેઠ દાદાભાઇ પોતાના માતાજી બાઇ માણેકબાઈ તથા ધણીયાણી બાઈ ગુલબાઈ અને બે છોકરાને લઈને એક વધુવાર ઇગ્લાંડની સફરે ગયા હતા.

તેવણે હિંદુસ્તાનમાં સ્ત્રી કેળવણી વીશે આંકડાઓ ટાંકી દાખલા દલીલોથી ભરપુર અરજીઓ હીંદી પ્રધાનને વારંવાર અરધી સદી ઉપર કરી હતી. ૧૮૬૮ નાં મુંબાઇનાં જે રહેવાસીઓ ઇંગ્લાંડમાં વસતા હતા તેઓએ સ્ત્રી કેળવણીમાં સરકારની મદદ માગવા અરજ કરી હતી તેના ટેકામાં શેઠ દાદાભાઇએ એ બાદર ઉપર એક પત્ર લખ્યો હતો જેમાં તેવણે બતાવ્યું હતું કે ૧૮૬૭ માં મુંબઇ સરકારે સ્ત્રી કેળવણી પાછળ આવતાં વરસ માટે રૂ. ૩૪૧ ફક્ત આપ્યા હતા.

શેઠ દાદાભાઇએ પોતાના દેશ અને દેશીઓ માટે જેહમત વર્ષો સુધી લઇને જે ઉત્તમ સેવા બજાવી હતી તેની કદર પીછાનવા દેશીઓની સભા તા૰ ૩ જી જુલાઇ ૧૮૬૯ ને દીને મળી હતી જેમાં શેઠ દાદાભાઇને એક માન પત્ર આપવામાં આવ્યુ હતું અને એમને માટે એક 'ટેસ્ટીમોનીઅલ ફંડ' ખોલી તેમાં ભરાયલી રૂ. ૨૮૯૨૬ ની રકમમાંથી એમની એક મોટી તસવીર ચીતરાવી ફરામજી કાવસજી ઇન્સટીટ્યુશનમાં મુકવામાં આવી હતી. બાદ બાકી રહેલા રૂ. ૨૫,૦૭૦ ની પર્સ ભેટ આપવામાં આવી હતી.

૧૮૭૨ ના સાલમાં શેઠ દાદાભાઈ કાઠીઆવાડમાં ૬ માસ સુધી મુસાફરી કરી ઇસ્ટ ઈંડિયા એસોસીએશનને માટે રૂ. ૨ા લાખનું ફંડ ભરાવી લાગ્યા હતા, જેથી એ સભાની મંડળી પાછી સ્થિર થઈ હતી.

૧૮૭૨ માં શેઠ દાદાભાઈ જ્યારે ઇસ્ટ ઇંડિયા એસોશીએશનના સેક્રેટરી હતા, ત્યારે તેવણે વેલાત જઈ ઇડંયન ફીનાન્સ કમીટીની હજુર પોતાની જુબાની આપી આવ્યા હતા.

વડોદરાના મહારાજા મલ્હારાવને પોતાનું રાજ બરાબર ન ચલાવવા માટે ની સરકાર તરફથી અવારનવાર ઠપકા મલ્યા હતા તેથી પોતાનું રાજ સુધારવા એક બાહોશ દીવાન તરીકે ૧૮૭૩ ના સપટેંબર માસમાં શેઠ દાદાભાઈની નેમણુંક કરી હતી. આ વેળા મહારાજાએ દરબાર ભરી શેઠ દાદાભાઈને પોશાક આપ્યો હતો. શેઠ દાદાભાઈએ તા.૨૧ મી ડીસેમ્બર ૧૮૭૪ ને દીને પોતાનો હોદ્દો છોડી તા. ૧૧ મી જાનેવારી ૧૮૭૫ ને દીને પાછા મુંબઈ આવ્યા હતા.

હીંદુસ્તાનની વડી ધારાસભામાં પસાર થયલો "જમીનના મહેસુલ સંબંધી બાબતોમાં મુંબઈ ઈલાકાની દીવાની અદાલતોની સત્તા હદમાં રાખવાને લગતો ધારો" કે જેથી એ તે ધારો બંધ થઈ જઈ તેમની ફર્યાદ દીવાની અદાલતમાં નહી લઈ જવાય, તે ધારો નામંજુર રાખવા માટે ઠરાવ કરવાને તા. ૧૮ મી એપ્રીલ ૧૮૭૬ ને દીને મુંબઈની પ્રજાની એક જાહેર સભા મળી હતી ત્યાં મજકુર બાબદ વીશે સેક્રેટરી ઓફ સ્ટેટને અરજ કરવા માટે નેમાયલી કમીટીમાં શેઠ દાદાભાઈની પણ નેમણુંક થઈ હતી.

શેઠ દાદાભાઈએ ૧૮૭૬ ના સાલનાં એપ્રીલ અને જુન માસમાં "ઇસ્ટ ઇંડીઆ એસોશીએશન"ની મુંબઈની શાખાના સંબંધમાં કરેલા 'હીંદુસ્તાનની ગરીબાઈ' વીશેના ભાષણની ચોપડી લંડન મધ્યે ૧૮૭૮ માં છપાઈ બહાર પડી હતી મજકુર ચોપડીનું ઇંગ્રેજી નામ Poverty of India કરી હતું.

દેશી મેજીસ્ટ્રેટોને યુરોપીયન ગુન્હેગારોની તપાસ કરવાની છુટ આપવા બાબેના ફોજદારી કાયદાના સુધારા અર્થે ઇલબર્ટ બીલ વીશે આમની સભામાં ઈંગ્લાંડ અરજ મોકલી આપવાનો ઠરાવ કરવા માટેની અત્રેના દેશીઓની એક જાહેર સભા તા૦ ૨૪ મી એપ્રીલ ૧૮૮૩ ને દીને મળી હતી તેમાં શેઠ દાદાભાઈએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

તા. ૮ મી આગષ્ટ ૧૮૮૩ ને દીને વલસાડની પાસે આવેલા ખેરગામના બાઈ મોટીબાઈ બમનજી જમશેદજી મુલ્લાંના બંધાવેલાં દોખમા તથા દરમેહરને ઇજારાની કીંમત નવસારીના ભગર સાથના મોબેદો પાસે કરાવવાથી ઉદવાડાના ગોબેદોએ તે કામના પોતાના હક માટે વલસાડની કોર્ટમાં ફર્યાદ માંડી હતી. એ મુકદમો બન્ને પક્ષની રાજીખુશીથી કોર્ટે શેઠ દાદાભાઈ નવરોજજીની લવાદી ઉપર સોંપ્યો હતો.

શેઠ દાદાભાઈ નવરોજજી પાર્લામેંટના મેમ્બર તરીકે 'હોબરન' શહેર તરફના પ્રતીનીધી તરીકે બાહેર પડેલા હોવાથી તેમનામાં આ દેશની પ્રજાનો મોટો વીશવાસ જાહેર કરવાને જાહેર સભાઓ મળી હતી.

તા૦ ૬ ઠી જુલાઈ ૧૮૮૬ ને દીને ઓનરેબલ દાદાભાઈ નવરોજજીને પાર્લામેંટના મેંબર તરીકેની હોબરન શહેરની ચુંટણીમાં ૧૯૫૦ તથા તેમના હરીફ મીઠ ડંકનને ૩૬૫૧ મત મળવાથી શેઠ દાદાભાઈને નીરાશ થવું પડ્યું હતું.

તા૦ ૨૮ મી ડીસેંબર ૧૮૮૬ ને દીને હીંદુસ્તાનને લગતાં કેટલાક રાજદ્વારી સવાલોપર તકરાર કરવાને આ દેશના જુદા જુદા ભાગો તરફના દેશી અહસ્થોનું એક કોંગ્રેસ કલકત્તામાં ઓનરેબલ દાદાભાઈ નવરોજજીના પ્રમુખપણા હેઠળ મલ્યું હતું.

તા૦ ૨૯ મી જુન ૧૮૮૭ ને દીને મહારાણી વીક્ટોરીયાને ઇંગ્લાંડમાં વસતા હીંદીવાનો તરફનું જુબીલીનું મુબારકબાદીનું માનપત્ર શેઠ દાદાભાઈ નવરોજજી તથા પંજાબના એક દેશી ગ્રહસ્થે વીંડસર કેસલમાં લેઈ જઈ હાથોહાથ પહોંચાડ્યું હતું.

૧૮૮૭ ના સાલની આખરે મીઠ દાદાભાઈ નવરોજજીના હીંદુસ્થાનને લગતી રાજદ્વારી બાબદો વીશેનાં લખાણો, ભાષણો વીગેરેનું ઇંગ્રેજીમાં એક પુસ્તક મીઠ લલ્લુભાઈ પારેખે છપાવ્યું હતું.

તા. ૪ થી જુલાઈ ૧૮૮૯ ને દીને ઈરાનના શાહ નાસરૂદ્દીન ઈંગ્લંડની સફરે ગયેલા હોવાથી તેમને લંડનના પારસીઓ તરફથી દાદાભાઈ નવરોજજીએ એક માનપત્ર બકીંગહામ પેલેસમાં જઈ આપ્યું હતું.

વરસો વેર અભ્યાસ કરવા પછી મી. દાદાભાઈ નવરોજી એવા વીચાર ઉપર આવ્યા કે આ દેશના લોકો ઉપર રાજ ચલાવવાને માટે પરદેશીઓનું રાજ ભોગ્ય પડે અને બને તેટલાં એ દેશના બેટાઓનેજ તે સોંપવાની ધીરે ધીરે તજવીજ કરવી જોઇએ કે જેથી કરીને દેશના બેટાઓના પગાર અને પેનશન દેશમાંજ રહે અને સાથે સાથે પોતા ! દેશનો કારોબાર તેઓ પોતે સમજે અગર અમલ ઇ એ રાજની કચેરી નગરવ ને તેવણ બહુજ ખરી રીતે ચાહતા અને એ રાજને આ દેશને માથે ભંપુરનું રાખવાના હેતુથીજ તેવણ પોતાના તરફના સુધારાઓ સુચવતા . આ રીતીએ તેવણે સ્વરાજનું દેશી નામ લાગુ પાડ્યું અને મુખ્ય કરીને ૧૯૦૬ ના ડીસેમબર માસની હીંદી નેશનલ કોંગ્રેસના તેવણ પ્રમુખપદેથી એક યાદગાર ભાશણ કરી સ્વરાજની લડતને મોટી ગતી આપી.

"હીંદીવાનોની ફરીયાદોની દાદ સેવાગાં ને બેપરવાઈ બત વવામાં આવશે તો આખરે લોકોમાં બેદીલી વધશે" એવી ચેતવણી તેના એક સાચા દોસ્ત અને દુરઅંદેશ રાજ પ્રકરણી તરીકે મી૦ દાદાભાઇએ અનેકવાર પોતાની લડતો દરમ્યાન આપી હતી.

તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૮૯૫ વાળા તેમના સંદેશામાં કહે છે " કે જેમાં હીંદુસ્તાનનુ ભલું થાય તેમાં આખી બ્રીટીશ શાહનશાહતનું ભલું સમાએલ છે હીંદુસ્તાનના લાભમાં એ ગો હીંદુસ્તાનનોજ નહી પણ વસાહતોનો લાભ છે બ્રીટીશ શાહનશાહતની સલામતી હીંદુસ્તાનના લાભમાં સમાઈ છે. "

તા. ૨૩ મી જુલાઈ ૧૮૯૨ ને દીને શેઠ દાદાભાઈ નવરોજજી પાર્લામેંટના મેમબર તરીકે લંડનના સેંટ્રલ ફીન્સબરીના લતા તરફથી ચુંટી કઢાયા હતા. તેવણ પહેલ વહેલા હીંદીવાન એમ. પી. હતા અને પારસી કોમને આ કોઈ જેવું તેવું માન ન હતું.

શેઠ દાદાભાઇ ૧૮૯૩ ના ક્રીસમસના તેહેવાર ઉપર લાહોર ખાતે ભરાનારી નેશનલ કોંગ્રેસમાં પ્રમુખ થવાને માટે લંડનથી હીંદુસ્થાન ખાતે આવ્યા હતા. પરદેશ વહેલા તેવણ તા. ૩ જી ડીસેમબરે આવી પુગા તે વેળાં કદી કોઈ દેશીને ન મળેલું અસાધારણ ભારી માન એમને આપવામાં આવેલું હતું.

શેઠ દાદાભાઇને હીંદી સનદી નોકરીની પરીક્ષા ઇંગલંડ જેટે હીંદુસ્તાનમાં પણ લેવા માટે લડત ચાલુ કીધી તેમાં ગાજી વરસ સુધી સર અર્ડલીન પેરીએ મહેનત લઈ તેમને એવી ખબર મોકલી આપી હતી કે ૧૮૯૦ માં ખુદ હીંદી વજીરની કાઉનસીલે ઠરાવ કરી તે માટે ભલામણ કીધી હતી.

૧૯૦૬ ના ડીસેમબર માસમાં હીંદી નેશનલ કોંગ્રેસ મળી હતી તેના પ્રમુખ તરીકે શેઠ દાદાભાઈને નેમવામાં આવેલા હોવાથી તા. ૧૪ મી ડીસેમ્બરે તેવણ મુંબઈના કીનારે આવી પુગ્યા તે વેળા મુંબઇની પચરંગી પ્રજાએ તેમને બાદશાહી આવકાર આપ્યો હતો.

શેઠ દાદાભાઇની તબીયત હવે સારી રીતે ચાલતી ન હોવાથી પોતાની જીંદગીના બાકીના દીવસ પોતાના દેશમાં ગુજારવા માટે તા: ૧૧ મી નવેમબર ૧૯૦૭ ને દીને તેવણ વેલાતથી અત્રે આવી પૂગા હતા.

શેઠ દાદાભાઈનાં પનોતાં દર્શન કરવા અને તેમના હાથ યા પગને પોતાની આંખે લગાડવાને ઘણાંક સ્ત્રીઓ અને પુરૂષો એક ઘણું શુભ શુકનનું કાર્ય માનતાં આવ્યાં છે.

મુંબઈ ઈલાકાના સૌથી ચઢતા વીદ્યા મંડળ (યુનીવરસીટીએ) પોતાની સર્વથી ચઢતી ઓનરરી પદવીને આપી હતી.

જાનેવારી ૧૯૧૬ ને દીને શેઠ દાદાભાઈને એ પદવી મુંબઈના ગવરનર તથા ચેનસેલર લોર્ડ વીલીંગડને એક ખાસ કોનવોકેશન ભરી વાઈસ ચેનસેલર ડા. મેકીકનની દરખાસ્ત ઉપરથી એનાયત કરી હતી.

તેવણે એક નવો ધર્મ આ દેશના જવાનીઆઓને શીખવ્યો જે ધર્મ નનીમોહ અને નીનોઈ ગુણોનો હતો (Gospel of selflessness and saintliness)

શેઠ દાદાભાઈની ખાનગી જીંદગી પણ જાહેર જીંદગી જેટલીજ નમુનેદાર હતી. એક બેટા, ભરથાર તથા બાપ તરીકેની તેમની ફરજો તેવણે ઘણીજ મનમાનની રીતે બજાવેલી જણાય છે. તેમની સ્ત્રી જો કે તેમના જેવા આગળ વધેલા સુધરેલા વીચારવાળાં કે દેખાવડાં ન હતા તે પણ તેમની સાદી વર્તણુંક અને રીતી કોમને એક કીમતી ધડો પુરો પાડતું. તેમના ગાનાજીની યાદમાં તેવણના જેવી ગરીબ સ્થીતીમાં રહેવાને ભાગ આવ્યો દરસાલ રૂ. ૧૫૦૦ સ્ત્રી કેળવણી માટે પહેલી તકે કાઢી આપેલા.

શેઠ દાદાભાઈના એકપુત્ર બેટા જેવણ ૧૮૮૪ માં મુંબઇ યુનીવરસીટીમા એલ. એમ. એન્ડ એસ. થઇને કચ્છ રાજ્યમાં માંડવી શહેરમાં તબીબ હતા તેવણ ત્યાંજ તા૦ ૭ મી અકટોબર ૧૮૯૩ ને દીને વરસની ભરજવાન વયે ગુજરી ગયા હતા.

# ગુલબદન ગુલ.

## યાને

## મહાન અકબરનો જમાનો.

---

### ( મોગલ શાંહનશાહતની જાહોજલાલીનો યાદગાર સફો. )

ગુલશન માટે ખાસ.

લખનારઃ—ભાગલ્યા.

---

#### શરૂઆતના બે બોલ.

આ ઐતિહાસિક વાર્તાની મૂળ મતલબ વાંચકનું મન આકર્ષવા સાથે શાહ અકબરની દરબારને લગતો આબાદ ચિતાર આપવાની ખાસ કરીને છે કે જે મહાન શાહનશાહે હિંદુસ્થાનમા પોતાનો રાજ અમલ બહુ ડહાપણ અને કુનેહથી ચલાવી પોતાનું નામ અમર કર્યું છે. આ વાર્તા કયા સંજોગોમા લખવાની મને જરૂર જણાઇ છે તે બાબે હું મારી માસિક ચર્ચામાં પૂરતું બોલનાર હોવાથી અત્રે તે માટે કશું જણાવવાની જરૂર નથી. અસલ લખાણનો લખનાર ડોકટર પી. એ. એમ. વાન લીમબર્ગ—બ્રાઉવર નામનો ડચ સ્કોલર હતો જેનો જન્મ ઇ. સ. ૧૮૩૨ મા હોલાંડના "લીડ્ઝ" શહેર ખાતે થયો હતો. આ વિદ્વાને અનેક ભાષાઓનો અભ્યાસ કર્યો હતો. તે સંસ્કૃતનો ભારિ મેહક હતો અને તેણે ડચ ભાષામા હિંદુસ્થાનને લગતી ઘણી બાબતો પર સારા લેખો લખેલા છે. ડોકટર વાન લીમબર્ગ—બ્રાઉવરે ખાસ અભ્યાસ પછી અકબરની બાબતમાં આ વાર્તા લખી છે અને વાર્તા સાથે અકબરના રાજ્યઅમલની કેટલીક બાબતો ઘણી સુંદર રીતે ગુંથી લીધી છે. તેમ કરવા જતા અસલ લેખકને ઇતિહાસને લગતી કેટલીક વિગતોને જુદા આકારમા રજુ કરવાની જરૂર પડી છે. મારી અલ્પ માન્યતા મુજબ આવી રીતની ગોઠવણ વાર્તામાના ઐતિહાસિક તત્વનું જોશ ઓછું કરે છે તેથી મારાથી બની શકતો સુધારો વધારો કોઇક ઠેકાણે ઠીક લાગશે તો કરવાની રજા લઇશ. આ વાર્તા પૂરી થયા પછી મેં કયાં સુધારો-વધારો કર્યો છે તે અસલ લખાણ સાથે રજુ કરી તેનું તોલ કરવાનું મારા વાંચકોનેજ સોંપીશ. આ વાર્તામાં આવતા હિંદુ પાત્રો ફેરવી નાખી એક બીજું ઐતિહાસિક વર્ણ તેમાં હું ગુંથી લેવા માંગતો હતો પણ તેમ થતાં મૂળ લેખકથી હું સદંતર જૂદો પડી જાઉં તેમ હોવાથી વિચાર કરતા તે યોજના મેં દરજ રાખી છે. આવી વાર્તાઓ ચિત્રો સાથે બહુ આકર્ષક થાય છે પણ તે માટેનો હાલનો ખરચ જોતાં આંચકો લાગે છે પરમાત્માની ઇચ્છા હશે તો આ બાબતમા આગળ ચાલના કાંઇ કરીશું ખરૂં.

આ તકે શાહ અકબરને લગતું ટુંક વૃત્તાંત રજુ કરવાની હું ખાસ જરૂર જોઉં છુ. ઇતિહાસમા જે બાબતો તે વૃતાતમાં આવી છે તેની ફકત એક ઉડતીજ તપાસ આપણે હાલમાં લઇશું. અઢી સૈકા સુધી હિંદુસ્થાનમાં અફઘાનોનો દોર

ચાઢ્યા પછી બાબરે મોગલ રાજ્યનો પાયો ઈ. સ. ૧૫૨૫ માં નાંખ્યો. ઈ. સ. ૧૫૩૦ માં તે મરણ પામ્યો ને તેનો બેટો હુમાયન ગાદી પર આવ્યો જેને શેરશાહ સાથે લડતાં ઈ. સ. ૧૫૪૦ માં હારીને નહાસવું પડયું. ઈરાન જતાં રસ્તામાં ઈ. સ. ૧૫૪૨ ના અકટોબર મહીનામાં શાહજાદો હુમાયન, તેની વ્હાલી જવાન પરણેતર હમીદા, તેનો નોકર જોહર, રૂશનબેગ નામનો અમલદાર ને બીજા માણસો મળી આઠ જણ થાકીને લુસ થયલા, પાણીથી ટળવળતા સીંધના રણમાંથી આગળ વધ્યા. મોત ઉભરતા નામઝામાં હમેશાં માણસ જાતના ખરા ગુણ દોષો જણાઇ આવે છે. આ મુસાફરીમાં રૂશનનો ઘોડો તદન નકામો થઇ ગયો એટલે તેણે જવાન રાણીને પોતાનો ઘોડો આપ્યો હતો તે જબરીથી તેણીની પાસે લઇ લીધો. રાણી ફક્ત પંદર વર્ષની ઉમરની હતી અને તેણી થોડા દિવસમાં બચ્ચાંનો જન્મ આપનાર હતી. રાણીનો ઘોડો જતાં હુમાયુને પોતાનો ઘોડો પોતાની પરણેતરને આપ્યો ને પોતે પગે રસ્તે ચાલ્યો ને તે બાદ સામાન સાથનાં ઉંટ પર બેઠો. થોડા કલાક પછી તે મુસાફરો કહાની પાસેના અમરકોટના કીલ્લામા દાખલ થયા. ત્યાં એક ઝાડના છાયા નીચે રાણી હમીદાએ શાહ અકબરનો જન્મ તા. ૧૪ મીએ આપ્યો. હુમાયને કસ્તુરી પોતાના માણસોમાં વહેંચી ભલી દુવા ચાહી. તે બાદ ઇરાનની મદદ સાથે પોતાની ગાદી પાછી મેળવીને ઇ સ. ૧૫૫૬ માં હુમાયુન મરણ પામ્યો ઇ. સ. ૧૫૬૦ થી અકબરે ખરેખરી સત્તા પોતાના હાથમાં લીધી. વર્ષો સુધી લડાઇ ચલાવી તેણે લગભગ આખું હિંદુસ્થાન કબજે કર્યું. ચાલુ લડાઇઓ લડવા છતાં અકબરે પોતાના રાજ્યના સુધારા વધારા તરફ મોટું ધ્યાન આપી પ્રજાને સુખી કરી. નવા નવા સુધારાઓ દાખલ થયા; કેળવણીને ઉત્તેજન આપવામાં આવ્યું ને ધર્મને લગતી દરેક છુટ મળી. અકબર ઘણું શીખેલો નહતો પણ એક વિદ્વાનને ટક્કર મારે એવા ગુણો તેનામાં હતા. તેના કામોમાં તેને મોટી મદદ અબુલફઝલ અને ફેઝી નામના બે વિદ્વાન ભાઇઓ, તેના બાહોશ હિંદુ મંત્રીઓ અને વફાદાર સીપેહ સાલારોએ આપી હતી. અબુલફઝલ અને ફૈઝી પર તેની આંધળી શ્રદ્ધા હતી. અકબરે દરેક ધર્મને માન આપવાનો ઠરાવ કરેલો હોવાથી તેણે હિંદના દરેક ધર્મના વિદ્વાનોને પોતાની ચોપાસ એકઠા કર્યા હતા. ત્યાં તે તેઓ પાસે તકરાર કરાવતો અને ખરાં ખોટાંનું તોલ કરતો હતો. ફત્તેહપુર સીક્રી આગળ પોતાના બેટા સલીમના જન્મની યાદમાં તેણે મોટું શહેર વસાવી ત્યાં એક મોટો મહેલ બાંધ્યો હતો તથા ત્યાં ઇબાદતખાના નામનું મકાન બાંધ્યું હતું જેનો પશ્ચિમ ભાગ સૈયદો માટે; દક્ષિણ ભાગ ઓલમાઓ માટે; ઉત્તર ભાગ શેખો માટે ને પૂર્વ ભાગ ઉમરાવો તથા બીજાઓ માટે જુદો રાખ્યો હતો. "તારીખે બદાઉની" નો કર્તા મુલ્લાં અબદુલ કાદીર ઉર્ફે અલબદાઉની ઈ. સ ૧૫૪૦ માં જન્મ્યો હતો. તેણે ગાયન, ખગોળશાસ્ત્રને ઇતિહાસનો ઉંડો અભ્યાસ કર્યો હતો. તે ચુસ્ત મુસલમાન હતો પોતાના વિચારોના ઝનુનમાં તે બધાને ભૂલી જતો હતો. અકબરના સલાહકારો અબુલ ફઝલને દેખીને તે કાફરો તરીકે ઓળખાવતો ને અકબરને ધર્મિપણાંથી ફેરવવાનું તેમના પર આળ મુકતો હતો. સંસ્કૃત અને અરબી પુસ્તકોનો ફારસીમાં તરજુમો કરવાનું કામ તેને સોંપવામાં આવેલું હતું. તેણે મહાભારત અને રામાયણનો તરજુમો કર્યો હતો.

અકબરની દરબારમાં દરેક ધર્મના વિદ્વાનો એકઠા થયા હતા અને દર ગુરૂવારે સાંજના ઇબાદતખાનાંમાંના અનુપ તળાવ આગળ તેઓ ભેગા મળી વિવાદ કરતા હતા. મુસલમીન ઓલમાઓનાં ઝનુની હુમલાઓથી અકબરને દુઃખ થયું હતું

એટલે તેમની સામે તે બીજાઓને ટીકા કરવા ઉશ્કેરતો હતો. તકરાર વધતીજ જોઈ તેણે તોફાનીઓને કાઢી મુકવાની ધમકી આપી ત્યારેજ જરા જપાન કાબુમાં આવી. મુસલમાનો અકબરને ધીમે ધીમે પોતાના ધર્મ તરફથી દૂર થતાં જોઈ ઘણા ઝનુનમાં આવી ગયા પણ તેમનું ચાલ્યું નહિ. અકબરે દરેક ધર્મના રહસ્ય સમજી લઈ પોતાને માટે નવો ધર્મ સ્થાપિત કર્યો ને તેને તોહીદે–એલાહી એવું નામ આપ્યું. આ ધર્મના મુખ્ય સિદ્ધાંતો જરથોસ્તી અને હિંદુ ધર્મમાંથી લેવામાં આવ્યાં હતાં. તે કામમાં અબુલ ફાઝલ ને ફૈઝીની મુખ્ય મદદ તેમને મળી હતી. અબુલ ફાઝલે "અકબર નામે" કરી ત્રણ વોલ્યુમમાં અકબરને લગતી તવારીખ લખી છે તે બહુ જાણીતી છે. તેમાં અકબરને લગતી દરેક બાબતોનો સમાવેશ છે.

અકબરનાં છેલ્લાં વર્ષો દુખમાં પસાર થયાં હતાં. તેના વાહલા વડા બેટા સલીમે તેની સામે બંડ ઉઠાવ્યું હતું ને અકબરના જાની મિત્ર અબુલ ફાઝલને મારી નંખાવ્યો હતો. અબુલ ફાઝલ ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયો છે. અકબર પોતે ૧૬૦૫ માં મરણ પામ્યો હતો.

અકબરની પહેલી સ્ત્રી સુલતાના રાજ્જીહાબેગમ તેના કાકા હીંડાળની બેટી હતી પણ તેને પેટે કોઈબી ફરજંદની વૃદ્ધી થઈ ન હતી. બીજી સ્ત્રી સુલતાના સુલીમા બેગમ, બાબરની છોકરીની છોકરી હતી તેણી એક હુસ્યાર કવિ હતી. ત્રીજી સ્ત્રી નુરજેહાંન નામની હતી ને ચોથી રજપુત શાહજાદી જોધબાઈ હતી જેને ત્યાં સલીમનો જન્મ થયો હતો. તેના ફરજંદોમાં હસન અને હુસેન બચપણમાં મરી ગયા હતાં. સલીમ, ગાદી વારેસ હતો તથા મુરાદ અને દાન્યલ પોતાના બાપ વખતમાંજ દારૂ પી પીને મરણ પામ્યા હતા; તેમજ ત્રણ છોકરીઓ હતી.

આ ટુંક તવારિખ પછી આપણે આપણી વાર્તામાં આગળ વધ્યે તે પહેલાં અત્રે જણાવવાની હું જરૂર જોઉં છું કે આ અસલ પુસ્તક ડચ ભાષામાં ઇ. સ. ૧૮૭૨ માં પ્રગટ થયું હતું. તેનો જર્મન તરજુમો ઈ. સ. ૧૮૭૭ માં અને અંગ્રેજી તરજુમો ઈ. સ ૧૮૭૯ માં પ્રગટ થયો હતો અને તેની આ ગુજરાતી આવૃત્તિ ૧૯૧૭ માં શરૂ થાય છે.

---

## પ્રકરણ ૧.

### સન્યાસી.

સમીસાંજનો વખત થવા આવ્યો હતો. સૂર્યનારાયણ આ પૃથ્વીને પોતાની તેજસ્વી રોશનીનું તેજ આપી ગોયા થાકી ગયો હોય અને આરામ લેવા જતો હોય તેમ પશ્ચિમમાં આથમતો હતો. મધ્યાને આગ સળગાવવાને પૂરતાં તેજસ્વી તેનાં કિરણો હવે કાંઈ ઠંડાં થયાં હતાં. તેમનું તેજ હવે ઝાંખું હતું. હિમાલયનાં ઉંચા ડુંગરોમાં ચીમાઇને સંતાવાની તૈયારી કરતા સૂર્યનારાયણને બે ઘડી અજાયબીમાં ઢંગ થઈ જોવામાં આપણને કાંઈ અજબ ગમત પડે છે. ઠંડાં થતાં કિરણોના રંગબેરંગી પ્રકાશમાં બરફથી ઢંકાયલા હિમાલયની ટોંચોનો દેખાવ બહુજ મનહર લાગે છે. આકાશ કીરમજી રંગનું બની ગયું હતું અને તેનાં પ્રતિબીંબ ટોંચોપરના બરફમાંથી બહાર આવી અજબ ચળકાટ ફેલાવતાં હતાં. આ મોટા પર્વતની એક મોટી બદ્રીનાથ * ની ટેકડી પર ફેલાઇ રહેલો

---

હિમાલયમાં બદ્રીનાથની ટેકડી અતી પવિત્ર છે. ત્યાં વિસ્નુની સ્થાપના છે. બદ્રીનાથની ટેકડી ૭ ટોંચના સમુહની ગણાય છે જે દર્યાની સપાટીથી ૨૨૦૦૦ થી ૨૩૪૦૦ ફીટ ઉંચી છે. બદ્રીનાથનું શહેર કાસ્મીરનાં શ્રીનગર શેહેરથી ૫૫ માઇલ દુર છે. શેહેરમાં સૌથી ઉંચી જગ્યાએ બદ્રીનાથનું મંદીર છે અને તેની નીચે તળાવ છે જેમાં ગંધકનાં પાણીનો ઝરો છે. આ મંદીરે હજારો જાત્રાળુ આવે છે. મંદીર દર્યાની સપાટીથી ૧૦,૨૯૪ ફીટ ઉંચુ છે.

દેખાવ અજબ દીલખુશ હતો. દેખાવની મનહરતામાં ખીણોમાંથી થઇ બહાર આવતો ઠંડો, મધુર પવન ફુલોનો મઘમઘાટ ત્યાં પંથરાવતો મંદમંદ વાતો હતો. જમાનાઓ થયા આ અચળ નિયમ ચાલ્યો આવ્યો હતો. દિવસના સૂર્યની રોશની તેજ આપતી ને સાંજના ઠંડા કિરણોના રંગ બેરંગી તેજમાં મીઠી મધભરી લંપટવાળી હવા મનને અજબ શાન્ત કરતી ફુંકતી હતી. જમાનાઓ જાણે તે ભવ્ય જગ્યાએ તેની શાંતિમાં ખલલ કરવા કશુંએ કરી ન શકતા જણાતા હતા. આ ઉંચાણવાળી જગ્યાએ આવી અજબ શાંતિ હતી ત્યારે નીચે માણસો લોભ, લાલચને માયા ને વશ થઇ એકમેકનાં ગળાં રહેંસતાં હતાં. રાજ્યો સ્થાપિત થતાં યા વેરાન-મેદાન થઇ જતાં હતાં.

સોળમાં સૈકાની આખેરીમાં જલાલુદીન મહમદ યાને મહાન અકબરે મોગલ શાહનશાહતનું સર આસમાનસે લગાડી આખાં હિંદુસ્થાનમાં પોતાની સત્તાનો ડંકો ચલાવ્યો હતો. તે વેળા પવિત્ર હિમાલયનાં આશ્રમો તેના દોરથી નીરાળાં રહ્યાં હતાં. તે પવિત્ર આશ્રમો કે જ્યાં ફક્ત દેવતાઓ આરામ લેતા હતા ત્યાં અકબરની મહાન શાહનશાહત ગમે તેવી ફતેહ છતાં પુગી શકી ન હતી. આ પવિત્ર આશ્રમો હજી જંગલી હાલતમાં એમનાં એમ રહેલાં છે. આ એકાંતવાસમાં ખલલ કરવા કોઇ કદાચજ માણસનું પગલું ત્યાં ચાલતું સંભળાતું હતું યા કવચિતજ ત્યાં બસ કરનારાં પક્ષિનો અવાજ યા નાનાં પ્રાણીઓનું કીલ્યાણ સંભળાતું હતું. ત્યાં ગોયા કુદરતની પૂર જોશમાં પોતાનો દમામ ચલાવી રહી હતી.

આવી સર્વોત્તમ શાંતિ છતાં તે પુન્ય જગ્યા કાંઇ વસ્તી વિના ખાલી હોય એમ જણાતું ન હતું. સાધારણ જોનારને કદાચ નજરે આવે નહિ પણ બારીક અવલોકનકારને ત્યાંની વસ્તી સહેજે માલુમ પડી શકે તેમ હતું. ત્યાંનાં લાંબા ઘાસમાં લગભગ છૂપાયલો એક મોટો લાંબો ચિત્તો અરડાઇને પડેલો હતો. તેની ચામડી પર કાળા ને સફેદ પટા હતા અને ગોયા તે મહાન ફીલસુફ હોય તેમ એકાગ્ર ચિત્તે બરફથી ઢંકાયલી ટેકરીઓ નિહાળતો હતો અને તેમ કરતાં પોતાની આંખો નીચી કરી વિચારના વમળમાં જાણે વિંટળાતો હતો. તે ઘણે નીચે આવેલી લીલી છમ ખીણો જોતો હતો અને ત્યાંથી પોતાની નજર પર્વતોની ટોંચ તરફ ફેરવતો હતો કે જે ટોંચો આકાશ સાથે પોતાનું સર લગાડવા ગોયા એક બીજા સાથે હરીફાઈ કરી રહી હતી દ્રષ્ટિમર્યાદા તરફ આ દેખાવ અજબ મનહર જણાતો હતો યા માલીક! તે પ્રાણી શાનો વિચાર કરતું હશે? કોઈ કોઈવાર નીચે ને કોઇ વાર ઉંચે જોતાં બનવાજોગ છે કે તે પોતાના આગલા જન્મને યાદ કરતો એ હોય! કાં નહિ તે આગલા વખતમાં કોઈ મહાન રાજા હોય કે જેના હુકમની હજારો માણસોએ સેવા ઉઠાવી હોય!...યા તો કાં નહિ તે કંગાળમાં કંગાળ દુષ્ટ મનુષ્ય યા પ્રાણી હોય!...બાહ! હાલમાં તો તે જંગલના રાજા જેવો હતો આગલા જન્મ કરતાં હાલ તે વધુ રાજી હોય તેમ હતો. તેની સર્વોપરી સત્તા સામે હાલમાં સરકશી કરે તેવો કોઈબી હરીફ ત્યાં હતોજ નહિ. ભારે મગરૂરીમાં ચોપાસ ફરતી તેની નજર પરથી જાણે કહી શકાતું હોય કે તે પોતાની મોટી સત્તાની કિંમત અચ્છી રીતે પીછાનતો હતો. જો એકાએક તે પોતાનાં હવાઇ સ્વપ્નાંમાંથી જાગૃત થયો, ને કુદકો મારી આગળ વધ્યો અને સાંભળવા લાગ્યો. માણસોની વાતચીતનો અવાજ તેના તિવ્ર કાનો પર આબાદ પડ્યો.

જો કે હજી થોડે દૂર હતા છતાં તેણે કેટલાક સ્વારોની એક ટોળીને બાજુમાંના પર્વતપરથી થઇને તેની જગ્યા તરફ આવતી જોઇ. તે ટોળી-

માં ફક્ત ચાર જણ હતા. હરોળમાં એક ગભરૂ જવાન ચાલતો હતો, જેનો દમામદાર દેખાવ તથા ચાલવાની છબછબ અને તેનો કિમતી પોષાક તેને કોઇ અમીર ખાનદાનનો નબીરો હોય તેમ અચુક જણાવતાં હતાં. તે જવાનની સાથે એક અઢાર ઉંમરનો સાદા પણ સફાઇદાર પોષાકમાં સજ્જ થયલો શખ્સ ચાલતો હતો અને પાછળ બે નોકરો હતા. તે જવાન એક ઝડપી ચાલના અને મજબુત કાઠીના સુફેદ અારબ પર સ્વાર થયલો હતો. તેનો સાથી એક મોટાકાળા ઘોડાપર સ્વાર હતો ત્યારે નોકરો ત્યાંના પહાડી ટટ્ટુઓ કુદાવતા હતા. તે જવાને સોનાના બટન સાથની બ્લુ રેશમની એક મોટી જેકીટ તથા પોહળો લેંઘો અને રાતા જોડા પહેરેલા હતા. તેનાં માથાપર એક હલકી ટોપી હતી કે જેમાં એક મોટા હીરા સાથે જડી લીધેલું મોટું પીછ ખોસેલું હતું. તેની બાજુએ એક વાંકી તરવાર લટકતી હતી અને તેનાં કિંમતી કમરબંધમાં હિરા જડીત મૂઠ વાળું ખંજર ખોસેલું દેખાતું હતું. તેના જમણા હાથમાં એક મોટો, ભારી, ભાલો હતો. તે રૂષ્ટ પુષ્ટને કદાવર અંગનો હતો. તેનો દેખાવ ખુબરૂ હતો અને તડકાને લીધે સહજ કાલાશપર થવાથી તે ઘણોજ ખેંચાણકારક જણાતો હતો. તેની આંખો અને તેના બાલ કાળા ભમર હતા અને હોઠપર ફુટેલી ભૂરી મૂછ તે આર્યન ઓલાદનો હતો તેની અચુક નિશાની બતાવતાં હતાં.

તેનો સાથી અલમસ્ત જેનો, પોહળી છાતીનો, સામળા ચહેરાનો, કદાવર હતો. તેના ચહેરા પરથી તે પણ આર્યન ઓલાદનો ખુલ્લો જણાતો હતો. મોટી ફરચળીવાળી દાઢીએ જાણે તેનો આખો ચહેરો ઢાંકી નાંખ્યો હતો અને તે પર છાયા માટે માથાપર મોટી સુફેદ પાઘડી પહેરી હતી. તેણે સુંદર કપડાંનો એક મોટો ઝભ્ભો પહેરેલો હતો જે તેના પગ સુધી આવતો હતો. કેમર પર તેણે સોનેરી પટો વિંટાળેલો હતો. તે પણ તરવાર અને ભાલાથી સજ્જ થયલો હતો; પણ તેની ખાંધ પર વધુમાં એક નાની ઢાલ લટકતી જણાતી હતી. નોકરોએ એક મોટો ઝભ્ભો પગ સુધીનો પહેરેલો હતો. તેમના હાથોને પગોમાં તાંબાપીત્તળની બાંગડીઓ હતી જે ચાલતાં અવાજ કર્યાં કરતી હતી. તેમની પાસે હથ્યારમાં ટુંકા ભાલા અને નાની ઢાલો હતી.

તે મુસાફરો કોણ હતા, ક્યાંથી આવ્યા હતા તથા તેમની મુસાફરીનું કારણ શું હતું. તે તેમની વાતચીત પરથી સહેજે જણાઇ આવશે. તે જવાનનું નામ સીધરાજ હતું અને તે કાસ્મીરના વડા વજીરનો બેટો હતો. શાહનશાહ અકબર, માટે અગત્યનાં કાગળો લઇ તેને આગ્રાની દરબારમાં મોકલવામાં આવ્યો હતો કેમકે શાહી લશ્કરમાં રજપુત સેનાની એક ટુકડીની સરદારી તેને લેવાની હતી. તે પોતાના રાહબર અને શિક્ષક કલુસા સાથે હતો કે જે ઉંચ બ્રાહ્મણ કુટુંબનો હોઇ એક મોટા લડવૈયા ઉપરાંત મોટા વિદ્વાન તરીકે જાણીતો હતો. તેણે લડાયક હથ્યારોમાં પોતાના શિષ્યને ઉસ્તાદ કર્યો હતો તેમજ હિંદુ શાસ્ત્ર અને બીજાં શાસ્ત્રોના જ્ઞાનમાં તેને પૂર્વિણ કર્યો હતો. લડાયક શિક્ષણ સાથે નીતિ-રીતિનું શિક્ષણ તે જરાએ ભૂલ્યો નહતો

તે જવાન આગ્રા જાય તે પહેલાં તેમને બદ્રીનાથના ડુંગરમાં વસતા સન્યાસીને મળવાની જરૂર હતી. ત્યાંથી નીકળી તે જવાન અલ્હાબાદ જનાર હતો કે જ્યાં તેનો કાકો, મહાન અકબરનાં રક્ષણ હેઠળ ગંગા અને જમનાના સંયોગવાળા જિલ્લાના સરદાર તરીકે હકુમત ચલાવતો હતો. કાકાને ત્યાં જવાનું બીજું ખેંચાણ કાકાની એક પૂરી દીકરી ઇન્દુમતી હતી કે જેણીનું વેવીશાળ સીધરાજ જોડે થઇ ગયું હતું. ફક્ત ખોટી લગનની હતી કે જે માટેના દિવસો તે પ્રેમાળ જોડું એક બીજાથી અજાણ આંગળી પર ગણતું હતું.

થોડો વખત પોતાના ગુરૂની જોડમાં મુસાફરી કર્યા પછી સીધરાજે કહ્યું,

'ઉસ્તાદજી તમો કહો છો કે અહીંના રસ્તાથી તમો માહિતગાર છો અને હવે આપણે આશ્રમની લગભગ આવી લાગ્યા છીએ. ભલે તેમ હોય પણ મને તો હયાં ઝુંપડી જેવા આકારની કશી ચીજ જણાતી નથી. શું બનવા જોગ છે કે તે મહાન પુન્ય ગુરૂજી અહીંથી કેયે ગયા છે?'

'બેટા, જરા ધીરધર' કલુસાએ નરમાસથી જણાવ્યું 'આપણે પેલી જગ્યાએથી વાંક લઇશું ત્યારે ત્યાંની નાની ઝાડી જોઇ શકીશું કે જ્યાં પુન્ય સન્યાસીએ પોતાનું આશ્રમ સ્થાપ્યું છે. બેટા, આવા મહાન અને પુન્ય નર માટે વધુ માનથી બોલવાની તને જરૂર છે. ત્યાં જતાં હું ખાત્રીથી માનું છું કે તારી પૂરની ખાતરી તે બાબે થઇ જશે.'

'હું કોઇપણ રીતે બેઅદબ થયો નથી' સીધરાજે ખાતરી આપી. 'આહ, પણ આ શું?' પહાડની બાજુમાં પવનની ગેરહાજરી છતાં હીલતાં ઘાસ તરફ પોતાનો ભાલો ફેરવતાં તે બોલ્યો.

પણ તેનો ઉસ્તાદ તેને રોકે તે પહેલાં તે જવાને પોતાનો ઘોડો તે તરફ ફેરવ્યો અને તે હીલતાં ઘાસ તરફ પૂર ઝડપે નીકળી ગયો. કલુસા કે નોકરો તેની પૂંઠે જાય તે પહેલાં તેમણે તે જવાનને લગામ ખેંચી પૂતળાંની પેઠે જડ થઈ એકાગ્ર ચિત્તે સામે જોતાં જોયો.

ઘાસમાં થતી હીલચાલ બંધ પડી હતી. ના ઘાસનું એક તણખલું હીલતું હતું કે ના કશોજ અવાજ થતો હતો. ફરી પાછું થોડે વારે ઘાસ હીલવા લાગ્યું પણ તે ઘણે દૂર હતું. ધ્યાનથી જોતાં ચળકતી ચામડીવાળો એક વાઘ કુદકા મારતો ચાલી જતો તેને જણાયો.

સીધરાજે પોતાના ઘોડાને એડ મારી પણ બીજી પળે તે લાંબો ઉર થઇને જમીન પર પડયો લીલોતરીથી ઢંકાયલા એક મોટા ખાડામાં તેનો ઘોડો પડતાં ઘોડો તેમજ સ્વાર બંને ટપકાઇને નીચે પડયા હતા. બંને તુરત ઉઠી ઉભા થયા.

'કાંઇ નથી થયું, વત્સા!' સીધરાજે પોતાના નોકરને જણાવ્યું કે જે પોતાનું ટટ્ટુ છોડી દઇ દોડતો પોતાના શેઠની પૂંઠે ગયો હતો. 'મને કશું લાગ્યું નથી તેમજ ઘોડાને પણ ઇજા થઇ હોય તેમ જણાતું નથી. પોચી જમીન હતી ને?'

તપાસ કરતાં ઘોડો પણ પોતાના સ્વાર જેવો કોઇપણ જાતની ઇજા વગરનો જણાયો. તે પછી ગમે તેવી તપાસ કરતાં વાઘનો કશો પત્તો જણાયો નહિ.

હવે પાછા સ્વાર થઇ તે મુસાફરીમાં આગળ વધ્યા સિવાય બીજો કશો માર્ગ રહયો નહતો.

સીધરાજ ગુપચુપ પોતાનાં ઉસ્તાદ આગળ આવ્યો. તે પોતાના આ મૂર્ખ સહાસથી કાંઇક ઝંખવાણો પડેલો જણાતો હતો. તે ઉસ્તાદે હસીને કહ્યું,

'બેટા, તારાં આ બચ્ચાં સરખી ચેડાં મને નહિ ગમ્યાં'

'હાજી' સીધરાજે શરમાઇને જણાવ્યું. 'આવી રીતે ગબડી પડતાં હું તમારી નજરમાં મૂર્ખ ગણાયોજ હોઇશ!'

'નહિ, એમાં તું શું કરે?'

'હાજી. છૂપા ખાડાઓ કોણ જાણી શકેજી!'

'નહિ, બેટા, હું જાદુંજ કહેવા માગું છું!'

'તે શું?'

'હું જે ધારૂં છું તેજ હશે તો તને જલદીથી તેની ખબર પડશે.' તે બોલતાં કલુસાના ચહેરાપર છવાઇ રહેલું મંદહાસ્ય જોતાં સીધરાજની જીજ્ઞાસા ઉશ્કેરાઇ. તે સવાલ પૂછવા જતો હતો તેવામાં તેઓએ વળાંક લીધો અને ત્યાંથી તેઓ બાજુના બીજા માર્ગપર આવ્યા કે જે જગ્યા જાણે સોનેરી પ્રકાશમાં નાહી રહી હતી.

'પેલું જો' કલુસાએ ઝાડોની એક નાની ઝાડી પોતાના ભાલા વતી બતાવતાં બોલ્યો. 'આ

ગુરૂ આશ્રમ છે !' અને કાંઇ પણ વધુ બોલ્યાં વિના તે સ્વારો એક મોટાં ઉતરાણ પરથી ઉતરી ખીણના માર્ગ પર આવ્યા.

ત્યાં ઝાડોના છાયાની નીચે વાંસનું એક ઝુંપડું તેમણે જોયું કે જેનીરપ વેળાઓ ચઢાવી તેનો દેખાવ દીલચસ્પ બનાવવામાં આવ્યો હતો. પસાર થયલી જીંદગીનું પ્રાયશ્ચિત કરતા એક સન્યાસીનાં મથક કરતાં કોઇ લ્હેરી છોકડાની મજાહનું તે મથક વધુ લાગતું હતું. તે મકાનની પાછળ ગીચ ઝાડી હતી જ્યારે આગળ સ્વચ્છ પાણીનું એક નાનકડું તળાવ હતું કે જેમાંના આસમાની અને સુફેદ કમળ ફુલો સૂર્યની રોશનીના પ્રતિબીંબ પાણીમાં ફેંકી પાણીને રંગબેરંગી બનાવતાં હતાં. એક બાજુએ થઇને એક નાનો ઝરો રૂપેરી ફીણ ઉડાડતો ખલખલ વહેતો જતો હતો અને મકાનના રહીશોને પોતાનાં અમૃત સરીખાં પાણીનો સ્વાદ ચખાડતો હતો. ઘણે દૂર પહાડોની હાર ગગનમાં દિવાલ કરી ઉભેલી જણાતી હતી કે જેમનાં બરફવાળા મથાળાંપર કોઇપણ માણસનો પગ હજી ફર્યો નહતો.

તે ભવ્ય અને અનુપમ દેખાવ જોતાં તે મુસાફરો અજાયબીમાં દંગ થઇ બે ઘડી થોભી ગયા પણ પોતે પોતાની મુસાફરીને છેડે આવ્યા હતા તેનું ભાન થતાં તેઓ ઘોડાપરથી ઉતર્યા અને નોકરોને ઘોડા સ્વાધિન કર્યા. તે પછી પોતાની આમદની ખબર આપવા કલુસા એકલો તે ઝુંપડી તરફ ગયો. તેને વધુ મેહનત પડીજ નહિ કેમકે તે ત્યાં જઈ પુગે તે આગમજ તે સન્યાસી પોતેજ ઝુંપડાંમાંથી બહાર આવ્યો. તેનો નોકર તેની ઇશારત થતાં દોડી ગયો અને ઘોડાઓની લગામ લઇ મકાનના પાછલા ભાગ તરફ તેમને લઇ ગયો.

આ પુજ્ય સન્યાસીને જોતાં સીધરાજ પર જબરી અસર થઇ ગઇ. કાશ્મીરના ડુંગરો અને જંગલોમાં તેણે ઘણા સન્યાસીઓ અને સાધુઓ, પ્રાયશ્ચિત કરતા તપેશ્રીઓ, સ્વગોગ આપનારજોગીઓ તથા ભટકતા ભકતો જોયા હતા. આ બધા એકજ જાતની રહેણી-કરણી ભોગવતા હતા. કેટલાકો કંગાળ ચીથરાં પહેરી હાથોમાં મોટા ડંડુકા ને ગળામાં મોટા મણુકા પહેરતા તો કોઇ ફક્ત લંગોટભર ફરતા તો કોઇ વસ્ત્રને બદલે ફક્ત ઝાડોની છાલનો ઉપયોગ કરતા તો કોઇ સદંતર નગ્ન હાલતમાં ફરતા, તો કોઇ માથાં મુંડાવી તે પર તેલ ચોપડી તેને સળગાવી તેની અગ્ન સહન કરતા દેખતા તો કોઇ કપાળમાં કે છાતીમાં પીળા થોડી ભક્તિ કરવામાં લીન થતા હતા. આ બધા પોતાના આંધળા વિશ્વાસને આધિન થઇ ફક્ત મોક્ષ મેળવવાનોજ મતલબેજ તેમ કરતા હતા તે તે જવાન અચ્છી રીતે જાણતો હતો. તે સાથે બહારથી પરમાત્મા સાથે મળી જવાનું ડોળ બતાવી ભીતરમાં કાળા કુકર્મો કરતા અનેક બગલા ભગતો તેણે જોયા હતા. તેવા મવાલીઓ તરફ તેને જબરો તીરસ્કાર હતો. બદ્રીનાથના સન્યાસીનું નામ સાંભળતાં તેનું મન ઘણું લલચાયું નહતું; પણ બારણાં આગળ ઉભેલા આકારને જોતાંજ ને થસ થઇ ગયો. તે કદાવર, દમામદાર આકારે તેના પર જબરી અસર કરી. તે સન્યાસીના આવકારમાં માયા સાથે તેના દરજ્જાને લાયકનો રૂઆબ ખુલ્લો જણાતો હતો.

તે વૃદ્ધ ઉમરનો સુફેદ ધોળાં કપડાંમાં સજ્જ થયલો બુઝોર્ગ હતો. તેના બાલો સુફેદ હતાં. માથાંપર ફક્ત થોડાં સુફેદ ઝુલફાં હતાં બાકી ટાલીક પડેલું હતું, પણ તેની મોટી દાઢી તેના દેખાવમાં મોટો વધારો કરતી હતી. તે વૃદ્ધ હતો છતાં જરાએ તન્દુરસ્ત કે કમરમાંથી વળેલો નહતો. તે કોઇ કસરત બાજના જેવો ખુલ્લો જણાતો હતો. તેના હાવભાવ પરથી ખુલ્લું જણાતું હતું કે હુકમો સાંભળવા ને માન્ય કરવાને બદલે તે હુકમો આપવાને સરજાયલો હતો.

' ભલે પધારો, મિત્રો ' તેણે પોતાના બન્ને

પરોણાઓને પોતાનો હાથ આપવાં આવકાર આપ્યો કે જે પરોણાઓએ તે હાથ વાંકાવાળી પોતાની આંખોમાં ચાંપી પોતાના હોઠે લગાડ્યો,

" મારા એકાંતવાસમાં તમારી આમદ મુબારક છે. ખરેજ મને નેહાયત ખુશાળી થાય છે કે મને ફરી એકવાર મારા ' ત્યાં તે એક પળવાર ચોભ્યો ને પછી દ્રઢ મન કરી બોલ્યો ' મારા મિત્રો, મારો દેશ અને મારી ભૂમિની ખબર જાણવાની મને તક મળી છે. ' –

કલુસા કે સીધરાજ હજી તેનો યોગ્ય જવાબ આપે તે પહેલાં તેમની નજદીકમાંથી આવતા એક મોટા ઘુરકવાના અવાજે તેમનું ધ્યાન તે તરફ ફેર્યું. બીજી પળે, મકાનના પાછલા ભાગમાંથી એક કદાવર ચીતો મોટા દમામથી ધીમે પગલે આવી તે ત્રણે આગળ ઉભો રહી પોતાની પૂછડી આમથી તેમ હીલાવવા લાગ્યો. તે જોતાંજ સીધરાજ પાછા હટ્યો ને કુદરતી રીતે તેનો હાથ તેનાં ખંજરપર પડ્યો ને તેણે તે કમર બંધમાંથી ખેંચી કાઢ્યું.

' એ તારૂં રમકડું તેની જગ્યાએ પાછું ખોસી મુક ' સન્યાસીએ હસીને કહ્યું. ' હરીને તું ઇજા ન કરીશ ' તે પછી તે ચિત્તા તરફ ફરી કાંઇક થથરાવનારા અવાજે તેમણે તેને તડખાવ્યો કે તે જંગલનો રાજા ધ્રુજીને તુરત પોતાના શેઠના પગ આગળ લાંબો થઇને પડ્યો.

" મેં તને શું કહ્યું હતું ? ' કલુસાએ તે વાઘ તરફ આંગળી બતાવતાં સીધરાજને કહ્યું. ' તું કેવી રીતે ગભડી પડ્યો હતો તેનું કારણ હવે તું સમજ્યો ? '

' માફ કરો, પુજ્ય ગુરૂજી, માફ કરો ! ' સન્યાસી આગળ બે હાથ જોડી માફ માંગતો તે બોલ્યો કેમકે તેણે જોયું કે સન્યાસીના પાળેલાં આ વાઘને તે મારવા દોડ્યો હતો. ' ખરેજ હું અજાણ હતો '

' હું સમજ્યો ' સન્યાસીએ હસીને કહ્યું. ' તમે હરીનો શીકાર કરવા ગયા હતા કે ? આગળ અનેકવાર તેમ થયું હતું પણ તેમાં આ મારાં નીમકહલાલ પ્રાણી કરતાં તેના શીકારીઓને વધુ ઇજા થઇ હતી; કેમકે એ જ્યારે ગુસ્સામાં આવે છે ત્યારે ધર્યો ધરાતો નથી, છતાં જેઓ એને ઇજા કરતા નથી તેમને એ કદી દુઃખ દેતો નથી. કલુસા જાણે છે તેમ જ્યારથી એ ધાવતું બચ્ચું હતું ત્યારથી તે મારે પાસે છે, અને હવે હમો એક બીજાને બહુ અચ્છી રીતે ઓળખી ગયા છીએ. ખરી વાતને, હરી ? તેઓ સહેજ વાંકા વળ્યા કે તે વફાદાર પ્રાણીએ અર્ધ ઉઠી પોતાનું પહોળું માથું પોતાના શેઠના હાથ ઉપર ફેરવ્યું. ' અને મારા મિત્રો તે એના પણ મિત્રો છે ! તમે અજમાવો ! ' તેમણે જણાવ્યું કે સીધરાજ આગળ આવ્યો અને તેણે તે વાઘનાં ખભાં પર માયાથી પોતાનો હાથ મુકયો. આ જોતાંજ તે પ્રાણીએ પોતાના શેઠ તરફ જોયું અને ત્યાંથી સીધરાજ તરફ નજર ફેરવી પોતાની ખાતરી થતાં તે સીધરાજના પગ આગળ લાંબો થઇ પડ્યો ને પોતાનું માથું તેના હાથો સાથે દબાવ્યું. આ જોતાંજ તે જવાન જરાએ ગભરાયો નહિ પણ ઓર ખુશ થઇ તેણે તેને પસવાર્યો અને જ્યારે ખુશાળીમાં આવી તે પ્રાણીએ પોતાનું મોંહ પોહળું કરી પોતાના સુફેદ, તીખા-દાંતોની હાર બતાવી જબરી અવાચી બાધી ત્યારે પણ સીધરાજને જરાએ ગભરાટ છુટ્યો નહિ.

" શાબાશ...અચ્છા ! " તે પ્રાણી પોતાના શેઠ આગળ પાછું ફર્યું કે હસીને તે સન્યાસીએ પોતાની ખુશાળી બતાવી. 'તારા કરતાં કાંઇ વધુ ઉમરના શુરવીરોને આ હાલતમાં આવા શાંત રહેતા મેં બહુજ થોડા જોયા છે. જવા દો હવે એ વાતને. આપણને બીજો વિચાર કરવાનો છે. ગીચ ઝાડીઓ અને પહાડો પરથી આવતા મુસાફરોને પોતાની થાક ઉતારવાને તે માટે આરામ તથા ખોરાક લેવાની જરૂર છે. મારી સાથે આવો.' અને આગળ ચાલીને સન્યાસી મકાનમાં દાખલ થયો.

તે મકાનમાં જરૂરિયાત સિવાયની કશી ચીજ હતી નહિ, પણ બધું સફાઇદાર ગોઠવેલામાં આવ્યું હતું, જે જોતાં આંખને અજબ ટાઢક વળતી હતી.

જમીન પર પાંથરેલી સુંદર મોટી ચટાઇઓ પર આરામ લેવા પછી તે નોકર કે જે ઘોડાઓને લઇ ગયો હતો તે પોતાના હાથમાં ખોરાકથી ભરેલી થોડીક રકાબીઓ લઇ આવ્યો.

તે દમામદાર અને રાજ્યવંશી જેવા દેખાતા સન્યાસીએ જે સાદી અને સહેલી ઢબે તેની સાથે વાત કરી તે પરથી તે જવાનની ખાતરી થઇ કે તે સન્યાસી દુન્યવી બાબતોમાં કદેસ હતો અને તે ખાતરી થતાં તેમના તરફ તેને ભારે શ્રદ્ધા થઇ. સીધરાજે પોતાના બાપ, પોતાની અદરાયલી પત્નિ તથા પોતાની કાસ્મીરમાંની જીંદગીને લગતા સન્યાસીના સવાલોના જવાબો ખુલ્લાં દીલથી કાંઇક અદબ અંદાજ સાથે આપ્યા. તેના બચપણમાં કાસ્મીર શુ શું બન્યું હતું તે દરેક વાતથી તે સન્યાસી માહીતગાર હોય એમ તેની ભારે અજાયબી વચ્ચે તેને જણાયું. જે છૂપા ભેદો બાદશાહી કુટુંબના ઘાડા સંબંધમા આવેલા ઘણાજ થોડા સિવાય કોઇ બીજું જાણતું ન હતું તેથી આ સન્યાસી વાકેફ હોય તેમ લાગ્યું. આ પરથી તે જવાને ધાર્યું કે આ સન્યાસી તેની જવાનીમાં એકાદ શાહજાદાનો જાની મિત્ર યા મદદગારજ હશે. તે સન્યાસીની આગલી જીંદગી માટે તેને સવાલ કરવા તેનું મન ઘણું લલચાયું પણ તેમ કરવામાં સારી રીતભાત તેને ન જણાવાથી તેણે તેબાબે ખામોશી અખત્યાર કરી. તેણે જોયું કે તે સન્યાસી બહુજ ખુશ ખુશાલ હતો અને પોતાની હાલની હાલતમાં પૂર્ણ સંતોષી હોય તેમ જણાતો હતો. પણ ઉત્તર તરફની રાજદ્વારી બાબતોની વિગત નીકળતાં વારંવાર તેનાં ભવ્ય કપાળ ઉપર કરચળી ચઢી આવતી હતી. તેની ગમે તેની ફીલસુફી આવી વાતોમાં તેનું મન દ્રઢ રાખી શકતી ન હતી.

રાત પડી ચુકી હતી અને ચંદ્રમા પોતાની રૂપેરી રોશનીની ચાદર આ પૃથ્વી પર પાંથરી મુકયો હતો. વાતોમાંને વાતોમાં ઘણું મોડુ થઇ ગયું હતું.

'બે અદબી માફ છે, ભલા સીધરાજ' સન્યાસીએ ઉઠતાં જણાવ્યું. 'મારે જરા તારા શિક્ષક અને ગુરૂ કલુસાનું કામ છે તેથી હમો અહીંથી થોડે દૂર જવા માગીયે છીએ...નહિ...બેટા, તારે જોઇએ તેમ તું કર. મારે કાંઇક ખાનગી ખબરો જાણવી છે જેમાં હું નહિ ધારતો કે તને જરાએ રસ પડે. તારે ન્હાવું હોયતો આપણું તળાવ હાજર છે. ખુલ્લી રીતે ન્હાવાની હું ધારૂંછ તેમ તને ટેવ હશેજ!'

તે બન્ને વૃધ્ધો તે મકાન છોડી ગયા અને સીધરાજે તેમને ઘણો વખત સુધી હાથમાં હાથ મેળવી આતુરપણે વાતો કરતા જોયા. જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે આરામ લેવાનો વખત થઇ ગયો હતો એટલે બહુજ ખુશીથી તે મુસાફરો પોતાની થાક ઉતારવા તૈયાર રાખેલાં બીછાનામાં લાંબા છર થઇને પડયા ને તુરત નિંદ્રાવશ થઇ ગયા.

બીજી સહવારે સકાળેથી જાગ્રત થતાં તેઓ તળાવમાં ઉતરી નાહયા અને દાતણ કરી, તૈયાર કરેલાં ખાણાંને પેટ ખુસ્તો ઇનસાફ આપ્યો અને તે બાદ તેમણે પોતાની મુસાફરીમાં આગળ વધવાની તૈયારી કરવા માંડી. તેમના ઘોડાઓને તૈયાર કરવામાં આવતા હતા તેટલાં સન્યાસીએ કલુસા સાંભળે નહિ તેમ થોડે દૂર જવાન સીધરાજને લઇ જઇ ઘણા પ્રેમથી કહ્યું,

"બેટા, સાધુ સંતોનો નિયમ છે કે જ્યારે પણ જવાન્યાઓ તેમની મુલાકાત લે ત્યારે તેમને શીખામણ અને સલાહના બે બોલ સમજાવવા. કદાચ મારી તરફથી તેવી તું વકી રાખતો હશે તો તારી મોટી ભૂલ છે. તારા ઉસ્તાદ કલુસાએ જે કાંઇ તને શીખવ્યું છે તેમાં હું કશોએ ઉમેરો

કરી શકું તેમ છેજ નહિ. કલુસા મોટા જ્ઞાની અને ચાલાક છે. તારે મારે જે કાંઈ હવે બાકી છે તે તને જે દુન્યામાં હવે તું જાય છે તેની જીંદગી શીખવશે, છતાં મારે વિનંતી સાથે તને એકાદ બે શબ્દ જણાવવાની જરૂર છે. જ્યારે પણ તું ભપકા ભરી અને મોજીલી આગ્રાની દરબારમાં દાખલ થાય ત્યારે જરૂરી મોજમજાહ અને રમત ગમતમાં ભાગ લેતાં કદી બી ડરતો ના. તેમ કરશે તોજ ખરૂં અને ખોટું શું છે તે ઝટ પીછાનનો તું થઇ જશે. અલબત તારા ઉસ્તાદે તને તો વારંવાર જણાવ્યું હશે તેમ તું તારૂં અંતઃકરણ સ્વચ્છ રાખજે અને ધ્યાનમાં રાખી એવું તું કોઇબી કામ કરતો ના કે જેથી તને પોતાને કે બીજાઓને શરમ લાગે. આ શીખામણ અંતઃકરણ માં કોતરી રાખવા છતાં જો આવો બનાવ બનવા પામે અને તારા મનની શાંતિમાં ખલલ થાય તેમજ તે વેળા તને ખરી સલાહ આપનારા એક ભલા પ્યાર પ્યાદની જરૂર જણાયતો તારા બાપ અને તારા ઉસ્તાદના આ પૂરાણા મિત્રને યાદ કરી બદ્રીનાથના સન્યાસી આગળ આવજે. બોલ, તને આ કબુલ છે ?'

'સરોચસ્મથી' સીધરાજે સાદાઇથી પણ ખરાં જીગરના જોસથી જણાવ્યું અને ગુરૂજીને પગે પડયો. તે સન્યાસીએ માયાથી તેનાં માથાં પર પોતાનો હાથ ફેરવી તેને આશિષ દીધો અને તેને ઉઠાડી પોતાની છાતી સરસો દાબ્યો.

માણસો ઘોડા લેઇ આવ્યા અને તે સ્વારો સન્યાસીની રજા લઇ ઘોડેસ્વાર થયાં અને જલ્દી થી તેઓ જંગલમાં થઇને પહાડી માર્ગ તરફ ફર્યા.

મોટાં ઝાડો આગળ ઉભા રહેલા તે સન્યાસીના આકારને સીધરાજે અનેકવાર ફરી ફરીને જોયા કીધો. તેની જોડમાં તેનું વધારે પ્રાણી ઉભું હતું. જ્યારે તે આકાર તેની નજરે પડતો બંધ થયો ત્યારેજ તેણે પોતાની નજર રસ્તા તરફ ફેરવી. તે ઉંડા વિચારમાં પડી ગયલો લાગતો હતો. એકાએક, જાણે તે પોતાની સ્વપ્નવસ્થ હાલતમાં થી જાગ્રત થયો હોય તેમ ઘોડાની લગામ જોરથી ખેંચી તેને પાછલા પગ પર ઉભો કરી તે બોલ્યો,

'કલુસા, પુજ્ય ગુરૂજી જેવો શખ્સ આજ સુધી મેં કોઇજ જોયો નથી !' રખે આ શબ્દોથી તેના ઉસ્તાદ અને મિત્રનું દીલ દુખાય એવું ધારી તે ખેજાલતથી લાલલાલ થઇ ગયો પણ કલુસા તો પોતાના પૂરાણા મિત્રની આ ખરાં જીગરની વખાણ સાંભળી ખુશખુશ થઇ ગયો.

"ખરેજ" તેણે કહયું. "તારા આવા વિચારોથી હું નેહાયત ખુશી થયો છું. ગુરૂજી બાબેના તારા વિચારો દરેક રીતે બરહક છે"

'પણ એઓ કોણ છે ?' થોડોવાર થોભી સીધરાજે પુછયું.

'કેમ ? તેં પોતે જોયું ને કે તેઓ બદ્રીનાથ ના સન્યાસી છે !'

'હા...તે તો હું સમજ્યો. તેમાં શું મોટું છે ? પણ એઓ પહેલાં કોણ હતા ? હયાં આવ્યા પહેલાં અને વાઘો પાળવા પહેલાં એઓ કોણ હતા?'

'તેઓ તે વેળા માણસો કેળવવા માંગતા હતા' કલુસાએ ગંભીરપણે જણાવ્યું. 'કમનસીબે તેઓ પોતાની યોજનામાં ફાવ્યા નહિ. ભલા, તેં કાં નહિ તેમને તે બાબે સવાલ કર્યો ?'

"તેમ થતાં બેઅદબી થતે—શું તમોને તે ગમતે ?'

'બરચીતજ નહિ. બેરૂબ્ય જીજ્ઞાસા બતાવી તેં પરોણાગતના નિયમોનો ભંગ કર્યો નહિ તેમાં તેં ડહાપણજ વાપર્યું છે. આપણી જીજ્ઞાસા ગમે તેટી તિવ્ર હોય છતાં આપણે કદીબી નિયમોનું ઉલંઘન કરવું નહિ. પૂજ્ય ગુરૂજીએ તેમનું અસલ નામ તથા તેમની આગલી જીંદગીનું બયાન તને આપવા મને રજા આપેલી છે માટે સાંભળ:

"તેઓ અસલમાં મહાન રાજા હતા."

"કેમ—કેમ?" રીધરાજ અધીરો થઇ બોલ્યો. 'શું તમે મને રાજા પાદશાહ ને જીન પરીઓની વાતો સંભળાવવા માંગો છો કે જેવી વાતો બચપણમાં અમ્મણે સાંભળી હતી.'

"તારે જોઇએ તો સાંભળ યા કાનમાં રૂઆ ખોસ!" કલુસાએ શાંતપણે જણાવ્યું. 'મેં કહ્યું તું તેમ તેઓ આગળ એક મોટા, બળવાન રાજા હતા. તેમના સલાહકારો ડાહ્યા અને જ્ઞાની હતા એટલે તેમણે બહુ ડહાપણથી અને માયાથી પોતાનું રાજ્ય ચલાવ્યું હતું. તેમને ત્યાં ફરજંદની વૃદ્ધિ થઇ ન હતી. તેમને ફક્ત એક નાનો ભાઇ હતો જે ઘણોજ કુશળ અને ચંચળ હતો. તેનાપર વડા ભાઇનો અગાઢ પ્રેમ હતો એટલે પોતાનાં મરણ પછી તેને ગાદીવારેસ તરીકે પસંદ કરવામાં આવ્યો હતો—પોતાની બુઝોર્ગીને લીધે પણ રાજ્યની ખટપટ અધિક થઇ પડે તો એ તેમણે પોતાની ગાદી પોતાના ભાઇને સોંપવાનો વિચાર કરી મુકયો હતો. આ યોજના છતાં તે જવાન ભાઈ બહુ લોભી હતો અને તેનો ભલા સદગુણો છતાં તેને ગાદી માટે લાંબો વખત થોભવાનું રૂચ્યું નહિ. રાજ્યમાં હમેશા બે પક્ષ હોય છેજ એટલે રાજા સામે કાવાદાવા કરતી ટોળી સાથે તે મળી ગયો. પહેલાં તો તે ચોરી છૂપી થી ભાગ લેવા લાગ્યો પણ પાછળથી તે જાહેર થયો અને તેણે પોતાના ભાઇ તથા હકદાર રાજા સામે બંડ ઉઠાવ્યું પણ તેમાં તે હારી ગયો અને પોતાના સાથીઓ સાથે કેદ પકડાયો. તે કેદીઓને રાજનગરમાં લાવી કેદખાનામાં પૂરવામાં આવ્યા. આ હારથી શરૂ થયેલાં બંડો સમી ગયા નહિ. ઠેક ઠેકાણે તોફાનો થવા લાગ્યાં એટલે રાજ્યની સલામતી માટે રાજાને પોતના અતિ વહાલા પણ બંડખોર ભાઇને તેના સાથીઓ સાથે મારી નાંખવાની ખુફી સલાહ મળી. રાજ્યની હસ્તી માટે આ ઉપાય જરૂરી હોવાથી રાજા પણ કબુલ થયો. તેમ થતાં તે પોતાના ભાઇનાં અને બીજાઓનાં લોહીમાં પોતાની ગાદી સ્થાપનાર હતો એ ખ્યાલે તેને હેરાન પરેશાન કર્યો. તેણે જોયું કે રાજ્ય ગાદીની ખટપટમાં સેંકડો જાનની નાહક ખુવારી થનાર હતી. આ વિચારે તેના મનપર અજબ અસર કરી તેને એકદમ ચોક્કસ વિચાર પર લાવી મુકયો. કોઇને તેની સ્વપ્ને પણ વકકી ન હતી. એકાએક શેહેરમાં ગપ ફેલાઇ રહી કે રાજા પોતાના મહેલમાંથી ગુમ થયો હતો, અને કોઇ બદમાસનાં કાવત્રાંનો નાહકનો ભોગ થઈ ગયો હતો. તે દિવસ પછી રાજાની કશી ધનનસલ રાજ્યમાં જણાઈ નહિ. કેદમાં સબડતા તેના નાના ભાઇને એકદમ છોડવામાં આવ્યો ને હકદાર વારેસ તરીકે તે ગાદીપર બેઠો અને ત્યારથી તે અત્યાર સુધી પોતાના વડીલ ભાઇના ડાહ્યા સલાહકારોને પોતાની બાજુમાં તે રાજ્ય ચલાવે છે. જોકે વડા ભાઇ જેટલું ડહાપણ તેનામાં જણાતું નથી છતાં તે નસીબવંત હોવાથી રાજ્યમાંના બખેડાઓ સમી ગયા છે ને દેશમાં સુલેહશાંતિ પથરાઇ રહી છે.'

પોતાના શિષ્યના ચ્હેરાપર આ વાતથી શી અસર થઇ હતી તે જોવા કલુસા એક ક્ષણવાર થોભ્યો પણ ના તેણે અસાધારણ ઉલટ બતાવી કે ના અજાયબી દેખાડી.

"તમો કહોછો તે હકીકત તો આપણા હાલના રાજા અને તેમના વડીલ ભાઈ રાજા નંદી ગુપ્તને લગતી છે' તેણે નરમાસથી જણાવ્યું. 'એકે એક કાશ્મીરી આ વિગતથી વાકેફ છે.'

"ખરી વાત" કલુસાએ જણાવ્યું 'જે ઇતિહાસ મેં રજુ કર્યો છે તે ઘણો જાણીતો છે. જે દરેકને ખબર નથી પણ ઘણાજ થોડા અતલગના જાણે છે તે એ છે કે રાજા નંદીગુપ્ત ના કોઇપણ બદમાસનો ભોગ થઇ પડયો હતો કે ના મરણ પામ્યો હતો કે ના હારી જવાથી ન્હાસી ગયો હતો તે પોતાની રાજીખુશી પોતાના ભાઇને તેમજ પોતાના ઘણા થોડા અંગત સલાહકારોને મિત્રોને.

જણાવ્યા વગર એક દૂર આવેલાં મઠકે ચાલ્યો ગયો હતો જ્યાંથી પોતાના મરણની ખોટી ખબર ફેલાવી તેણે પોતાના ભાઇને શરમ ભરેલાં મરણથી બચાવી પોતાનાં રાજ્યને ખુનામરકીની આફત થી ઉગાર્યું હતું.'

" આહ ! ત્યારે રાજા નંદીગુપ્ત હજી છવે છે' સીધરાજ ઉશ્કેરાઇને બોલ્યો ' અને તેઓ ત્યારે—'

" તું જે ધારે છે તેજ તેઓ છે' કલુસાએ જણાવ્યું. "આપણા પુજ્ય સન્યાસી રાજા નંદીગુપ્ત છે. ખબરદાર ! આ ભેદ તારે તારા છવની પેઠે સાચવવો જોઇશે. તેના રાજ્ય અને તેની રૈયતનો આ મહાન ભેદ ફક્ત તારાપર ભરૂસો મુકી તને સોંપવામાં આવ્યો છે. સૌથી મોટા નીમકહલાલ નોકરોમાંના એકનો બેટો અને એકનો મિત્ર આ ભેદ અચ્છી રીતે જાળવશે એવી મને ઉમીદ છે."

" આહ ! આપણે ત્યાં હતાં ત્યારેજ કાં નહિ મને આ ભેદ જણાવ્યો ?' સીધરાજ નારાજ થતો બોલ્યો 'તેમ થાત તો મારા પીતાજી અને મારી જાનવાળાઓ પર તેમણે પોતાના ચાલના વખતમાં કરેલા અનહદ ઉપકારો માટે આભાર માનવાની તક લેત પણ હું કોઇપણ દીવસે તે તક જરૂર લઇશ કેમકે પુજ્ય ગુરૂજીએ મારી કોઇપણ મુશ્કેલીમાં મને સારી સલાહની જરૂર પડે તો ખુશીથી પોતાની આગળ આવવા આમંત્રણ કર્યું છે.'

" તેમનું આમંત્રણ કબુલવામાં તેં ડહાપણજ વાપર્યું છે" કલુસાએ જણાવ્યું " તારો બોલ જરૂર પાળજે. પુજ્ય ગુરૂજી આપણા જેવા સત્તર જ્ઞાનીઓ કરતાં વિશેષ જ્ઞાની ને ડહાપણવાળા છે'

સીધરાજ પોતાના વિચારોમાં એવો ગુંથાઇ ગયો હતો કે તેણે પોતાના ઉસ્તાદના બોલો બાગેજ સાંભળ્યા. તે સન્યાસી સાથની મુલાકાતે તથા તેના ભેદની જાણ થવાથી તેના પર મોટી અસર થઇ હતી તે ખરાં મને પોતાને મુબારક બાદી આપવા લાગ્યોકે પોતાની મુસાફરીની શરૂઆતમાંજ આવા રાજ્યવંશી ફીલસુફ સાથે તેની મુલાકાત થઇ હતી, જેણે પોતાના ભાઈ અને દેશ તરફના પ્રેમને ખાતર પોતાની હદ વિનાની સત્તા તથા એશ આરામનો ભોગ આપ્યો હતો. તથા જે પોતે કરેલાં ભલા કામથી ખુશખુશ થઈ જંગલમાં મંગલ કરી રહયો હતો, અને મિત્ર તરીકે મનુષ્યને ન રાખતાં જંગલના રાજાને રાખ્યો હતો. તે પોતે હાલમાં મહાન મોગલ શાહનશાહની દરબારમાં કીર્ત્તિ અને માન મેળવવાની હોંશથી જતો હતો કે જે શાહે તરવાર કરતાં ડહાપણથી પોતાના રાજ્યની આબાદી ફેલાવવાની જરૂર જોઇ તેમાં ફત્તેહ મેળવી હતી. ખરેજ આ મોગલ શાહનશાહ મહાન હતો. ઘણા દૂરના રાજાઓ તેના મિત્રો હતા. તે અતિ શ્રીમંત હતો અને તેનો ઉપયોગ કરતાં અચ્છી રીતે સમજતો હતો; તથા દરેક ધર્મને માન આપી તેના રહસ્ય જાણવાની કોશેશ કરતો હતો

સીધરાજ જે પોતાનાં અમીરી ખાનદાન માટે મગરૂર હતો અને દરેક બાબતમાં તે વાત આગળ ધરતો હતો તેણે હવેજ જોયું કે આ બે મહાન નરો આગળ તે કશી ગણત્રીમાં ન હતો. આ બે મહાન શખ્સોમાં કોણ વધુ ઉત્તમ હતો તે જાણવું તેને માટે ઉખાણા સમાન થઈ પડવાથી શાહ અકબરની મુલાકાત લેવાય નહિ ત્યાં સુધીક તેણે કશા ઠરાવ પર નહિ આવવાની જરૂર જોઈ. આ વિચાર થતાંજ તેનું મન અલ્હાબાદ ખાતે રાહ જોતી તેની વ્હાલી દંપતી ઇંદુમતી તરફ ફર્યું. અત્યાર સુધી તેના ચ્હેરા પર જે ગંભીરતા જણાઇ રહી હતી તે આ વિચાર થતાં નીકળી ગઇ અને તે ઉત્સાહી બની ચપળ થઇ ગયો. તેણે ઘોડાને એડમારી " ચાલો-ધસો ?" કરી બુમ પાડી કલુસાએ તેને ઘોડાને એડ મારી, હવામાં પોતાનો બાશો ફેરવી " ઇંદુમતી " નું નામ દેતાં સાંભળ્યો.

"ધસો, ધસો ! આગળ ધસો !" તે વિદ્વાન પોતાનાં મન સાથે પટપટયો અને તેણે પણ પોતાના ઘોડાને એડમારી. "જીંદગીનો છેડો આવે ત્યાં સુધી એમજ આગળ ધસવાનું છે. મારી તો હવે આખેર આવી ચુકી છે પણ એની જીંદગીની તો હજી શરૂઆત થાય છે. હે પ્રભુ તું એની જીંદગી સરળ અને સાફ રાખજે ! અલબત જીંદગીના તબક્કાઓમાં જૂદા જૂદા ખાડા ખાબોચીયાંઓ અને ટેકરાઓ તેના માર્ગમાં આવી તેને દોજખના ઉંડાગાર તરફ ખેંચી જવાની કોશશ તો કરશેજ પણ હે પરમ કૃપાળુ પરમાત્મા ! તું એને અનેક લાલચોથી દુર રાખી એની જીંદગી સુખમય કરજે !"

---

## પ્રકરણ ૨.

## ઇંદુમતી.

અલ્હાબાદના ભવ્ય કિલ્લાના એક મોટાં દિવાનખાનાંની બાજુની અગાસીપર મોટાં મોટાં વૃક્ષોની છાયામાં એક જવાન સુંદરી બેસી પોતાની સામેનો દેખાવ એકાગ્ર ચિત્તે જોઇ રહી હતી. તેણીનું માથું તેણીના હાથોમાં ઝુકી પડ્યું હતું. જમના અને ગંગાનો પવિત્ર સંયમ તેણી ખાસ કરીને જોતી હતી કે જ્યાં તે બે પવિત્ર નદીઓ એકત્ર થઇ ફીણ ફીણ ઉરાડતી આગળ વધતી હતી. આકાશ સ્વચ્છ હતું અને સહવારની આનંદજનક લ્હેરીમાં ત્યાંનો દેખાવ અજબ ખુસ્તુમાં હતો. ડાબી બાજુએ જમુનાજીનો રેતાળ કિનારો તેના ખડકો સાથે આવી રહેલો હતો જ્યારે જમણી બાજુએ ગંગાજીની ખાણો લીલીછમ જણાતી હતી. આંબાના ઝાડોની ઘટા ગીચ હતી જે પર અસંખ્ય પોપટો, કોયલો, મેના, બુલબુલો વસી કલાહોલ કરી મુકતાં હતાં. પાણીમાં લાં ત્યાં ડુંગરો જણાતા હતા જે પર પણ વસવાટ હોય તેમ ખુલ્લું જણાતું હતું. દ્રષ્ટિમર્યાદા તરફ ઉંચી ટેકડીઓ હતા કે જે પર આવેલાં મોટાં મંદીરો સૂર્યનારાયણના પ્રકાશમાં અજબ ચળકી રહ્યાં હતાં. તેણીના પોષાકપરથી તેણી કયા કુટુંબની હતી તે જાણી શકાય તેમ ન હતું, કેમકે તેણીએ ઘણો સાદો પોષાક પહેરેલો હતો. ફક્ત સુફેદ લુગડું હતું કે જેને રાતી કિનાર હતી તથા સાદી ચોળી દીલમાં હતી. માથા પરનો બાલનો મોટો ભાથરો ગાંઠવાળી ખુલ્લો રાખવામાં આવ્યો હતો અને તેમાં કમળનું ફુલ ખોસેલું હતું. તે ફુલ સિવાય તેણીનાં દીલપર એકે ઘરેણું ન હતું. આહ! તેણીના લંબગોળ, દીલજીત ચહેરા ને ઘરેણાંની કે ટાપટીપની કશી જરૂરજ ન હતી. તેણીની મોટી કાળી આંખો તે પરનાં રેશમી, લાંબાં પાંપણો સાથે અજબ ચમકચમક થતી હતી. તેણી ઘણીજ ઉજળા રંગની ન હતી. તેણીનો ચહેરો ઉઘડતો હતો પણ તે એટલે બધો ખેંચાનકારક હતો કે જોનાર જાણે તેણી તરફ આકર્ષાઇ જતો હતો. તેણીના ફીરમજી ગાલોપરનો રતાસ તથા તેમાં સમાયલો શરમાળપણાંનો છાપ અજબ મોહક હતો. પરમાત્માની ફુરસદને વખતે ટાપટીપ કરીને તૈયાર કરેલું તે પૂતળું હતું. આહ ! તેણીનો દેખાવ જોતાંજ તેણીની મોટાઇને શ્રેષ્ટપણું ખુલ્લાં જણાઇ આવતાં હતાં. પૈસાને લીધે ના તેણી છકી ગઇ હતી કે ના તેણી સ્વભાવે બદલાઇ હતી. તેણીનો નમ્ર સ્વભાવ તેણીના ઉંચ કૂળની સાબેતી આપતો હતો. તેણીની રહેણી કરણી સાદીપણ અતિ ઉત્તમ હતી. ગરીબીમાંથી શ્રીમંતાઇ મળતાં કેટલાં ઉલ્લુઓ પહેરવા ઓઢવામાં છબરડા કરી બાપદાદાએ દીઠું ન હોય તેમ પોતાને ગોમા જવાહીરોથી મઢી લેવામાં મોટાઇ માને છે, તેમાંની તેણી ને હતી તેમજ ના તેણી તે શ્રીમંત વર્ગની હતી કે જે વર્ગ ગરીબોને હીણી તેને તરછોડવામાં ગમત લે છે. તેણીની દરેક ચીજ સાદી હતી પણ એટલી સરસ ટેસ્ટની હતી કે જે આગળ ઉંચ પોષાક તેના છબરડા સાથે કુચ્છ બિસાદનો પણ ન હતો.

આજે આગળ પેઠે ગંગાને જમુનાજીનો પવિત્ર સંયમ તથા તેની આજુબાજુનો ભવ્ય દેખાવ તેણી નીહાળતી ન હતી. આજે તો આગળની પેઠે તેણી દુરના પહાડો તરફ ટીકી ટીકીને જોતી હતી કે જ્યાંથી તે વહાલો આવનાર હતો. વર્ષો થયાં તેણી આતુરતાથી ફ્રોક્ટમાં તેની રાહ જોતી હતી. યા ખુદા ! તે શા માટે ત્યાં યોબતો હશે ? તેના ત્યાંના અટકાવનું શું કારણ હશે ? શું તે તેણીનો વિચાર કરતો હશે કે ક્વચિત ક્વચિતજ . તેણીનો ખ્યાલ કરતો હશે કે જ્યારે દિવસોના દિવસો ને વર્ષોનાં વર્ષો સુધી તેણી તો આંખો વખત તેનાને તેનાંજ નામનું રટણ કરતી હતી. ફક્ત તે અને તેજ એકલો તેણીના પરમાત્મા અને પીતા જેવો હતો બલકે એમ કહીશું તો ચાલશે કે તેણીને મનથી પીતા કરતાં કાંઇક અધિક વ્હાલો હતો. (સાંધન છે.)

# પારસી આનુ લુપીન !

## "ગુલશન" ની જાણીતી ગંજાવર ડીટેકટીવ સીરીઅલ.

ગઇ કાલ સુધીની સેનસસના આંકડા ઉપરથી માલુમ પડયું છે કે આએ બેદી વારતા વાંચનારાં બાવણ કરોડ બત્રીસ લાખ આસામીઓને હાર્ટ ડીઝીઝ લાગુ પડી ચુક્યું છે !

### પ્રકરણ અડાત્રીસમું.

( જેમાં બેસવું જમવા માટમાવારેલ સોનાબાનુ ગંડેરીજનું અને ચારવાં આંગળાં ધાન રાશથી ખરડાયલાં તથા ફેંટ મારી જવું જીવણાઇ ડોસાનું. )

"આઓ ચાલો, જમવાનું તૈયાર છે ચાલો !"

આલઅલેસ બાંગના ઓટલાપરથી નીકળતો આ જાણીતો અને માનીતો અવાજ—હાઆ આઆ !—કેટલાં કોમળ હૈયાંઓને હરખથી ગોયાં દેવાનાં બનાવી મુકે છે ! તે દીવસતી મીજલસ પણ આ લોકપ્રીય સાદથી ગાજીંવાજી રહી હતી અને જ્યારે તે સાદનો મધુર ગણગણાટ સોમલીબાઇ પોમલીબાઇઓના સુપડાં જેવા નાજુક કાનોસે અથડયો ત્યારે ત્યાં જામી રહેલી ધમાલનો દેખાવ, ઓ મહાન પાથે ફ્રેંઝ સીનેમેટો વાલાઓ, તમો કાં નથી ફીલમમાં ઉતારી લેતા વારૂ ? લીમેનેટ (અથવા તો લેમલેટ) નાં બરફક ગલાસ મધે પોટવીન હોમાવીને ધીચેવાની ખુશબખ્તીભરી યાદ કરતી રૂપાળીઓ જ્યારે લટક ચાલે હીંડતી જમવાના ઓટલા તરફ ઘસડાવા લાગી, ત્યારે, ઓ તમો મરહુમ ફ્રેન્સન કવીઓ શેકસપીયર. બાયરન, દલપતરામ, વીગેરે, જુઓ તમો આ જેહાનમાં પાછા ઉતરી આવતે તો કેવી મોજ ચખાડતે?

પણ આપણુ જેવાં બેવકુફોનું ધારવું કાંઇ સદાજ ખુદાયજી હાર પાડતા નથી. એમ તો લેતોની, તે દારે આપરાં ધનબઇને જે ત્યાં ખુરશી-ની સાલગેરી હતી તે દારે—! પણ જેવા દો, ધનબઇજીના ખુચાની ઢીંગ કહાડવા પર ગોર પાપરીની કાની ચીટકી જબરા કેની, તો વાત વાતને ઠેકાણે રહી જશે.

જ્યારે પાવરીના માણસોએ ટીલીઆણુ કરી મુકયું કે જમવાનું તૈયાર છે કરીને ત્યારે સઘળું બેરું લોક મારામારી કરતું, જમવાનાં ઓટલા તરફ ઘસડાઇ ગયું જો કે ડીટેકટીવ મીસ ગંડેરી તો ઘેરનાં ને ઘેરનાંજ કહેવાય, તે છતાં જમવા બાદ પોતાને પડનારાં અગત્યનાં કામને લીધે તેવણ બનતી ઉતાવળે જમવા બેસી ગયાં. તેવણને જરા એમ લાગ્યું તો ખરૂં જો કે મુયું નીચું જેવું ગણાય પણ એમ તો કુમલીબી બેસી ગયલી. કેની ? તે નહીં ઘેરની કહેવાય ? ત્ય ! ને તાહરે ? ઘેરની નહીં તો શું ? બાહરની ? એમ જો બધાંજ ઘેરનાં ને બહારનાં કરયા કરે ત્યારે પછી કામ પુરૂં કયારે થાય ?

ખુદાની મહેરથી વરસાદ નહી હતો એટલે બધા ટેબલો બાગમાં ગોઠવી દેવાની મજાહ પડી ગઇ હતી. જો વરસાદ પડતો હતે તો એમ બાગમાં ટેબલ મંડાતે નહીં એ હીરાદોર જેવું ખોલ્લું જણાતું હતું. જો વરસાદના દીવસોબી હતે તો બી એમ બાગમાં ટેબલો માંડવાનો અખત્યરો

જોખમભર્યો ગણાતે. એ તો બીલકુલ વરસાદના દીવસો નહીં હતા તેમાં પાવરીને હીમ્મત આવી. હવે એ હીમ્મતખી કાંઇ જેવી તેવી નહીં ગણાય. કાંય જે કે ચપ કરતો કે કમોસમનોજ વરસાદ તૂટી પડે તો શું થાય ? કુદરતનું કોઇ થયું છે, કે કુદરત તમારી થાય ? જો એવો કમોસમનો વરસાદ આવી જાય તો કેવા બાર વાગી જાય તે વીચારવું સહેલ છે. એ ગંભીર બાબદ ઉપર પુખ્ત વીચાર કરવાનો વાંચનારને આગ્રહ કરી ને આપણે આપણી આ અતી રસીલી અને લહેજ્દાર ચાલુ ડીટેકટીવ વારતાનાં વળાંમાં આગળ વધીશું.

દાદાર તારો આશરો !
પરવરદીગાર તારી મદદ !!
બારેહકતાલા તારી પનાહ !!!
"દોધીનો મુરબ્બો બાઇને ?"
"ચોખાની રોટલી મુરબ્બી ?"
"મછીનો સાહસ મુકું, શેઠાણી ?"

આએ બીજી વારનું પુજન કામ ચાલી રહ્યું હતું. ઘણાં ખરાં જમનારાંઓ નક્કી માલ પાછો બીજી વખત લેનાં જણાતાં હતાં. મછી અને કસ્ત રવાલાને ઝાઝી તસ્દી પડતી જણાતી હતી જ્યારે રોટલી પુજનારનું કામ તદન આસાન માલમ પડતું હતું. એવી રીતે બીજી વારની વાણીઓ પીરસાતી હતી તેટલાં એક બાઇ ઘણીજ નિક્ષણ ચીસ પાડીને મુર્છાગત થઇ પડયાં.

તેવણ કાંઇ આપણાં ઓળખીનાં હતાં નહીં. ઓળખીનાં હોત કે નહીં પણ આપણી બસી દીલસોજી તેઓ તરફ ખેંચાયા વગર રહે નહીં તો જો એમ આપણી દીલસોજી નહીં ખેંચાય ત્યારે તો જાણું જે આપણાં જીગરે-માંથી ઇનસાન્યતપણું ગાયબ થઇ તેની જગ્યાએ હેવાન્યતપણું ફસકી બેઠું હશે, પણ કરમ બહેશ તે કીરતારની કે તેવું કશું થયું નહીં અને આપણે સર્વે ઘણાં હસ્તાં રમતાં ઇનસાન તરીકે ૯૮ પુરવાર થતા પામ્યાં.

તે ચીસ પાડનાર નવ જવાન બાનુનું નામ જીવણબાઇ હતું. તે પણ નામદારની છેલ્લી સાલ વહેલે દીને તેઓએ બ્હોંતાલીસ વરસ પુરાં કીધાં હતાં અને ૭ આંગળ બીરાનડીનની લહેરમાં તેમણે પાડેલી તે તીણી ચીસનું કારણ એ હતું કે મછીના સાહસવાલાએ તેવણની લાહેની કાંગ બાતી સાડી ઉપર સાહસના ત્રણ છાંટા ઉડાસ્યા હતા.

તે ડોસાંની તીણી ચીસથી આખો આલબ-લેસ બાગ ધમધમી રહ્યો અને ભુખાડાંસ થયલા માટીડાઓ ત્યાં ગીધડાની માફક તૂટી પડયા. તે લોકને એવો ખ્યાલ કે એક બૈરું બેશુદ્ધ થઇ પડે તો આખી પાંટ ખાધા વગર ઉઠી જશે અને તેમ જો થાય તો વ્હીસ્કીના પેગથી તર થયલાં તે લોકનાં પેટડાંને કેટલી વહેલ્લી થંડક મળશે ! પણ ના ! બૈરાં, જેનું નામ બૈરાં, તે કાંઇ એકુ જણની ચીસ સાંભળીને પોતાનું સુન્ના જેવું એસફીરીન ને ખારી બદામ સુધી ઉઠે કે ? અરે ભાવરેજી છુંગા !

પેલાં બેશુદ્ધ થયલાં જીવણબાઇને તો અરધું ગલાસ ભરીને બીરાનડીન કાચોજ પાયો ત્યારે તુરતજ સુધીમાં આવી ગયાં અને બધાં ઠગુસા મારીને એસફીરીન દપાટવા લાગ્યાં. પેલા બધા માટીડાઓ ફુજ્જતુદીન બનીને જેવા આવેલા તેવાજ પાછા ગયા.

પણ એ સઘળો વખત મીસ સુના ગડેરી શું કરતાં હતાં વારૂ ? તેવણનું પાનરૂં ઉંચકાઇ ગયાને ખારસી પોણા ત્રણ મીનીટ પસાર થઇ જવા છતાં તેવણના હાથ ધોવાડવા કોઇ આવ્યું નહીં તેથી તેવણનો ખાધેલો પીધેલો જીવ બધો ઉકળીને ખાટો બટ થઇ ગયો, પણ કરે શું ! પર-બેલાં જોડાને બોલાવી મંગાવીને તે બાબેની જો ફીરયાદ કરે તો તેથી ટેકુ ફજેતા જેવું લાગે ! એવી સરસ રસ્તો તો એજ હતો, કે મુંગાં મુંગાં

ગગરી રહેલું. અને આંગળા પર ચાવલનાં જેટલાં તન્નાં વળગેલાં હોય તે સઘળાં ધીરે ધીરે ચાટી ચાટીને પુરાં કરવાં. સોનાબાનોએ 'બી' તેજ મુઆફેક શુભ કામ શુરૂ કર્યું, અને ખુદાની મેહેરથી હાથ ધોવાડનારો આવ્યો તેટલાં તો ચાવલનો છેલ્લાંમાં છેલ્લો દાનોબી ચપાટી કાઢયો.

"મરેરે, પેલી સુના જોઇ કે? ટીંબકટુ વેરથી હંઈ ડીટેક્ટીવનું કામ કરવા આવીછેને ધાનદારનાં ભરેલાં આગલાં ચાટતાં શરમાતીબી નથી જને!"

"હારે મરે! ને પેલી રાન કુમી અસ્સારપ્પા ને જોઇ કે? જાણે કોઇએ કોઈ દહાડો ધન્નું જોયું નહીં હોય તેમ જેટલું વરે અપાવેલું હોસે તેટલું બધુંજ લાધી આવીછ તે?"

'હારે, નકરી જાણે કાકાના અદીની ધન! તેબી એમજ કરીને લોકમાં નામ બગારેછ. મુવાંઓએ કોઈ દારો માયબાપને તાંહ જોયલું નહીં હોય કેની તાંહરે એવાજ છબરડા કરતાં ફરે! જોની, જોની! ગોલાબી સારી ને લીલું બલાઉઝ! કેવું ફેની પહેરી આવીછ તે? ફેનસી ડ્રેસ બૉલમાં જવાની હોસે!"

અને ખરેખર લગનની મીજલસમાં કેટલીક બાઇઓ જે છબરડા ડ્રેસમાં કરી આવે છે તે વિષેની ઉપલી ટીકા કેટલે દરજ્જે ખરી હતી તે તો મારી બટકની પાંખ જેવી પ્યારી વાંચનારી બહેનો સ્હેજ સમજી શકશે. પાંથરણાપર બેસવા જતી બાનુઓએ જે એરકાટ કરવા માંડયો છે તે વિષે પણ ઘણો ખળભળાટ ચાલી રહેલો આપણે જાણ્યે છીએ, પણ હવે સુના ગંડેરીના હાથ ધોવાઈ રહેલા હોવાથી વધુ વીવેચન કરવાની આપણને તક મળતી નથી. જુવો, જુવો, જુવો! સઘળાં બાઇઓ પાનસોપારી ચાવતાં ચાવતાં હૉલ તરફ ચાલવા લાગ્યાં છે!

---

## પ્રકરણ ઓગણત્રીસમું.

(જેમાં બનાવે છે અંમીનાજાન પોતાની કળાનો હુન્નરમંદ નમુનો અને છક કરી નાંખે છે તબલચી ધન્નુમલ સર્વ શ્રોતાજનોને–તથા ભેટ આપે છે સર મોટાભાઇ આદરજી એનસાઇકલોપીડીઆ બોટલીક વાલાજી પોતાની બેટીને એક નવાઇ જેવી વેડીંગ પ્રેઝંટ!)

બાનુઓ જમીને પાછા ફર્યાં તેટલાં તો લગનનું કામ ખતમ થઇ ચુક્યું હતું. આશીરવાદ સરાઈ રહ્યા હતા. દસ્તુરજીએ 'પેલું' કરામતી પડીકું પીછોડી વચ્ચે સંતાડી દીધું હતું. પારસીનાં માણસોએ લગનની ખુરસી ઇસ્ટિાંનો વગેસગે કરી દીધાં હતાં. વર કન્યાને થયલી સેસનાં પડીકાંનો ડુંગર ધનજીભાઈ ખેરાસ સંભાળવા બેઠા હતા અને એવીજ બધી સ્ટીરીઓ ટાઇપ ધાંધળ ધરપચથી બાગનો હૉલ ગાજીવાજી રહયો હતો જેની વચ્ચે જમી રહેલાં બાનુઓની જે ઘુસની ઘુસ ઘસડાઇ આવી ને તે બધો એવો ગડબડ ગોટો થઇ ગયો કે જાને નકરું મછી બજાર!

હવે ત્યાં ગાયનની બેઠક મંડાઇ ગઇ.

સઘળાંને આગળથી ખબર હતું કે આજે લાહોર વાલી પ્રખ્યાત નાચનારી અમ્મીનાજાન અને વિખ્યાત તબલચી ધન્નુમલની અજાયબ કળાનો નમુનો ચાખવાનો હતો. એ ખબરે પ્રેક્ષક વર્ગમાં એટલો તો ઉત્સાહ અને એટલી તો ધુંત જારી ફેલાવી મારી હતી કે કેટલાક માટીડાઓ તો એક હાથમાં વ્હીસકી સોડાનું ગલાસ અને બીજા હાથમાં તરેલા છમણાની પુછડી પકડીને ક્યારના ત્યાં આવી ગોઠવાઈ બેઠા હતા.

ગાયનની બેઠક ક્યારની ગોઠવાઇ ગઇ હતી. આપણી વહાલી દીકરી 'ચાંદણુ' કોકટ દહાડી બહાડી સૌ પેહેરીને એવી તો આબેહુબ તબલચી બની ગઈ હતી કે તેણીનો બાપ ભસતામાંથી ઉઠી આવીને સામો ઉભો રહે તો તેબી પોતાની પેટ જણી બેટીને ઓળખી શકે નહી. વાંચક બીરાદરો

બી તેણીને તેણીજ છે એમ માનવા સારૂ ત્રા પાડી બેઠા હતા પણ તેવી બોહોંસ કરતા બહમ્મ-નઈઓને અકેકો દારમ આપીને આપણે હવે અમીનાજાન બનેલા લાડકા જહાંગીર બાબાની તપાસ લઇએ.

અમીના તે જાહાંગીર ?

શું ખરેખર ?

એ કેમ મનાય ?

જાંગુ તેજ અમીના ?

શું ખરેખર ?

તે કેમ મનાય ?

એની સાબેતી શું ?

તમે જુઠું બોલતાં હોવ તો અમે શું જાણે ?

અને હમે જુઠું બોલતા હોઇયે તો તમે શું જાણો ?

એજ રીતે યાને ઉપર લખવા મુજબનીજ હોજાતોઈ જો આપણે જારી રાખ્યે તો બેશક આએ ગંજાવર ઓરરરરીઇન્નલ ડીટેકટીવ વા-રતાનો કદી છેડોજ ન આવે અને એવી એક છેડા વગરની વારતા લખાવવાનો દુન્યામાં સૌથી પહેલ્હેલો હક એક મહાન પારસી ગુજરાતી વારતા લેખકને ફાળે આવે! પણ હમેને આપણી નામદાર સરકાર એવા એક મહાન લખનારની કદરસનાસી કરીને સર નાઈટનો એલકાબ આપી દીયે તેની અનુપમ ધાસ્તીથી થરથર ધ્રુજતે હું પેલી હોજ્જ તોઝ જારી નહીં રાખતાં, પછી ચાંદણે શું કીધું તે બાબદ હાથ ધરવાની રજા લઉં છુંછ.

ચાંદણુ અને જાંગીર એટલે ધન્નુમલ તખ લગી અને અગીના જાનની પ્રખ્યાત જોડીએ પોતાના પ્રોમામનો પહેલ્હેલો પીસ ઓલાદ્ગોની તાલીઓના બારે ગડગડાત વચ્ચે એક મધુર લાવ ભીના આકારમાં રજુ કીધો.

હોલમાં જ્યારે તે ગાયણની મંજલીસ મળી હતી ત્યારે બાગમાં જમવાની ટેબલોપર બધો મારીડા ઉલટી પડયો અને કેટલેક ઠેકાણે તો ખુરસીઓ છીણવી લેવાની નાની નાની મારા મારીઓ વહીક થઇ હતી. એ ઉત્સાહ ખુલ્લું પુર વાર કરી આપતો કે મારીડાઓનાં હોજરાંમાં નેપીઅર જોનસને ખુબ ચડયડાત જમાવ્યો હતો. જો બ્રીટીશ સરકારે નવા સોલજરોને દુશમનની ટ્રેન્ચ કેમ જીતવી તેનાં લેસન આપવાં હોય તો અમારી નમ્ર સલાહ છે કે તેવા સોલજરોને આલ બલેશ બાગમાં લાવીને આ મારીડા જમનારા ઓને બૈરાંલોકની ખાલી પડતી ખુરસીઓ જીતતા દેખાડવા જોઇએ !

શું ધમાલ ?

હા આ આ આ !

એ ખાધરા ગીધડાઓની શું તુટાતુટ !

કેવી ધક્કા મુક્કી !

બચારાં બાયડાંઓની કેવી અવસ્દશા !

હા આ આ આ આ આસ !

જે મારીડાઓનાં ઓળખીતાં બૈરાં નથી હોતાં તે લોકને ઘણીજ દોડાદોડી કરવી પડે છે કારણ કે બૈરાંની પીછાન ધરાવનારા મારીડાઓ તો તેવાં પીછાનવાળાં બૈરાંઓની ખુરસી પછવા-ડેજ ઉભા રહીને

" કાંએ ધનબઇઈ આઇસક્રીમ નહીં ખાતાં ? "

" કાંએ ઈલાં, પાનનાં બીરાંમાં ચુનો નહીં લગાડની કે ? ".

" એ બદામ શું ખુચાને વરે ગન્વામાં મારી કે, દીનુ ? "

" દીલ્લા, હાથ ગીમ્યા છે ? હાથ ધોવરા નારને પાછો બોલાઉં ? "

ધીમેરે ધીમેરે મેનીજ કરસનું ટોલ ચાલે છે ! કેવા સીફતખોરા કુમ્બેઓ ! પછવાડેજ ઉભા .

રહીને એમ મેનીજ કરે એટલે જેવું પેલું ઓળ ખીતું બેરૂ ઊંકયું કે ડપ દેતા કે તેની ખુરસીપર ગોઠવઇ જવાનું મજો!

મને લાગેછ કે એવાં લગનમાં જમવા માટે કંઇક નોવેલ ગોઠવણુ કરવી જોઇએ. જો દરવાજામાં દાખલ થતાં દરેક માટીડાને નંબરની ટીકીટ આપી હોય તો કેમ? પહેલા આવનારને પહેલું એન્ડ સો ઓન?

પછી બહારો જમી ઉઠે કે જેનાં પહેલ્લાં નંબર હોય તે લોકનેજ પહેલા બેસવાનો હક! જો તેવી કંઇ ગોઠવણ થાય તો માટીડાઓ છેક આઠ વાગતે આવવાને બદલે જરા વહેલા આવવા માંડે ખરાં કે? પછી તો કોઇ કોઇ પહેલ્લું જમવાની ઉલટમાં સહવારના છ વાગેથી બી આવીને ધામો નાખે તો હું અજબ થાઉં નહીં જો!

પેલી ગાયનની મીજલસ તંડ તંડ તંડ તંડ કરતી કે નાચતી ને કુદતી પોતાનું કામ બજાવી જતી હતી.

ચાંદણુ, તબલચીના વેશમાં કમાલ કરી રહી હતી.

અને બાબો જેહાંગીર તો બીબી અમીનાજાન તરીકે એવો ખીલી રહયો હતો કે તેનાં—તેણીનાં?—દરેક ગાણું અને દરેક નાચ પચાસ પચાસ વખત આંકોર થતાં હતાં. શું તેના પગની થમક.

અને શું તેની કમ્મરની ઝમક!

શું તેનાં ગળાંનું સુર!

અને શું તેની નઝરનું તુર!

શું તેનાં—

(વળી ફાટયો કે—ભાગદયા.)

પણ તે ખુબ જોશમાં આવી ગયલા જલસાને જરા રાહત આપવા વખતસર નામદાર સર મોટાભાઇ આદરજી એન સાઇકલો પીડીઆ ભ્રીટાનીકાવાલાજી તે રંગીલા અએવાનમાં પોતાની આમદ લાવ્યા.

"બાનુઓ અને ગ્રહસ્થો," તેવણે એક બેન્ટ ઉડની ખુરસીપર ચઢીને ઉભા થતા બાગેબુલંદ આવાઝે કહ્યું,

"ડોકરાએ ટકોરો જાસ્તી મારેલો લાગેછ."

પેસીએ ફરામેના કાનમાં કહ્યું,

"બાનુઓ અને ગ્રહસ્થો, આજે મારી પરવાંની પાંખ જેવી પ્યારી પનોતી બેટી પેરીનને મીસ્ટર અરદેશર સુઇના હવાલામાં સોંપવા અગાઉ મારે એ પૂતળીને એક 'અજબ જેવી પરજેટ આપવી છે. મને કોઇએ કહ્યું કે ખાખાવરખાનાં બીખઇજીએ પરણુતી કન્યાને શું ભેટ મળી તે જાણવાનાં ઘણાં વળખાં માર્યાં પણ અત્યારસેર કોઇબી મારી આ અજબ પ્રકારની ભેટ વિષે જાણતું હતું નહીં."

અત્રે સર મોટાભાઇ આદરજીઆ એન સાઇક્લોપીડીઆ બ્રીટાનીકાવાલાજી જરા દમ ખાવા થોભ્યા.

બે પાંચ દખુસા દમના ખાધા બાદ મ્હોડું મટમટાવીને તેવણે આગળ ચલાવ્યું,

"હવે દોધાનો મુરબ્બો પેટ ભરીને જે ભરી આવેલાં અને તરેલા છમણુાની નક્કર પુછડીઓની ધમધોકાર પાયદસ્ત ફેરવી આવેલાં મારાં પ્યારાં પરોણુાંઓ, તમો જાણીને અજબ થશો કે મારી વહાલી દીકરીને લગનની પરજેટ તરીકે હું ડરબીની સોરટીની એક ટીકીટ ભેટ આપું છું."

આવી અજબ જેવી વેડીંગ પ્રેઝંટની વાત જાહેર થતાંજ આખા મંડપમાં મોટો હોકોકાર મચી રહ્યો. કોન્ગ્રેસની બેઠક પુરી થતાં તેના મંડપમાં કેવી બધી કલાહોલ થઇ રહે છે તેવોજ આબાદ દેખાવ આલબલેશ બાગના તે હોલમાં થઇ રહ્યો. બધાએ તાલીનો અવાજોથી પરણેલી કન્યા (ઉ૦ વ૦ ૬૦) ને વધાવી લીધી.

તેટલાં છેક ખુણાંમાંથી એક અંજાણ્યા અવાજે પુછ્યું,

"પણ એ ટીકીટનું નંબર શું છે?"

સર આદરજીએ પછી ખાતરી કરવા તે નંબર બરાબર જોયું અને પછી બોલ્યા.

"૧૮૫૭!"

## પ્રકરણ ત્રીસમું.

( જેમાં ઉપજવી આંકડાની ગેબી અજાયબીઓ અને જેમાં ગાયબ થઇ જવી ડરબી સ્વીપની ટીકીટ નંબર ૧૮૫૭ ). "૧૮૫૭ ?"

"તે ગંજાવર હોલને એક નાકેથી બીજે છેડે સુધી તે ડરબી સ્વીપની ટીકીટનાં નંબરનો આંકડો ગણગણી રહ્યો. તે ટીકટનું નંબર કોણ જાણે શા કારણ થકી બધાંને ઘણું માનીતું અને જાણીતું લાગતું હતું !

સીત્તેર વરસનાં ડોસાં જીવણઇ તે નંબર સાંભળતાં બોલી ઉઠયાં,

"હું જનમેલી એ વરસમાં તો !"

"આંકડાની અજાયબીઓ" નામની નામાંકિત કીતાબનાં કાબેલ કર્ત્તા શેઠ હોરમજશાહ હીરાવચ્છર બોલી ઉઠયા કે "કેવું અજબ જેવું ? જુવોજી ! એ નંબરના પહેલ્લા અને બીજા આંકડાનો સરવાળો કરો. શું જવાબ ? નવ હવે એ નવરાની આગળ અને પાછળ બેઉ બાજુએ એજ નંબરનો પહેલ્લો ફીગર મુકો અને તે ત્રણેઉ આંકડાઓ આગળ એ ટીકીટનાં નંબરનો છેલ્લો ફીગર મુકોજી. મુકયો ? વારૂ, શું જવાબ ?"

કોઇ બોલ્યું "૧૯૧૭."

"રાઇટ હો ! જુવો કેવી અજબ અજાયબી ? આપરૂં ચાલતું સાલ ૧૯૧૭ ! એમાંથી નીકળી આવ્યું !"

પણ એ આંકડાની અજાયબીઓ વાળા શેઠ હોરમજશાહને પોઇન્ટ આપે તેવા એક જરથોસ્તી તે મીજલસમાં હાજર હતા તે પણ બોલી પડયા. "એમાં કંઇ વલ્લુ નહીં ! જુવોજી. એ ૧૮૫૭ના દરેક ફીગર અંકેકમાં ઉમેરો—શું ટોટલ ? ૨૧ ! હવે એ ૨૧ ના બેમાંથી ૧ બાદ કરો તો શું રહ્યું ?"

કોઇએ જોરથી બાંમ મારી કે "એક !"

"રાઇટ હો ! એ એક એટલે સર મોટાભાઇ આદરજી એન્ડ સાઇકલોપીડીઆ બીટાનીકાવાલાજીએ પોતાનાં બેટીને વેડીંગ પ્રેઝંટ તરીકે એક ટીકીટ આપી તે ! જોયું ?"

એ બધી વાત ચાલે છે તેટલાં તો સર મોટાભાઇ પોતેજ પાછા ખુરશીમાં ઉઠીને ઉભા થયા.

"અરે તમે લોક બધાં એ શું બચ્ચાં સહી ચેડાં કાઢો છો ? એ ટીકીટના નંબરનું સાયનટીફીક પૃથક્કરણ કરતાં શીખો અને પછી જે આંકડાની ભુલંદ અજાયબીઓ મળી આવે છે તે જુવો ! એ નંબર શું છે ?"

"૧૮૫૭" કોઇએ કહ્યું.

"હં. ૧૮૫૭ ! હવે એના બીજામાંથી પહેલ્લો બાદ કરો તો ચોથાની બરોબર જવાબ આવે. ( તાલીઓ ) અને જો બીજામાંથી ચોથો બાદ કરો તો પહેલ્લાની બરોબર આવે. ( તાલીઓ અને હુરરેના અવાજો. ) વળી જો ચોથામાં પહેલ્લો ઉમેરો તો બીજો બની જાય અને બીજામાં ચોથો ઉમેરો તો પહેલ્લો અને ત્રીજો પાસે પાસે મુકયા બરોબરનો જવાબ આવે ( તાલીના ગંજાવર અવાજો ) હવે જો બીજામાં ત્રીજો ઉમેરો (૧૩) અને પહેલ્લામાં ચોથો ઉમેરો (૮) અને પછી પહેલ્લા જવાબમાંથી બીજો જવાબ બાદ કરો તો ૧૮૫૭ માંના ત્રીજા ફીગરની બરાબરનો જવાબ આવશે ! ગર્જના થતી હોય તેવા તાલીઓના તથા હુરયાના અવાજો ) એટલામાંજ કાંઈ એ અજાયબીઓ પુરી થતી નથી ! તમે એ આંકડાના પહેલ્લા ત્રણ ફીગરોનો સરવાળો કરો અને તેમાંથી ચોથો ફીગર બાદ કરો તોબી બાકીનો ચોથો ફીગરજ રહી જાય ! કરી જુવો!"

મજકુર છેલ્લી અજાયબીથી તો બધાં પરોણાંઓ એવાં ગરીન થઇ ગયાં હતાં કે મીસીસ અરદેશર મુઇ ( એટલે જાણે કે આપણા માનવંતા મુરબીજી શેઠજી સાહેબ સર મોટાભાઇજી આદર બાદશાહ એન સાઇકલોપીડીઆ બ્રીટાનીકાવાલાજીનાં આજેજ પરણેલાં બેટીજી (ઉ૦ વ૦ ૬૦૫) બાનો પેરીન) પોતાના હાથમાં પોતાને પરજેત મલેલી ડરબી સ્વીપની ટીકીટ નંબર ૧૮૫૭ એકી ટસરે ટીકતાં ઉભાં રહ્યાં હતાં. તે ઉપરથી કોઇનું ધ્યાન ખેંચાયું નહીં.

પેરીન જ્યારે પોતાની એ ટીકીટ ટીકતી ઉભી હતી ત્યારે કોઇ પણ જાણે નહીં તેવી રીતે હરસેથી પેલો મહાન-ડીટેકટીવ ગાનીમાર્ડ તેણીની પછવાડે આવીને ભરાઇ ઉભો.

ગાનીમાર્ડ ખાસ કરીને મહાન પારસીબાનુ ડીટેકટીવ મીસ સુના ગંડેરીની શોધખોળમાં મદદ કરવા વાસ્તેજ છેક પારીસ શેરથી આવ્યો હતો વળી તેને ફ્રાન્સના પ્રેસીડંટ મોંસ્યું પેંપરવેંટ તરફથી એવું કમીશન મળ્યું હતું કે પેલો લુપીન જો કદાચ ડરબીની શરતમાં કાંઇ ઘોટાળા કરવા હીંદુસ્થાન મધે આવેલાં ચીમોર ગામ તરફ ઉતરી પડે તો તેની ઉપરથી રાઇના દાના જેવી બારીક નજર રાખવી.

આપણે આગલાં પ્રકરણોમાં એ વિષે કાંઇક જોઇ આવ્યાં છીયે કે ચાંદણુની બ્હેન બાઇમાયનો પરણેનર પેલો મુવો લુચ્ચો લુપીન મુંબઇ આવ્વા માટે માંરસેલ્સથી ઉપડી ચુક્યો હતો.

ગાનીમાર્ડ જ્યારે પેરીનની પછવાડે છુપાઇને ઉભો ત્યારે મહાન ડીટેકટીવ સુનઇજી પોતાનાં કોઇ ખાસ કારણસર પાવરી પાસેથી આઇસક્રીમની એક પ્લેટ માંગવા ગયા અને તે તકનો લાભ લઇને તબલચી બનેલી ચાંદણુ કોકટે પોતાના શાગેર્દ અમીનાજાન બનેલા જાંગુને એક છુપી ઇશારત કીધી.

એ ઇશારત થતાંજ જોહાંગીરે પેલા તબલાની ઉપર એક એવો તો જબરો તાં આં આં આં આં આંડડ કરતો કે ફટકો માર્યો કે તે તબલાનું ચાંમડું તડાક દેતું કે ફાટી ગયું અને તે ફાટવાની સાથેજ, ઓ મહાન આદરજી ધાસલેટનાં રૂહ તારી મદદ!

એ શું થયું?

તે ફાટેલા તબલામાંથી ફુરરરરરર કરતો કે કસીકુ મોતીરામ ઉડી ગયો!

બધું લોકલોક હજી તો ચકીત થઇને તે કસીકુ તરફ જોય તેટલાં તો તે ઉડતો કે જાઇને મીસીસ અરદેશર સુઇ (પેરીન) નાં ખભાંપર બેઠો અને આપણે "દીનશાજી દમોરીનાં દીનબઇ" કરીને બોલ્યે તેટલાં તો પેલી ડરબી સ્વીપની ૧૮૫૭ નંબરવાળી ટીકીટ ચાંચમાં પકડીને પાછો ઉડીને કેયે ગાયબ થઇ ગયો!

બીરાદરો, પેરીન હયાં જો મુર્છાગત થઇ પડે તો તમો સ્હેજબી અજબ થાવો?

(સાંધનં છે).

[ હવે આવતા અંકમાં પારસી બાંનુ લુપીનજીનાં ભેદી પ્રાકમો વધારે ઉંડા બનતાં જશે ].

---

# રિવ્યુ કોલમ.

## માખી અને મંદવાડ

મહારાણી શ્રી નંદકુંવરબા આરોગ્યમાળા નં. ૧.

લખનાર—F. K. C.

કિંમત ૦–૨–૦.

ભાવનગરની સેનેટરી એસોસીએશનના જોઇન્ટ સેક્રેટરી તરફથી બહાર પડેલું આ નાનકડું પુસ્તક આજ દીવસોનું હમોને મળ્યું હતું. જગ્યા ને અભાવે તેનો રિવ્યુ પ્રગટ થતો રહી ગયો હતો. આ પુસ્તકમાં માંખીનું જીવન વૃતાંત આપી માખી કઇ કઇ જાતના રોગો કેવી રીતે ફેલાવે છે તેની રસીલી વિગત આપી છે. એટલુંજ નહિ પણ એ નાની વિદ્યાર્થીઓ વચ્ચેનો સંવાદ રજુ કરી કર્તાએ કુમળાં બાળકોનાં મનપર માખી શું કરી શકે છે તેનો જે છાપ નાંખવાની કોશેશ કરી છે તે ખરેજ યથાર્થ છે. સેનેટરી એસોસીએશનો તરફથી જૂદી જૂદી જાતનાં લીફલેટસો પ્રગટ થતાં આપણે અનેક જોઇએ છે તેઓમાં માંખીને લગતી વિગત રજુ કરતું આ પુસ્તક ઉત્તમ પ્રકારનું છે. હમો તે માટે ભાવનગરની આ એસોશીએશનને શાબાશી આપીશું. વધુ ખુશીની વાત એ છે કે આ પુસ્તકના લેખક પારસી છે. પારસીઓમાં શુદ્ધ ગુજરાતીનો પ્રચાર કેવો વધ્યો છે તેનો આ પુસ્તક નમુનો છે. સંસ્કૃતમય ગુજરાતી લેખકોનાં ટીચકાં પારસીઓની ભાષા સામે ચઢી જાય છે તેઓ આ લેખક માટે શું ધારશે. ?

## બીડી પીવાની બદી.

લખનાર મી. પી. એન. પૉલીશવાળા.

સ્પોર્ટીંગ પ્રતીનીધી ' સાંજવર્તમાન '

મી. પોલીશવાળાનું નામ સ્પોર્ટને લગતી બાબતોથી વાંચકોને અજાણુ નથી. ગુજરાતી સાહિત્યમાં પોલીશવાળા ભાઇઓ જાણીતા છે. હાલના કાગળના દુકાળમાં મી. પોલીશવાળાએ જે બીડું ઝડપી પારસી કોમની સેવા બજાવી છે તે ખરેજ તેમને માન ભરી છે બીડી પીવાથી થતા દુર્ગુણો વર્ણવતાં તંબાકુની ઉત્તપત્તિ, તેનુ દુર્વ્યસન તેથી થતા ગેરફાયદા તથા નામાંકિત પુરૂષો ને સત્તાધારીઓનાં મત એમણે બહુ અસર કારક રીતે આ નાનકડાં પુસ્તકમાં રજુ કર્યાં છે બીજા ભાગમાં એજ મનસુબને લગતો અંગ્રેજી લેખ છે. આજ ને કાલ કહેવાતા સુધારાવાળા પારસી જરથોસ્તીઓ જેઓ સુધારાવાળાને બદલે કુધારાવાળા સહેલ ગણી શકાશે તેઓમાં બીડી ફુંકવાનું ચેતક વધી ગયું છે. મુંબઇની એ બદી કમનસીબે મુફસીલના પારસીઓમાં પણ શરૂ થવા લાગી છે તેવા વખતમાં આ પુસ્તક બહુ કિમતી થઇ પડશે એમ આપણે માનીશું. ફક્ત પરતું બીડી પીતા ગગાનું ચિત્ર પણ પ્રસંગોપાત છે. પારસી કોમમાં આબાદી જે દેશની દેખાદેખીએ વધની ચાલી છે તેનો મજબુત હાથે અટકાવ કરવાની જરૂર છે. આ પુસ્તક પારસીઓમાં મુફત વહેંચવામાં આવ્યું છે તે બરકત છે. પારસી માબાપોએ ખાસ પોતાનાં બચ્ચાંઓને

ઉગતી જીંદગીનો નાશ કરતી આ બદીનો વિચાર કરવો જોઇએ છે. ભાવનગરના રાજ્યમાં નાના છોકરાઓને તમાકુ વેચવાની બંધી કરવામાં આવી છે તેની મી૦ પોલીશવાળા તારીફ કરતાં વડોદરા રાજ્યને તેનું અનુકરણ કરવા સમજાવે છે પણ મી. પોલીશવાળાએ જાણવું જોઇએ છે કે વડોદરા રાજ્યમાં આ જાતનો કાયદો વર્ષો થયાંનો અમલમાં છે! આવા સુધારાઓમાં તો વડોદરા રાજ્ય હમેશાં હરોલમાંજ છે.

આ પુસ્તક મી. પી. એન. પોલીશવાળા, પાઉવાળા બીલ્ડીંગ્સ, ગ્રાંટરોડ, મુંબાઇ લખવાથી મળી શકશે.

## હિંદુ અનાથાશ્રમનો

તા. ૧-૮-૧૫ થી ૩૧-૭-૧૬ સુધીનો રિપોર્ટ.

નડીયાદવાળાં હિંદુ અનાથાશ્રમના વાર્ષિક રિપોર્ટનો પોથો હમારી ટેબલ પર આવી પડ્યો છે. આ પોથામાં આશ્રમને લગતી સંપૂર્ણ હકીકત રજુ કરવામાં આવી છે. આ રિપોર્ટ પરથી જણાય છે આ અનાથાશ્રમ તરફ લોકોનો મોંહ વધતો જાય છે ને સારી મદદ મળતી જાય છે, અલબત પૈસાની જેમ જેમ સવડ થતી જાય છે તેમ તેમ તેનો સદુપયોગ કરવામાં આવે છેજ. રખડતાં-ભટકતાં અનાથો માટે આ આશ્રમ બહુજ આશીર્વાદ ભર્યું થઇ પડયું છે. બાળકોને ઘણાજ ઉપયોગી ધંધા શીખવવામાં આવે છે કે જેથી તેમને પોતાની જીંદગી ભોગવવામાં કશી અડચણ આવે નહિ. રીપોર્ટ દરમ્યાનની મુદતમાં લગભગ ત્રીસ હજારની આવક થઇ છે ત્યારે વીશેક હજારનો ખર્ચ થયો છે. રીપોર્ટ વગેરે પર થતો મોટો ખર્ચ હમો માન્યે છીએ કે સહેલ બચાવી શકાશે. સારાં ઉંચાં કાગળો ને આર્ટપેપર પર શું આવા રિપોર્ટો પ્રગટ કરવાની જરૂર છે? ઉલટું હમો માન્યે છીએ કે આવા રીપોર્ટો ખાતાં તરફ એ પૈસા વધુ ખેંચતા અટકાવી શકે તેમ છે. રીપોર્ટમાં આ અનાથાશ્રમને મદદ કરનારાઓની જંગી ટીપ આપવામાં આવી છે તથા છેવટે વીઝીટ કરનારાઓના શેરા પ્રગટ થયા છે આ અનાથાશ્રમ સંગીન કામ કરી હિંદુ કોમની મોટી સેવા બજાવે છે તેમાં કશો શક નથી. આપણે ખરાં જીગરથી ઇચ્છીયું કે નડીયાદ અનાથાશ્રમ જેવી સંસ્થાઓ શહેરે શહેર સ્થાપિત થાઓ! અનાથોની વાહરે ધાવું તેના કરતાં બીજું મોટું પુણ્ય આ દુન્યામાં બીજું શું છે?

## ચિત્રમય જગત.

વાર્ષિક લવાજમ રૂા. ૩ ૮ ૦

સંપાદક—તુળજાશંકર ગીરીશંકર યાજ્ઞીક.

પુનાવાળાં જાણીતાં મરાઠી ચિત્રમય જગત માસિકની ગુજરાતીમાં પ્રગટ થતી આવૃત્તિનો માર્ચ નંબર 'અવલોકન માટે ખાસ' એવી નોંધ સાથે મળ્યો છે. આ માસિકે ગુજરાતી વાંચક વર્ગમાં ઠીક પગપેસારો કર્યો છે, જોકે તે વાર્તાઓથી સદંતર નિરાળું રહ્યું છે. એમાં ઉત્તમ પ્રકારના લેખો પ્રગટ થાય છે. ઘણા ખરા મરાઠી લેખોનું ભાષાંતર એમાં થાય છે. શરૂઆતમાં મોટાં કદનું "યશોદા કૃષ્ણ" નું ચિત્ર આપવામાં આવ્યું છે જે હિંદુ ભાઇઓ સહેલ પોતાને ત્યાં છબીમાં મઢાવી શકશે. વિર વિવેકાનંદનો, ચંદ્રબીંબનો, ઔદ્યોગિક નવ યુગનો, લશ્કરી ભરતી કેવી રીતે કરે છે તેનો તથા ભારતીય ધનુર્વિદ્યાના વિષયો ચિત્રો યુક્ત પ્રગટ થયલા છે. આ બધા લેખો વિદ્વાનો પાસે લખાવવામાં આવેલા છે. દર મહીને લડાઇને લગતી માસિક વિગત આ માસિકમાં પ્રગટ કરવામાં આવે છે ને તેને લગતા નકશાઓ પ્રગટ થાય છે. ચિત્રોમાં લડાઇના કાળમાં સ્ત્રીઓ શું શું કામો કરે છે તેને લગતી બાબતો જોવા જોગ છે. આ માસિક દરેક રીતે ઉત્તમ પ્રકારનું છે અને તેમાં આવતા વિષયો ઘણાજ ઉચ્ચ પ્રકારના હોય છે. આપણાં વર્તમાનપત્રોવાળા, મી. યાજ્ઞિકનો વિષય પણ વાંચવા જોગ છે. હમો આ

માસિકને દરેક ફતેહ ઇચ્છીએ છીએ. પારસી લેખકો પોતાને ગળે નહિ ઉતારતાં માસિકોમાંનું આ એક છે. ભાષા ઘણી શુધ્ધ છે ને પારસીઓને ગળે ઝટ ઉતરે તેમ નથી. આ બાબે આગળ પણ હમોએ સુચના કરી હતી તે તરફ સંપાદકનું સહજ લક્ષ ખેંચીશું.

## જ્યોતિષ વિદ્યા.

તેની તુલનાત્મક તપાસ.

લખનાર—મી૦ અરદેશર નસરવાનજી બીલીમોરીઆ.

જાણીતા પારસી લેખક ને ધર્માભ્યાસી મી૦ નસરવાનજી ફરામજી બીલીમોર્યાથી કયો પારસી વાંચક વર્ગ અજાણ છે? કાબેલ બાપના પુત્રો પણ કાબેલ હોય છે તેમ ચેરાગ વાળા નસરવાનજી શેઠના કાબેલ પુત્ર મી. અરદેશરમાં પણ એક અચ્છા અભ્યાસીના ચિન્હો પ્રગટ જણાય છે. તેમની તરફથી બહાર પડેલું સદરહુ નાનકડું પુસ્તક જ્યોતિષ વિદ્યા બાબેનો તેમનો અભ્યાસ કેવો મોટો છે તે ખુલ્લું બનાવે છે. આ પુસ્તકમાં જ્યોતિષ વિદ્યાની તપાસ બહુ ઉંડાણથી લેવામાં આવી છે, અને આ વિદ્યા ખરી છે તેની સાબેતીઓ આપવા ઉપરાંત કર્તાએ અંગ્રેજી પુસ્તકોમાંથી એ બાબતને લગતા અનેક ફકરાઓ પૂરાવા તરીકે સાથે નોંધ્યા છે. આ વિદ્યા હાલને કાળ શા કારણોને સર ખોટી માનવામાં આવે છે તેનાં કેટલાંક અચુક કારણો કર્તાએ આપ્યાં છે. આખો વિષય વાંચતાં એટલી ખાતરી તો થાય છે કે જો આ બાબતમાં પુરતી મેહનત લઇ તપાસ કરવામાં આવે તો જાહેર કરવામાં આવેલાં ફળમાં ભૂલ થવાનો સંભવ રહેતો નથી. અગ્નાન જોશી મહારાજોના ટપકાઓ બાબે કરવામાં આવેલી ફર્યાદ કેવળ યથાર્થ છે. આ બાબતમાં સુચવેલો માર્ગ પસંદ કરવા જેમ છે. મી- બીલીમોર્યા જણાવે છે કે:

'માણસની જીંદગીની નેમ સુખ મેળવવાની છે. આટલા માટે મુશ્કેલીઓ અને આફતો કયારે અને કેવાં રૂપમાં આવશે તે જાણવાથી તેમને દુર કરવા, યા તેમની પોતા ઉપર થતી અસરને નિર્બળ કરવા માટે પોતે મજબુત થવા આ વિદ્યાના જ્ઞાનથી ઘણું કરી શકે એમ છે, અને તેટલા માટે જ્યોતિષ વિદ્યાનાં મૂળ તત્વોનું જ્ઞાન મેળવવાની બહુ જરૂર છે.'

આ પુસ્તકમાં હિંદુ જ્યોતિષ રૂઢીને અંગ્રેજી જ્યોતિષ રૂઢી પર સરસાઇ ભોગવતી જણાવી છે.

સદરહુ પુસ્તક મી૦ બીલીમોર્યાએ મુદ્રત વહેંચવાની હાલના વખતમાં જે કોશેશ કરી છે તે તેમને ઘણીજ માન ભરી છે. આવી બાબતો છુટથી વંચાય તેમાં જન સમાજને લાભ છે. શ્રીમંતોએ ખાસ કરી આવી બાબતોને ઉત્તેજન આપવાની જરૂર છે. મી૦ બીલીમોર્યા તરફથી જ્યોતિષને લગતું એક પુસ્તક બહાર પડનાર છે તે જાણી આપણે ખુશી છીએ. હમો એમને એમના ભલા પ્રયાસમાં દરેક ફતેહ ઇચ્છીએ છીએ.

પુસ્તક મળવાનું ઠેકાણું તુલસીકુંજ, નવસારી.

## વીનસ બામ.

મેસર્સ પી. એલન એન્ડ કો. મુંબઇ (૧૨) તરફથી તેમના આ જાણીતા બામની એક બાટલી હમોને મળી છે. આ મલમ સાંધાના દુખાવા, સંધીવા, માથાના દુખાવા તથા ઝેરી જાનવરના દંખ તેમજ દદ, દાંડી, સલેખમ વગેરે માટે ઘણી અકસીર છે એમ જણાવવામાં આવે છે. હમારા એક અંગત મિત્રે આ બામ વાપરી પોતાની ખાતરી કરી છે અને બજારમાં વેચાતા બીજા બામો કરતાં તેને ચઢયાતો ગણ્યો છે. હમો તે માટે આ સાહસીક કંપનીને શાબાશી આપીએ છીએ; પણ છે તે કરીને એ ભલાં માણસો ગુલશનમાં જાહેર ખબર કાં નહિ અજમાવતા? યાર, ગુજરાતના અરસપરસના લાભનું ફંડ કરવામાંજ લાભ છે તો!

# એક શરત—તેનું પરિણામ.

## એક ટુંકી વાર્તા.

( ગુલશન માટે ખાસ. )

લખનાર—( Miss ) K. C.

તેઓ સઘળી અઢારથી વીસ વર્ષની વયની છોકરીઓ હશે, કે જેઓ આજે નિશાળના બંધ થવાને દહાડે એકઠી થઇ વાતો કરતી કુંડાળાંમાં ઉભી હતી. પીરોજબાઇ માસ્તર નામે ઓળખાતાં બાઇની બોરડીંગ સ્કુલ તે હતી. ન્હાના પાયા ઉપર શરૂઆત કરી તેવણે ઠીક ફાવ્યાં હતાં અને આજે તેમની સ્કુલ એક આગેવાન સ્કુલ ગણાવા લાગી હતી. તે છોકરીઓ ખુશાળ હસ્તે મ્હોંરે પોતાની વ્હાલી શિક્ષકની સરદારી હેઠળ ત્યાં ફરતી હતી. તે મ્હોટી છ છોકરીઓનો ગ્રુપ હતો. સઘળાં સાથેજ ફરતાં, ખાતાં પીતાં અને શિક્ષણ લેતાં હતાં. એમાંની થોડીક શીખી રહ્યાથી ઉઠી જવાની હતી અને બીજી ઓ હવે પરણવા લાયક થઇ હતી કરી તે માબાપ ઉઠાડી લેતાં હતાં. પીલાં પાંડે, મેહરાં રતનાગર, રતી વકીલ, મની લાલ, ઝેનેર વાડયા અને પૂતળી પાઠક કરી તે છનાં સુંદર ગ્રુપથી પીરોજબાઇ માસ્તર મગરૂર હતાં.

તે એક નહિ ધારેલો સંજોગ હતો. સર્વ એક એકથી સરસ ખુબસુરતી ધરાવતાં હતાં તોપણ તેમાં પુતળી પાઠક સર્વથી ચઢતી સુંદરી હતી એમ સર્વનું મત હતું. તે હદ બહાર ખુબસુરત હતી ઘણી એકદમ ગોરી ન હોવા છતાં તેણીનું સીધું સરોવર જેવું બદન અણિયાળું નાક, માંજરા ભૂરા ડોળા અને ભૂરા બાલથી તે અજબ સુંદર લાગતી.

આજે નિશાળનો છેલ્લો દહાડો હતો. કાલથી તે ક્રિસ્ટમસના તહેવારોને લીધે બંધ થનાર હતી. તે પછી નવી છોકરીઓને દાખલ કરવાનું હતું. નાની થોડીક જેઓ ઘરબાર વગરની માબાપના આશરો મોહી બેઠેલી' બાલાઓને તો પીરોજબાઇ માસ્તર પોતાના હોમમાંજ રાખતાં હતાં અને માતા દાખલ તેમની ઉઠવેઠ કરતાં હતાં. ન્હાની મ્હોટી નિશાળની છોડીઓ ત્યાં એકઠી થઇ બાગમાં રમત રમતી હતી તેવામાં નોકરે આવી પીરોજબાઇને કોઇ શેઠ મળવા આવ્યા હતા કરી ખબર પૂગાડી.

"તેમને અહિં મોકલ, બાપયા" તે ખુલ્લા દિવસની મજાહ છોડી અંદર જવા અચકાઇને પીરોજબાઇ બોલ્યાં.

એક એશકી કપડામાં સજ થયલો આશરે પાંત્રીસેક વર્ષનો ગ્રહસ્થ ત્યાં સઘળાંને સલામ કરતો હોમના વડાં શિક્ષક આગળ આવ્યો જેની સાથે આશરે સાતેક વર્ષની વયની અતિ રૂપાળી છોડી પણ ચાલતી હતી જે જરા ગભરાયલી હોય તેમ લાગતું હતું.

તે કામસર મળવા આવેલો હતો એમ જાણી છોકરીઓને બીજે ઠેકાણે ફરવાનો હોકમ આપી પીરોજબાઇ ત્યાંજ બેઠાં અને નજદીકના બાજઠ ઉપર તે ગ્રહસ્થને બેસવા ઈશારત કરી.

"મ્હારૂં નામ દીનશાહ મુલ્લાં છે, મિસ માસ્તર અને આ મ્હારી એક પૂરી દીકરીને તમારાં હોમની તારીફ સાંભળી અહિં મુકવા આવ્યો છું" તેણે ધીમે સ્હાદે કહ્યું.

"મ્હારાં હોમની ટર્મ જાનેવારીથી છે શેઠ. હું કોઇ પણ દહાડે એમ વચમાં છોકરીઓને લેતી નથી." તે વદન ન્હાની ભૂલકીને લેવા પીરોજબાઇ નાખુશ હતા કરી કહ્યું.

"મ્હારા પર એક ઉપકાર કરો બ્હેન. મ્હારી વાઇફ આજે પાંચ વર્ષ થયાં મરણ પામીછ અને એ ન્હાની ભુલકીને હું ધંધે જાઉંછ ત્યારે એકલી મુકી જતાં બીહું છું" તેણે કાલાવાલા કર્યા.

"તમારે એને ત્યારે આંખની આગળજ રાખવી જોઇયે ? કમનસીબ છોકરી ! એનું નામ શું ?" તેવણે દયાથી પૂછ્યું.

"રતન"–તે ધીમેથી બોલ્યો. પછી ઉમેર્યું, "મ્હારી વ્હાલી વાઇફ એને જન્મ આપતાં ગુજરી ગઇ તે કારણથી મેં એની દરકાર કરી નહિ! મ્હારાં એક બૂઢાં ગરીબ સગાંને હસ્તક એને આજ સુધી સોંપી હતી તેથી મને નિરાંત હતી પણ છ માસ થયાં તે બાઈ પણ ગુજરી ગયાં છે એથી હું એને મ્હારે ત્યાં લઇ આવ્યો ત્યારેજ મેં મ્હારી એ દીકરી કેવી મીઠી અને ભલી છે તે અનુભવ્યું. આબાદ એની માતા નોજ નમુનો છે! આટલાં વર્ષ મેં એને મ્હારાથી જુદી રાખી કરી પસ્તાવો થાય છે. છ મહિના થયાં એને ખાતર મેં મ્હારો ધંધો કીમતી કર્યો છે. હું કોલસાનો વેપારી છું. મ્હારી પેઢી તરફથી મને કલકત્તે જવાનું ઈજન થયું છે તે જો હું ના પાડું તો મ્હારો ધંધો તદન બંધ થાય અને આ વખતે જરૂરજ જોઇયે. ત્યારે હું એને ક્યાં રાખું? માટે તમો મને મદદ કરશો કરી હું અહિં આવ્યો!' તેણે ખરો ખુલાસો કરી દેતાં કહ્યું.

રતન જે પીરોજબાઇ માસ્તરને ગભરાઇને જોતી હતી તેથી તેવણે તેણીને નિશાળની છોકરીઓ આગળ જઇ રમવા કહ્યું, જેમ તે ધીમે પગલે ચાલી ગઇ.

ખરેખરજ તે એક સુંદર બાળકી હતી. તેણીના જતા આકાર તરફ જોતો તે પિતા બેઠો હતો. જેણે દુઃખનો એક નિસાસો નાંખ્યો કેમકે દિવસે દિવસ તે દીકરી તેની મરનાર ધણીઆણીની યાદ આપતી હતી. મુખ્ય કરીને તેજ કારણ લીધે તે એમ દીકરીથી વિખુટો પડતો હતો. તેણે પોતાની ધણીઆણી શીરીનને સાચ્ચા પ્યારથી ચાહી હતી. દોઢ વર્ષની ટુંક પરણેલી જીંદગીનું સુખ ભોગવી તે બાળકીનો જન્મ આપતાંજ મરણ પામી એ દુખ દીનશાહને અતિશય લાગ્યું, જેથી તે બ્હારગામ ચાલી ગયો. છ મહિના પછી તે દુખનો ગમ ભૂલ્યો એવું ધારી પછો આવ્યો ને ધંધામાં પડ્યો પણ નહિ! રાત અને દીવસ તેની સુંદર ધણીઆણીની છબી તેની આંખ આગળ આવી ખડી રેહતી

એ તેનાં દુઃખની વાત સઘળાં જાણતાં હતાં. લગભગ છ વર્ષ થયાં તે પાછો પરણ્યો નહિ કરી સઘળાં અજાયબી પામી તે વાત પાછીને પાછી યાદ કરતાં હતાં અને પીરોજબાઇને પણ તે બનાવ યાદ આવ્યો જેથી દયાથી દાઝી તેવણે તે ન્હાની છોકરીને પોતાની સંભાળમાં લેવા હા પાડી.

દીનશાહે તુર્ત ત્રણ મહિનાની સામટી ફી કાઢી તેમના હાથમાં મેલી જે ધારા કરતાં બેવડી હતી. અને પોતે તે ભુલકીને મળવા અવારનવાર આવશે એમ કહી તેને રજા લીધી.

"તમે એને મળીને જાવો, શેઠ" પીરોજબાઇ બોલ્યાં પણ તે વાત તેણે સાફ ના પાડી.

"મને એ જવા નહિ દેશે! તમે એને બરાબર સમજાવશો તો એ સમજશે. કલકત્તે જવા અગાઉ હું એને મળવા પાછો આવીશ." તે સહેજ રૂંધતા સ્હાદે બોલ્યો અને દીકરીથી છૂટું પડવાના દુઃખને દાબી દેતો તે એક શેકહેન્ડ કરી દુઃખી જીગરે ત્યાંથી ચાલ્યો ગયો.

પોતાની સ્ત્રીના મરણ પછી તે એવો બરિયલ અને દુઃખી થયો હતો કે તેનો રમુજી સ્વભાવ તદન બગડી ગયો હતો અને તે ગંભિર દુઃખી આદમી થયો હતો.

તેના જવા પછી પીરોજબાઇ પાછાં છોકરીઓ આગળ ગયાં. તેઓએ તેમને આવતાં દીઠાં નહિ કારણ કે તેઓ સઘળાં એક સાથે પુતલી કંઇ બોલતી હતી તે સાંભળતા હતા. તેવણ તેથી પાછાં ફર્યાં અને પોતાની જગ્યા ઉપર જઇ બેઠાં પણ તે પણ જો ત્યાં ઉભાં હતે તો ખચિતજ કંઈ નવું જાણતે.

"પીરોજા તેં જે વાત કીધી તે હું માનતી નથી કાંયકે કોઇબી મરદ પોતાની મુવેલી ધણીયાણીની યાદ તાજી રાખી શકતો નથી. આજે નહિને દશ વર્ષે પણ તે ભૂલી જઇ પાછાં પરણે તેથી આ મીઠુલાની તેં જે જે વાતો કરી છે તે માનવા લાયક નથી." પુતળી પાટકે પોતાના મીઠા સ્હાદે તેણીને બોલતી અટકાવી.

"પુતલી કહે છે તે ખરૂં છે" ફ્રેનિ વકીલ જે પુતલીની મ્હોટી બહેનપણ હતી તે બોલી "આપણ સ્ત્રીઓની માફક તેઓ રંડાપો ભોગવી શકતા નથી અને લાગલા પરણી નીકળે છે. વખતે આ કેસ એમ થયોછ તેનું કારણકે એવણ ને કંઈ લેવાવા નહિ હશે. જો આપણામાંનીજ થોડી છોકરીઓના ચાલુ સમાગમમાં તેવણ આવે તો છ મહિનામાં પરણી જાય!" તે ખુબસુરત છોકરી જે સઘળી સહીઓની ખુબસુરતી ઉપર મુસ્તાક હતી તે મગરૂરીથી રોફથી ડોકું ફેરવી બોલી.

"હું તો બા એવા બરિવલ પારસી સાથ નહિ પરણું. વળી સાથે એક છોકરીબી! વગર બચ્ચાંએ વેઠ કરવા તે કોણને ગમે?" પીરાજ પાંડે પાછું બોલી.

"પણ એ જ્યારે પણવાનોજ નથી ત્યારે શું કામ તું આમથી ત્હારા વિચાર જાહેર કરેછ" પુતલી ધીમેથી બોલી.

"હા, એ તો પરણવાનોજ નથી. ઘણે ઘરની માપોએ ફાંફાં માર્યા; પણ નાજ કહેછ એ કહેછ કે કોઇબી બૈરી મ્હારી મુવેલી ધણીયાણીની યાદ મને વિસરાવે તેવી મળવાનીજ નથી ગાનને દહાડો તે પોતાની સાથે તે બૈરીની છબી લઇ ફરેછ. જમવા બેસવાના ઓરડામાં હાલમાં દરેક ઠેકાણે ઠેકાણે તેની શીરીનની છબી તેણે મુકાવી છે ને તે કારણથી તે કદી તેને વીસરી શકતો નથી." પીરોજા જેને એવી એવી વાત કરવા ઘણી ગમતી હતી તેણે કહ્યું.

"હું કહુંછ કે એ બધો ઢોંગ છે. એ પારસી ત્યારે ખરી રીતે પોતાની તે બૈરીને ચ્હાતો નહિંજ હશે ફરીથી પુતળી બોલી.

"નહિ નહિ પુતળી તેમ નથી. અમે લોકેબી એને માટે ઘણી ઘણી વાત સાંભળી છે જે બધી જો ખરી ન હોય તોપણ થોડી તો હશેજ!" બધી છોકરીઓ સાથે બોલી ઉઠી જેથી પુતલી મુંગી રહી ગઇ

"૭ વર્ષ થયાં તોપણ હજી એને મન ગમતી બૈરી જે એની બૈરીની યાદ ભુલાવે તેવી મલી નથી કેવું અજબ જેવું" પુતલી વિચારવંત અદાએ બોલી.

"એમાં અજબ થવાનું કંઇ નથી. ઘણી છોકરીઓ એ પૈસાવલો છે તેથી પરણવા તૈયાર છે, પણ એ કોઇને પસંદ આવતો નથી કેમકે એ કહેછ તેમ એની આગલી બૈરીને કોઇ વીસરાવે તેવી હજી મલતી નથી. મને તો એ ચાહી ચીતીને પરણવા માંગે તોબી હું તો નહિ પરણું" પીરોજા પાછું બોલી.

"આપણે એમ બોલ્યેછ, પણ મેં તો ગયે મહિને હું મમાને મલવા ગઈ ત્યારે વાત સાંભળી કે ગમે એવી છોકરી સારી સુંદર હોય, તોપણ એ પોતાની પેહલી ધણયાની શીરીનની યાદ ખાતર પરણવાનોજ નથી." હવે મેહરાં રતનાગર જે અત્યાર સુધી ચુપ રહી હતી તે બોલી.

"પણ સબુર પેલી એવણની બુચી અહિ આપણી

"કંઇ નહિ તે કોણ મ્હોટી આવી, પણ એમજ જો હોય કે આ પારસી પાછો પરણવા નાજ પાડતો હોય તો હું કહું છું કે એક ત્રણ મહિનાની અંદર હું એને મ્હારા પગ આગળ લાવી વટલાવી શકશ; એટલે હું એની સાથે ત્રણ મહિનાની અંદર પરણી શકશ તો પછી તમો લોક શું ધારશો? હું કહુંછ કે માટીડા પોતાની પર કાબુ રાખી શકતા નથી અને હું એ માટે શરત બકું છું." પુતળી પાટકે અને તે છોકરી તેમની આગળ આવે તે પહેલાં પોતાની મરજી ખુલ્લી જણાવી.

"આહા! આહ!" સઘળી સાથે હસી પડી તેણીને ભારી પડી ગયું. તોપણ હિંમત હારી નહિ. તેણીનો ચહેરો ગુલાબી બની ગયો.

"પુતળી, વ્હાલી પુતળી તું શું કહે છે તે કંઈ સમજે છે?" હવેર વાડયાએ તેણીની આગળ જઇ પ્યારથી પુછયું "એમાં મ્હોટો જોખમ છે ડીયર"

"હું તે સમજુછ, ને હું શરત બકુંછ કે ત્રણ મહિનામાંજ હું મિસીસ દીનશાહ મુલ્લાં તરીકે તમો સઘળાને મળું, અને પછી ધીરેથી એક પાર્ટી પણ તમો સઘળાને મ્હારાં લગનની ખુશાલીમાં આપીશ એ મ્હારી શરત છે કબુલ?" તેણી તે છોકરીઓ ગમ ફરી જોયું. "મ્હારે આ માણસનો ઠરાવ ભાંજવો જોઇએ. એક બૈરી મરી ગઈ તેથી બીજી ગામમાં ઘણી મળશે, તે પણ તેને શીખવવું જોઈએ, તે ઠરાવ બયું મ્હોડું કરી બોલી. પણ અરે તે વખતે ભવિષ્યમાં બનવાના બનાવ તે જોઇ શકી હતેતો કદીએ બેહુંદી શરત તે કરતે નહિ.

"કબુલ છે—એ શરત અમને કબુલ છે. તું તો અહીંજ રહેવાની છે, એટલે તેમાં ફાવી શકશે." પીરોજા જે ઉઠી જવાની હતી તે બધાંની વતી બોલી.

"હું એકલીજ અહિં નથી રહેવાની, આપણા છમાંથી બે ચાર જણતો રહીશુંજ, ને બીજી નવીઓ આપણા કલાસમાં ચઢશે તે જુદી. હું કોઇબી રીતે તેના રસ્તામાં આવીશ નહિ પણ તે પોતે મ્હારા હાથની માંગણી કરતો આવશે ત્યારેજ હું તે હા પાડીશ: તે સિવાય નહિ" પુતળીએ કહ્યું. તે સાચું બોલનારી એક વચની છોકરી હતી તેથી સર્વએ તેની ઉપર ભરૂસો મેલ્યો. તેઓ વાતમાં એટલાં તો

હતી તે પણ વીસરી ગયાં. અંતે ઝવેરનું ધ્યાન ખેંચાયું.

"આપણી ગડબડમાં પેલી બીચારી દબાઇને ત્યાંજ ફસી રહી ગઇ છે." તે બોલી.

બીજી બધી છોકરીઓ તે ભુલકીની આસપાસ ફરી વળી પણ પુતળી દુરજ રહી. બનતાં સુધી અળગી રહી તે પોતાની શરત જીતવા માગતી હતી.

ઘણીવાર વેર તે છોકરીઓ પીરોજબાઇ આગળ ન ગઇ તેથી તેવણે અંતે તેમને માણસો પાસે તેડાવ્યાં, જે વખતમાં ન્હાની રતન બધાં સાથ મળી ગઇ હતી. પીરોજબાઇએ તે ભુલકીને તેનો પિતા પાસે આવનાર છે કરી સમજાવ્યું. નવી નવી રીતો લેવાની મઝવાથી તે બાળકીએ મનપર ઘણું લીધું નહિ અને તેઓ ખુશાલ છૂટાં પડયાં.

એક આઠ દિવસને ખાતર પુતળી ગઇ હતી પણ તે પાછી આવનાર હતી. જ્યારે પીલાં પાડે અને મેહરાં રત્નાગર ઉડી ગઇ હતી. રતી વકીલ, મની લાય, ઝવેર ન્હાડાગા પંદરમી જાનેવારીએ પાછા આવનાર હતાં. તેઓ કરતાં જ્હેલી પુતળી આવનાર હતી. તેણીના પિતા બ્હારગામ હતા અને મુંબઇમાં કોઇ સગાંને ત્યાં તે વધારે દિવસ રેહવા ઇચ્છતી નહતી.

થોડીક ન્હાની છોકરીઓ સિવાય પીરોજબાઇ તદન એકલાં રહ્યાં હતાં જેમાં ન્હાની રતનથી તેમનો વખત ઘણો જલદી પસાર થઇ જતો હતો અને હોમમાંની સઘળી છોકરીઓ તેણીને ચ્હાવા લાગી હતી.

એવામાં એક દિન તેવણને દિનશાહ મુલ્લાંનું કાગળ મળ્યું. તે કલકત્તે જઇ આવ્યો હતો અને હાલમાં જરા સીક ચાલતો હોવાથી બેટી રતનને મળવા આવી ન શકતો હતો પણ તેવણ હોમના બાકી રહેલાં છોકરાંઓ સાથ આખો દહાડો નવા વર્ષને દહાડે તેના બંગલામાં વાલકેશ્વર ખાતે આવે એમ ઘણી આવકારી તેડતો હતો અને જવાબ હા લખી તેને ઉપકારી કરવા વિનવતો હતો.

પીરોજબાઇ ઘણા વિચારમાં પડયાં હતાં કારણકે નવા વર્ષની એક રાત અગાઉ પુતળી તેમને ત્યાં આવનાર હતી. બીજી મ્હોટી છોકરીઓને તો વાર હતો, પણ પુતળી એમ અળગી પડવાને ત્યાં આવતી કે તે એક શક હતો અને તેણીને પૂછયા વગર જવાબ લખવા તેવણને ગમ્યુ નહિ આથી તે ચીઠ્ઠી સાથે તેવણે પુતળી જે ખેતવાડી સગાંને ત્યાં રહેતી ત્યાં બીજી ચીઠ્ઠી લખી તેણીની મરજી પૂછાવી,

તે પોતાનાં શિક્ષકની ચીઠ્ઠી વાંચી ગભરાઇ ગઇ. તેણીએ બકેલી શરત તેણીને યાદ આવી અને તેનાં મ્હોડાંપર લાલી આવી ગઈ. શું કુદરત તેણી નેમદદ કરતી ન હતી? જો ના પાડી બેસે તો સગાંઓ તો બ્હાર ગામ જનાર હતાં ત્યારે તે રહે ક્યાં? એ રીતે તે તદન ગુંચવાઇ ગઇ. તોપણ હિંમતપણ વાપરી તેણીએ પોતાના શિક્ષકપર નીચે મુજબ ચીઠ્ઠી લખી.

"મહેરબાન મુરબીજી માતાજી પીરોજબાઈ, *તમારી ચીઠ્ઠી મલીછેજી, હું એ બાબદમાં કંઇબી વિચાર* બાંધી શકતી નથીજી. આપ મુરબીજીને જે ધ્યાનમાં આવે તેમ લખો. મ્હારે ખાતર બીચારાં ન્હાના ભુલકાંઓ રહી જાય તે મને પસંદ નથી. તમો પોતે હમારી સાથેછે એટલે મને કાંઇ અડચણ નથી પણ તે છતાં આપને રૂડું લાગે તેમ ગોઠવણ કરશોજી. ઉમેદ છે કે તમો મુરબ્બી માતાજી સારી પેઠે હશો, આ નવાં વર્ષની દરેક ભલી દુવા સાથે

તમારી સદા તાબેદાર શિષ્ય

**પુતળી.**

તે કાગળ વાંચી પીરોજબાઇ નકકી ઠેવ ઉપર આવ્યાં અને રતનના બાપપર હા લખ્યું. જે વાંચીને તે ઘણો ખુશી થયો અને ઉપકારનો એક બીજો કાગલ મિસ માસ્તરને લખ્યો.

પુતળી લખવા મુજબ નવાં વર્ષની એક રાત અગાઉ હોમમાં ગઇ અને પછી મીઠ મુલ્લાંને ત્યાં જવાની તૈયારી કરવા લાગી. જ્યારે આવી તક મલી હતી ત્યારે તેનો બરાબરજ લાભ લેવાને તે ઇચ્છતી હતી.

બરાબર આઠને અમલે તે તૈયાર થઈ ઉઠી કારણ કે નાસ્તો રતન પીલામાં ખાવાનો હતો. ૭ છોકરાં બીજાં, રતન, પીરોજબાઈ, પુતળી અને એક આયા કરી સઘળાં તૈયાર થઈ ઉભાં હતાં. દીનશાહ મુલ્લાંએ પોતાની ગાડી રતન સારૂ મોકલી હતી અને બીજી ભાડેની કરી તેઓ ગયાં હતાં.

રતન ખુશાલ હતી પોતાના બાપને ઘણે દહાડે મળવા આતુર થઈ હતી.

પુતળી ચુપજ હતી. તેણી ત્યાં આખો વખત શું કરશે તેજ તેને ખબર ન હતું. કુદરતે તેને ઓચીંતી મદદ કરી તો એમાં પણ તે સહાય થશે એમ તે ખાતરી રાખતી હતી.

દરવાજામાં દીનશાહ મુલ્લાં હસતે ચહેરે આવકાર આપવા ઉભો હતો. તે બંગલાને વિશાલ બગીચો હતો જે વટાવી ગાડી પોર્ચીકોમાં જઇ ઉભી ત્યારે રતનની ખુશાલીનું વર્ણન કરવું કઠણ હતું.

તે પુતળીને જોઇ સહેજ અચંબ થયો પણ તુર્તજ વિવેક રાખી તેને ઘટતો આવકાર આપ્યો. આ વખતે પીરોજબાઈએ તેમની ઓલખ કરાવી ને ઘટતો ખુલાસો આપ્યો. જે તેણે સ્વિકાર્યો.

તે બાળકોની સગવડ ખાતર તેણે ઘણી મેહનત લીધી હતી અને રમતગમત માટે કાળજી રાખી હતી. તે ઉપરાંત પુતળી અને પીરોજબાઇને માટે પણ તે કાળજી રાખી ફરતો હતો. એક વખતે પુતળી તેની પર બારિક નિગાહ રાખતી હતી. કોઇબી રીતે તે છોકરીએએ કરેલા વર્ણન મુજબ તે બરિયલ હતો નહિ વળી તેટલો ઘણો ખુરાબ પણ ન હતો.

કંઇ આઝો નોંધવા લાયક બનાવ બન્યો નહિ સિવાય કે જતી વખતે તેણે પુતળીથી છુટા પડતાં ફરી મલવાની આશા બતાવી.

"આજે તમોએ મને ઘણો ઉપકારી કીધો છે. મિસ માસ્તર, અને હું ખુશી છું કે આ નાવારેસ બચ્ચાંઓને આજે હું કંઈ મોજ ચખાડી શકયો છું" તે લાગણીથી બોલ્યો. "અને તમે મિસ પાટક મહારે ત્યાં આવી મને અતિશય માન આપ્યું છે તે માટે હું ઘણો ઉપકારી થયો છું. અને ઉમેદ છે કે ફરી તમારા પગલાંથી મ્હારૂં ઘર પવિત્ર કરશો"

એક પળ પુતળીએ પોતાનો લાલ થયલો ચ્હેરો ઉંચકી તેની નજર સામે જોયું અને પછી તે નજર ફેરવી નાંખી. તે જો તેમની સરત માટે જાણે તો પછી એવું ઇજન કરે કે? તે બધી રીતે લાયક જવાન હતો. સુખીઓ ગૃહસ્થ હતો એટલું તો તે આખા દિવસમાં જોઇ શકી તે ઉપરાંત તે વીલામાં પીલાં પાડે એ કહ્યું હતું તેમ ઠેકાણે ઠેકાણે તેની મરહુમ સ્ત્રીની છબી ટાંગેલી તેણીએ જોઇ અને એકવાર જયારે તે એકલી દિવાનખાનામાં મરહુમ શીરીન મુલ્લાંની છબી જોતી વિચારમાં ઉભી હતી ત્યારે દીનશાહ ત્યાં અચાનક આવી ચઢયો હતો, અને એ પોતાની મરહુમ ધણીયાણીની છબી છે એમ જણાવી તે થોભ્યો.

"ઘણાજ નમ્ર સ્વભાવના ખુબસુરત બાઇ છે" અંતે તેણીને ખરૂ કેહવાની ફર્જ પડી. પણ એ વખતે દીન્શાહ કંઈ બીજાજ ખ્યાલમાં હતો. તે છબી સાથ પુતળીના જીવતાં પીક્ચરને સરખાવતો હતો. આહા! કેટલી તે દીલ જીત લાગતી હતી! વળી મેજ ઉપર ચાહ બનાવવા માટે જયારે તેણીને ફરમાશ થઈ ત્યારે તે કેવી નાઝો અદાથી તે બનાવતી ઉભી હતી તે સઘળું તેઓના જવા પછી દીન્શાહ બેઠા બેઠા યાદ કરતો હતો. ખચીતજ નામ પ્રમાણે તે એક પુતળીજ હતી. તે ગરબડ સડબડ નરમ પડયા પછી તેને તે એકાંત ઘર લાગ્યું અને ૭ વર્ષના ગાળા પછી પ્હેલીજવાર તે ઘરમાં સ્ત્રીના આકારને ફરતો જોવાની મઝાહ તે ભોગવી શકયો. આટલાં લાંબાં વર્ષો એકાંતવાસમાં ગુજાર્યા પછી તેને લાગ્યું કે તેની જીંદગી તદન વ્યર્થ ગઇ હતી.

રતનને પીરોજબાઇએ રહેવા કહ્યું પણ તેણીને પુતલી સાથ ઘણી મહોબત બાઝી હતી તેથી રહેવા ના પાડયું અને ઘર પૂગે તે પહેલાં તે નિરાંતે પુતળીના ખોળામાં ઉંઘાઇ પણ ગઈ ગરીબ પુતળી! તે શરત બકવાનું શું પરિણામ આવશે તે જાણ્યા વગર બોલી ગઇ હતી ત્યારે આ તો કુદરતી તેમાં મદદ મલતી હતી.

ચાર દિવસમાં દીન્શાહ મુલ્લાં હોમમાં ફરી આવ્યો. તે વખતે પીરોજબાઈ થોડાં છોકરાંને લઇ બ્હાર ગયાં હતાં ને પુતળીને હોમ સોપ્યું હતું જે બાગમાં એક બાજઠ ઉપર બેસી વાંચતી હતી ત્યાં સરભોગ તે ચાલો આવ્યો.

પુતળી ગભરાટમા ઉભી થઈ. તેણીનો ચહેરો લાલ થઈ ગયો હતો. તેને લાંબો કરેલો હાથ-શેકહેન્ડમાં લઈ મૂકી દીધો તેટલોજ આવકાર તે આપી શકી.

"રતન કયાં છે?" તેને તે છોકરીનો ગભરાટ પામી જતાં તે શાંત થાય ત્યાં વેર તેણીને તક આપવાના ખ્યાલથી બોલ્યો.

"તે પીરોજબાઇ સાથ ફરવાં ગઈ છે પણ હમણા આવતા હશે! તમે બેસોની મી. મુલ્લાં" તેણીને કેહવાની ફર્જ પડી. તેનાં ખુબસુરત મ્હોડાં પર વખાણની નજરે જોતો તે ઉભો હતો. પુતળીના કેહવાથી તે બેઠો.

"આ બંગલો પણ ઘણો સારો છે. આવો સરસ બગીચો અને સઘળી રીતે ખુલ્લો. પહેલેથી હોમ અહિંજ છે કે?" તેણે જાણવા માગ્યું.

"આજે પાંચ વર્ષ થયા અહિં છે. તેની અગાઉ કોટમાં હતું" પુતળીએ જવાબ દીધો.

"હું આજે સીનેમેટોગ્રાફમાં જવાની ટીકીટ લાવ્યો છું મિસ પાટક તમો મ્હારી રતન સાથે આવશો?" તેણે સેહજ ચૂપકીદી પછી પૂછ્યું પુતળી લાલ બની ગઇ! "ત્રણ આખ્ખી ટીકીટ અને બાકીની સાત અરધી ટીકીટ છે. મને આશા છે કે મિસ માસ્તર પણ આવશે." તેણે છેલ્લે ઉમેર્યું તેણીના ભૂરા ડોળા જે ઘડીકમાં માંજરા જેવા પણ દીસતા હતા તે ખુશાલીથી ચમકતા હતા. સીનેમાં તેણીએ વર્ષોનો વાત ઉપર જોયો હતો પણ તેટલાં તેણીને પેલી શરત યાદ આવી ને તે ગુંચવાઇ

"હું કહી શકિત નથી. જો પીરોજબાઇ આવશે તો હું આવીશ, નહિ તો નહિ બનશે" તેણીએ રોકડો જવાબ દીધો. આ વખતે પીરોજબાઈ આવ્યાં અને તુર્તજ દીનશાહે તેમને સીનેમાની વાત કહી. પીરોજબાઈ જવા નાખુશ હતાં. તેવણ પોતાના હોમની છોકરીઓને સાદી રીતે રહેવા શીખવવા માંગતાં હતા અને તે કારણથી તેવણ પોતે પણ ત્યાં જતાં ન હતાં પણ તે ન્હાની છોકરીઓ જે લોકના દેખતાંજ દીનશાહે વાત કરી હતી તેઓ જવા તૈયાર થઈ ગયાં હતાં તેમને નિરાશ કરવા તેવણને ગમ્યું નહિ અને તેથી નાખુશીથી હા પાડયું. પુતળી આ બધા વખત ચુપજ ઉભી હતી.

પોતાની નેમમાં દીનશાહ ફાવ્યો કરી ને હવે ત્યાં થોભ્યો નહિ અને તુર્તજ રતન લઈ તે જવા લાગ્યો. જેમ કરતાં છેલ્લે તે પુતળીને મળ્યો.

"હવે તમે ના પાડી મને નિરાશ કરશો નહિ મિસ પાટક" તેણે ધીમે સાદે કહ્યું. તે જવાબ દઇ શકી નહિ. અને એટલું બોલી તે વિદાય થયો. રસ્તામાં ચાલતાં તે કંઈ કંઈ વિચાર કરતો હતો. તે શું પ્યારમાં પડયો હતો? તેની વ્હાલી પરણેતરને કોઇ વીસરાવે એવી અગત્ય તેને શું મળી હતી? હા! ઘડી ભર તેમ ભલે પણ હોય તોપણ તે પાછો પરણવા નહિ ઇચ્છતો હતો. આથી તેણે અલગ રહેવાનો ઠરાવ કર્યો. તે પોતાની ગાડી તેઓ સારૂ મોકલવાનો હતો. તેણે પુતળીનો સુંદર ચ્હેરો ભૂલવાની કોશેષ કરી પણ નહિ. અંતે સાંજ કયારે પડે કે તે તેણીને મળે એ રાહ જોતો તે પોતાના એકાંત બંગલામાં બેઠો હતો.

વખત થવાની અરધો કલાક આગળ તે એક ટેક્ષી અને પોતાની ગાડી લઈ હોમમાં ગયો, કે જ્યાં તેઓ પણ તૈયાર થઈ ઉભાં હતાં રતન ખુશાલીથી નાચતી હતી, તે પોતાના વ્હાલા પિતાને બે વખત મળી ખુશી થતી હતી.

ટેક્ષીમાં રતને પોતાની સાથ પુતળીને ખેંચી અને પીરોજબાઇને ગાડીમાં બીજાં બચ્ચાંઓને સાચવવા ખાતર બેસવું પડયું. દીનશાહ એ ગોઠવણથી રાજી થયો હતો તે પુતળીની સાથ એકલો પડવા માગતો હતો

રતનની પટપટને લીધે તેઓ ઝાઝી વાત કરી શકયા નહિ તોપણ દીનશાહ ખુશ હતો કારણ કે તે ખુબસુરત ચ્હેરાને બારીકીથી નિહાળવાની અચ્છી તક તેને મળી. જેવો મીઠો ચહેરો હતો તેવોજ વાંસળી જેવો મધુર સાદ પુતળીનો હતો. થોડીક સાધારણ વાતચીત સિવાય બીજુ કશું બન્યું નહિ અને તેઓ સીનેમામાં જઈ બેઠાં.

દીનશાહે પુતળીને પોતાની નજદીક બેસાડી અને ખોળામાં રતનને લીધી. દેખીતોજ તે પ્યારમાં પડયો હતો. પણ તે સમજી શકયો નહતો. પુતળીની હાલત પણ તેવીજ હતી તેણીએ તે શરત બકી ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તે શખ્સને તે ચ્હાતાં શીખશે. ત્યારે આતો નહિ ધારેલું થતું હતું. ફક્ત તેની અજાણ અને જુવાન સોબતના ખ્યાલથી તે શરત તેણીએ બકી હતી. ઘર પાછા ફરતાં બીજાં છોકરાંઓને માટે ટેક્ષી તેણે પીરોજબાઇને આપી, અને પોતે પુતળી અને રતનને ગાડીમાં લઇ બેઠો. પુતળી ધડકતે જીગરે તેમાં બેઠી. ગાડીમાં તે હરબદાર ચુપ હતી. ટેક્ષી હજી પરવરતે કે પાંચ મીનીટમાં ઘર પુગતે પણ આ ગાડીમાં તો ધીરે ધીરે જવાનું વધુ ભારી લાગ્યું.

હવે તે પસ્તાતી હતી: શરતનું પરિણામ હજી દુર હતું જ્યાં તેમાંથી તે છુટી શકે તો કેવું સારું એવું તે ઇચ્છવા લાગી. ખરેખર તે એક ન્હાના લાયક જવાન હતો. તેની કાળી આંખોમાંની ઉંડી

દીલગીરી પુતળીના ચહેરા પર જ્યારે તે આંખ ઠંડી રહેતી ત્યારે જતી રહેતી હતી.

જ્યારે તે મળીને જવા નીકળ્યો ત્યારે પુતળીને આસ્તેથી કેહતો ગયો "આજે તમે મ્હોરી પર ઘણો ઉપકાર કીધો છે." આ ન્હાના વાકયમાં ઘણો અર્થ સમાયલો હતો અને પુતળી શરમથી લાલ બની ગઇ. તેણી જવાબ દઇ શકી નહિ.

તે હજી ત્યાં રહેવા ઇચ્છતો હતો પણ તેમ બનવું મુશકેલ હતું. બલ્કે પીરોજબાઇએ તેનો ઘણો આભાર માન્યો અને તે ગયો.

હવે દરરોજ તે રતનને સારૂ ગાડી મોકલવા લાગ્યો જેમાં પીરોજબાઈ થોડાં છોકરાંને લઇ ફરવા જવા લાગ્યાં પુતળી બને તેમ જવાના અખાડા કરતી કારણ કે તેઓની પુઠે રતનને મળવાનાં બહાનાંએ તે આવતો જેમાં ખોટું કંઇજ ન હતું. તેની એ મહેરબાનીના બદલામાં પીરોજબાઇએ એકવેળા તેને ડી પર નોનર્યો જે વખતે ખાસ માથું દુખવાના બહાનાં હેઠળ પુતળી ગેરહાજર રહી. બનતાં લગી તે તેનાથી દુર નહાસ્તી, એ સઘળું તે દુઃખી દીલે જોતો હતો. તેને તે છોકરી હદ બહાર ગમી હતી. પુતળી તેના નામ પ્રમાણે એક પુતળીજ હતી. દીનશાહ હવે પોતાની માગણી બરાબર સમજવા માગ્યો હતો. અને તે જે ફરી પ્યારમાં કદી પડવાનોજ નહિ હતો તે પંદર દિવસનાં ટુંક અરસામાં પુતળીને ખરા પ્યારથી ચ્હાવા લાગ્યો.

હવે પુતળીની સહીઓ રતી વકીલ, મની લામ અને ઝવેર વ્હાડયા આવી હતી. તેઓએ જ્યારે દીનશાહ મુલ્લાં સાથની ઓળખની વાત જાણી ત્યારે તેઓ આપસ આપસમાં ખડખડ હસી પડી. પુતળી પોતાની બાજી ખેલતી હતી એમ તેઓ સમજી. ગરીબ પુતળી ! તેણીની હાલત દયા લાવવા જોગ હતી. સુડી વચ્ચે સોપારી ! બોલ્યો બોલ અનબોલ થતો નહતો. એકવાર દીનશાહ ત્યાં આવ્યો ત્યારે તે ત્રણે નવી છોકરીઓ સાથ પીરોજબાઇએ મગરૂરીથી ઓળખ કરાવી કાંકે તેઓ હદબહાર સુંદર છોકરીઓ હતી તે ખુબસુરત છોકરીઓને જોતો દીનશાહ અજબ થઈ ઉભો. ઝવેર બોલી હતી તે ખરૂં હતું. એકાંતવાસમાં રહેવાની ટેવને લીધે તે એવું અનુમાન બાંધી શકયો હતો કે શીરીન જેવી બીજી ખુબસુરત અબલા હોયજ નહિ પણ તેમાં તેની ભૂલ હતી.

હવે હોમ પોતાની સરસ રીતે ચાલુ થયું. ઘણી નવી છોકરીઓ આવી હતી. પીરોજબાઇ વધુ ઉમંગથી કામ ઉપર મંડયાં હતાં. પણ તે વખતે બે જીવડા ઉદાસ અને દુઃખી ફરતા હતા. ચતુર ઝવેર વ્હાડયા પુતળીનો ભેદ પામી ગઈ હતી. હવે તે પસ્તાતી હતી.

"પુતળી તુને શું છે તું દહાડે દહાડે ફુવડી કેમ થાય છે" તેણે એકાંતમાં પૂછયું હોમના દિવાનખાનામા દીનશાહ રતનને લઈ બેઠો હતો જેથી પુતળી પોતાના રૂમમાં આવી હતી.

"મને કંઈ નથી ઝવેર ! જરા મ્હારૂં માથું દુખે છે." ત્રણ વર્ષના ચાલુ સહવાસમાં એક પણ વાર એ ફર્યાદ પુતળીએ કીધી ન હતી જેથી ઝવેર ખડખડ હસી પડી.

"હું કેહું તુને શું છે તે ? તું ચિરડાશે નહિ કે ? તેણીએ પુછયું," પુતળીએ ડોકું ધુણાવ્યું.

"તું દીનશાહ મુલ્લા સાથે પ્યારમાં પડી ચુકી છ અને તે બકેલી શરત માટે તું પસ્તાય છ, ખરી વાતની ?" તે છોકરીએ ખુલ્લું પુછયું. પુતળી ગભરાઈ ગઇ તે શું જવાબ આપે ! તેણીનો ચ્હેરો લાલ થઇ ગયો.

"મેં તુને પહેલેથીજ કહ્યું હતું કે એ શરત બકવાનું ઘણુંજ ભારી છે. તું ત્યારે સમજી નહિ." તે પાછું બોલી.

"તેમ છેજ નહિ ઝવેર. તું અમથી બીહના. એ શરતબકી તેમાં શું થયું ? કાં નહિ તેથી હું તેને ચાહી ન શકું ? એવું તો કંઈ અંદર આપણા બોલ્યાં નથીને ?" તેણીએ હિમત ધરી પુછયું. ફક્ત ત્રણ મહિનામાં હું મિસીસ મુલ્લાં થાઉ એ મ્હારી શરત હતી પછી તે કંઈપણ બોગે તેની સાથે તમને કામ નથી" તે જરા મગરૂરીથી બોલી.

"હું જોઉછ કે તું તેમાં ફાવશે, કારણ કે દીનશાહ મુલ્લાંથી તું જેમ દુર ન્હાસે છે તેમ તેવણ ત્હારી તરફ વધુ ને વધુ ખેંચાય છે. પીરોજા કેહેતી હતી તેવા બરિયલ એવણ તો નથી લાગતા."

"પીરોજા એ શખ્સના દીલમાં જીગર જેવું કંઇ જ નથી એમ કહેની હતી પણ તેમનામાં એક ખરૂં વફાદાર જીગર ધડકે છે તે, ઉપરાંત તેવણ અતિશય માયાળુ છે. પીરોજાની અડધી વાત ખોટી નિકળી છે" તે હવે દીનશાહની તારીફ કરતાં બોલી. અને પછી ત્યાંથી ચાલી ગય,

ખરેખર જ તે દીનશાહ સાથ પ્યારમાં પડી ચુકી હતી. પણ તે જો આ શરતનું બકબક જાણે તો શું - તે છતાં તે પુતળીને ચહાશે ? એ એક નહિ સમજ પડે તેવો સવાલ હતો.

વળી વચમાં પીરોજબાઈએ તેને હોમમાં જમવા બેસાડયો તેવણને પોતાને તે ગમતો હતો. વળી તેવણ એમ જોતાં હતાં કે જ્યારે તેને પરણવાનો અભાવ હતો ત્યારે તેના જેવો એક ગૃહસ્થ હોમમાં ભેળાય તેમાં નુંકસાન ન હતું, પણ તે પણ કેવો ભૂલ ભરેલો વિચાર ધરાવતાં હતાં. તેમની આંખ આગળ જે બનાવ બનતો હતો તે તેવણ જોઇ શકતાં નહોતાં. એમ નહોતું. કોઇવાર તેમને લાગતું કે દીનશાહ પૂતળી પર હદ બહાર ધ્યાન આપતો હતો. પણ બીજીજ વખત તે વિચાર તેવણ ફેરવતાં. પુતળીની વર્તણુંક જુદીજ હતી તેથી તેવણ તેવો વિચાર બાંધી શકયાં નહિ.

એક સાંજે તેવણ અગત્યના કામે બહાર ગયાં હતાં તે વેળા દીનશાહ ગાડી લઇને આવ્યો. તેણે રતન સાથ પુતળીને આવવા અરજ કરી પણ તે વાત તેણે ના પાડી. પીરોજબાઇને પુછયા વગર કોઇ ન્હાની છોકરીઓ એકલી ફરવા જઇ શકતી નહતી એવો કાયદો તેમણે બાંધ્યો હતો.

અરેર, મનીને તો પીરોજબાઇ લઇ ગયાં હતાં. રતી તાવથી આજારી હતી–બીજી નવી છોકરી લેસન કરવા પડી હતી અને પુતળીજ દરેક રીતે છુટી હતી. આ તક તેણે હીક જોઈ રતનને એકલી ઘોડાવાળાના ચાર્જમાં આપી તે પાછો આવી પુતળી આગળ બેઠો. તે આજે તેણીનો જવાબ માગનો આવ્યો હતો.

"તમે એમ મ્હારાથી દૂર નહાસોછ કાંઇ તે હું સમજી શકતો નથી" પુતળી તેણીને ઘડી જતી જોઇ અટકાવતાં તે બોલ્યો. "બીજી છોકરીઓ મારી સાથ કલાકના કલાક વાતચીત કરે છે ત્યારે તમો એમ કાં કરો છો" તેણીનો ચહેરો ગુલાબી બન્યો જે વખા સુધી જોતાં તે ચુપજ રહ્યો.

હવે તે એ પગલાં આગળ આવ્યો. "જેમ જેમ તમે મહારાથી અલગ રહો છો તેમ હું તમને ચહાતાં શીખ્યો છું. પુતળી તું એમ શરમાના, મને જવાબ આપ. શું હું તને એટલો અણગમતો છું કે તું મ્હારાથી ખીજને નહાસે છે!" તેણે કાલાવાલા કર્યાં. અરેરે તે છોકરી શું જવાબ આપે! તેના મારના પ્યારથી તેની છાતી ઉભરાતી હતી પણ પેલી કમબખત શરત! તે હજી ચુપજ રહી તે રહી! પડે તેવો દેખાવ થઇ રહયો હતો.

"મને માફ કરો મી૦ દીનશાહ–હું ખરુંજ દીલગીર છું કે તમારા સવાલનો જવાબ હું આપી શકિત નથી." તે એમ તેમ મુંજતા સહાદે બોલી.

તેણીના ઠંડા સ્હાદથી તે નિરાશ થયો. વખતે તે છોકરી તેને ચ્હાતી ન હોય અને તેણે ઉતાવળ કરી કામ બીગાડયું હોય તો! પણ નહિ તે નીચી નજરે ઉભી હતી તેથી તેણીનું જીગર તે વાંચી શકયો નહિ એમ તેને લાગ્યું.

'મ્હારી સામે જો પુતળી ? મને ખરું કહે ? ખુદાના કસમ ખાઇને બોલ કે તું મને ચહાતી નથી તો પછી હું કોઇપણ દહાડે તુને ફરી પુછીશ નહિ. મ્હારી શીરીનની યાદ ભૂલાવે તેવી અબળા આજ સુધી મને મળતી નહિ પણ તુને જોતાંજ હું તેની યાદ ભૂલ્યો ને ત્હારા પ્યારમાં પડયો. મને કહે પુતળી તું શું ખરેખરજ મને નથી ચહાતી" તેણે પૂછયું. તે છોકરી સાચી હતી જ્યારે તે આવા પાક કસમ આપી તેને પૂછતો હતો ત્યારે તે જુઠું કેમ બોલી શકે? તેની મરજી મુજબ તેણે ઉચું જોયું. જે ભૂરી માંજરી આખ્યોમાં દીનશાહે પોતાનો જવાબ વાંચ્યો ને ખુશાલીથી એકદમ તેણીને પોતાની ગમ ખેંચી.

"મને માફ કરો દીનશાહ હું તમને ચાહું છ એ વાત ખરી છે પણ હું તમારી સાથ કોઇબી દહા પરણી શકીશ નહિ. મને ના પૂછો! ખુદાને ખાતર મને જવા દો" તે તનબદનથી ધ્રુજતાં તેનાં જોરાવર હાથોમાંથી છુટી થતાં બોલી.

"હું એમ તુને છોડી શકતો નથી, વ્હાલી જાન. ત્હારા વગર એક દહાડો પણ હું જીવી શકતો નથી, શું જોતી નથી. અહિં આવવાના રોજનો મ્હારા પછાડ તે બધું વહારે હીપે હતું તો મને કારણ કહે" આ વખતે હીમત રાખી તે છોકરીએ શરતની વાત તેને કહી દીધી હતે તો ઠીક થને પણ તે ગભરાઈ. તે એટલી ધ્રુજતી હતી કે અતે દીનશાહને તેણીને બેસાડી દેવાની ફરજ પડી અને પોતે તેના પગ આગળ ગઠન્ મંડી પડયો. હવે તેમ પડેલો જોઇ તેણીને આંખ્યો પર હાથ ઢાંકતાં! પેલા કોલ શબ્દો તેણીને યાદ આવ્યા.

"એમ જો હોય કે આ પારસી પરણવા નાજ પાડતો હોય તો હું કહું છ કે ત્રણ મહિનાની અંદર એને મ્હારા પગ આગળ લાવી પટલાવી શકશ " કોઈપણ સારી સ્ત્રી એવા ઉદગાર કાડે નહિ તે પુતલી જેવી મોઢી છોકરી બોલી હતી. તેણીના જીગરમાં શું થતું હતું તે દીનશાહ સમજી શક્યો નહિ.

"જો તું મને ચહાતી હોય તો પછી શું અટચણ છે ?" તે પાછુ ને પાછુ પુછતો હતો આ વખતે ઓરડાનું બારણું ખોલી ઝવેર અને મની અંદર આવ્યાં. ઝવેર તેમને તેમ બેઠેલાં જોઇ ગભરાઇને પાછી હટી. પણ મની લામ તે દેખાવ જોઈ શરતની વાત યાદ આવવાથી ખરેખર હસી પડી. જેને ખેંચીને બહાર લઇ જતાં ઝવેરે તે દરવાજો પાછો ઢાંક્યો. હવે પુતળી એક ઠરાવ પર આવી.

"હું તમને સાચ્ચા પ્યારથી ચહાઉં છું દીનશાહ, ખરૂં કહુંછ કે તમારા પૈસા કે આ તમારા શોભીતા બંગલા ખાતર, હું તમને ચહાવા નથી લાગી. બુચી રતન અને તમોને હું સાચા પ્યારથી ચાહુંછ તેમ છતાં એક નડ વચમાં છે તે કારણથી હું તમારી સાથ પરણી શકતી નથી મને માફ કરો " અને તે ઉઠીને ઉભો થાય તે પહેલાં ઝડપથી બારણું ખોલી બહાર નિકળી પડી.

દીનશાહ સ્તબ્ધ થઇને ઉભો. તે છોકરી શું બોલતી હતી. એક નડ હતી. તે તેને ચ્હાતી હતી છતાં એક નડ હતી ! શું તે ઉખાણું ઉકલાવતી હતી

પુતલી તુર્તજ પીરોજબાઇના ઓરડામાં ગઇ તેણીનો હદણહાર હરફેરાયલો ચહેરો જોતાંજ તેવણ કંઇ નવું જુનું થયું છ એમ પામી ગયાં એક આર્મચેર પર તેવણ બેઠાં હતાં જ્યાં પુતલી ન્હાનું રડુવ લઇ બેઠી.

અને ત્યાં રડતાં તે શરતની વાત અને દીનશાહની માંગણીની તેણીએ ખબર આપી. જે તેવણે દીલગીર ચહેરે સાંભળી દીનશાહને ના પાડવાના કારણમાં તેવણે વજુદ જોયું નહિ તેથી તેવણે તેણીને પટાવી મુંગી રાખી.

" દીનશાહની માગણી ના પાડવાનો ખાસ સબબ હું જોતી નથી, દીકરી" તેવણના આંસુ લુછીને એક કીસ કરતાં બોલ્યાં હોમની છોકરીઓ તેવણે વિશ્વાસમાં લઈ વાત કરતી હતી કરી તેવણ ખુશી થયાં હતાં.

"પણ પીરોજમાય, એવણ એ વાત જાણે તો ? એવણ સાચાને ચ્હાનારા છે જ્યારે તે છુપી રાખી હું ઠગો કેમ રમુ ?" તે સાચી અબળાએ પુછ્યું. " એવણની માંગણી ના પાડી હું ચાલી આવી ત્યારે એવણનો દુઃખી ચ્હેરો જોઈ મારૂં કાલજું કપાઇ ગયું !"

"હજી દીનશાહ ત્યાંજ હશે. તું પાછી જા દીકરી અને તેમને હા કહે. કુદરતે તને દરેકમાં મદદ કરી કહેછ તો પછી પણ તે મદદ મળશે. તું ના કહી તેમને દુઃખી ના કર" તેવણે તેણીને ધીરજ આપી પાછી મોકલી.

તે પીરોજબાઇનો સખુન રાખી હીમત આવવાથી પાછી દીવાનખાનામાં ધડકતે જીગરે દાખલ થઈ. દીનશાહ તે ચાલી ગઇ ત્યારે જ્યાં ઉભો હતો ત્યાંજ હજી હતો.

"દીનશાહ મને માફ કરો, તમને નારાજ કરતાં મને ઘણું દુઃખ લાગ્યું હતું પણ પીરોજમાય કહે છે કે એમાં મહારોજ વાંક છે અને તમારી માગણી બજ્દાઇથી ના પાડવામાં મેં ભૂલ કીધીછ" તે પ્યારથી તેના મ્હોડા સામે જોઈ ધીમે સ્હાદે બોલી.

દીનશાહે તેને ખુશાલીથી પોતાની નજદીક લીધી અને પ્યાર ભર્યાં ચુબનોથી તેને ભરી નાંખી, જે સુખ નો લહાવો ચાખતી તે ચૂપ ઉભી. થોડે વારે શાંત થતાં તેણે પૂછ્યું.

"મહારી રતનની નડ તો તને નહિ લાગી હોય પુતળી ? તેમ જો હોયનો બેટર કે આપણે હવડાંથી છુટા પડીયે. હું જુઠું બોલી મને ઉડાવતી ના કેમકે કોઇબી મને ઠગે છે ત્યારે હું તેનો તે વાંક માફ કરી શકતો નથી એવો મહારો ભૂંડો ખવાસ છે. માટે મને ખરૂં કહે." તેણે પુછ્યું.

તે શું બોલ્યો ! પીરોજબાઇએ તો તેણીને ધીરજ આપી હતી ને આ તેની ધમકી સાંભળી પુતળીના શરીરમાંથી ધ્રુજારી પસાર થઇ. તોપણ તે વાત હતીજ નહિ તેથી તેણીએ હીમતથી તેનાં મહોડા ગમ જોયું.

"રતન્ માટેના પ્યારમાં તમને કંઇ ફરક લાગે છ બાર ? કે તમે એવો અણઘટતો સવાલ પૂછોછ, વ્હાલા ! એ દીકરીથી તો, આપણ એકમેકને મળવા

પાગ્યા ને તેથીં હું તો એને બેવડા હેતથી ચહાવસ ''
આ વખતે સચ્ચાઇનો પ્રકાશ એવો તેણીના મ્હોડા પર પડતો હતો કે તે વધુ દિલછત લાગી. અરે આ વખતેજ તેણીએ હીમ્મત ધરી ખરીવાત કહી દીધી હતે તો ભવિષ્યનું દુઃખ ભોગવીજ ન શકતે

તે હવેથી બનતી ઉતાવળ કરવા લાગ્યો. અને હોમમાં તથા બહાર દીનશાહ મુલ્લાંનો ઠરાવ પીગળાવી નાખનારી તે છોકરીની વાત છડેચોક થવા લાગી. તે જે આટલાં વર્ષોથી પાછો પરણવા ના પાડતો હતો તે એક મહિનામાં એક જુવાન છોકરીને હાથ વેચાયો હતો એમ લોક બોલતાં હતાં. પણ તેની તેઓને પરવાજ ક્યાં હતી ?

પીરોજા પાંડે અને મહેરાં રતનાગરનું કાગળ પુતળી પર આવ્યું. તેમાં તેઓએ તે શરતમાં છતી હતી અને દીન્શાહને પગ પર માથું મેલાવી છતી શકી હતી કરી મુબારકબાદી આપતાં હતાં. પુતળીનાં સુખમાં એકજ કતરો હતો. જો તેની એકાદ સહી તે શરતની વાત દીનશાહને જણાવે તો પછી. !

કેવા સુખના દહાડા તે વહી ગયા કે પુતળી તો જાણે સ્વપ્નોજ માનતી હતી. તેણીના માતપિતા આવ્યાં હતા અને લગનને ફકત આઠજ દહાડા બાકી હતા. પુતળી સાચી છોકરી હતી અને જેવી તે માંગતો હતો તેવી બૈરી તેને મળી કરી તે ખુશ થતો હતો. બરિયલ, કુંજેરો, વિગેરે વિશેષણોથી તે નિરાળો હતો એમ સઘળી છોકરીઓ જોઈ શકી હતી.

લગનમાં રખે પીરોજા પાંડે આવવા માંગે એ પુતળીનો રાતદિવસનો વિચાર હતો પણ ખુદાએ તેની તે ફીકર ટાલી. કેમકે તે કોઈ સગાને ત્યાં લાનોલી ગઇ હતી.

પણ મહિનાની સામટી રજા આપી દીધી હતી તેથી રતનને તો તેઓ ત્યાંજ રાખનાર હતાં અને પરણીને તેઓ હનીમુન કરવા જવાના હતાં. તે જાણે સુખનો સ્વપ્નોજ હતો. ઘણીકવાર પુતળી બીહીને થરથર ધ્રુજતી. રખે એ સ્વપ્નો ખોટો પડે ! પણ નહિ. હજી સુધી ખુદા મેહેરબાન હતો. આખો મહિનો વીતતાં તે સૌ આવનાર હતાં તેટલાં તે પટક ધ્રુજરામાં -થી મોકલી થઇ હતી.

ન્હાની રતન તેણીને હવે મમાના મોટાં નામે બોલાવવા લાગી હતી તેથી તેણીને ઘણું ગમતું.

લગન થયાં અને તે સુખી જોડું હનીમુન કરવા ગયું. એ વખતે પુતળીને ધીરજ આવી.

તેઓ ધારવા કરતાં વધુ વખત ફર્યાં. ત્રણ મહિના કેમ પૂરા થયાં તે પૂતળી જાણી શકી નહિ. આહ ! તે સુખી દીવસો પાણીના રેલા માફક ગબડી ગયા. અને હવે તેઓ મુંબાઇ પાછા ફરવા નિકળ્યાં હતાં, દીન્શાહે બંગલામાં વેટતો ફેરફાર કરાવ્યો હતો અને સર્વ પુતળીનાં શોખ તે પૂરા પાડતો હતો. તેણે હદ બ્હાર મનાહ પૂતળીને કરાવી હતી અને તે તો જાણે હજીપણ એ સુખનાં સ્વપ્નાજ જોતી હોય તેમ હતું દીનશાહ પોતે પણ જાણે તે સ્વપ્નોજ માનતો હતો અને એ રીતે તેઓ ખુશાળ હનીમુન કરી રતન વીલામાં ઠર પડયાં.

દીન્શાહ રતનને હજી ત્યાંજ રાખવાનો હતો. હોમમાં તેને ગમતું હતું. અને વળી કામસર દીન્શાહ કલકત્તે જવાનો હતો ત્યાં પુતલી સાથે જવાની હતી.

એવામાં એક દીન તે કામસર બજારમાં ગયો ત્યાં પીરોજા પાંડેના બાપ મેહરવાનજી તેને મળ્યા. તેવણે દીન્શાહને મુબારકબાદી આપી અને પછી તે શરત–જે પુતલીએ સ્કુલમાં બાંધી હતી તે વિષે ઇશારો કર્યો.

"તમારી મિસીસ હવે ધીરજથી બેઠાં હશે કેમકે તેવણ પોતાની નેમમાં ફાવ્યા છે, નહિ ?" તેવણે પૂછ્યું.

"કઇ નેમ" ? દીનશાહે પૂછ્યું

"તમે શું તે જાણતા નથી" શરતની કહાણી તેવણે પીરોજાને મહોડે સાંભળી હતી તેથી પૂછ્યું.

"ખચિતજ, મને કંઈ માલમ નથી. હું જાણું છ ત્યાં સુધી મહારી ધણીઆણીએ મ્હારો સાથ્થી પ્યાર મેળવવા સિવાયની બીજી કશી નેમ રાખી હતી નહિ." પુતળીનાં પ્યારમાં ઘેલો બનેલો તે બરથાર બોલ્યો.

"છટ નોનસન્સ ! એ બધો આજનાં છોકરાઓનો પ્યાર બાજેના ખખારો જ તો !" તે બુઢાજી બોલ્યા "પ્યારનું નામ આપે ને મતલબ કાઢી લે !"

"મેહેરબાની કરી ખુલાસાથી બોલો, શેઠજી" હવે જરા ફીકો પડતાં દીનશાહ બોલ્યો. શું પૂતળીએ તેને છેતર્યો હતો ? નહિ તે સાચ્ચી છોકરી હતી, ત્યારે આ શું ભેદ હતો ?

"જેવાની મી. મુલ્લાં, તમારી વાઇફે પોતાંની સહીઓ સાથે તમારા પરને શરત બાંધી હતી કે ત્રણ

મહિનાની અંદર (તેણીની સાથ ઓળખ થયા પછી) તમો પગે પડતા તેણીને પોતાની વાઇફ બનાવશો અને તે મિસીસ મુકલા દાખલ તમને પરણીને તે શરત જીતી છે! શું એ બીનાથી તમે અનજાણ છો! તમે પગે પડતાં તેણીને તમારી ધણીઆણી બનાવવાના કાલાવાલા કીધા તે વગી એની બે સખીઓએ જોયું હતું?" તે પરવારતા પારસીએ ભેદ ખુલ્લો કરી દેતા કહ્યું. દીનશાહ સ્તબ્ધ થઇ ગયો જે સ્ત્રીને ખરા જીગરથી ચાહી હતી તેણેજ એવા કઠોર શબ્દોમાં શરત બકી હતી અને તેને પૈસા ખાતર પરણી હતી યા ખુદા?

"તમે એ બીના કેમ જાણી?" તેણે ધીમા દુઃખી સ્હાદે પુછ્યું. "એ ખોટી બીના છે અને તમે એમ બોલી મને મહારી ધણીઆણીને અપમાન કરો છો"

"એ તદન સાચી વાત છે? વળી એટલે સુધી વાત હતી કે પરણ્યાં પછી એ જીતની ખુશાલીમાં એક પાર્ટી નિશાળની સહીઓને આપવી અને હવડાં તેવણ તેની ગોઠવણમાં છે?" પાંડે એ જવાબ દીધો. "તે જ્યાં ખાતરી ન થતી હોય તો તો જાઓ અને તેવણને પૂછી ખાતરી કરો" અને તે સલામ કરી ત્યાંથી ચાલી ગયો.

ગરીબ દીનશાહ? શું પુતળીએ જે પ્યાર તેની તરફ બતાવ્યો હતો તે ખોટો હતો? તેણીની મતલબ મહેલથીજ ત્યારે જૂઠી હતી? તેના પૈસા અને તેના સુંદર બંગલાપર તે લોભાઇ હતી ને તેથી આવી શરત બકી હશે! તે જે કામ કરવા બહાર નીકળ્યો હતો તે મોકુફ રાખી પાછો ઘર ભણી ધસ્યો. તેણીને મ્હોંએથી તે વાત તે સાંભળવા ઇચ્છતો હતો તેથી પાછો ફર્યો. ગરીબ પુતળી? કશાપણ ખ્યાલ વગર ઘરમાં નિરાંતે બેઠી બેઠી દીનશાહનીજ પાછા ફરવાની રાહ જોતી, નફકરાઇથી ગાયન લલકારતી હતી.

બાગમાં ગાડી દાખલ થવાના સ્હાદથી તે એકદમ ઉઠી ને હર્ષભેર દરવાજામાં દોડી. એક પળ તેણીનાં સુંદર મુખડાં પરનો હર્ષ જોતાં દીનશાહ તે વાત ભુલ્યો અને ખુશી થઇ તેને મળ્યો. પણ બીજીજ પળે તે કેવી ઠગારી છે તેનું તેને ભાન થયું!

"શું છે દીનશાહ." તેને હદ બહાર ગંભીર જોઇ પુતળીએ પુછ્યું. "તબીયત સારી નથી કે જાના"

"હું સારી પેઠે છું, પુતળી; પણ હવડાં મેં એક અજબ જેવી વાત સાંભળી છે તે હું માનતો નથી તું હમેશાં મને સાચ્ચુ કહે છે તેથી પુછુંછ. મને સાચ્ચો જવાબ દેજે તે સિવાય બીજી વાત હું માની શકશ નહિ" દીનશાહે તુર્તજ તે વાત કાઢી પુછ્યું.

"જ બા, દીના, આજે એમ શું કરોછ? તમને કોઈ પણ વાત મેં કદી જૂઠી કહી નથી. શુ તમને મ્હારીપર વિશ્વાસ નથી" તેણીએ દીનશાહની પાસે બેસતાં સવાલ પુછ્યો. જો કે તેણીને ખ્યાલ તુર્તજ થયો કે તે બેહુદી શરતની વાત સાંભળીને તે આવ્યો હતો. તેણી થરથર ધ્રુજતી હતી. જો તે પોતાને ઠગાયલો જાણશે તો કદી માફ કરશે નહિ એમ તે સમજતી હતી. તોપણ ખુદાપર વિશ્વાસ રાખી તે બેઠી. જે થાય તે ખરૂં.

"આજે મને મેહરવાનજી પાંડે મળ્યા હતા, ત્હારી સ્કુલની સખી પીરોજા પાંડેના બાવા! તેવણે મને કંઇ વાત કહી, હું ઇચ્છું છું કે તે ખરી નહિ હોય!" તેણે ગંભીર સ્હાદે શરૂ કર્યું. તે ફેરવાયલો ચ્હેરો જોતી પુતળી મુંગીજ બેઠી. વળી તેણે ચલાવ્યું,

"તેં મ્હારા વાસ્તે શરત બકી હતી કે હું તુંને પગે પડતો પરણવા માંગીશ અને ત્રણ મહિનામાં તું મને પરણીને શરતમાં જીતે તો તે લોકને એક જીયાફત આપે; જે હવડાં તું આપવા નિકળી છ તેનું એ કારણ છે કે?" તેણે પુછ્યું.

પુતળી ગભરાઇ ગઈ. તે ફિક્કા ચ્હેરાએ દયા માંગતી હોય તે મીસાલ બે એક પળ દીનશાહના ચ્હેરાગમ જોયું.

"મને ખરૂંજ કેહજે પુતળી, મ્હારાથી કાંઇ છુપાવતી નાં" તેણે ફરી કહ્યું.

"હા એજ કારણ છે દીનશાહ, પણ તમે જો મારી બધી વાત—

"તેં એવી શરત બકી હતી?" તેણે કઠોરતાથી પુછ્યું "હા" પુતળી ખરૂં કહી દેતાં રડીને હેબી થઇ.

"ઓ દીનશાહ મ્હારા તરફ એ રીતે નાં જુઓ. મને સમજો. જરા મ્હારો ખુલાસો—

"હું કંઇ સમજવા માંગતો નથી. તેં એ શરત બકી ત્યારે મ્હારા વાસ્તે શું વિચાર મનમાં ધરાવતી હશે કે આવી મજાક કરી શકી? ખરેખરજ હું બેવ-

કરૂ બન્યો. મ્હારી વ્હાલી-અતિ વ્હાલી શીરીનની જગ્યા તને જે ભરસો રાખી મેં આપી તેને 'તું-તું' તદન નાલાયક છે. મ્હારી રતનની માના ગણાવવી પણ નહિ જોઇએ અરે શીરીન—મને માફ કરજે જાન, કે અજાણપણામાં ત્હારી મીઠી યાદને હું ભુલ્યો. ઓ ખોદા!" અને દુઃખથી ઉશ્કેરાયેલો દીનશાહ ખુરસી પર પાછો બેસી ગયો.

"તુને મ્હારા પૈસાજ જોઇતા હતા તો તું તેમાં ફાવીછ! ત્હારી સગવડ સચવાય તેમ હું બંદોબસ્ત કરશ. એ રીતે અને ઠંગી તું સુખી થઇ તો ભલે. પણ હું હંને ત્હારી સાથ સંબંધ, રાખવા માંગતો નથી. મને કલકત્તે જવું છ ત્યાંજ હું રહીશ કામના બ્હાનાં હેઠળ તેમ થઇ શકશે. તું અહિંજ રેહજે ગમે તેમ મ્હારો પૈસો વાપરશે તો હંને કોઇ અટકાવશે નહિ. હાલ તુર્ત મ્હારી રતન હોમમાંજ રહેશે." તે ઉક-પથી એક ઠરાવપર આવી ગયો. "કાલે હું જવાનો હતો તેને બદલે આજેજ જઇશ."હવરાંજ અને તે બહુ દુઃખી ચ્હેરે તે શુંઢણે પડેલા આકારની ગમે એટલી સમજાવત છતાં ત્યાંથી ચાલી ગયો.

સઘળે અંધકાર હતો. બન્નેની દુન્યાજ રડી હતી. અરેરે, તે એહુંદી શરતે કેવો ઘાણ કહાડયો હતો પણ તે કંઇ ખુલાસો સમજવા થોભ્યો હત તો પુત-ળીનો વાંક માફ કરતે પણ આતો પોતાને ઠગાયલો જોઇ તે અતિશય ક્રોધમાં આવ્યો હતો. તે ધારતો હતો તેજ થયું. સુખનો સ્વપ્નો હતો તે પુરો થયો ને દુઃખની સીમા શરૂ થઈ હતી.

ગરીબ પુતળી અંતે બેહોશ થઇ ગઇ પડી. આ ફટકો ન ધારેલો હતો. અને જ્યારે દીનશાહ તેણીને મળવા વગરજ કલકત્તે જવા સારૂ ઉપડયો ત્યારે તેણી-ની આસપાસ બે ડોક્ટર હજા હતા, અને તેને હુશયાર કરવાનો પ્રયત્ન કરતા હતા તે જાણ્યા વગરજ તે ગયો.

તે બનાવ બન્યા પછી ત્રીજે દિવસે જરા વધુ હુશયારી આવ્યા પછી પુતળી તે દુઃખ ભર્યા બનાવ પર વિચાર કરતી બેઠી હતી તેટલામાં હોમમાંથી એ નોકર ચીઠી લઇ—

મ્હારી સદા વ્હાલી બેહી પુતળી.—

આજે ચાર દીન થયા સુધી રતન ઉંઘ ન આવ-વાની ચાલુ ફર્યાદ કરી બુમો પાડતી રહતી હો છે અને તુને અને દીનશાહને મળવા ટળવે છે એમ ખબર લખી એ ચીઠી મેં પુગાડી હતી પણ તે માણસ પાછો આવ્યો કે ભાઇ ઘણા સીક છે અને કોઇ બીજાનું નથી તેથી મેં ચીઠી નથી આપી. હું તને મળવા આવવાની હતી બેઠી પણ રતન ઘણી આજા-રી થઇ ગઇ છે. આજે તેણે આઠ દિવસ થયા સુધવ આંખ મીચી નથી અને ચાલુ તને મળવા માગે છે. તું આવી શકશે? જો જરા પણ ઠીક હોયતો આવ. હાલ તુર્ત દીનશાહને ગભરાવવાનું કારણ નથી માટે તુંજ આવ. મને આશા છે કે તું બેહી સારી પેઠે હશે.

તહારા હકમાં સદા દુવા ઇચ્છનારી
પીરોજબાયની દુવા વાંચજે.

તે ચીઠ્ઠી વાંચતાની સાથ પુતળી ઉઠી.આ દુઃખ-માં પીરોજબાઈની મદદ માંગવા તે કેમ ભૂલી હશે કરી હતી; પણ નહિ તે હુજી બહુ નબળી હતી. દુઃખ નો જે ફટકો તેણી પર પડયો તેથી તે તદનજ હિમત ખોઇ બેઠી હતી. ફરી તેણીનું મગજ ભમવા લાગ્યું અને તે બેહોશ થઇ પડી.

હુશયાર થતાંજ તે તૈયાર થઇ અને ગાડી જોડાવી હોમમાં ગઈ જ્યાં પીરોજબાઇ આતુર ચ્હેરે તેણીની રાહ જોતાં હતાં પણ તેવણ આ તેણીનો અવતાર જોઇ ગભરાયાં. બુચી રતન વધારે આજારી થઇ હતી તેણીના બેન પર ભાર હતો જો તે એક બે કલાકની પણ શાંત ઉંઘે સુવે તો ઠીક નહિ તો ઘેલાપણાના ચિન્હ દેખાડશે એવું ડાકટરનું મત હતું.

"રતન કેમ છે?" તેણીએ આતુરતાથી પુછયું જ્યારે તેણીને ખરી બીના કહેતાં તે ખુબ રડી. શું તેનું તે વ્હાલું ભુલકું એ રીતે હંમેશાનું ઘેલું બને! કંઇપણ કરી તેણીને બલામાંથી બચાવવાનો વિચાર કરી રતનને મળવા તે ઉઠી.

"તેં દીનશાહને કહ્યું છ કે દીકરી" પીરોજ-બાઇએ પુછયું.

"નહિ દીનશાહ આજે પાંચ છ દિવસ થયા કલકત્તે ગયા છે" તે જેમ તેમ દુઃખનું ડચકું ગળાવી બોલી.

બુચી રતન ઉઘાડી આંખોએ ટગર ટગર બારણું જોતી પડી હતી. પુતળીને જોઇ તે ખુશ થઇ અને તેણીના મ્હોડા ગમ જોતી શાંત પડી રહી.

"રતન દીકરી હું આવી. તું મને શું કહે છે?" તેણીએ તે બાળાને એમ બેકામ પડેલું જોઈ ભીક-સાથે પુછયું.

"મમા" તે ધીમેથી બોલી કે પુતળીના મગજ પરનો ભાર હલકો થયો. હજી તે બાળકી નેણીને ચહાતી હતી તો પછી દીનશાહનો શો મુજરો છે ? એ વિચારથી તે ત્યાં તેની પાસે બેઠી.

"મમા, અગાઉ તમે મ્હારી આગળ વાતો કરતાં હતાં તેમ કરો, રાજા બાદશાહ પરીઓની" તે હવે પુતળીના ખોળા ઉપર માથું મેલી પ્યારથી બોલી. પુતળીએ તેણીને ઉંચકી અને પોતાના ખોળામાં બરાબર સુવાડી જ્યારે તે ન્હાના હોઠ પુતળીને કીસ કરવા ઉચકી તેજ ઢપે ને માતાના મુખમાંથી મીઠા સરોદની ન્હાની ન્હાની વાર્તા સાંભળતી ચૂપ પડી.

ડાક્ટર જે ત્યાં હમેશ રહી પુતળીની હીલચાલ તપાસતો હતો તે હવે બુચી રતનને શાંત થયલી જોઇ કંઇક આશાના શબ્દો પીરોજબાઇને કેહવા લાગ્યો.

થાકથી જો પુતળી મુંગી રહેતી કે રતન જાગી ઉઠતી. હજી તે કાચી ઉંઘે સુતી હતી એવું એક કલાક પછી ડાક્ટરે મત આપ્યું જેથી પુતળીએ તે અખતરો ચાલુ રાખ્યો. કેવી કેવી રીતે વગર અર્થની કેટલી વાતો તે એક રાતમાં પુતલીએ કીધી તેનું તેને ભાનજ ન હતું. ફક્ત તે છોકરી શાંત ઉંઘમાં પડે એ ખ્યાલથી તે બોલતી હતી અને તે વાંસળી જેવા સરોદ સાંભળતી બુચી રતન ડોકટરની ઇચ્છા મુજબ એક લાંબી ઉંઘમાં પડી. દીનશાહને ખાતર તે છોકરીનો જાન બચાવવા પુતળીએ એટલો શ્રમ લેગ્યો હતો જરાબી હીલચાલ કર્યા વગર તે એક સરખી આખી રાત બેઠી હતી જેથી તે તદન નરોસ થઇ ગઇ હતી એવું જોઇ ડાક્ટર હવે સહવારે ત્યાં આવ્યો ને પોતાના જોરાવર હાથમાં તે સુતેલી બૂલકીને ઉઠાવી તેની જગ્યાએ ગોઠવી. તે દેખાવ જોતી પુતળી થાક અને દુઃખથી અધમુઈ જેવી પીરોજબાઇના શરીર ઉપર બેહોશ બની પડી.

"એવણુની શકતી ઉપરાંત એ થયું છે. "તમે બીજા બીછાણાંની ગોઠવણ કરી શકશો મને ભય છે કે આ માંદગી ભારી ચિંતાની છે " તે ડાક્ટર હવે પુતલીને તપાસતો બોલ્યો. "આજે બુચી રતન ભયમાંથી મોકલી થઇ છે વખતે તે આખો દિવસજ ઉંઘયા કરશે તો તેની ફીકર ના કરતાં પણ મીસીસ મુલ્લાં બહુ ભારતી ભરી બિમારી ભોગવશે. એમને બ્રેનની તાવનો હુમલો થયો છે.

રતનને બચાવી તે પછડાઇ પડી. દીનશાહ દીનશાહના ચાલુ પોકાર તે કરતી હતી. ત્યારેજ બાપડાં પીરોજબાઈ શી બીના બની છે તે સમજી શકયાં ? ઘડીકમાં તે ખુલાસો સાંભળીને જવા વિનવતી અને ઘડીકમાં ગુસ્સામાં તેને તરછોડી કાઢી જવાનો હુકમ આપતી. રાત અને દીવસની નર્સ રાખી પીરોજબાઈ ચાલુ માવજતમાં ખડાંજ હતા.

રહોતજીવન વચ્ચે અથડયા ખાતી ચાલુ બકબકારો કરતી ગરીબ પુતળી બિછાને પડી હતી. તેને આઠ દિવસ થઈ ગયા હતા. આજે ડાકટરે વધારે ધાસ્તી આપી હતી જેથી રડતાં પીરોજબાઇ ઉભા હતાં. અંતે તેવણને એક વિચાર આવ્યો. દીનશાહને તેવણ વાકેફ કરી ચુકયા હતાં તોપણ તે આવતો ન હતો જેથી તેવણે પોતાના વિશ્વાસમાં ડાકટરને લીધો અને તે બંન્ને મસલત કરી તેવણે ટુંકમાં જે વિગત બની હતી તે કહી જેથી તેમની મરજી પ્રમાણેનો તાર દીનશાહ પર કરવા કબુલ થયો.

ડાકટરનો તાર પુગ્યા પછી તુર્તજ આવવા ઉપડી ચુકયો હતો. પૈસા કે ખર્ચની કશી વાત કર્યા વગર બુચી રતનની માવજત તે આત્રે તેટલી સારી રીતે કરવા ખાતર તે કાલાવાલા કરતો હતો. ત્યારે બુચી રતન ખુદાના હોકમથી સાજી થઈ ફરતી હતી ! એ રીતે તેઓએ તેને ફરી ડગ્યો !

એકવાર પુતળીને ત્યાં પીરોજબાઇ ઘટતી ચીજ લાવવા ગયા જ્યાંથી પુતળીની વિશ્વાસુ આયાએ શો બનાવ બન્યો હતો તે વિગતવાર કહ્યો કે દીનશાહને એકાંતમાં મળી તેની ખાતરી કરવા તેવણ માંગતા હતા તેવણે નોકરોને હુકમ કરી રાખ્યો હતો કે જેવા તે આવે તેવા તેમને ચેતવે.

હોગમાંજ દીનશાહ ઉડતો હોય તે મીસાલ આવ્યો. જો તે દીકરી મરી જાય તો શીરીનની યાદ તદનજ ભુલાય, એ ખ્યાલથી તે દિવાના જેવો થયો હતો.

પીરોજબાઇ દીવાનખાનામાં આવ્યાં કે તુર્તજ તે આતુરતાથી પરપુછ કરવા લાગ્યો. જેના સાચ્ચા જવાબ તેવણે આપ્યા. અને પછી પોતાની વાત કાઢી. પુતલીના સીકનેસની જાણ છતાં તે આવ્યો નહિ કરી તેને તેવણે ઠપકો આપ્યો.

તેઓના લગન બગાડ પુતલી કેવી રડતી તે પણ આગળ આવી હતી અને તેને નહિ પરણવાનો ઠરાવ

તેવણે કેવી રીતે ફેરવ્યો હતો તે વાત તેવણે માંડીને કહી. જે નટ તેઓના પ્યારમાં હતી તે એ શરત-એ બેહુદી શરતનીજ હતી એમ તેવણે ભાર મૂકી જણાવ્યું. તેવણની સલાહ માની તે છોકરીએ તેની માગણી હા પાડી તે સઘળું તેવણે વર્ણન કર્યું. અને પછી બુચી રતનની ભય ભરી બિમારીમાં તેણીએ ખરી માતાનો કેવો અચ્છો ભાગ ભજવ્યો તે વાત તેને કહી, અને આ તેની ઘાતકી ચાલનો પસ્તાવો તે કરે તેવા સુંદર બોલોમાં તે બધી છોકરીની આજની દહબદાર બિમારી તેને જણાવી.

"તમે ઘણાજ કમનસીબ છો, દીનશાહ કે એક કરતાં બે હીરા જેવી ધણીયાણી તમોએ ગુમાવી" ડાકટર કહે છે કે ફકત થોડાજ કલાક પુતળી જીવશે. "આજે આ બુચી રતન જીવતી છે એ તમારી એ. પુતળીનેજ આભારી છે." તેવણે તે બેવકુફ શખ્સની આંખો પર જે પડદો ફરી વળ્યો હતો તે ખોલતાં કહ્યું.

દીનશાહ તે લાંબુ લેકચર સાંભળી હરણ ફાળ થઇ ગયો. કોઈપણ દહાડે પીરોજમાયને એટલું બોલતાં તેણે સાંભળ્યાં નહોતાં.

"મ્હારી રતન સાજી છે...તે આજારી નથી"? તેણે અજાયબીમાં પુછયું.

"તમારી રતન સાજી થઇ છે. એક બેમુલ જીવના ભોગે—એક નહિ દીનશાહ— બે બેમૂલા જીવના ભોગે એ બચી છે કારણ કે પુતળી બે જીવસે છે અને આ માંદગીમાં પડી ન હતે તો જરૂરજ એનું બચ્યું જીવતે" હવે બીજી ખબરથી દીનશાહને ગભરાવ્યો.

"છોકરી છોકરીઓ વચ્ચેની એક શરતે તમને આટલું દુઃખ લાગ્યું એ પણ એક અજાયબી છે. હા, હું કબુલ કરૂં છું કે પુતળીએ આ વાત તમને કહેલી હતી પણ તે એક ભૂલનું શું પરિણામ આવ્યું છે તે તો તમે જોઇ શકશો છો. ત્યાં પેલા ઓરડામાં પુતળી નર્સ અને ડાકટરના હાથમાં પડેલી છે.

'ઓ પીરોજમાય. મને એ બધી વાતની ખબર નહિ—મને માફ કરો, ને પુતળી આગળ લઇ જાઓ" તે શરમીંદો થઇ બોલ્યો. તેવાજ ધીમે પગલે તે ઓરડો બતાવી આગળથી ચાલી ગયાં

તે ફક્ત પૂરી જેવી બેશુદ્ધ પડેલી હતી. ત્યાં તે ગુંહણ મંડયો પડયો. અને તે તવાઇ ગયલો હાથ પોતાના હાથમાં લઇ પસવારવા લાગ્યો.

"પુતળી મહારી જાન મને માફ કર" તે ધીમેથી બોલ્યો. "ઓ ખોદા એકજ વખત એને આમાંથી ઉઠાડ" તે ખરા જીગરથી પ્રાર્થના કરતો બોલ્યો. ચાલુ તે અવાજ કાન ઉપર પડયાથી પુતળી જરા સાવધ થઇ.

"દીનશાહ—ઓ દીનશાહ મને માફ કરો" તે ધીમેથી બબડી અને પછી શાંત રીતે ડોકયું ફેરવી સુતી કે જેમ આજે પંદરથી વધુ દીન તે સુતેલીજ નહતી. હવે ડાકટરે આવી દીનશાહને ઉઠાડયો કેમકે ઘણી ઉશ્કેરવાનો જોખમ તેઓ લેવા નહિ માગતા હતા" તમો સહવારે પાછા આવજો મી. મુલ્લાં" તે બોલ્યો પણ તેણે ઘણી ઓજર ખ્વારીથી ત્યાંજ રેહવાના કાલાવાલા કર્યા જેથી ડાકટર લાચાર થયો.

કંઇ ઝાઝો ફેર પુતળીને પડયો નહિ અને તેના માટે આશા છોડતાં ત્યારે દીનશાહ તેણીને તરેહવાર પ્યાર ભર્યા નામે બોલાવી જાણે પાછી તેડી જીવાડતો.

એ રીતે દીનશાહનાં આવ્યા પછી પાંચ દિવસને ખાંચે પુતળીને ખાસ્તીમાંથી મોકલી ડાકટરોએ જાહેર કરી. દીનશાહને તે ઓળખી શકી હતી. અને જયારે એકાંતમાં તેને મળવા માગ્યું ત્યારે ડાકટરે ફકત પાંચ મીનીટજ તેઓને આપી એ વખતે પુતળીની છાતી પર માથું મેલી એક બાળક મિસાલ દીનશાહ રડયો. અને પોતાના વાંકની માફી ચાહી.

તે ખરેખરજ દિલસોજ દેખાવ હતો એક ખુણામાં નર્સ પણ તેઓનો મેળાપ જોતી દુઃખી થઇ રડતી હતી. પુતળીએ તેને ઘણો વાર્યો પણ પોતે કેવા અપશબ્દો તેને કહ્યા હતા તે યાદ કરી કરીને તે પસ્તાતો અને એ રીતે તે ટુંકી મુલાકાતમાં તે બે જુદાયલા જીવ પાછા એક થયા.

હોમમાં હવે સર્વ ખુશાલ હતાં. પીરોજબાઇને પણ પુતળીનાં સાજા થવાથી ધીરજ આવી તેણીનું બચ્યું તેણે ખોયું એજ એક અસહ્ય દુઃખ પુતળીને થતું હતું. બાકીને સર્વ વાતે હવે સુખી થઇ હતી.

બુચી રતન એક ખરી દોલતી ડીકરી સાબીત પુતળીને મ્હોટા ટેકા મિસાલ થઇ પડી. તેઓએ હવે પુનાની મેળ થઇ પાછી અને પછી એક મ્હોટી

...ઈ (ઇનાફત) આપવાનો ઠરાવ કર્યો. ફરી એક ...ર તે એજ્યલું સુખ પુતલી ભોગવવા લાગી.

...આજેજ મિસીસ દીનશાહ મુલ્લાંને ત્યાંની જ્યા...ત હતી ફરીથી તે સુંદરી પોતાની બેહદ ખુબસુરતી ...થે રતન વીશા દીપાવતી થઈ હતી. તેણીની ...ળી સખીઓ ત્યાં હાજર હતું અને તેઓ સર્વ ... તેના સુખમાં ખુશાલ હતાં.

ખાણાંની મેજ ઉપર પુતલીએ પોતાની બહેન ...ીઓને શીખામણ દીધી અને શરત કોઇપણ બે ...ી શરત-કદી કોઈ સાથે બંકવી નહિ એમ સમ...વ્યું. પોતે તે શરતનાં પરિણામમાં શું નુકશાન ...યું હતું તે તેણે એ ઘણા લાગણી ભર્યા ...ોમાં સમજાવ્યું, અને ફરીથી કદીતે એવી રીતે ...રો નહિ એમ વચન આપ્યું. જે વખતે એ દુઃખ ભરી ખીના પાછી તાજી નહિ કરવાના કાલાવાલા કરતો દીનશાહ ઉભો થયો અને આજના ખુશાલીના પ્રસંગે એવી વાત તેની વાઇફે તેમને કહી દીલગીર કર્યા તેની માફી ચાહી.

હવે થોડું બાકી છે. તે જોડાં વચ્ચે ફરી એવો કડવાસ કદી પણ ઉભો ન થયો અને આજે તેમના જેવી સુખી જીંદગી કોઈજ ગુજારતું હશે જુઓ રતન એ અરસામાં મ્હોટી થઇ હતી અને હવે તેની નવજોતની ધમાલમાં તેઓ પડયાં હતાં. પીરોજબાઇ માસ્તરના હોમે બહુ વિખ્યાતી મેળવી અને આગળ કરતાં વધુ સંખ્યામાં તે નિરાશ્રિત છોકરીઓ લાભ લેવા લાગી હતી. દીનશાહ અને પુતળી તે હોમમાં સદા ઉલટ લેતાં હતાં અને બુચી રતનને " ઉઓરડર " તરીકે ત્યાં રાખી હતી

# હાઇડ્રોથી રેપી.

## ( The Science of Hydrotherapy. )

### પાણીથી દરદીને આરામ આપવાની વિદ્યા.

( અમેરીકાનાં ફીઝીકલ કલ્ચર ખાતાંના અનુભવ પરથી.

લખનાર—એ. પી. માદન.

( તે દવાનગરનો ડાકટર; છવનશક્તીનું ભંડાર ગુ-ઉ લ્લાસ વગેરેના લેખક.)

### Mud Baths માટીનું સ્નાન.

આ મડબાથ યાને માટીનો બાથ એટલે કે શરીરને માટીનું પડ કરવું. એ રીત હાલે યુરોપના ઘણાક 'નેચર કયોર' ના હિમાયતીઓ કામે લગાડે છે. આ માટીથી શરીર માંહેલા ઘણાક વિજાતીય પદાર્થો અથવા ઝેરો બાહેર નીકળી જાય છે અને દરદો સાજાં થાય છે, આ માટે સોજી બીની માટી જ્યાં મળી શકે ત્યાં, સાધારણ કાદવ અથવા બીની માટીને બદલે વપરાય છે. સુકી માટી પણ કેટલાકો વાપરે છે. તે એમ કે માટીમાં માથું બાહેર નાખી આખું શરીર લગભગ દાટી મુકાય છે. પણ બીની માટી જેટલી તે ગુણકારક હોતી નથી. માટી જો સુર્યના તાપથી ગરમ થએલી હોય છે તો તેથી શરીરને ગરમી લાવી પરસેવો છુટે છે. સુકી માટી જો વપરાય તો થોડી પણ ગરમ હોવી જોઇએ.

હવે આ માટી કઇ જગ્યા પરની વાપરવી તે માટે વિશેષ ધ્યાન રાખવાનું છે. ચોખ્ખી જગ્યાની માટી ન હોય તો કાંઇ તેનો ચેપી રોગ લાગવાનો ભય રહે છે. જ્યાં ગામડી કાદી હોય ત્યાં આ મડબાથ લેવો સલાહકારક નથી. પણ જ્યાં કાંઇક સોજો આવ્યો હોય, જેવા કે રૂમેટીઝમ ( સંધીવા ) અથવા માર લાગ્યો હોય. ત્યાં બીની માટીના ચોપડવાથી પણો આરામ થાય છે. ત્યાં ગરમ પાણીના સેક પણ સારો ફાયદો થાય છે, અને તે વધુ સલાહકારક ઉપાય છે.

### The wet Sheet Pack.*

### ભીણી ચાદરનાં સેક.

આ બાથની રીત એ છે કે, શરીરને ભીણી સુતરાઉ ચાદર લપેટી તે ઉપર બીજું ગરમ કપડું વીટાળવું કે જેથી હવા ઉડી ન જાય, અને નીચેની ભીણી ચાદર જલદી સુકાઇ ન જાય—આ માટે જોઇતી ચીજો નીચે પ્રમાણે છે.

એક મોટો ડબલ બ્લાનકેટ, એક સીંગલ બલાન્કેટ, બે મોટી ચાદરો, જેમાની એક બની શકે તો લીનનની લેવી, ને બીજી કોટનની સફેદ ચાદર, એક મોટો તોવેલ યાને ડીલ પુછવું, અને બે થી ત્રણ, ગાલન જેટલું પાણી, જેની ગરમી ૬૦° થી ૭૦° ડીગરી હોય એટલું ઠંડુ પાણી, (૧) પહેલાએક મોટી ચાદર લઇને તેની લંબાઇએ, ડબલ કરી બીજાના ઉપર મુકવી પણ તેનો ઉપલો છેડો દરદીનાં માથાં તળે જે પાટલો ઓસીકો અથવા તકીયો હોય તેનો નીચેનો થોડોક ભાગ ઢંકાય એટલી લાંબી ચાદર હોવી જોઇએ.

(૨) પેલા ડબલ બલાનકેટને કોચ ઉપર એવી રીતે મુકવો કે તેની એક બાજુ, દરદી ઉપર પ્રયોગ કરનાર માણસ હોય તેની સામી બાજુએ બે ફીટ જેટલો ભાગ નીચે લટકતો રહેવો જોઇએ ( જુઓ ચીત્ર ૧ લું સામા પેજ ઉપર ).

(૩) બીજી ( લીનનની ) ચાદરને પાણીમાં બોળીને બે માણસોએ તેને નીચવી કાઢી સુકી

કરવી ( તે માટે બે માણસો સામસામી ઉભા રહી ચાદરનો એકેક છેડો પકડીને નીચવવાથી થઇ શકે છે ) આ ઝીણી ચાદરને પેલા બ્લાનકેટ ઉપર એવી રીતે પાથરવી કે બ્લાન્કેતનો છેડો પેલી ચાદરથી એક યા બે ઇંચ બાહેર રહે.

( ૪ ) તે પછી દરદીએ પેલી ભીની ચાદર ઉપર સુંવું, કે તે એવી રીતે કે, ચાદરનો ઉપલા યાને માથાં આગળનો ભાગ, દરદીનાં ખભાથી આશરે ત્રણેક ઇંચ જેટલો બાહેર રહે, તે વેળા દરદીનાં બેઉ હાથો માથાં ઉપર ઉંચે કરવા જુઓ ચીત્ર.



( ચિત્ર ૧ લું વેટશીટ પેક કેમ અપાય છે તેની રીત. )

(૫) તે પછી પેલો ખીદમતગાર અથવા ડાકટર એક બાજુથી ચાદરને હાથમાં લઇ હાથની નીચેથી લપેટી ત્યાં ટાંચણી યા સેફ્ટી પીને, ટાઇટ કરી લેવું તે પછી એક પગને લપેટી ત્યાં પણ પીન લગાડે, બીજો પગ ખુલ્લો જ રહે, તે પછી ચાદરનો દુરનો ભાગ શરીરનાં બીજા ખુલ્લા ભાગ ઉપર લાવે, અને તેજ વેળા દરદી પોતાના હાથો હેઠળ લાવી પોતાની બાજુમાં મુકે તે પછી એકેક ખભાં ઉપર ચાદર લપેટતા જવું તે એવી રીતે કે દરદીને કાંઇ અગવડ ન આવે કે જેથી તેના લોહીનાં વાસણો, દબાઇ જાય.

(૬) તે પછી નીચેના બ્લાનેકેટનો એક છેડો લેઇ પેલી ચાદરની ઉપર, પહેલાં પગો ઉપર વીંટાલતાં જઇ ખભા સુધી સંભાળથી લાવવો, કે જેથી બીજા ખભા સુધી આવી ત્યાં બરાબર બંધાય.

ટુંકમાં કહીએતો-પેહલાં ભીની ચાદરમાં દરદીને લપેટી લેઈ તેની ઉપર પેલો ગરમ બ્લાન્કેટ, વીંટાલી જાણે કે એક પુતળાને બાંધી મુક્યું હોય તેવી રીતે કરવું, કે જેથી હવા અંદર જઇ ન શકે, જુઓ ચીત્ર.



( ચીત્ર ૨ જુ પેક લપેટીને બાંધેલો દરદી. )

જ્યાં વધુ ગરમીની જરૂર હોય ત્યાં બીજો એક વધુ બ્લાનેકેટ દરદીને ઓઢાડવો, પણ તેને ખભાં તેમજ પગ આગળથી "કપીને" કરી સંકડીને રહે તેમ કરવું-જો ચાદર ટાઇટ લપેટાય નહી તો ઠંડી લાગવાનો સંભવ રહે છે માટે શરૂઆતની જે ચાદર લપેટાય તે શરીરની ચામડીને તદન સપાટ થઇ લાગી જાય. એવી



રીતે તાઇટ લપેટવી—કારણ કે આ સંજોગોમાં ગરમી ઉડી જાય છે; જ્યારે આ પેક આપવાની મતલબ એજ કે, દરદીનાં અંગમાં સારી જેવી ગરમી તેમજ મજબુત પાછી વળતી અસર આવે—તેથી આ ઘણું અગત્યનું છે કે ચાદર ઘણી સંભાળથી લપેટવી કે જેથી કોઇપી જગ્યા એવી ખાલી ન રહે કે જેમાંથી દરદીને ઠંડક લાગેજ અને તેમ જો દરદીને ઠંડક લાગે, તો આ બાથ આપવો બંધ કરવો. અથવા તો વધુ સંભાળ લઇ ફરીને આ ક્રીયા કરવી.

જ્યાં એક દરદી ઘણોજ નાતવાન હોય યા ઘણો નર્વસ હોય ત્યાં તેનો એક હાથ યા બન્ને હાથો પેકની બાહેરજ રાખવા ઠીક છે, પણ તેમને ગરમ કપડાં યા બ્લાનકેટથી સારીપેઠે વીટાળી બંધ રાખવા, કે જેથી દરદીને ઠંડક લાગે નહીં.

આ બાથ જો જરૂર રીતે અપાય તો તેથી લોહીમાં રહેલા ઝેરી તત્વો ઘણાં ઝડપથી બાહેર નીકળી જાય છે, તેમજ દરદીની શક્તિ વધવા માંડે છે.

ન્યુમોન્યાં જેવા દરદમાં, ઘણાંક કેસોમાં, જ્યાં આ પેક અપાયો છે ત્યાં એ પેકનો ગુણ માલમ પડયો છે

પેકમાં મુકયા પછી દરદીને ગરમી ન આવતી હોય એવું લાગે, તો બાહેરનો જે બ્લાનકેટ ઓઢાડેલો હોય તેના ઉપરથી, ખીદમતગારે શરીરને ખુબ ઘસવું, અથવા તો ગરમ પાણીની કોઠળી યા બાટલી યા ઇંટ કે પથ્થર જે મળી શકે તે ગરમ કરી પગનાં તલીયામાં, તેમજ શરીરની બન્ને બાજુમાં તેમજ પેટ ઉપર પણ મુકવા. યાને ગરમ સેક કરવા.

દરદી પેકમાં બંધાય તેની આગમજ તેનું માથું, મ્હોડું અને ગરદન, આ ત્રણે હમેશા ઠંડાજ હોવા જોઇએ, અને જ્યાં સુધી પેલો પેક ચાલુ રહે ત્યાં સુધી એક રૂમાલ યા નાપકીનને ઠંડા પાણીમાં ભીંજવી અને નીચવી કાઢી, થોડી થોડી મીનીટે મ્હોડા તેમજ માથાં ઉપર ચાલુ મુકયા જવું.

આ કેટલોવાર રાખવું તે જે પરીણામ લાવવા માંગતા હોય તેની ઉપર આધાર રાખે છે.

જ્યાં તોનીક અસર જોઇતી હોય ત્યાં દરદીને ગરમીની લાગણી સગવડ ભરી થઇ લાગે ત્યા સુધી ચાલુ રાખવી, કે જે દેખાડે છે તેને પાછી (જોઇતી) વળતી અસર થઈ છે. આ વીશ મીનીટથી ઓછા ટાઇમમાં થવું ન જોઇએ.

જ્યાં સ્ટીમ્યુલેતીંગ અથવા ઘણી ગરમીની અસર જોઇતી હોય ત્યાં આ પેક જ્યાં સુધી પરસેવો આવવા લાગે નહીં ત્યાં સુધી ચાલુ રાખવો. અને એ માટે એક યા બે કલાક પણ લાગે તો તેની કાંઇ ચિંતા નહીં, સીવાય કે દરદી જો તદન થાકી ગયેલો દીસે તોજ કાઢી નાંખવો ગમે તો વધુ બે ત્રણ ચાર બ્લાનકેત ઓઢાડવા.

દરદીને જ્યારે પહેલાં પેકમાં વીંટાળવાંમાં આવે છે ત્યારે ઘણાખરાંઓને નર્વસ ફીલીંગ યાને ધાસ્તી જેવું લાગે છે તે કાંઇ અસાધરણ નથી, પણ જેવા પેકમાં વીંટલાયો કે પછી તુરતજ ગરમી આવી સગવડ ભર્યું થઇ લાગે છે અને ત્યારકડે ઉંઘ પણ આવી જાય છે.

આ વેટ (ભીનાં) પેકના ચાર તબક્કા છે એવું કહેવાઇ શકાય-તેમનો આધાર દરદીની સામાન્ય હાલત તેમજ કેટલી વાર સુધી પેક રખાય તે ઉપર રાખે છે. (૧) ઠંડુ કરવાનું કાર્ય (*cooling*) ઠંડા પેકથી શરીરની ગરમી (તાવ) ઓછી થાય છે. (૨) Neutral યાને ઘણો ગરમ પણ નહી, તેમજ ઠંડો પણ નહી એટલે કે શરીરની ગરમી જેટલીજ ગરમ સેક તે ન્યુત્રલ. (૩) જેવી ગરમી એકઠી થાય છે તેવીજ શરીરમાં ગરમી વધવા પામે છે. (૪) Sweating યાને પરસેવો.

આ ઠંડો પેક જો દરદીને સહવારનાં જાગ્યા કે યાને જ્યારે રાતની એકઠી થયેલી ગરમી તેના શરીરમાં રહેલી હોય છે ત્યારે તુરતજ આપવી ઠીક છે તેમ જો ન અપાય તો ત્યાર કેડે પેક આપવા આગમજ, તેને થોડીક મજબુત કસરતો કરાવવી જોઇએ, અથવા પહેલા ગરમ બાથ આપી આ પેક માટે તૈયાર કરવો જોઇએ છે. નીયમ તરીકે જ્યારેથી તેને ઠંડી જેવું લાગતું હોય ત્યારે આ ઠંડો પેક કદી પણ આપવો નહીં.

જો માત્ર ટોનીક અસર જોઇતી હોય તો દરદીને તે પેકમાં સાતથી દશ મીનીટ સુધીજ રાખી તુરતજ બાહેર કાઢવો.

તે પછી જો તેના અંગને ખુબ જોર મસળવામાં-યા ચોળવામાં આવે અથવા તેની ઝડપી કસરતો અપાય તો આ ઠંડો પેક ઘણી સારી અસર કરે છે.

તાવ જેવા દાખલામાં, જ્યાં ગરમી ઓછી કરવાની હોય ત્યાં, કેટલાક દાખલામાં, દર દશ મીનીટે ઠંડો પેક બદલવો જોઇએ. અથવા તો પાછી રીએક્શન શરૂ થાય તેની આગળ,

જ્યાં સુધી ન્યુત્રલ અસર યાને ગરમી બધી ઓસરી જાય ત્યાં સુધી પેક થયા કરે તો તે ન્યુત્રલ બાથના જેવીજ અસર કરે છે યાને દરદીને આરામ થઇ-ઉંઘ લાવે છે.

તે પછીના તબક્કે કે જ્યારે શરીરમાં પરસેવો આવી છીદ્રો માંહેથી પરસેવાના આકારમાં ઝેરો (*Toxins*) બાહેર નીકળવા માંડે છે તે બહુજ કીમતી મદદ કરે છે. તેની ફાયદાકારક અસરોને મદદ કરવા યાને વધુ પરસેવો નીકળે તે માટે દરદીને ઘણું સરખું ગરમાગરમ પાણી અથવા ગરમ લેમોનેડ પાયા કરવો.

આ જાતના પેકો, તાવ ઉપરાંત-ગોવરૂ-ન્યુમોન્યા વગરે માટે બહુ ફાયદાકારક અને કીમતી થઇ પડે છે દરદીનાં આંગપરની છેક હેઠળની ચાદર કાઢવા વિના ઠંડી અસર ઉપજાવવા માટે આ પેકની સારી અસરો થવા માટે બે રસ્તા છે. યા તો છાતીની ઉપરનાં ભાગ ઉપર ઠંડુ પાણી છાંટવું અથવા તો આઇસ (બરફ) નાં ટુકડાને લઈ તે ચાદર ઉપર ફેરવવો-તે પછી ઉપરનો (ગરમી આપવામાં) બ્લાનકેટ આગળ કહ્યું છે તેમ વીંટાળવો.

જ્યાં માત્ર પરસેવોજ લાવવાનો હેતુ હોય, ત્યાં, વધુ બ્લાનકેટ ઓઢાડવા તેમજ ગરમ પાણીની બાટલીઓ આપવી.

## The Wet Sheet Rub-ઠંડી આદર પર ઘસવું.

આ એક સઉથી પુરાણો તેમજ સારી પેઠે જાણમલો હાઇડ્રોથી રેપીનો ઇલાજ છે-અને ઘણાં લાંબા કાળથી, સારી અસર ઉપજાવનાર તરીકે વપરાય છે, એમાં પાણી કેટલું ગરમ-યા

થંડુ લેવું તે દરદીની હાલત અથવા ગરજ પ્રમાણે નકી કરવું–પણ એની રીત ચીત્રમાં દેખાડવા મુજબ છે.



એક ગરમ પાણીનાં (૧૦૪ થી ૧૧૦ ડીગ્રી સુધીનાં ગરમ) ફુટ બાથમાં પગો રાખી ઉભા રહી–જે જાતનું પાણી જોઇએ તે પાણીમાં ચાદર બોળી કાઢી–નીચવી લઇ—દરદીને ઝડપથી ગરદન આસપાસ વીટાળી લઇ આખા શરીરને લપેટી નાખી તાંચણીથી બંધ કરી લેવી. તે પછી ખીદમતગાર પોતાના હાથો ઉઘાડા કરી તેમાંથી દરદીની શરીરને ઉપરથી તે છેક પગ સુધી ચોળે છે તે માટે ચાદર મજબુત સપાટ વીટાળેલી હોવી જોઇએ કે જેથી ઘસતાં ચાદર ઉપર નીચે જાય નહી. આ લપેટવાનું કાય ઝડપથી થવું જોઇએ. અને તેમ કરવા માટે, કેટલીવાર બે ખીદમતગારની મદદ લેવી જોઇએ છે–કે જેથી એક જણ શરીરને આગળથી ઘસે, જ્યારે બીજો પાછલા ભાગને ચોળતો જાય–જ્યાં સખત પસારો ખમવાને શરીર નબળું હોય ત્યારે માત્ર હાથની થાપટો મારવા જવું–દરેક ભાગ ઉપર એક પછી આપુ થાપટો મારતા જવું.

**ઓરતો માટે નહાવાનું**–ઓરતો માટે ઠંડા બાથ ખાસ કરી ભલામણ કરી શકાય. જે ઓરતોને પોતાના શરીરનાં કાર્યમાં ખલલ થતી હોય યાને અમુક ભાગો કાર્ય કરતા ન હોય તેઓને જે વેદના થાય છે તેઓ જો ઠંડા બાથ લઈ તેની શક્તીમંદ અસર મેળવતા હતે તો કદી પણ આવી વેદનાનાં ભોગ થઇ પડતે નહીં. શરીરનાં અવયવોનાં કાર્ય સમાન રીતે ચાલુ રહે તે માટે ઠંડા બાથ જેવું ફાયદા કારક ઇલાજ એકે નથી. કારણ કે તેથી જ્ઞાનતંતુઓ (મગજ) સચેત થાય છે, અને તેથી નર્વસ વીકનેસ મારી કાઢે છે અને હીસતીરીયા જેવો રોગ કદી પણ આવી શકતો નથી.

જે ઓરતોને ઠંડા પાણીનો બાથ લેવાની આદત હોય છે. તેમને માસીક માંદગી કે જે ઘણાઓને હેરાન કરતી હોય છે, તે કદી પણ થતું નથી.

મોટે ભાગે નહાવાની બાબદ બલકે જે જે ચીજો મરદને લાગુ પડે છે, તે ઓરતોને પણ એક સરખી રીતે લાગુ પડે છે. ઠંડાં પાણીનાં ફાયદા બન્ને એક સરખા ફાયદા કારક થાય છે. પરંતુ ઘણી ઓરતોના બાળમાં અતીશય ઠંડા પાણીથી દુર રહેવામાં સારૂં છે.

હવે આ શરીરને હાઇડ્રોથી રેપીનાં ઇલાજો કરવાના છે તેની આગમચ સઉથી પહેલા જે બાબદ ઉપર વિશેષ ધ્યાન આપવાનું છે તે માટે ચેતાવ્યાથી–આ પાણીના ઇલાજો દરદને મટાડવાને વધુ કાર્યસાધક થઇ પડશે.

દરદી માણસની મુખ્ય ફરીયાદ અથવા જો દરદ વેગા ચાલુ નહી પણ હોય, છતાં શરૂઆતમાં તો તેને કબજીયાત અથવા ઝાડો નીયમસર નહિ આવવાની ફરીયાદ, સો માણસમાંથી નવાણું કેસમાં જરૂર હશેજ. માટે તેના ઉપાય શરૂઆતમાંજ લેવાવા ઘટે છે કારણ કે આ બધો મળ જરૂરો જે આંતરડામાં રહેવા પામે છે તે બાહેર નીકળવાથીજ માણસને દરેક પ્રકારની બીક

બ્યાધીઓ થાય છે. તેથી એ આંતરડાનો કચરો તે શું, તે કેમ કઢાય, તેની સહેલમાં સહેલ છતાં ઉત્તમ પ્રકારનો જે પાણીનો ઇલાજ યાને અંતર-સ્નાન છે તે વીષે ખુલાશાવાર સમજાવેલું બ્યર્થ જશે નહીં.

## એક મોટી ભુલ.

તમને દરરોજ એક ઝાડો થતો હોય તેથી એમ ન સમજવું કે તમારી મોટી ઇનટેસ્ટાઇનમાં કબજ્યાત નથી યાને તેની અંદર ચીટકી રહેલી કાંઇક વસ્તુઓ નથી. સારી તનદરોસ્તી ભોગવવા માટે, માણસને દરરોજ બે અથવા ઓછામાં ઓછો એક ઝાડો તો સારી રીતે થવો જ જોઇએ.

જ્યારે તમને સુસ્તીની લાગણી, તાવ જેવું ખરાબ શ્વાસ, છુભ ઉપર ડરો, ઘેરાયલો ફીકો ચહેરો, હાંપણ, હાંસો કે ફુલા, ખીલ વગેરે જેવું માલમ પડે ત્યારે જાણવું કે આ કુદરતી ચેતવણી છે કે અંદર કાંઇ બરાબર નથી અને તેથી તે ઉપર તમારે તુરત ધ્યાન આપવું જોઇએ.

આ માત્ર બાહેરની નીશાણીઓ છે કે જેમનાં તરફ તમો બેદરકારી બતાવો અને જો આ ઇન-ટેસ્ટાઇનને સાફ—સ્વચ્છ કરવા માટે ઇલાજ ન લીધો તો તમને અવસ્ય તાવ—રૂમેટીઝમ—લીવ-રની ફરીયાદ, હાર્ટ યા ફીકની ત્રબલ વગેરે ભયં-કર ફરીયાદ ઉભી થવાની—તેનું કારણ ?

જે કચરો કુદરતે નાલાયક કીધો અને જેનો શરીરને પાછો કશો ઉપયોગ નથી તે કચરા (ઝેરો) ને જ્યારે તમારાં આંતરડા બાહેર કહાડવાને કાર્ય કરી શકતાં નથી ટુંકમાં તમને કબજ્યાત થઇ તો પછી ત્યાં ધીમે ધીમે વધુ ઝેરો પેદા થવા માંડે છે કે જે લોહીનાં સરક્યુલેશનમાં દાખલ થઇ ખુદ લોહીને નાલાયક-(ઝેરી) કરી, અમુક ગંભીર દરદને જનમ આપે છે—આ વાત જો તમારા ધ્યાનમાં ઉતરે તો પછી તમો સહે-લથી સમજી શકશો કે મેડીકલ ડાકટરો દરદ માટે જે કહે છે કે તે બાહેરથી આવે છે—તેમાં કાંઇ વજુદ નથી પણ જે કાંઇ દુઃખ દરદ થાય છે તે માટે આ "કોલન" યાને આંતરડું જે માણસાઇગટર છે તેજ જવાબદાર છે જે માટે નીચલી સાહદત રજુ કરીશ.

## દુનીયામાં સઉથી વધુ પ્રખ્યાત થયેલા પ્રોફેસર મેચનીકોફ કહે છે કે, "કોલન" એ ભયંકર કીડાઓ (જર્મો) ને પેદા કરવાની જગ્યા છે.

પ્રો૦ મેચનીકોફ—કે જેના કરતાં વધું કુશળ બાયાલોજીસ્ટ અને ફીઝયાલોજીસ્ટ દુનીયામાં બીજો કોઇ નથી એવું કહેવાય છે તેણે લાંબા વખતથી પુરવાર કર્યું છે કે તનદરોસ્તી માટે આ "કોલન" મોટું ભય સમાન છે એટલુંજ નહીં પણ જીંદ-ગીને પણ જોખમ સમાન છે.

કેટલાક વરસો આગમજ જ્યારે પ્રો. મેચ-નીકોઇ કોલેરા વીષે અભ્યાસ કરતો હતો, ત્યારે તેને માલમ પડયું કે એક સાધારણ તંદરોસ્ત દેખાતા માણસના આંતરડામાં અસંખ્ય જાતના "બેક્ટ્રીયા" (છુવ જંતુઓ હમેશાં રહેતા હોય છે કે જે માંહેલી કેટલીક જાત ઘણી ભયંકર હોય છે તે કે જે ખાસ કરીને કોલન યાને મોટાં આંતરડાં કે જ્યાં આ નુકશાન કારક જીવજંતુઓ ઘણાંજ ભેગાં થતા હોય છે—તેણે પોતાની મક્કમ માન્યતા જાહેર કરી છે કે "આ ઇનટે-સ્ટાઇનલ" "બેક્ટ્રીયા" જે ઝેરો પેદા કરે છે તેઓજ મનુષ્ય જાતને થતાં સઘળાં દરદોનું મુળ કારણ છે તેમજ જવાન વયે (યાને ટુંક ઉમરમાં) બુઢાપો લાવવાનું મુખ્ય કારણ છે.

હવે આતો પુરવાર થયેલી બીના છે કે સઘ-ળાં પ્રાણીઓ, માણસ તથા જનાવરો જ્યારે જનમે છે ત્યારે તેમનાં પાચન ક્રીયાંના અવયવો તદન પવીત્ર અને સોજા હોય છે, તેમજ આ

એક્ત્રીયાથી નીરાળાં હોય છે, અને આ બાબદ પ્રો૦ મેચનીકોફ્ કહે છે કે, મારૂં ખાત્રીપુર્વક મત છે કે જો આપણે આપણી બાળઅવસ્થાની ઝેરી વચ્ચ ઇનટેસ્ટાઇનને હમેશાં જાળવી રાખીએ અને તેને આ ઝેરી એક્ત્રીયાથી બચાવી રાખીએ યાને તેઓને પેદા થવાનું કારણ ન આપીએ તો જે દરદો આ જીવડાઓને લીધે થવા પામે છે તે બધાં દરદો થતાં આપણે અટકાવી શકીયે, કે જે દરદોમાં ક્રોનીક "હાર્ટ–ડીસીસ," આરટીયરો સ્ક્લેરોસીસ અને સઘળી જાતના "હેડ-એક" યાને માથાનાં દરદો આવી જાય છે એટલુંજ નહી પણ આપણી જીંદગીને વધુ લાંબી, વધુ સુખવાસી બનાવી શકીયે-કારણકે કવખતે બુઢાપો આવવાનું સઉથી મોટું કારણ જે આતરડામાં આ ઝેરો એકઠાં થવાનું અને લોહીને ઝેરી બનાવવાનું છે તે એકઠા થવાનું બંધ થાય-જે મતને સેંટ ફ્રાનસીસની પોસ્ટ ગ્રડ્યુએટ હોસ્પીટાલોનો વડો ડા૦ સામયુલ લોઇટ ટેકો આપે છે અને કહે છે કે-મેચનીકોફ્ કહે છે તેમાં જરાયે શક નથી કે માણસનું મોટું આંતરડું, એ ઝેરી કીડાઓને પાળવાનું મુખ્ય મથક છે, કે જેઓ તનદુરસ્તી ને જોખમ કરી જીંદગી ટુંકી કરે છે.

(એ ઝેરી જીવજંતુંઓ પેદા થવાનું કારણ તે કબજીયાત છે જે માણસ પોતાની હાથેજ ઉપજાવે છે.)

### કબજીયાતને લીધે શરીરની થતી બીજી ગંભીર હાલતો.

કબજીયાતનું પરીણામ ઉપર કહ્યું છે તેમ દુખાવરદો ઉપજાવે છે. તેથી જીવન શક્તિ તથા ખમવાની (Endurance) શક્તી ઘટવા માંડી તે સામે શરીરની બીજી બધી શક્તીઓ પણ ઘટવા માંડે છે. ખાસકરી પાચનક્રીયા (એસીમીલેશન) સમાવેશ ક્રીયા લોહી વહેવાની ક્રીયા વગેરે અને આ સઘળું મેડીકલ સાયન્સથી કબુલ કરે છે કે આ કોલનમાં ભેગા થયેલા ઝેરોનુ પરીણામ છે.

ત્યારે આ ઘટી ગયેલી જીવનશક્તિને પાછું વધારવાનું અને કવખતે મરણ થતું અટકાવવાનું તેમજ ફરીને એકવાર જીંદગીની મોજ (ખરી તંદરોસ્તી) ભોગવવાનું એ સઉ આપણાં પોતાના હાથમાંજ રહેલ છે. અને તે આ ઇનટરનલ બાથના ઉપાય છે કે જેથી આ ઝેરો કોલનમાંથી નીકળી જઇ તમારી ગટર સાફ થશે અને ત્યારકેડે લોહી પાછું પવીત્ર થવા માંડી તબીયત સુધરતી જશે. દવાની ગોળીઓ કે ધીયારાથી થઇ શકતું નથી-(જે માટે હજારો માણસોને અનુભવ હશે) એવા અકુદરતી જોલાઓ વાપરવા માટે ગોયા કુદરત તમને શીક્ષા કરે છે કે જ્યારે તમો આટલા નબળા પડી જાઓ છો કે તેની સામે ટકવાની તમારામાં શક્તી રહેતી નથી અને ત્યારે ડાકટર કહેશે કે હવે હમારી દવા તમો ઉપર કારગત થતી નથી અને ચાલી શકતી નથી કારણકે તે કહેશે કે ત્યાં ગંભીર કોમપ્લીકેશન (complication) થયું છે અલબતાં ડાકટર કાંઇ એમતો નજ કબુલ કરશે કે આ હાલત આ બધી 'કેથારતીક' દવાઓની આદતને આભારી છે!

કદાચ કેટલાક વાંચનારાઓ કહેશે કે આ બાબદને મેં બહુજ ગંભીર રૂપ આપ્યું છે પણ તેમ કાંઇ ગભરાવા માટે આ લખ્યું નથી પણ કબજીયાતની ફરીયાદ કેટલી હદસુધી ખરાબી કરે છે તેનો કાંઇક ગંભીર ખ્યાલ તમને આવે એટલા માટેજ આ લંબાણ વીગત આપી છે.

હવે તો સઉથી મોટા આગેવાન મેડીકલ સત્તાધીકારીઓ પણ કહે છે (જે વિષે શરૂઆતમાં Medical Brief જેવા જાણીતા પેપરનો રીપોર્ટ હું આપી ગયો છું) કે ૮૦ થી ૮૫ ટકા જેટલા દરદોનું મુળ આ મોટાં આંતરડામાંજ રહેલું છે, અને જ્યારે ડાકટરો પાસે તેનો ઇલાજ તરીકે "કેથારતીક" જોલાઓ અને છરી સીવાય બીજા કાંઇ ઉપાયો નથી ત્યારે તો આ "ઇનટરનલ" બાથ તરફ દરેક માણસે ધ્યાન દોરવુંજ જોઇએ; કારણ કે

# કીસ્મતની કહાંણી.

યાને

## રાણી માતાનો પ્યાર

( ઐતિહાસિક ચાલુ વાર્તા. )

( ગયા અંકથી ચાલુ. )

### પ્રકરણ ૩૧.

#### બોનરની અજાયબી.

સુભાગ્યે મહેલમાંથી સર ફ્રાન્સીસની ગેર હાજરીની ખબર કોઇને પડી નહિ. રાણીમાતાને તેની જરૂર ન પડતાં તેને તેડવામાં આવ્યો નહિ એટલે તેને શોધવા કોઇએ ધરફડી કરી નહિ. તે છુપા વેષમાં હોવાથી લેડી એડીથના બચાવનારાઓમાંના એક તરીકે પણ જણાઈ શક્યો નહિ.

તેના આવ્યા પછી ચારેક કલાકે બોનરનો માણસ મહેલમાં આવ્યો ને તેણે રાણી માતાને વરદી આપી કે બોનરના માણસોની હીકમત અને કુનેહથી ભારે મહેનત અને ઝપાઝપી પછી લેડી એડીથને પાછી પકડવામાં આવી હતી અને ટાવરમાં કેદ પૂરવામાં આવી હતી.

રાણીને આ ખબર અમૃત સમાન થઈ પડી. ગોયા તેણીની બેચેન છંદગીમાં તેથી નવું જોશ આવ્યું અને તેણીએ તુરતજ બીજે દીવસે ત્યાંથી નીકળી વીંડસર જવાનો હુકમ આપ્યો.

આ બધી ધમાધમી ચાલતી હતી ત્યારે આપણો માનીતો કૅપ્ટન બી શું કરતો હતો તે જોવાની કાંઇક જરૂર છે. સર ફ્રાન્સીસ પોતાના મામાને મળ્યો ને પછી હાથ જોડી, ખુદા પર ભરૂસો રાખી ચુપ બેઠો હતો. કૅપ્ટન બી કોઇથી ખાંડ્યો જાય તેમ ન હતો. તેણે પોતાના એક મદદનીશની મદદ સાથે લોર્ડ નોર્થનું મુડદું એક ગાડીમાં મુક્યું. તે પછી એક કાગળ લખી તે કાગળ મુડદાંની છાતી પર ચીટકાવી તેણે તે પેટી બંધ કરી ચોકકસ હુકમો આપ્યા.

એ માણસો એ તેજ ઘોડાની ગાડી દપટાવતા બીશપ બોનરના મહેલ આગળ આવ્યા. ઘંટ વગાડવા સાથે તેમણે તે પેટી ગાડીમાંથી ઉપાડીને જેવો દરવાજો ઉઘડયો કે પેટી લઇ જઇને હોલમાં મુકી.

" લોર્ડ બીશપ બોનર માટે એ છે, ભાઇ" તેઓમાંના એકે વરદી આપી, ને તેઓ બહાર આવી ગાડીમાં બેઠા ને બે મીનિટમાં તો નજરથી ગુમ થઇ ગયા.

બોનર ખુશાલીમાં આવી જઇ ફ્સકાઇ ફ્સકાઇને હસતો પોતાના ઓરડામાં બેઠો હતો. 'લેડી એડીથ હાવર્ડ ટાવરમાં હવે તો સલામત છે' તે એકસો ને એકમી વાર પોતાનાં મનને સધ્યારો આપી રહ્યો. 'વલ્લાહ...વલ્લાહ...તરલ્લા! ગારડીનરનો ચહેરો જોવાજોગ થયો હશે! એ ચીનાઇ વંદોરૂં જબરૂં ધુખરાઇ ગયું હશે. રાણીમાતા અજબ ખુશ થશે. તેમને તો આ ખબર મળી ગઇ હશે...આહ! હવે મારો દાવ આવ્યો ખરો! બચ્ચા ગારડીનર, તું બહુ કુંકું કુંકું કરી રહ્યોછ તે હવે તને—' તેના આ હવાઇ

સ્વપ્નામાં ખલલ કરવા તેનો નોકર અંદર આવ્યો ને એક ભારે વજનની પેટી આવવાની વરદી આપી.

'અલબત, રાણીમાતા તરફની તે ભેટ હશે!' બોનર પોતાની ખુશાલી જેમ તેમ છુપાવતો વિચારવા લાગ્યો. 'દોડ, માણસો સાથે એકદમ ત્યાં લઇ આવ.'

'તેઓ તો ગયાં, મારા લોર્ડ.'

'શું? એટલાં બધાં જલદી! કારણ?...મારે તેમને કાંઇક બક્ષિસ આપવાની હતી...ઓલગઈટિ, તું તે ત્યાં ઉચકાવી લાવ.'

ચાર માણસો તે લઇને આવ્યા.

'ખોલો' બોનરે ફરમાવ્યું.

ત્યાંનો દેખાવ અત્રે રજુ કરવા કરતાં કલ્પનાથીજ મનમાં ધારી લેવા વાંચક વર્ગ પર છોડીશું તો તેમાંજ ફાયદો છે. તે પેટીમાંનાં મૂડદાંનો દેખાવ જોતાં ભારે ગભરાટમાં પડી તે માણસો ત્યાંથી ન્હાસી ગયાં. ભયમાં થરથર ધ્રુજતો બોનર એકલોજ ત્યાં રહી ગયો. તેના ટાંટયા ધ્રુજતા હતા પણ એક પગલું તેનાથી આગળ ઉંચકાતું ન હતું. ધીરેથી તેનું ધ્યાન છાતી પરનાં કાગળ તરફ ખેંચાયું. વાંકો વળી તેણે પોતાનો ક્રોસ તે શબ પર મુકયો ને પછી પોતાના હાથે તે કાગળ ખેંચી કાઢી વાંચ્યું. તે નીચે મુજબ હતું.

"મારા લોર્ડ બીશપ,

તમોજ જોઇ શકશો કે લેડી એડીથ હાવર્ડના પકડાવા સાથે લોર્ડ નોર્થે પહેલા ભોગ તરીકે પોતાનો જાન આપ્યો છે. તેણીના મોત સાથે તારી જીંદગીનો ભોગ તને આપવો પડશે. સંભાળ! ખુબ હુસ્યારીમાં રહેજે!!"

"તરવારને ખોપરીનાં નિશાન સાથનો! ...ઓ, મારા ખુદા!' બોનર દહેશત ભરેલે આસમાન તરફ જોતો બોલ્યો. 'આ અદભૂત મોતને મારી ન્હું તો રાણીમાતાની મહેરબાનીમાં આગળ વધવા માંગતો હતો!'

તે સ્તબ્ધ જેવો જમીન પર બેસી રહયો. 'તેણીનાં મોત સાથે મારી જીંદગીનો મને ભોગ આપવો પડશે' બેભાન હાલતમાં તે પડયો હોય તેમ તે બકબક બક કરવા લાગ્યો, સુમાંગ્યે થોડા વખતમાં તેનો નોકર પાછો અંદર આવ્યો.

'મારા લોર્ડ, આપનો શું હુકમ છે?' તેણે નરમાસથી પૂછયું. બોનર ચોંકયો. તે હવે ઉઠીને ખુરસી પર બેઠો.

'આને હયાંથી ઉપાડી જા' તે મૂડદાં તરફ જોતાં તેણે ફરમાવ્યું. 'એને બા આબરૂ સાથે દટાવજે, સમજેછ કે?'

'હા, મારા લોર્ડ.'

'આ કાગળમાં બધો ખોલાસો છે' તે કાગળ બતાવતાં તેણે જણાવ્યું. 'મને મારે બીછાને લઇ જા ... હું લગાર આરામ કરીશ. મારા મિત્રનાં મરણથી હું લાચાર બની ગયો છું.' તેણે છેલ્લી નજર તે શબ પર નાંખી. તેનું શરીર થર થર ધ્રુજ્યું ને લથડતે પગલે નોકરના ટેકા સાથે તે બીછાને જઇ પછડાયો

---

## પ્રકરણ ૩૨

### મેરીની લુચ્છાઇ!

તે કાવત્રું નિષ્ફળ જવા પછી ફીલીપ કેવી રીતે વર્તશે તે બાબે રાણીને ઘણો ડર થયા કરતો હતો. વીંડસર આવતાં તે તેણીને બંદરે લેવા ગયો હતો ને મહેલ સુધી સાથે ગયો હતો. તે વેળા તેણે તે બાબે એક શબ્દ પણ તેણીને ન કહેવાથી તેણીને કાંઇક ધીરજ આવી હતી. તે તો જાણે કશું એ ન જાણતો હોય તેમ સાફ સફાઇથી તીન પાર્ક કરી ગયો હતો. ઉલટું તેણીની મશ્કરી કરી અચ્છી તબ્યત માટે મુબારકબાદી આપી હતી.

'હાં, મારા જાન, તું તો હવે દશ વર્ષ નાની થઇ ગઇ છે!' તે હસ્યો 'દીકરા, ખરૂં પૂછાવે તો તારા વિના મહેલમાં બધું સુમસામ છે. હવે જરા

જેમ ને જેમ આવશે ખરાં... એવી શાંતિ બા, મને તો પસંદ નથી ?

ફીલીપ શું કહેવા માંગતો હતો તે ખરોબર સમજ્યા વિના રાણીએ તે બધું ગળે ઉતારી ખુશ ખુશ થઇ ગઇ ને બાજુમાં ઉભેલા લીઓન તરફ ફરી હસ્તે ચહેરે બોલી,

'લીઓન, વીંડસર પાછી ફરવા હું ખરાં મને ખુશ થઈ છું. હેમ્પટન કોર્ટનો હમારો મ્હેલ હું હવે પછી હર હમેશ ધિક્કારતી રહીશ. ફીલીપ મારા જાન, જણાવવાને હું બહુ દીલગીર છું કે બીશપ બોનરે લેડી એડીથને પાછી કેદ કરી છે. તે ટાવરમાં પડી છે, 'અને રાજા આ ખબર કેવી રીતે ગળે ઉતારેછે તે જોવા તેણી ચમકારા મારતી આંખો એ તેના તરફ જોઇ રહી તેણીનો દ્વેશ ને અદેખાઇ તેણીના ચહેરામાં ખુલ્લાં જણાતાં હતાં. તેણે તો ખભાં હીલવી બે દરકાર ઢબે કહ્યું,

'હું ધારૂં છ તેમ આ ભલો પાદરી પોતાનુ અચ્છી રવેશે સમજે છે.'

તેજ પળે નેક નામવર કાર્ડીનલ ડી લાપોલ આવવાની વરદી અપાઇ.

'ચાલ લીઓન' ફીલીપ ઉઠતો બોલ્યો. 'રાણી સાહેબને દરબારને લગતાં કામકાજે કરવાનાં હશે એટલે આપણી હાજરી સદંતર નકામી છે' અને રાણી કાંઇ બોલી વાંધો ઉઠાવે તે પહેલાં ફીલીપ અને આઇનેઝ ત્યાંથી ચાલ્યાં ગયાં કે બીજે બારણેથી કાર્ડીનલ અંદર આવ્યો.

ફીલીપની આ હીલચાલ મેરીને ગળે ઉતરી નહિ. તેણી તેનું તોલ કરવાની ગુંચવણમાં પડી. લેડી એડીથના પકડાવાથી ના તે ગુસ્સે થયો હતો કે ના તેણે ધમકી આપી હતી. જાણે તે રોજીંદો બનાવ હોય તેમ તે વર્તયો હતો.

કાર્ડીનલ આવતાં તે એટલો બધો ઝડપથી ચાલ્યો કેમ ગયો હશે' તેણી વિચાર કરવા લાગી ને પછી હસી પડી. 'આહ! મારે માટે તે અદેખો થયો ખરો એટલે કે મારા પર હજી તેનો થોડો ઘણો પ્રેમ તો છેજ.'

તેણી હવે નખરાં કરી હસ્તે ચહેરે કાર્ડીનલ તરફ ફરી ને તેને હર્ષ ભેર આવકાર આપતાં બોલી,

'આવો, સગા, તમોને જોવાને હું અતી ખુશ છું.' 'મારાં જેટલાં તો ન હશે, મારા નામવર. આશા છે જે તમો નામવર પુર તંદરોસ્તીમાં હશોજી.'

'હું માંગુંછ તેટલી બધી તંદરોસ્ત નથી, મારા વ્હાલા મહેરબાન.'

'હું કાંઇક અગત્યના કામ તમોને મેળવા આવ્યો છું.'

'મહેરબાની કરી બાખુશીથી ફરમાવો. તમારૂં કામ કરવા બહુ ખુશી થઇશ. મારી કાંઇ મદદની જરૂર છે ?'

'હા, મારા નામવર તમારી મદદ વિના તે થાય તેમ નથી. લેડી એડીથ હાવર્ડ ટાવરમાં કેદ પડીછે.'

'ખરેખર, વ્હાલા સગા, હું તે જાણી બહુ દીલગીર થઈ છું. પણ શું કરૂં ? એ તો બોનરનું કામ. તેણીએ પોતે એકરાર કર્યો છે એટલે લાચાર !'

'તમો નામવરની દીલસોજી હું શા માટે માંગુ છું તેનું સૌથી મોટું ને સબળ કારણ એ છે કે મારો ભાણેજ તેના પર ખરાં જીગરથી ફીદા છે...વેલ, તમે પોતે એ બંન્નેને પરણાવવા કબુલ્યું હતું !'

"તેમજ હતું તો મેં એને ફરમાવ્યું ત્યારે શા માટે તેણીએ ના પાડી હતી ?" રાણી ચીડવાઇ, "મને કહેતાં ઘણુંજ દુઃખ થાય છે, પણ એ રાંડ ડાકણ છે. હવે એ લગ્ન થઇ શકે તેમ નથી, તે તમે પણ કબુલ કરશો.

'મહેરબાની કરી તેને છોડી મુકવા ફરમાવશો ?'

'મારી તેવીજ ઇચ્છા છે...હું તેમજ કરીશ !'

'મારાં નામવર, આ મહેરબાની માટે ખરાં જીગરથી હું તમારો આભાર માનું છું' હું જાણુતોજ હતો કે તમારૂં ઉમદા જીગર મારી માંગણી જરૂર કબુલ મંજુર કરશે. હું એ બાનુને ફરી પાછી કેથોલીક પંથમાં લાવી મારા ભાણેજ સાથે પરણાવીશ. મહેરબાની કરી તેણીને છોડી મુકવાનો હુકમ મનેજ આપો કે હું તેણીને મારી અંગત દેખરેખ નીચે લઈ તેણીના વિચારો ફેરવવાનાં પગલાં ભરીશ.'

રાણી હવે ડગમગવા લાગી. તેણી વાહી પટાવીને કાર્ડીનલને ઉડાવવા માંગતી હતી તે હવે ન બને તેમ લાગ્યું કેમકે કાર્ડીનલ તેણીને જૂતી પેઠે વળગ્યો હતો. ધીમેથી તાલતલાવત કરી છટકી જવા તેણી બોલી,

'આપના માનવંત ધર્મના રક્ષકોએ તેણીને ટાવરમાં પૂરી છે, નહિ કે મેં...એટલે હું તેમનાં હુકમો સામે પગલાં ભરી શકતી નથી, ધર્મના રક્ષકો ચાહેતો ભલે તેણીને છોડી મુકે.'

'કોણ આગળ તેણીએ કનફેશન કર્યું છે ?'

'ફાધર એનોક આગળ.'

'તમારા પાદરી આગળ ! મહેરબાની કરી તમો તેને હયાં બોલાવી મંગાવશો ?'

તેણી તે માંગણી ના પાડી શકે નહિ. ફાધર એનોક આવ્યો ત્યાં સુધી તેઓ ચુપચાપ બેસી રહ્યાં. રાણી અને કાર્ડીનલને એકલાં બેઠેલાં જોતાંજ શું બનાવ હશે તે તે પાદરી ઝટ સમજી ગયો.

'ભલા ફાધર એનોક; રાણીમાતા લેડી એડીથ હાવર્ડના આચાર વિચારો માટે ખરાં જીગરથી દુખી છે. તેમાં સુધારો કરવા તેઓ તેણીને છોડી મુકવા માંગે છે. મહેરબાની કરીને પરવું વોરંટ હમણાંજ તૈયાર કરી આપશો ?'

ફાધર એનોકે રાણી તરફ ટગરટગર જોયું કે તેણીએ કાર્ડીનલ ન જોય તેમ સફાઇથી ના પાડવા ડોકું ધુણાવ્યું.

'મેં કહયું તે સાંભળ્યું કે ફાધર એનોક ?'

'હા, મારા નામવર, મહેરબાની કરી મને જણાવવા દેશો કે તેણીની કબુલાત પછી એકદમ છોડી દેતાં પ્રજાના મનપર ખોટી અસર થઈ બીજાઓને તે પગલે ચાલવાની લાલચ થશે.'

'ફાધર !' તે પુજ્ય પાદરી ગંભીરતાથી બોલ્યો. 'આપણું કામ આત્માનો ઉદ્ધાર કરવાનું છે તો કયારથી તેં ખુના મરકીના દહેશતનાક કામ તરફ વલણ લીધી છે? ફાધર એનોક શું તું નકામું લોકી રેડવા માંગે છે ?'

'હું તો રાણી માતાનો ફરમાબરદારછું... તેમણે ચોખ્ખું જણાવેલું છે. તેમને માન આપવાની મારી ફરજ છે.'

રાણીએ તે પાદરી તરફ બારે ગુસ્સામાં જોયું. શા માટે તે છબરડો કરી તેણીને સંડોવતો હતો ?

'હું ખરાં જીગરથી લેડી એડીથ હાવર્ડને છોડી મુકવા માંગું છું, ફાધર એનોક!' તેણી તરડાઇ 'તમે જાણોછ કે એ કામ મારૂં નથી... એ તો તમો ધર્મના ઉપાધ્યાઓનું છે!'

કાર્ડીનલનું ધ્યાન ખેંચવા માટે તે શબ્દો પુરતા હતા. તેમણે ઉઠતાં જણાવ્યું,

'ભલા ફાધર એનોક. હું તમારી સાથે આવીને તે વોરંટ તૈયાર કરવામાં મદદ કરીશ.'

મેરીનો જીવ નીકળી ગયો. ઝટ દઇને ના પાડવા તેણી બોલવા જતી હતી છતાં છળ કપટ છોડવા તેણીને ગમ્યું નહિ.

'કાર્ડીનલ, આપ નામવર પોતે તે વોરંટ મારી સહી કરવા માટે લેઇ આવશો !'

કાર્ડીનલ ઉઠીને બહાર ગયો કે રાણીએ બારે ગુસ્સામાં ફાધર એનોકને આગળ તેડી ધીમા અવાજે કહ્યું,

'વોરંટપર સહી થઈ તો તું મુવેલોજ સમજજે!'

ફાધર એનોક કાર્ડીનલની પૂઠે દોડયો. એકલા પડતાં તેણે પોતાનું ઉગર ખોલ્લું કરી, ભારે ઉસ્કેરાટમાં થરથર કાંપતો બોલ્યો,

'મારા નામવર, મને ના મારો. હું તો સદંતર લાચાર છું. તમો પોતે જોઇ શકતા હશો કે રાણીમાતા તે બીચારી કમનસીબ છોડીને મારવા તૈયાર થઇ રહેલાં છે. મને ખુલ્લું જણાવ્યું છે કે વારંટપર સહી થતાં મારૂં આવી બનેલું મારે સમજવું. હું શું કરૂં? હું ઇચ્છું છ કે તેણીને મદદ કરૂં. મને તેનાં મરણથી શું લાભ છે? મેં તો તેણીને બચાવવા બહુએ કોશેશ કરી હતી પણ રાણીએ ફરજ પાડી મને તે દુખ ભરી ફરજ સોંપી હતી. મેં તો તેણીને બચાવવાનો સહેલ માર્ગ બતાવ્યો પણ પોતાના નવા ધર્મની મસ્તીમાં તેણીએ કશાંની દરકાર કરી નહિ. રાજા તેણીપર દીવાનો બન્યો હતો તેથી રાણી તેણીની જબરી અદેખી બની છે. એમ તો તમારો ભાણેજ પણ કનફેસ કરી ગયો હતો પણ મેં તેને બચાવી લીધો છે.'

કાર્ડીનલ આવીજ વિગતની વકી રાખતો હતો. તે પાદરીની તકરાર વાજબી હતી.

'આ કામનું તને શું ઇનામ મળનાર છે?'

'કાર્ડીનલશીપ; પણ મારૂં માનજે કે ઇનામની દરકાર કર્યા વગર હું તેણીને બચાવી શકતો હોત તો ખુશીથી તેમ કરત.'

'હું સમજ્યો, ફાધર એનોક. રાણીજીને મારી સલામ કહેજો' અને રાણીને મળ્યા વિના તે પુજ્ય પાદરી ત્યાંથી ચાલ્યો ગયો.

'ફ્રાન્સીસ કહેતો હતો તેમાં કશો શક નથી કે રાજાને તે બાપડી તરફ વધુ ધ્યાન આપતો જોતાં અદેખાઇના આવેશમાં આવી જઇ રાણી તદન હૈયાંફુટી બની ગઇ છે અને નિયમાં નિચ કૃત્ય કરવા આતુર થઇ છે! શરમ છે, એ જીંદગીને!...તમારા પવિત્ર ધર્મનું મહાન શિક્ષણ ક્યાં ગયું? યા ખુદા! એ માણસો છે કે દયાહિણો!' તે પુજ્ય પાદરી પોતાનાં મકાને જતાં બડબડયો. તેને ભારે દુખ થયું હતું પણ હવે તે લાચાર હતો.

---

## પ્રકરણ ૩૩

વીંડસર ખાતે પાછો ફરતાંજ સર ફ્રાન્સીસને રાણી માતા તરફથી બોલાવવામાં આવ્યો. ધડકતાં દીલે તે હાજર થયો. તેજ પળે તેણીએ લોર્ડ નોર્થની ગેરહાજરી બાબે તેને સવાલ કર્યો કે તેણે સખ્યારાનો દમ ખેંચ્યો.

'ગરીબ પરવર, તમારી ફરમાસ મુજબ મેં તેના ઓરડા તરફ માણસ મોકલ્યો હતો. બારણું ઠોકવા છતાં કશો જવાબ મલ્યો નહતો. બીજી તપાસમાં બારણાંને તાળું મારેલું જણાયું છે. તે તો ગુમ થઇ ગયો છે ને આજે દિવસો થયાંનો તે કોઇને જણાયો નથી.'

'તેને ગમે ત્યાંથી શોધી કાઢ! મારો હુકમ છે કે તેણે એકદમ મારી આગળ હાજર થવું!' રાણીએ ભારે ખીજવાટમાં ફરમાવ્યું. તેણીને ધાસ્તી લાગી કે તેણીનો ભેદ ફોડી દઇ પોતાનો પાપી પ્રાણ બચાવવા લોર્ડ નોર્થ ન્હાસી ગયો હતો. આવી કિમતી ખબર મેળવવા ઇલીઝાબેથના મળતીઆઓ મોટી દોલત આપે એવો દરેક સંભવ હતો.

બીજે દીવસે જ્યારે તેનાં મરણની ખબર રાણીને મળી ત્યારે તેણી લગાર ખુશ થઇને ખુદાના શુકર કીધા. ઓનરને માટે આ તો ખરેજ ધીકેળાં હતાં. આવી તક તેને ફરી ફરીથી મળનાર ન હતી. રાણી તેના પર એકદમ કુરબાન થઈ ગઇ ને તે જે માંગે તે તેને આપવા પોતાની ઇચ્છા દર્શાવી.

ગારડીનર હવે એકલો પડી ગયો. તે ઘરમાં પડી ઝુરવા લાગ્યો. તેના પરથી રાણીની પ્રિતિ એકદમ કમતી થઇ ગઈ હતી. રાણી

તેને મળવાના ખાસ અખાડા કરતી હતી તે પરથી તે પોતાનું મોત ચેતી ચુકયો હતો. ઘણાંજ અગત્યનાં સરકારી કામે પણ રાણી તેને મળવા નારાજ જણાતી હતી.

"યા ખુદા! શું મારૂં નશીબ છેકજ બદબખ્ત થયું છે કે આ કાવત્રુ નિષ્ફળ જતાં મારો સદંતર ઘાણ નીકળી ગયો છે!" તે કમનસીબ આસ્માન તરફ હાથો પોહળા કરી રડમસ ચહેરે પૂકાર્યો. 'શું ત્યારે મારી ઉપર બોનર સ્વાર થનાર છે? ઓહ...તે કેમ ખમાય! ના...ના .. હું તેમ થવા દઇશ નહિ, રાણી...આહ! તે શું આવી હૈમારત કરનાર છે? તે કેમ ભૂલે છે કે હું તેમની વિગતો ઘણું મોટાં પ્રમાણમાં જાણું છું. મારા જેવાને છેડી તેઓ કયાં પોતાનો કાર કરનાર છે ...વલ્લાહ!...વલ્લાહ! નોર્થ મુવો છે તે બેશક મારાં સુભાગ્યની નિશાન છે. તેનો સાથી તો કયારનોએ સ્વધામ પુગી ગયો છે એટલે મને તે તરફથી ડરવાનું કશું કારણ નથી. હવણા બોનર હાલી કુદી ગયો છે તો તેનો શું મુજાકો છે? લેડી એડીથ તો કાંઈ અકસ્માતિક સપડાઇ ગઇ છે પણ બાવો તેની બધી કીર્તિ પોતેજ છીનવ્યે.કર્યો જાય છે. અલબત તેની આ મહાભારત સેવા માટે તે જે માંગશે તે રાણી પાસે મેળવી શકશે. પાહ! મેં જો રાજાએ મને કહ્યું તે વેળાજ તેનું કબુલ કર્યું હોત તો આજે આ કાવત્રાંનો બોજો સહેલાઇથી હું બોનરની ગરદન પર ફેંકી શકત. રાજાએ કાંઈ અજબ જેવા સંજોગોમાંજ આ શોધ કરી હશે....આહ! રખે બદમાશ નોર્થ બેવફા થયો હોય? નોથ પૈસાનો જબરો લાલચુ હતો ને રાજા પોતાનું કામ પાર પાડવા કાંકરાની પેઠે પૈસા વેરે છે એટલે કાં નહિ તે બદમાશ વટલ્યો હોય? મારે કોઇબી પ્રીસમે રાજાનો રાજ્યાભિષેક કરવોજ પડશે. ન કરતાં મારે માટે આપઘાત કરવા સિવાય બીજો માર્ગ રહેશે નહિ. સુખમાંથી દુઃખમાં ગબડી હાય સોસારામાં રહેવા કરતાં મોત ઔર ભલું છે. રાજા સાથે વધુવાર ચેડાં કઢાય તેમ પણ નથી નકર હું તેને સફાઇથી નચાવ્યા કરતે. ઓલ રાઇટ જે થાય તે ખરૂં. અલબત બોનર મારા માર્ગમાં અનેક મુસ્કેલીઓ ઉભી કરશે. પણ સાવચેતીથી કામ લઇશ તો જરૂર હું ફતેહ પામીશ."

તેજ પળે રાજા ફીલીપ ગુપચુપ ગારડીનરના ઓરડામાં ચાલ્યો આવ્યો અને ગારડીનર ઉઠવા જતો હતો તેને બેસાડી દઇ નરમાસથી બોલ્યો.

'સાહેબજી, ગારડીનર; કેમ તારૂં ગાડું કેમ ચાલે છે? મારો રાજ્યાભિષેક ક્યારે કરાવવો છે?'

'પાર્લામેંટમાંથી બીલ પસાર થતાં તુરતજ મુરબ્બીજી, મારી સત્તા ને લાગવગના જોરે મને પરિણામની કશી ધાસ્તી નથીજી!'

'જોઇશું ત્યારે.'

'લોર્ડ નોર્થ મરી ગયો છે, ગરીબ પરવર!'

'ખરેખર...અજબ!...આતો મહા બુરી થઇ!'

બે અદબી માફ છે, હુઝુર; પણ હું ધારૂં છું તેમ તેમાં હક ઇનસાફ થયો છે. હેમ્પટન કોર્ટમાં તે બચ્ચું લાવનાર તે એકલો સાહેદ હમેશને માટે આ દુન્યાથી ગુમ થયો છે.'

'તરક્ષા! કેમ ભલા ગારડીનર, આ બદનસીબ તારા હુકમથી મુવો છે શું? મને પકે પાયેથી ખબર મળી છે કે નોર્થની સાથે જે તેનો મદદનીશ હતો તેને રસ્તામાં પકડી રહેંસી નાંખવામાં આવ્યો છે!'

'સાધારણ ચોરો હશે, મુરબ્બીજી. તમારી ખબર ખરી છે. મને બોનર તરફથી તેમજ જણાવવામાં આવ્યું હતું.

ફીલીપ ગુંચાને હસી પડયો ને હસતો હસતો બોલ્યો,

'જો બોનર તેમ કરી શકે તો વગર શકે તે પૈસાનું ખરૂં કરી શકશે!'

ગારડીનર અજાયબીમાં ગરકાવ થઇ રાજા તરફ જોવા લાગ્યો.

'જે ભેદી મંડળ આપણી સામે કામ કરે છે તે માટે આપ નામવર મને કાંઇ જણાવી શકશો ?'

'બેશ ! આગળ પણ તેં મને એજ સવાલ કર્યો હતો. હું કશું જાણતો નથી. મને ખબર મળી છે કે લેડીએડીથને ટાવરમાં પૂરવામાં આવી છે. કોઈ બી જોખમે તારે તેણીને છોડવી જોઇશે.'

'એ બધી બેનરતી મહોકાણ છે. કાંઇક અકસ્માતિક સંજોગે તેણી તેના સપાટામાં આવી છે એટલે તે આ મારફતે રાણીમાતા પર પોતાની સત્તા બેસાડવાનાં સ્વપ્નાં જુએ છે.'

'બાહ ! તમે બંન્ને સરખા છો. તારા હાથમાંથી એ શીકાર છટકી ગયો છે તેથી તું દીલગીર હશે. તું વળી તારા સપાટામાં લેડી એડીથ આવતે તો તેણીને કેદમાં પૂરી, છવતી બાળી મુકી રાણીની મહેરબાની મેળવવા જરાએ ચુકતે નહિ. એ પેતરા મારી આગળ ના કર ! મેં તને ચેતાવ્યો તે વેળાજ તું જો સમજ્યો હોત તો આજે બ્યાનતમાં પડવાનો તને વખત આવત નહિ. આજે હું તને છેવટની ચેતવણી આપું છું કે લેડી એડીથનું મરણ નીપજશે તો તે સાથે તારી સત્તાનું પણ મોત આવશે ને હડધુત થઇ તું કુતરાની મોતે મરશે. રાણીપર એટલી સત્તા હું ધરાવું છું, તે તું સારી પેઠે જાણે છે. તને તારી જીંદગી વ્હાલી હોય તો મારો હુકમ બજાવજે !'

અને તે કહેતાંજ રાજા સરભોગ ત્યાંથી ચાલી ગયો ને ગારડીનર બાપડો પોતાનાં હીણાં નસીબને રડતો બેસી રહયો.

ફીલીપ હવે પોતાના ઓરડામાં ગયો કે જ્યાં તેણે આઇનેઝને આતુરતાથી તેની રાહ જોતી જોઇ. તેણીના હાથમાં કાગળ હતો કે જે તેણીને ઘણો અગત્યનો લાગતો હતો.

રાજાએ તે કાગળ વાંચ્યો જે નીચે મુજબ હતો.

માનવંત નામવર,

આપ નામવરનાં દર્શનનો હું અભિલાષિ છું. તમારા હજુર્યાની વિંટી મારા હાથમાં આવી છે અને તે ચોરનાર બદમાશ સલામત કેદમાં છે.

વીલ મછવાવાળો.

'તે જવાબની રાહ જુએ છે શું ?' રાજાએ આતુરતાથી પૂછયું.

'હા. ફીલીપ; તે બાગમાં છે-'

'બુલબુલ, તું તેને હયાં બોલાવી નહિ લાવે? તેમ થતાં રાણીના સીપાહોને ચુનેચરા કરવાની જરૂર પડશે નહિ.'

આઇનેઝ તુરત ગઇ. આખેર કરે ને તે સ્ત્રી હતી એટલે શું હશે તે જાણવા તેણીની છજ્ઞાસા ઉશ્કેરાઇ હતી. આ મુલાકાત શા માટે હતી ? શું તેને તેણી યા લેડી એડીથ કે ફેડેલ્મા સાથે કાંઇ સંબંધ હતો ?

રાજાતો ઓરડામાં આમતેમ ફરતો હતો.

'લોર્ડ બરલે હયાં આવે છે એટલે કાંઇપણ અગત્યનો બનાવ બન્યો હશે. વિંટીનું તો ફકત બહાનુંજ છે એમ હું ખાતરીથી માનું છું. જબરો ચાલાક માણસ છે !'

લાલ લાલ ચહેરે આઇનેઝ પાછી ફરી. કેપ્ટન બી એ પોતાની હમેશની રમુજી ઢબે તેણી માટે એવા ટિકા કીધા હતા કે જે સાંભળતાં તેણીને પોતાના મર્દાના પોષાક માટે ધિક્કાર પેદા થયો હતો. જો કે એક વખત પર તે કેપ્ટન તેણીને ઉચકીને ઉપાડી ગયો હતો તે છતાં તેણીને દરબારના બીજા દરબારીઓ કરતાં તે વિશેષ ગમતો હતો તેણીએ હાલમાં તેને, દરબારીના ભપકા ભર્યા પોષાકમાં એસ્કીટાટ થયલો જોયો. આઇનેઝ તેને ફીલીપના ઓરડામાં લઇ ગઇ.

'એ અદબી માફ છે સરકાર; કે આ પોષાકમાંજ હું તમો નામવર સનમુખ હાજર થયો છું પણ મને કપડાં બદલવાનો વખતજ મળ્યો નથી.'

તે સાચુંજ બોલ્યો હતો કેમકે તે સીધો તે પળે વેસ્ટ મીનીસ્ટરથી પાછો આવ્યો હતો.

'ઓલરાઇટ વીલ' રાજા હસ્યો 'તેની ફીકર નહિં. હયાં તારા આ પોષાકમાં તને કોઇ ઓળખનાર નથી.'

કેપ્ટન બી એ આઇનેઝ તરફ ફરી તેણીને ઘણાંજ માનથી નમન કરી કહ્યું,

'તારી વિંટી, લીઓન.

તેણીએ તે લઇ, ઉપકાર માની, પોતાનાં ગજવામાં મુકી.

'એનો ચોર ઝેક્વીનાર્ડ સલામત કેદ પડેલો છે. મુરબ્બીજી. તે જાહેલ દિવાનો છે. તે તો તમારો જાન લેવાના હડહડતા સોગંદ લે છે. મુકેટાનમા કબરો લુંટવાની કાંઇ મોટી મોટી વાતો તે કરે છે.'

'તે ખરેજ દિવાનો હોવો જોઇએ' રાજાએ વિચાર કરીને જણાવ્યું. 'તે ડાહ્યો થાય ત્યાં સુધી તેને રોકી રાખજે.'

કેપ્ટન બા એ તે પછી બારણાં તરફ જોઇ આઇનેઝ તરફ નજર કરી. ફીલીપ સમજી ગયો.

'તું જા, લીઓન' તેણે જણાવ્યું.

બારણું બંધ થતાંજ કેપ્ટન બીએ જણાવ્યું 'નોર્થનું મુડદું મેં બોનર પર મારી ગીફ્રી સાથે મોકલી આપ્યું છે ને ચેતવણી આપી છે કે જે દિવસે લેડી એડીથ મરશે તે દિવસે તેની પોતાની જીંદગી ખતમ થશે.'

'તે પેટી ઉઘાડનાં બોનરનો ચહેરો કેવો થયો હશે તે મારે જોવાની જરૂર હતી?' કેપ્ટન હસ્યો 'હાવો જબરો તડબાયલો છે, કેમકે તેણે જાહેર કીધુંછ કે લોર્ડ નોર્થને બદમાશોએ મારી નાંખ્યો છે.'

'કેવી રીતે તેં પાણીથી ભીંજાયલો ટોપી વિના ત્યાં આવ્યો હતો?' રાજાએ સવાલ કર્યો.

તે સાંજનો યાદગાર બનાવ કેપ્ટન બી એ રાજાને જણાવ્યો.

રાજા ધુમ હસતો બોલ્યો, 'દુન્યામાંથી એક પાપ ઓછું થયું વીલ!'

'મેં સર ફ્રાન્સીસ મેલવીલને વચન આપ્યું છે કે હું લેડી એડીથને મરવા દઇશ નહિ. મુરબ્બીજી, મને તમારી મદદ મળશે.!'

'ખુશીથી હું રાણીને ફરજ પાડીશ; પણ તેમ થતાં એ દીવાની તે બાપડીનું કોઇ બીજા પાસે કાટલું કઢાવી નાંખશે. આ કારણે મેં તેણીની રાજ્ય નિશાનીની વિંટી સીફત કરીને કે જોર વાપરીને મેળવવાનો ઠરાવ કર્યો છે. આ વિંટી સાથે હું એક એવો હુકમ લખી આપીશ કે જેની રૂએ લેડી એડીથને તને કે તારા કોઇ વિશ્વાસુ માણસને સોંપી દેવામાં આવશે.'

'તરહલા, મુરબ્બીજી! કોઇપી ફીસમે આપ મુરબ્બીજી ફક્ત તેવો હુકમજ મેળવો તો વિંટી વગર હું મારૂં કામ કાઢી લઇશ. હુઝુર, તમારામાં પણ જબરી રાજદ્વારી કુનેહ છે. દાવપેચ, કેમ કરી સામાંને સીસામાં ઉતારવાની ચપળાઇ તમારામાં જબરી છે. હું ભારે ખુશાલીથી આ બાબત તમો નામવરનેજ સોંપું છું જરૂર બેડો પાર પડશે.'

રાજાને આ ખુશામત ગમી આવી. પોતાની લાયકાત આ કરતાં અધીક રીતે પુરવાર કરી આપવાનો તેણે દ્રઢ ઠરાવ કર્યો.

'હું લેડી રોઝ તરફથી સંદેશો લાવ્યો છું.'

'પેલી રાજે સો સેં અને ચેતાવ્યો હતો?'

કેપ્ટન બી હસી પડયો.

'તેણી બીજી મુલાકાતની આ રહેતુ કરે છે. મારી સુચના એ છે કે લેડીએડીથનો બચાવ થાય ત્યાં સુધી આ મુલાકાત આપ નામવરે લેવી નહિ.'

'કારણ?'

'કારણ તેણીના કેટલાક મિત્રો તમો નામવર તરફ મિત્રભાવ ધરાવતા નથી. પણ આપ નામવરની બરકતે જો લેડીએડીથ બચશે તો તેઓ તમારા સદાના આભારી થઇ રહેશે.'

(અપૂર્ણ છે.)

## Thoughts on Health.

Collected by—Mr. B. P. MADAN.

(1) There is no wealth but life. That country is the richest which nourishes the greatest number of noble and happy human beings.
*Ruskin.*

(2) Health is the soul that animates all the enjoyments of life.
*Sir W. Temple.*

(3) Health is the vital principle of bliss, and Exercise is the vital principle of health, *Thompson.*

(4) Physical prowess is the Eden right of manhood-*Kingsley.*

(5) Keep eternal spring time on the face-*Shakespeare.*

(6) Health is a thing to be attended to continually. There is no achievement in the world that is equal to perfect health-*Carlyle.*

(7) To reform a world, to reform a nation, no wise man will undertake, and all but foolish men know that the only solid, though a far slower, reformation is what each begins and perfects on himself-*Carlyle.*

(8) Accuse not nature, she has done her part
Do thou but thine-*Milton.*
To be weak is miserable, doing or suffering—*Milton.*

(9) Health is the greatest Wealth. Without health you are a physical bankrupt—*Macfadden*

(10) Health is far more than financial wealth-Riches cannot buy health. Wealthy weak men are always poor—Physical Health is of priceless Value B *Macfadden.*

# NIVÂPÂNJALI

*( An Offering of Love and Esteem to the Memory of My Beloved Friend, Mr. Chimanlal Narbheram Thakor, Barrister—at—Law, of Ahmedabad. )*

---

*" Friends after Friends depart—*
*Who hath not lost a Friend ? "*

1

O My Dear Friend Chimanlal !
O *Moonlight* of my Life !
Life is no Life henceforth,
With *Death-like Sorrow* rife.

2

Can Arjun live on this Earth,
When Krishna rests in Sky ?
Methinks by thy Departure,
My Journey's end is nigh.

3

The *World* is like a *Phantom,*
That lures us on and on,
Amidst the *Night* of *Maya,*
*Till bursts forth Vidya's Dawn.*

4

When *Friends* and *foes* and *Kinsmen,*
All melt like *Hills* of *Snow,*
Unto the *Primal Water,*
And as *One* Substance flow.

5

So, let the *Dead* and *Living,*
Find *Union* in the *Lord,*
*The One Eternal Spirit,*
*The All-Uniting Chord !*

6

Thy Soul, O Friend ! and My Soul,
Are not, in fact, apart,
*Advait* ' in *One* Parmatman,
How can we ever part ?

The Soul is all-immortal,
And never, never dead,
So say the *Sacred Scriptures,*
On which the *World* is fed

8

O My *Life-Breath-Chimanlal !*
Can Life from Life depart ?
When we have but *One Atman,*
*How can we ever part ?*

9

*So, Chimanlal ! Chimanlal !*
*Chimanlal !*
*Shall be my ' Advait '—Song,*
*In cities, woods or jungles,—*
Let Life be short or long.

Trimbakrai Jadavrai Desai,
Barrister-at-Law.

# ઇમામ મેહદીનું ઝુહુર

અને તેની બીશારત.

| | | | | | | કીંમત |
|---|---|---|---|---|---|---|
| બીશારત | ભાગ | ૧ | લો | ગુજરાતી-ઉરદુ | રૂ૦ | ૦-૬-૦ |
| ,, | ,, | ૨ | જો | ગુજરાતી-ઉરદુ | રૂ૦ | ૦-૭-૦ |
| ,, | ,, | ૩ | જો | ઉરદુ ગુ૦ નથી | રૂ૦ | ૦-૧૧-૦ |
| ,, | ,, | ૪ | થો | ઉરદુ ગુ૦ નથી | રૂ૦ | ૦-૬-૦ |
| ,, | ,, | ૫ | મો | ઉરદુ ગુ૦ નથી | રૂ૦ | ૦-૬-૦ |
| જામાસ્પ | નામા | | | ઉરદુ | રૂ૦ | ૦-૫-૦ |

આ કીતાબ હકીમ જામાસ્પ કે જેઓ ઇરાનના શહેનશાહ ગશતાશપના વઝીરે આઝમ હતા. તેઓએ આજથી લગભગ ચાર હજાર વરસ પહેલાં લખેલી છે તેમાં કીયામત સુધી થનારા અહેવાલ નુજુમના હીસાબથી બતાવેલા છે.

દરેકના પોસ્ટેજના બે આના અલગ પડશે.

આપને બીશારત ગુજરાતી જોઇએ છે કે ઉરદુ તે જણાવવું.

મળવાનું ઠેકાણું—
અખબાર ઑફીસ,
સીધપુર—નોથ ગુજરાત.

AKHBAR OFFICE,
Sidhpur—N. Gujarat.

# સીગનલ વોચ કંપની,

## હોર્નબી રોડ કોટ-મુંબઇ.

આ કંપનીના પહેલી કવોલીટીનાં ઘડયાળો વીસ વરસે પણ નવાં જેવાં દેખાય છે. ઘણે લાંબે વખતેજ થોડીક સેકન્ડનો ફેર માલમ પડે છે. કારણે ખરાં કમપેનસેનાગ સેલન્સ




હોવાથી હવાના ફેરફાર સામે રક્ષણ કરે છે. હિંદુસ્થાનની બધી રેલવેના કામદારોમાં આ ઘડયાળો ઘણાં જાણીતાં છે. ઘણા ચાલાક માણસોના હાથથી રીપેર કરાં થાય છે.

**હમારી કંપની થોડે વાજબી નફે સંતોષ પામતી હોવાથીજ હમારા ઘડીયાળો સસ્તાં છે.** હમારા વેપારી ભાવો દરેકને અનુસરતા છે. સઘળા વેપારીઓ પાસેથી મળી શકશે. માલેક—મનચેરજી કાવસજી દોરડી ઘડીયાળી.

---

# રૂ. ૧૦૦ ઇનામ.

### તાવની રામબાણ દવા

આ દવાથી કોઇપણ જાતનો તાવ ના ઉતરે તો લીધેલા પૈસા પાછા આપીશું. આ દવાની ગોળીઓ તાવ નથી ઉતરતો એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ નું ઇનામ આપીશું ગોળી ૫૬ ની ડબીની કીં. રૂ. ૧-૦-૦

### શક્તિની દવા.

શકતી જીવનમાં શક્તિ લાવવાનો ગુણ નથી એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ ઇનામ મળશે. દરેક જાતની નબળાઇ દૂર કરીને પુરૂષત્વ વધારે છે. વૃદ્ધાવસ્થાથી અગર બીજાં કારણોથી કમી થયલી શક્તિ વધારે છે. નામરદાઇનાં દરદો અને નસોની નબળાઇ દૂર કરે છે ગોળી ૧ ની ડબી ૧ ની કીં. રૂ. ૨-૮-૦

૪ ધાતુ વિકાર—નામનું પુસ્તક એક કાર્ડ લખનારને મફત મોકલવામાં આવશે.

| | |
|---|---|
| શા ગીરધરલાલ કહાનજી. | હેડ ઓફીસ:—પીળકા, ગુજરાત. |
| | બ્રાંચ ઓફીસ:—મુંબઇ, મારકીટ |
| ગીરધર ઔષધાલય. | ભીંડીબજાર, શ્રી. વણારસીદાસની દુ. |

કાગળ પત્રનો વ્યવહાર હેડ ઓફીસે કરવો.

# ગુલશન

# GULSHAN

Editor Dinshah K Bhagalia

**August 1917.**

---

રાજા ફીલીપ

પરણેલી, પણ રાણી તરીકે

નહિ ઓળખાતી પરણેતર

આઇનિઝ

ડ્યુ, મીરાન (હલુપી)

(જુઓ. કીસ્મતની કહાણી.

ચાલુ વાર્તા)

---

ઓગસ્ટ ૧૯૧૭.



Printed by Maneklal A. Doctor, at his Shree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bhagalia Mota Falia, Navsari. Dated 10-8-17.

# રિવ્યુ કોલમ.

**શાહનામુ.**

વોલ્યુમ આઠ.

કર્તા, એરવદો માહિયાર ન. કુટાર અને ફરામર્જ ન. કુટાર.

કુટાર બિરાદરોનાં શાહનામાંનું આઠમું વોલ્યુમ આજ દિવસો થયાંનું હમોને મળ્યું છે. કવિ ફીરદોશીને ગુજરાતી ભાષામાં ખાસ અમર કરનારો કુતાર બિરાદરોનો આ સહાસ ખરેજ વખાણને,પાત્ર છે. પારસી કોમ યજદેગર્દ શહેરયાર પછી જે કાંઇ ન કરી શકવા પામી તે આ બે સાદા-માદા બીરાદરો એ પોતાના જાતી અભ્યાસ ને ખંતથી કરી બતાવ્યું છે. લગભગ નવસેં વર્ષ પછી ગુજરાતી જાણનારાઓ માટે ફીરદોસીની યાદ તાજી કરવામાં આવી છે. શાહનામું ગુજરાતી જબાનમાં રજુ કરવા કંઇકોએ પ્રયાસ કર્યો છે, પણ કુતાર બીરાદરોનાં વોલ્યુમોએ તે સઘળાં પર શ્રેષ્ઠાઇ મેળવી છે તેમાં કશો શક નથી. કહે છે નોશાકરાઓ જીદ્દી ઓરાં છે અને તેઓ એક બોલ પકડે તેને ચીવટાઇથી વળગી રહે છે. રમુજમાં એક નોશાકરી વિગત રજુ કરવામાં આવે છે કે તે જમાનામાં ઘરેઘર જાજરૂ સીસ્ટમ ન હતી; લોકો આરોગ્તાનાં કારણે ખાસ કરીને પાદરડે કુદરતના સરળ માર્ગ માટે જતા હતા. ત્યાં બે ગોબેરો વચ્ચે તકરાર થઇ. એકે બીજાને ખાસ કરીને કહ્યું. રસ્તાનો માર્ગ બીજો ગોબેદ ખસતો ખસતો નવસારીથી નીકળી સુરત જઇને ઉનો ત્યારેજ તેનો આત્મા ઠર્યો ! આ વાત નોશાકરી જીદનો નમુનો રજુ કરે છે. તેજ મુનાસેબ નોશાકરાઓ જો સાચાં કામ માટે એક વેળા જીદ પકડી બેસે છે તો ચાહે દુન્યા ફનાફાતો થઇ જાય પણ તેઓ પોતાની જીદ છોડતા નથી. કુટાર બીરાદરોએ પોતાની વારસામાં મળેલી નોશાકરી જીદને વળગી રહયાં અને ગમે તેવી મુશ્કેલીઓ છતાં તેમણે પોતાના માર્ગને સરળ બનાવી હવે તેઓ પોતાની રંજની આખેરીએ આવવા લાગ્યા છે. એંટાળ નોશાકરા શું કરી શકે છે તે કુતાર બીરાદરોના દ્રષ્ટાંત પરથી અચુક જાણી શકાય છે.

સદરહુ વોલ્યુમ પાદશાહ અર્દશીર તખ્તનશીન થયો ત્યાંથી શરૂ થઈ આજે પણ પળેપળ યાદ થતા નોશેરવાન અદલે ચીનના રાજા ખાકાનપર નામું લખ્યું ત્યાં સુધી છે. દુન્યાના આ નામીચા શાહનશાહનો સંપૂર્ણ ઇતિહાસ બે વોલ્યુમોમાં ન આપતાં એકજ વોલ્યુમમાં આપવામાં આવી નવમું વોલ્યુમ વધુ દલદાર કરવામાં આવતે તો બેશક તે બહુ-યોગ્ય થઇ પડતે; પણ સરખી દબનાં વોલ્યુમો કાઢવાને લીધે આ દુન્યાના મહાનામી સુલતાનનો ઇતિહાસ અરધેથી તોડવામાં આવ્યો છે. આ વોલ્યુમનો અરધો ઉપર ભાગ શાહ બેહરામ ગુરનાં દાસ્તાને રોકયો છે હમેશ મુજબ આ વોલ્યુમમાં પણ ૬૩૭૬ બેતો સમાવવામાં આવી છે.

કુતાર બીરાદરોનું શાહનામું જો બધાં ગુજરાતી શાહનામાઓમાં અગત્યનું સ્થાન ભોગવતું હોય તો તેના તુલેતીવલ પણાને લીધે નહિ પણ ખાસ કરીને અભ્યાસથી લખવામાં આવતી તેની પ્રસ્તાવનાને લીધે છે. એક સારો અભ્યાસી શરસીમાંથી તરજુમો અચ્છી રીતે કરી શકે; પણ તેમાંના ઐતિહાસિક સવાલો પર કિમતી અજવાળું નાંખી અંધકારમાં દટાઇ ગયલી બાબતો પર નવિન રોશની નાંખવાનું કામ કાંઇ સાધારણ લેભાગુ લખનારાઓનું નથી. આ માટે ઉંડા અભ્યાસને અનેક સાદદતોની જાણની જરૂર પડે

છે. આ પ્રસ્તાવનાઓ એટલી બધી ઉંચં પ્રકાર ની છે કે તેમાંની એક અશો જરથોસ્ત વિષેની આ અદના કટારોમાં ઉતારવાની હમારી લાલચ હમો રોકાવી શક્યા ન હતા. તેનેજ વખત આ પ્રસ્તાવના વેળા પણ થયો છે પરંતુ સ્થળ સંકોચતાને લીધે ધારેલી નેમ પાર પાડી શકતા નથી. સદરહુ પ્રસ્તાવનામાં ક્યાની અને હખામની શાહનશાહતોની ભેળભભેળનો જે ખીચડો આજ તુલીક આસતો આવ્યો છે તે પર પોતાના અભ્યાસ નું અજવાળું નાખી આ બને શાહનશાહત કેવી રીતે સદંતર જૂદીઓ હતી તે દાખલા દલીલ સહ સિદ્ધ કરી આપ્યું છે. કુતાર બીરાદરોની આ તર્કપર વધુ ચુને ચરા થઇ તેની યોગ્યતા હજી વધુ પ્રસિદ્ધીમાં આવવી જોઇએ છે. આ ઉપરાંત આ પ્રસ્તાવનામાં સીકંદર ખ્રિસ્તી ઓલાદનો નાહ પણ ઇરાની ઓલાદનો હતો તે ખુલ્લા આકારમાં બતાવી આપવામાં આવ્યું છે. આવી ઐતિહાસીક શોધો માટે કુટાર બીરાદરોને ખરેજ ધન્યવાદ ઘટે છે. પારસી કોમે તો આ બીરાદરોના મોટા આભારના બદલામાં આગળ વધી તેમને બે હાથે આવકાર આપવો જોઇએ છે કે જેથી તેમને પોતાને નવી નવી શોધ ખોળો કરવા ના કામમાં હિંમત અને ઉત્તેજન મળે. હમો એ બીરાદરોને દરેક ફતેહ ઇચ્છીએ છીએ.

## જીગર કે દીગર?

પારસી સંસારની એક વારતા.

બનાવનારઃ—અરદેશર ખરશેદજી દેસાઇ.

કિંમત રૂ ૧.

મી૦ દેસાઇની આ વાર્તા અંગ્રેજીપરથી લેવાઇ પારસી ચિત્રોમાં ગુંથી લેવામાં આવી છે. વાર્તા સહેલી અને વાંચવા જોગ છે. દર ને જો નાં પાત્રો તેમાં ઠેકઠેકાણે રજુ કરવામાં આવ્યાં છે. ૨૫૩ મોટા સફાની આ વાર્તા સારાં કાગળોને સુઘડ છપાઈ સાથે સવા રૂપ્યામાં આપવામાં આવી છે તે જોતાં જણાય છે લેખકે પૈસા કમાવા કરતાં પોતાના નામને આગળ પાડવાની ખાસ કરીને જરૂર જોઇ છે. હમો એ બીરાદરને આવકાર આપે છીએ અને તેમતાં કામને ફતેહ ઇચ્છીએ છે. હમારી દીલગીરી એજ છે કે જોડણીપર જરાએ ધ્યાન આપવામાં આવ્યું નથી. આવાં લખાણો વાંચતાં ને અશુદ્ધતા જોતાં હિંદુ ભાઇઓમાં ભારે કચવાટ છુટે છે તેમાં કશી નવાઇ નથી. ભવિષ્યમાં આ બાબે લક્ષ આપેલું બ્યર્થ જશે નહિ, કેમકે લેખક મોટા લખનાર થવાની હોંશ રાખે છે. પ્રસ્તાવનામાં પારસી મેકમીલન સામે જે હલકો ઇસારો કરવામાં આવ્યો છે તે બીલકુલ પસંદ કરવા જોગ નથી. આ લેખક પબ્લીશર થવા માંગતા નથી પણ મોટા લખનાર થવા માંગે છે તો પછી કોઇનો પબ્લીશર થવાનો શોખ હોય તે સામે ખોટો કટાક્ષ કરવાની જરૂરજ શી છે? પ્રસ્તાવનામાં વાર્તાના ગુણ દોષ પર મુબાહેસત કરવાની છે અને નાહ કે નકામાં ચીથડા ફાડવાનાં! લેખક હજી ઉધરતા જવાન છે એટલે આગળ વધતાં પોતાની મેળે દરેક ચીજ તેનાં ખરાં રૂપ રંગમાં જોતા થઇ જશે તેમાં કશો શક નથી. મળવાનું ઠેકાણું—નવરંગ ઓફીસ, બજાર ગેટ, કોટ, મુંબાઇ.

## કચ્છી જૈન મિત્ર

મૂલ્ય. વાર્ષિક રૂા૦ ત્રણ.

આ એક કોમી માસીક છે પણ તેવી જાતના બીજા માસીકો કરતાં કાંઇક સારી ઢબપર નીકળે છે. મુખ પૃષ્ટ પર કચ્છી જૈન બાળાનું ચિત્ર બે કલરમાં આકર્ષક છે. અંદરનો સમાવેશ ઘણો સારો છે; અને ચિત્રો પણ મનહરે તેવાં છે. બે અંકો હમોને મળ્યાં છે પણ બંને અંકો અકેકથી ચઢયાતા છે અને ભવિષ્યમાં પણ તેમજ રહેશે એવી દરેક આશા જણાય છે. એવી સખત મોંઘવારીમાં ત્રણ રૂપ્યામાં આ સહાસ પરવડી શકે તેમ નથી પણ કોમી શ્રીમંતોનો ટેકો મળતો જાય છે તે જોઇ આપણને આનંદ થાય છે. શ્રીમંતોની વધુ મદદ મળતાં આ ઉત્સાહી બાળ કાંઇક અજબ કુદકારા મારે તેમાં કશી નવાઇ નથી.

પ્રકાશક—જેઠાભાઇ દે. માંગડી. મળવાનું ઠેકાણું કાથા બજાર, માંડવી, મુંબાઇ.

# ઔરંગઝીબ.

## તેના ઇતિહાસ વીશે એક હીંદીવાને રચેલો મોટો ગ્રંથ.

ગુલશન માટે ખાસ ફરમાસથી

લખનાર—મી. રૂસ્તમજી પેસતનજી કરકરયા.

તવારિખ વિષે આપના હિંદીવાનોની બેદરકારી જાણીતી છે. અસલથીજ આપણા લોકોમાં ખુદ પોતાની તવારિખ વિષે ઝાઝી દરકાર હતી નહિ, અને તેથીજ આપણો આગલો ઇતિહાસ સંગ્રહી રખાયલો નથી. ઇતિહાસ જાણવા બાબેની ઉત્કંઠા પણ આપણા લોકોમાં ઝાઝી ન હોવાથી હાલ સુધી જે થોડી ઘણી અને છૂટી છવાઇ સામગ્રીઓ હસ્તી ધરાવતી હતી તે પણ ઉપયોગ કર્યા વગર ઘણી ખરી પડી રહી હતી. પશ્ચિમનાં ધોરણ ઉપર રચાયલી કેળવણી આપવાનું હિંદમાં પોણી સદી થયાં ચાલુ છે. તોપણ ઇતિહાસ બાબેની ઉત્કંઠા આપણા કેળવાયલા જવાનોમાં ઝાઝી આવી નથી એ બહુ દીલગીરી ભરેલી બિના છે. પોણી સદી સુધી અને તેમજ હિંદની પેલી બાજુના બંગાળ ઇલાકામાંથી અંગ્રેજી રહીની કેળવણી લઇ પુષ્કળ હિંદીવાનો બહાર પડયા છે. પણ તેઓમાંથી કોઇએ તવારિખ રચવા ઉપર પોતાનું લક્ષ દોડાવ્યું હોય એમ આપણને માલમ નથી. પણ હાલમાં થોડુંક થયું તે ખેદકારક ખામી દુર થવાનો સંભવ દીસે છે. આપણી હીંદી યુનીવર્સિટિઓએ તવારિખ ઉપર લગાર વધુ ધ્યાન આપતું કીધું છે. મુંબઇ અને બંગાળ યુનીવર્સિટિના નવા રચાયલા અભ્યાસક્રમમાં તવારિખ લગાર વધુ જગ્યા રોકે છે. અને એમ. એ. ની પદ્દી માટેની પરિક્ષા માટે ઇતિહાસનો લગાર ઉંડો અભ્યાસ કરવામાં આવે છે. એ પદ્દી માટે ઇતિહાસનો વિષય લઇ બહાર પડેલા જવાનોમાં પાછળથી ઇતિહાસ પોતે જાતે રચવા બાબેની ઉત્કંઠા અને લાયકાત ઉભી થયેલી જોવાની આશા આપણે રાખી શકીએ. વળી હાલમાં હિંદી યુનીવર્સિટિઓમાં તવારિખની શોધખોળ ઉપર પણ ધ્યાન અપાતું જણાય છે. અને એવી શોધખોળ માટે સ્કોલરશીપો, ફેલોશીપો, અને વળી બે ત્રણ પ્રોફેસરશીપો પણ સ્થાપવામાં આવી છે. તે ઉપરથી પણ આપણને વધુ આશા રાખવાનું કારણ મળે છે કે આપણા ઉંચી કેળવણી પામેલા હિંદીવાનો હવે તવારિખની ઉંડી શોધખોળ ચલાવી ઉંચા પ્રકારના ગ્રંથો રચી બહાર પાડવા ઉપર પોતાનું લક્ષ દોડાવશે. બાકી હાલતો એવા હિંદીવાનો આપણામાં હસ્તી ધરાવતા ઝાઝા માલુમ પડતા નથી. આપણા મુંબઇ ઇલાકામાં હજુ સુધી કોઈ કેળવાયલા હિંદીવાને આપણા દેશની તવારિખ બાબે કોઇ જાણવા લાયક મોટો ગ્રંથ રચ્યો હોય એમ અમને માલુમ નથી. તો જોકે એ તવારિખના સાધનોની શોધખોળ બાબે કેટલાકોએ ઘણી મહેનત લઇ કેટલાંક જાણવાજોગ લખાણો કર્યાં છે. જેમાં મરાઠા તવારીખ વીશેનો મરહુમ મી. જસતીસ રાનાડે ( ૧૮૪૨–૧૯૦૧ ) ના લખાણો મુખ્ય છે. બંગાળ ઇલાકામાં તવારિખ રચવા ઉપર લગાર વધુ ધ્યાન અપાયું છે અને તે તરફના એકાદ બે કેળવાયલા પુરૂષોએ એ વિષયમાં પ્રવિણતા મેળવી નામ પણ કાઢયું છે. પૂર્વ તરફના એવા હિંદીવાનોમાં મી૦ જાદુનાથ સરકારનું નામ જાણીતું છે. એવણે કલકત્તા યુનીવર્સિટિમાં એમ. એ. થઈ તરતજ હિંદી તવારિખ ઉપર બારિક ધ્યાન આપવાનું શરૂ કર્યું હતું. અને છેલ્લાં કેટલાક વરસોમાં એ તવારિખને લગતા કેટલાક વિષયો અંગત કર્યા હતા, જેમણે

ઘણું ધ્યાન ખેંચ્યું છે. અકબર બાદશાહના રાજમાં હીંદુસ્તાનની રાજદ્વારી અને આર્થિક હાલત બાબે એક નાનું પણ અતિ ધ્યાન ખેંચવા જોગ પુસ્તક પહેલાં પ્રગટ કર્યું હતું. ત્યારબાદ મી૦ સરકાર જેવણે કેટલાંક વરસ થયાં પટના કોલેજમાં પ્રોફેસરનો હોદ્દો ધરાવે છે તેવણે મોગલ વંશના છેલ્લા નામીચા બાદશાહ ઔરંગઝીબના ઇતિહાસ ઉપર બારીક ધ્યાન આપવા માંડયું હતું અને તેના રાજ અમલ બાબે શોધખોળ ચલાવી કેટલાક વિદ્વત્તા ભરેલા વિષયો લખ્યા હતા. હાલમાં ઔરંગઝેબના રાજ અમલ બાબે એવણે પોતાની શોધખોળ ઘણી આગળ વધારી ઔરંગઝીબની આખી તવારિખ રચવાનું કામ બહુ વિકટ કામ માથે ઉઠાવ્યું છે અને જ્યારે એ સંપૂર્ણ રીતે પાર ઉતારશે ત્યારે આપણે એ બાદશાહના અમલ વિષે એક મોટો અને સત્તાધારી ગ્રંથ મેળવવાને ભાગ્યશાળી થઇશું.

આ લખાર નવાઇ જેવું છે કે એ બાદશાહનો ઇતિહાસ તેની અગત્યનાને છાજતા ઓહોળા પાયા ઉપર આજ સુધી કોઇપણ તવારિખનવેશે પછી તે હિંદીવાન હોય કે કોઇ બીજા દેશનો હોય તેણે લખ્યો નથી. ૮૦ વરસ ઉપર વીલીયમ અર્સ્કીન (૧૭૭૩-૧૮૫૨) નામના એક અંગ્રેજ વિદ્વાને એ બાદશાહનો ઇતિહાસ બાબર પછીના બીજા નામિચા ચાર બાદશાહો હુમાયુન-અકબર-જહાંગીર અને શાહજહાંન એઓ સઘળાઓના ઇતિહાસ સાથ બહુ ઓહોળા પ્રમાણ ઉપર રચવાનું કામ માથે ઉઠાવ્યું હતું. એ વીલીઅમ અર્સ્કીન નામિચા અંગ્રેજ રાજદ્વારી ફીલસુફ અને તવારિખનવેશ સર જેમ્સ મેકીન્ટોશનો (૧૭૬૫-૧૮૩૨) જમાઇ થતો હતો અને જ્યારે મેકીન્ટોસ મુંબઇની ન્યાયની વડી અદાલત જે તેના વખતમાં રીકોર્ડર્સ કોર્ટ તરીકે ઓળખાતી હતી અને જે પાછળથી ૧૮૨૪ માં સુપ્રીમ કોર્ટ અને ૧૮૬૨ માં હાઇકોર્ટ બની હતી, તેનો વડો ન્યાયાધીશ હતો ત્યારે તેણે પોતાની એ કોર્ટમાં અર્સ્કીનને એક ઓહ્દેદાર નેમ્યો હતો. પણ પાછળથી એ ઓહ્દાના બાબમાં એની ગફલતીને લીધે કેટલીક ગેરરીતીઓ ઉભી થવાથી તેઓને માટે એને જોખમદાર ઠેરવી એને બરતરફ કરવામાં આવ્યો હતો. પોતાના એકાંતવાસમાં અર્સકીને હીંદુસ્તાનના મહાન મોગલ બાદશાહોનો ઇતિહાસ પોતાના સસરા મેકીન્ટોસની સુચનાથી રચવાનું ચાલુ કર્યું હતું. અર્સ્કીને પોતાના એ મહાભારત કામ માટે ઓહોળી તૈયારીઓ કીધી હતી, અને એ ઇતીહાસને લગતાં જે જે સાધનો આ દેશમાં મળી શકતાં હતાં તે ઘણી મેહેનતથી એકઠાં કર્યાં હતાં. એ સાધનોમાં મુખ્ય ભાગ મોગલોની તેઓના વખતમાં લખાયલી ફારસી તવારિખો હતી. અર્સ્કીને પોતાના કામ પાછળ પા સદી કરતાં પણ વધુ વખત રોકયો હતો. પણ તેણે પોતાનો ઇતિહાસ બહુ ઓહોળા માપ ઉપર રચવામાં એટલી તો મેહેનત લીધી હતી કે વીસ વરસે માત્ર બે મોટાં દફતરો લખી પ્રગટ કરવા માટે તૈયાર કર્યાં હતાં. પણ તેમાં ફક્ત બાબર અને હુમાયુનો હેવાલ સમાપલો હતો. ત્યાર પછી થોડા વરસમાં તો અર્સ્કીન ગુજર પામ્યો અને એનો ઇતિહાસનો ગ્રંથ અધુરો રહી ગયો. બાબર અને હુમાયુન વિષેના એનાં દફતરો એના મરણ પછી બે વરસે બહાર પડયાં અને તે એટલાં તો સંપૂર્ણ બન્યાં છે કે આજે સદી ઉપર વરસની મુદ્દત ગુજરી છે તો પણ તેઓ હજુ સના સમાન લેખાય છે. અર્સ્કીનનું મોગલ તવારિખનું બંડોલ એટલું તો ઓહોળું હતું કે તેનો આ ગ્રંથ હુમાયુનના મરણ ૫૭ આગળ લખાવા પામ્યો નહિ એ ખરેખર હિંદની તવારિખનાં સાહિત્યમાં એક મોટી આફત સમાન હતું. કાંઇ નહિ તો જો અકબર બાદશાહના ઇતિહાસને હાથ ધરી પુરો કર્યો હોત તો એ નામિચા બાદશાહના યાદગાર અમલ વિષે

આપણે ખરેખર એક મહાભારત ગ્રંથ ધરાવતે. જ્યારે અકબરના રાજને તે ઇનસાફ આપતા જીવતા ન પામ્યો ત્યારે ઔરંગઝીબનું રાજ તો બીલકુલ બાજુએજ રહી ગયું. તો પણ એ છેલ્લા મહાન મેગલની તવારિખનાં સાધનો મેળવવા પાછળ એણે ધ્યાન રોક્યું હતું, અને મેગલ તવારિખના સાધનોનાં એણે કરેલા ઓહોળા સંગ્રહમાં ઔરંગઝીબ પણ જગ્યા રોકે છે. ઐતિહાસિક સાધનોનો એને કરેલો મોટો સંગ્રહ એના મરણ પછી બ્રિટિશ મ્યુઝીઅમને સપુરદ કરવામાં આવ્યો હતો, જ્યાં તે હાલ મોજુદ છે. અર્સ્કીન પછી બીજા કોઇ અંગ્રેજ તવારિખ નવેશે એણે આરંભેલું કામ પુરૂં કરવાનું બીડું ઝડપ્યું નથી.

અકબરના ઇતિહાસ ઉપર કાઉંટ ડી નર (૧૮૩૦-૧૮૮૧) નામના એક જર્મન શાહજાદાએ એક મોટું પુસ્તક ઘણા વરસની જેહમત પછી લખ્યું હતું જે તેના મરણ પછી બહાર પાડવામાં આવ્યું હતું. બે દફતરોમાં રચાયલું આ પુસ્તક જો કે કેટલીક રીતે ઘણું ધ્યાન ખેંચવા જોગ છે, અને અકબર બાદશાહ વિષે એનો ખ્યાલ બહુજ ઉંચો અને ઉત્સાહ ભરેલો છે તો પણ અકબરનો ઇતિહાસ વીલીયમ અર્સ્કીને જો રચ્યો હોત તો બહુ કિમતી થઇ પડતે તે એમાં શક નથી. અકબરની આટલું પણ પુસ્તક મોજુદ છે પણ ઔરંગઝીબનો ઇતિહાસ અંગ્રેજી, યા કોઇપણ પશ્ચિમની ભાષામાં લખાયલો નથી. મર્હુમ સર વીલીયમ હંટર (૧૮૪૦-૧૯૦૦) ની આગલા હિંદી રાજકર્તાઓના ચરિત્રોની જાણીતી હારમાળામાં મી૰ સ્ટેનલી લેન-પુલ (જન્મ ૧૮૫૪) ની કલમથી લખાયલું ઔરંગઝીબ વિષેનું બહુ નાનું પુસ્તક ફકત હસ્તી ધરાવે છે. પણ જ્યારે મી૰ સરકાર પોતાનો ઔરંગઝીબનો ઇતિહાસ સંપૂર્ણ કરશે ત્યારે આપણે સબળા એ બાદશાહ વિષે એક એવો મહાભારત ગ્રંથ ધરાવવાને શક્તિવાન થઇશું કે જેવો હાલ અંગ્રેજી તો શું પણ બીજી કોઇપણ ભાષામાં હસ્તી ધરાવતો નથી અને આપણે હિંદીવાનોને વધુ ખુશાલી તો આથી ઉપજે છે કે એ ગ્રંથ એક હિંદીવાન લખે છે.

મી. સરકારનો આ ગ્રંથ ઘણું કરીને પાંચ દફતરોમાં પુરો થશે પણ જો એક છઠું દફતર પણ ઉમેરાય તો આપણે અજબ થઇશું નહિ, કારણ કે એ ઇતિહાસ એટલા મોટા પાયા ઉપર રચવાનું એમણે માથે ઉઠાવ્યું છે કે પેહલાં ધારેલા પાંચ દફતરો એને માટે પુરતા થઈ પડે નહિ તો નવાઈ નહીં. મી૰ સરકારની પોતાના ગ્રંથ બાબેની યોજના કેટલી ઓહોળી છે તે આ ઉપરથી માલમ પડશે કે એક આખું પહેલું દફતર માત્ર એક દીબાચા તરીકેનુંજ ગણાય. એ દફતરમાં ઔરંગઝીબના રાજની આગમજનો હેવાલ આપવામાં આવ્યો છે અને તે એના બાપ શાહજહાંનના રાજ અમલની આપણને માહીતી આપે છે. ઔરંગઝીબનો જન્મ ઇ. સ. ૧૬૧૯ માં થયો હતો. અને જ્યારે એનો બાપ શાહજહાન (૧૫૯૩-૧૬૬૬) રાજગાદી ઉપર ૧૬૨૭ માં આવ્યો, ત્યારે એ આઠ વરસનો છોકરો માત્ર હતો. ત્યાર પછીના ૨૦ વરસ એણે પોતાના બાપના રાજ અમલ તળે ગુજાર્યાં અને તે દરમ્યાન અફઘાનીસ્તાન, ગુજરાત, પંજાબ, દખ્ખન વગેરે પ્રાંતોમાં સુબા તરીકેના શાહજાદા ઔરંગઝીબે હોદા ભોગવ્યાથી એના બાપના અમલનો પણ હેવાલ વાજબી રીતે મી૰ સરકારે લંબાણથી આપ્યો છે. બીજા દફતરમાં પણ ઔરંગઝીબનો રાજ અમલ શરૂ થતો નથી, કારણ કે એ આખા દફતરને ગાદી ઉપર આવવા માટે ઔરંગઝીબને પોતાના ભાઇઓ અને બાપ સાથે જે ખુનખાર લડાઇઓ કરવી પડી હતી તેનો વિગતવાર હેવાલ આપવામાં રોક્યું છે. ઔરંગઝીબના રાજ્યાભિષેકના હેવાલ

સાથ એ બીજું દફતર પુરૂં થાય છે.

ઔરંગઝીબનો રાજ અમલ જે ૧૬૫૮ થી લગભગ ૫૦ વરસ સુધી લંબાયો હતો અને જે ૧૭૦૭ માં એના મરણ સાથ ખતમ થયો હતો. તેના કુદરતી રીતે બે મોટા ભાગ બને છે. ઇ સ ૧૬૮૧ માં એ બાદશાહ દીલ્હી છોડી દખ્ખન જઇ વસ્યો હતો, કારણ કે એનો મોટો લોભ દખ્ખનના બાહ્મણી વંશોનાં મુસલમાન રાજ્યો તાબે કરી પોતાની સલ્તનતમાં જોડી નાંખવાનો હતો, અને તે કામ એના સરદારોને માટે ઘણું વિકટ નીવડયાને લીધે તેને જાતે દખ્ખન જઇ પોતાનાં લશ્કરો દોરવવાનો ઠરાવ કર્યો હતો પોતાનું પાયતખ્ત દીલ્હી જ્યારે એણે છોડયું ત્યારે એણે થોડા વખતમાં દખ્ખનના સ્વતંત્ર રાજ્યોનો નાશ કરી પોતાની મનસબ પાર પાડી જલદીથી પાછો ફરવાની પુર આશા રાખતો હતો, પણ તેની સરજતમાં દીલ્હી પાછું જવાનું નહિ હતું. બે પાંચ વરસો નહિ પણ ૨૬ વરસો સુધી તેને દખ્ખનમાં રહેવું પડયું હતું અને આખરે ત્યાંજ અહમદનગરમાં ૧૭૦૭ માં તે મરણ પામ્યો. એથી ૧૬૮૧ નુ સાલ એના રાજમાં ઘણી અગતની જગા રોકે છે. અને એજ વરસમાં એ રાજ અમલના બે ભાગ સહેલાઇથી થઇ શકે છે. ૧૬૫૮ થી ૧૬૮૧ સુધીનો ઇતિહાસ મુખ્ય કરીને ઔરંગઝીબની ઉત્તર હિંદુસ્તાન બાબેની રાજનીતિ સાથ સંબંધ ધરાવે છે. જ્યારે ૧૬૮૧ થી ૧૭૦૭ સુધીનો ઇતિહાસ દખ્ખનને મુખ્ય કરીને લાગે વળગે છે. ત્રીજાં દફતરમાં મી. સરકારે ઔરંગઝીબના રાજનો પેહલો ભાગ હાથ ધરી તેને ઇન્સાફ આપ્યો છે. હાલ સુધીમાં ત્રણ દફતરો એમણે પ્રગટ કર્યાં છે. ૧૬૮૧ પછીનો ઇતિહાસ હવે પછીના દફતરોમાં આપવામાં આવશે ચોથાં દફતરમાં મરાઠાઓ સાથની અને દખ્ખનના બીજાપુર અને ગોવલકંડાનાં બાહ્મણી રાજ્યો સાથની ઔરંગઝીબની લાંબી લડાઇનો હેવાલ આપવાનો મી. સરકારનો ઠરાવ છે. પાંચમાં દફતરમાં ઔરંગઝીબના રાજના છેડાનો હેવાલ આપી તેના અમલ તળે પ્રજાની આર્થીક, ધાર્મિક, સંસારિક ઇત્યાદી બાબતોમાં કેવી હતી તે જુદા જુદા સાધનો ઉપરથી ઉપજાવી કાઢી વાંચનાર સન્મુખ રજુ કરવાની ગ્રંથ કર્તાની ઉમેદ છે જે જો બરાબર રીતે પાર પડશે તો ખરેખર આપણને ઘણુંજ નવું અને બહુ અગત્યનું જાણવાનું મળશે.

એ હિંદી પ્રજાની ઔરંગઝીબના રાજ અમલ તળેની હાલતનો વિષય એટલોતો અગત્યનો છે અને તે બાબેની માહિતી બરાબર મેળવવી એટલી તો કઠણ છે કે મી૦ સરકાર જો ખંતથી એ બાબેની શોધ ખોળ ચલાવી એક વધુ દફતર એ ઉપર પણ રોકશે તો તે કંટાળા ભરેલું તો નહિંજ પણ સામું ઘણુ કિમતી થઇ પડશે. ત્રીજા દફતરમાં મી. સરકાર ઔરંગઝીબની હિંદુઓ સામેની ખેદકારક રાજનીતિ જેથી મોગલ શાહનશાતનો પાયો ઘણો ઢીલો થઇ એનો પાછળથી અંત આવ્યો તેનો હેવાલ જે રીતે વિગતવાર આપ્યો છે, તે ખરેજ બોધકારક છે. અને હું ગુલશનના અધીપતીને બલામણ કરૂં છું કે એ અગત્યની બાબત વિષેનાં મી. સરકારના ગ્રંથનાં પ્રકરણોનો તરજુમો પોતાના માસિકમાં કટકે કટકે આપવો. મી. સરકારની ઇતિહાસ લખવાની ઢબ પશ્ચિમ તરફની સુધરેલી રીત મુજબનીજ છે અને ઇતિહાસનાં સાધનો જેમ બને તેમ વધુ મેળવી તે ઉપર પોતાનો હેવાલ રચવા બાબેની એવણની ઉલટ ખરેખર વખાણવા લાયક છે. એવણનો ફારસી ભાષા ઉપરનો કાબુ ઘણો મજબુત છે અને તે એક હિંદુમાં હોય એ પહેલી નજરે લગાર નવાઇ જેવું લાગશે. પણ આપણી તરફ પશ્ચિમ હિંદુસ્તાનમાં તેમજ બંગાળા તરફ પૂર્વ હિંદમાં કેટલીક હિંદુ નાતો મુખ્ય કરીને ખત્રીઓ મોગલ અમલગીરજ ફારસી બાબની માહીતી માટે જાણીતી હતી અને તે જ્ઞાન તેઓના પોતાક વંશજોએ હાલ

અંગ્રેજી અમલમાં પણ ચાલુ રાખ્યું છે એ ખુશી ના જોગ છે. આપણા વચ્ચે સ્મોલકોઝ કોર્ટના જજ મી. ક્રીસ્ના મોહન ઝવેરી ફારસી ભાષાની તાની પ્રવિણતા માટે જાણીતા છે. અને તેના સાલ પૂર્વ હીંદમાં મી. સરકાર છે. વળી મા વધુ ખુશી થવા જોગ ખીના છે કે મી. ઝવેરી પણ ઔરંગઝીબના ઇતિહાસ બાબે બહુ ફિકરા ધરાવે છે અને એ શેહનશાહે લખેલાં પત્રો યાને રૂક્કાઓનો તરજુમો અંગ્રેજીમાં કરવાનું કામ થોડા વરસ ઉપર માથે ઉઠાવ્યું હતું, જે એમને જો ફુરસદ મળે તો હજુર પણ પાર પડશે એવી ઉમેદ રાખી શકાય.

---

## દીવાની દુનિયાની બલિહારી!

(ગોવિન્દ ગુણ ગાઓરે:ધનાઢીના ગીતની ધૂન.)

દુનિયાં! તું તો દીવાની રેઃ
તારી બલિહારી!
દિલની તો તું દયાળુ—
પણ મનડું મોહવાળુંઃ
પલમાં પલટાતી મતિ ત્હારીરેઃ
તારી બલિહારી!
મધુરી તુજ મુખની વાણી—
પણ ગુણ અણજાણ ગુમાનીઃ
પલમાં કરમાતી કૃતિ તારીરેઃ
તારી બલિહારી!
દિવ્ય પણ દૂષિત દ્રષ્ટિ—
સંહારે સ્નેહલ સૃષ્ટિઃ
ભૂલવે ભરોંસે ભીતિ તારીરેઃ
તારી બલિહારી!
સુન્દર તું ત્યમ થા શાણી—
રસ જીવનની મહારાણીઃ
શાંત કલ્યાણી પ્રગતિહો તારીરેઃ
તારી બલિહારી!
પ્રભુની પ્રભુતાઃ તું દુનિયાં!
સુરની સુરતાઃ તું દુનિયાં!
અમને ન્યારીજ પ્રતીતિ તારીરેઃ
તારી બલિહારી!

લલિત

## તારાનું ગીત

(ગઝલ)

૧

જીવન અવલમ્બઃ મુજ તારા!
અશોક કદમ્બ મુજઃતારા!
જીવન ઉધ્ધારિણી—રસ માલિની—
—મુદ્રાઃ અહો! તારા!
જીવનની છાય મુજઃ તારા!
જીવનની બેલડી તારા!
જીવનના દોર તેમજ તોર—
મુજ તારાઃ અહો તારા!

૨

જીવન જયગીત ગુંજે—
એક તારાઃ ને રીઝે તારા!
શરણ ઝૂકી જીવું ઝૂક—
જેનેઃ એક એ તારા!
રચું દ્રષ્ટિ તણો બસ યોગ—
જેને તારઃ એ તારા!
જગત્તારક બનાવી દઈ,
ઘૂમાવે હો લલિત તારા!

લલિત

# નિયમીતપણું.

( ગુલશન માટે )

લખનારઃ—' Nancy "

તનદુરસ્તી, પ્રમાણિકપણું, ખંત, ઉતમ રહેણી-કરણી, આ સઘળા ગુણો અને ખાસ્યતો એક પુરૂષને ફતેહમંદ બનાવવામાં મદદ કરશે, પરંતુ જો કે તેઓ ખીલવી શકાય એવા છે, તો એ સંપાદન થઇ શકે નહિ. નિયમીતપણું, એમ છતાં, મેળવી શકાય એમ છે અને ફતેહને માટે એના ... અગત્યનો બીજો કોઇ ગુણ નથી.

નિયમિતપણું એક શહેનશાહી સદ્‌ગુણ છે. • વેલ્સ લુઈ ચૌદમો એક એલચીની મુલાકાતે ગયો. જ્યારે તે ગયો ત્યારે તે એલચી દાદરપરથી નીચે આવતો હતો, અને તે, નામદારને હોલમાં આવકાર આપવા છેલ્લે પાંદયે પૂગ્યો હતો. રાજાએ વિચાર્યું કે ખરી રીતે તેનાં પૂગવા સાથે તે એલચી હોલમાં હોવો જોઇએ. અને નહિ કે દાદરનાં છેલ્લાં પાંદયા ઉપર તે પર ટિકા કરતા તે નામદાર બોલ્યા કે " હું ખોટી થવાની અણી ઉપર હતો ! "

મારો એક મિત્ર, જે એક મોટો ચિતારો છે, તેણે ઇગ્લાંડના હાલનાં ... તેવણ પ્રિન્સ ઓફ વેલ્સ હતા, તે ... ત્યાનાં કેટલાંક ચિત્રો બનાવ્યા પોતાનાં સ્ટુડીઓની મુલાકાત લેવા આમંત્રણ કર્યું. પ્રિન્સે એક બેરપનવારે ત્રણ વાગને આવવા નક્કી કર્યું. અઢી વાગે પ્રીન્સે જોયું કે તેવણ મારા ફ્રેન્ડનાં સ્ટુડીઓમાં પોણાવણ અગાઉ આવી શકશે નહિ. તેથી એક એ-ડી-કાંગને મોકલાવ્યો કે જેથી તે ચિતારો રાહ જોયા નહિ કરે. સારાનસીબે ઠેકાણાપે તેવણ ત્યાં હતા.

જો કેટલાંક આદમીઓ, જેઓને હું ઓળખું છું તેઓ મને એમ કહે કે ' ઓગસ્ટની ૧૦ મીએ ૧૯૧૭ માં, હું તમારી સાથે ચાર ને વીસે હોઇશ. ' તો હું કદી તેઓને તે વિષે યાદ આપવાની અગત જોઉં નહિ. હું જાણું છું કે તેઓ જરૂરજ આવશે. આ આદમીઓ સઘળા નિયમિત છે; આ ગુણ ફત્તેહને માટે જીંદગીના સઘળા પ્રયત્નોમાં અવસ્યનો છે. ભરૂસેદાર—પૂરેપૂરો ભરૂસેદાર—આદમી એકસો તે છે જે દરેક ઠેકાણે હાજર હોય છે.

ટ્રેન ઉપડે પછી અડધી મિનિટે ગયા કરતાં સ્ટેશન પર વીસ મીનિટ અગાઉથી આવવા ભલે ઉતાવળ કરજો.

જો તમને આઠ વાગતે કોપે જવું હોય—એવે ઠેકાણે જ્યાં એક ટ્રેન ૭-૫૫ એ આવી પૂગતી હોય, તો જે ટ્રેન પહેલી જતી હોય તે પકડજો.

જે લોકો તમો સાથે મુલાકાતનો વખત નક્કી કર્યા પછી ખોટી થતાં શખે છે તેઓથી સો કોશ દૂર નહાસજો. તેઓ પત્થરનાં કલેજાં ધરાવી પાકી મૂકે છે, અને આપણી જીંદગી અગરા ભરી બનાવે છે.

કેટલાંક લોકો ધારે છે કે તેઓ ઘણા જરૂરી છે, કારણ તેઓ હમેશાં મોડાં આવે છે. તેઓ માત્ર અહંકારી મૂર્ખાં છે, અને બેઅદબ વટીક છે. એક નાટકમાં તેઓ બીજાંઓની મજાહ બગાડે છે; એક ખાણાંની મિજલસમાં તેઓ પોતાનાં યજમાન અને યજમાનાને અગવડ કર્યા છે.

જો તમે એક ખાણાંની મિજલસ ઉભી કરો, અને સોંપેક " મોડે ખાંયરે " નાંને તમારાં મિત્રો

જોઈ મેળવવા ઇન્તિન કરો, તો તમને જણાશે કે ખરેખરાં "મોટે ખોચરે" નાં, જેવો ઘડીયાળમાં ખાણાં માટેનો મુકરર કરેલો વખત થોકાશે કે હાજર હશેજ. 'હાંડા માસ્તરો' હશે તેજ મોડા આવશે અને તમને ખોટી કરશે તમને જણાશે કે આ કાયદો કોઇ પણ દેશમાં અપવાદ રૂપે એક સરખો હોય છે. નિયમિતપણું અને બીજાં લોકોની લાગણી માટેનો ખ્યાલ,—આ ઉમદા ખાસ્સત એક સુધ્ધા શખ્સ અને ભલી સ્ત્રીમાં હોય છે

'હું ટ્રેન ચૂકી ગયો," "મારૂં ઘડીઆળ મોડું છે." 'હું રસ્તો ભૂલ્યો,'—આ સઘળાં અને બીજાં બહાણાં બિલકુલ બેવજુદ છે.

નિયમિતપણાં માટે, તમારાં બાળકોને લશ્કરી તાલીમે સુધારો. તેઓને શિખવો કે એક મીનિટ દશ વાગતાની ઉપર થઇ તે દશનો ટકોરો નથીજ; જો તમો તેઓને આ શિક્ષણ આપશો તો, ગ્રીક અને લેટીનમાં જે સઘળું લખાયલું છે તેમાં તેમને દાટી નાખશો તેનાં કરતાં, ફતેહ મેળવવા માટે તમે તેઓને એક ઉત્તમ શિક્ષણ આપેલું લેખાશે.

અને હવે, તમારાં હૈયાંના હાર અને માનિતી મહેરદાર માટે, હું કહીશ કે તેવણને નિયમિતપણું તેવણના પોતાના ભોગે શીખવો. તમે તેવણને એક એપોઇન્ટમેન્ટ આપ્યું હોય અને જો તેઓ મોડાં આવે, તો તમાશો કરતા ના, ધમકાવતા ના, ચિરડાતા ના, તેણીને તાણાં મારતા ના. આખો વખત દિલપસંદ દેખાજો, જાણે તમે હમેશાં તેવણની સાથે હોવામાં સુખ માનતા હોવ—વહેલે કે મોડે, બીજી વેળા તેમનાં વગર ચાલતા થજો !

---

## રે શા સુંદર મારી પ્રિયાના લટકા મટકા.

નાજનીન ! એ શીખી તું લટકા કયાંથી ?  
એ નખરાં કયાંથી એ મટકા કયાંથી ?  
હું માનુંછ તું ચાલે છ સીધી સાદી,  
છતાં લેછ કદમ તુંજ થનકા કયાંથી ?  
તું સમજેછ કે ઉભી છું સ્થિર લઇને,  
તો કમળ તુંજ ખાયછ એ લચકા કયાંથી ?  
કરતાં મુજ દર્દી સાથ દુઃખ સુખની વાત,  
રમુજના કહાડે છ તું ટચકા કયાંથી ?  
દેખાડવા દીલદારને ગુમાન ને માન,  
લાવેછ અસરકારક ટણકા કયાંથી ?  
શોભે ને હીલે નાચતાં મોરનાં પીછાં,  
શીખીછ તેમ હીલવવા પંખા કયાંથી ?  
આગળ તું જણાતી ભોળી નિર્દોષ,  
તો આવેછ હવે તુને શંકા કયાંથી ?  
અંધકારમાં જોઇ તારા રૂખનો ચલકાટ,  
હું છક્ક થઇ બોલ્યો અહીં લંકા કયાંથી ?

ખુરશેદ.

# ગુલબદન ગુલ.

( ગયા અંકથી ચાલુ. )

## આગલાં પ્રકરણનો ટુંકસાર.

કાશ્મીરની નજદીક આવેલા હિમાલય પર્વતની બદ્રીનાથની ટેકરીપર એક યોગી વસતો હતો તેને મળવા કાશ્મીરના વડા વજીરનો બેટો સીધરાજ અને તેનો ગુરૂ કહુસા નામનો જ્ઞાની બ્રાહ્મણ પર્વતો ઓળંગતા આવ્યા હતા. યોગીનાં મથકથી થોડે દુર એક વાઘને જોતાંજ સીધરાજ તેના તરફ ધસી ગયો પણ તેનો ઘોડો ખાડામાં પડી જતાં ઘોડો ને સ્વાર બન્ને ઉંચે મસ્તક પડયા. આ પછી બંને યોગીને મકાને ગયા. ત્યાં જણાયું કે તે વાઘતો યોગીનો પાળેલો હતો. યોગીના હુકમથી સીધરાજે તે વાઘ જેનું નામ હરી હતું તેને પસવાર્યો અને બંને મિત્ર થયા. યોગી સાથે એક રાત રહી સીધરાજ, કહુસા સાથે આગ્રા જવા નિકળ્યો કેમકે તેના બાપ તરફથી તેને મોગલ વંશના મહાન શાહનશાહ અકબરના દરબારમાં નોકરી કરવા મોકલવામાં આવ્યો હતો. રસ્તામાં તે યોગી માટે કહુસાને પૂછતાં જણાયુ કે કાશ્મીરનો તે માજી રાજા નંદગુપ્ત હતો. આ રાજા સામે તેના વારેસ નાના ભાઇએ બંડ કર્યું હતું પણ તેમાં તે ભાઇ કેદ થયો હતો. રાજ્યમાં ચાલુ બખેડા થતા શાંતિ માટે તે નાના ભાઇને ફાંસીએ ચઢાવવાની જરૂર જણાઇ. રાજા ઘણીજ આનાકાની પછી કબુલ થયો, પણ તેને ભાઇ તરફ એટલો બધો પ્યાર હતો કે ભાઇને મારવા કરતાં તે પોતે ગુમ થઇ ગયો અને મરણ પામવાની ખોટી અફવા ફેલાવી. આ થતાં નાના ભાઇને કેદમાંથી મુકત કરી ગાદી આપવામાં આવી. સીધરાજ આ વિગતથી અજાણ હોવાથી અટનેવટ કરવા લાગ્યો કે રાજા નંદગુપ્તનો તે યોગ્ય તે ઉપકાર માની શકયો નહતો; છતા તેને ધીરજ હતી કે તેમ કરવાનો વખત તેને માટે આવશેજ કારણ કે યોગીએ છુટા પડતી વેળા તેને નસીહત કરી જણાવ્યું હતું કે કોઈપણ મુશ્કેલીમાં યોગ્ય સલાહની જરૂર જણાય તો તેની આગળ જરૂર હાજર થવુ. તેણે આ આમંત્રણ કબુલ્યું હતું. સીધરાજનો વિવાહ તેના કાકા તે અમદાવાદના સુબાની એક પૂરી દીકરી વેરે કરવામાં આવ્યો હતો. હજી લગ્ન થયાં ન હતાં. આગ્રા જવા પહેલાં અમદાવાદ જવાનું તેનું આમંત્રણ થવાથી તે પોતાની પત્નીને મળવા આતુર કદમે આગળ વધ્યો.

## પ્રકરણ ૨.

### ઇંદુમતી.

( ચાલુ )

વિચારના વમળમાં વિંટળાયલી તે જવાનદીલ સરૂપ નાર બેઠી હતી તેવામાં બાજુમાંના ઓરડામાં કોઇનાં ભારી પગલાં દાખલ થવાનો અવાજ તેણીના કાનો પર પડ્યો. બીજી પળે એક નોકરે આવી અગાસી આગળ નાંખેલો ભારે પડદો ખસેડ્યો કે તેની પાછળ એક મધ્યમ કદનો, લગભગ જાડા શરીરનો એક શખ્સ આવ્યો. તેણે શરીરને તંગ આવે, તેવાં કપડાં પહેર્યાં હતાં ને પગ સુધીના દરેક અવયવ ઢાંકી નાંખ્યાં હતા. એક ઘણીજ કિમતી મુઠવાળી નાની તરવાર તેની કમરમાંના પટામાં લટકતી હતી. તેના મોટા દરેજાની તેજ એટલી કિમતી નીશાન હતી.

'માનવંત બાઇજી સાહેબ' તેણીને સ્વપ્નવસ્થ હાલતમાં પડેલી જોતાં તે નોકરે અદબ અદાથી આગળ જઇ હાથ જોડી જણાવ્યું. 'નામવર સુબા, સાહેબના સદાગ, આપના મુરબ્બીજી શ્રી પીતાજી, આપને મળવા આવ્યા છે.'

'ભલે પધાર્યાં' બચપણથી પીતાને માન આપવાની કેળવણી મળેલી હોવાથી તેણી ઉભી થતાં

બોલી અને પોતાના પીતાને થોડે દૂર ઉભેલા જોતાં હેતથી તેમના ભણી દોડી.

'ઇંદુમતી !' તે બાપે પોતાની તિક્ષણ કાળી આંખો તેણીના ચહેરા તરફ ફેરવી કાંઇક ખુશ થતાં જણાવ્યું. 'તને યાદ હશે કે થોડા વખતની વાત પર મેં તને જણાવ્યું હતું કે તારા પિત્રાઇ તથા અદરાયલો ખાવિંદ સીધરાજ કાસ્મીરથી પોતાના ગુરૂ અને મિત્ર કલુસા સાથે હયાં આવનાર છે. તેઓ હવડાંજ આવી પુગ્યા છે અને બાજુમાંના ભાગમાં થોભ્યા છે. ચાલ, બેટા, આપણે જઇ તેમને આવકાર આપો.

આ અતિ ઘણી ખુશ ખબર સાંભળતાં શાંત્ત મને અને શાંત્ત ચહેરે દરેક બાબત સાંભળવાની ઇંદુમતીએ પોતાને ટેવ પાડી હતી તે તેણી આ વેળા સાફ સાફ ભૂલી ગઇ.

તેણી તો પોતાના બાપને છોડી તે વ્હાલો કે જેની યાદમાં ગોયા તેણી ઝુર્યો કરતી હતી તેની આમદ સાંભળતાં તેના પાસામાં જઇ દબાવા તેણી હરણીની પેઠે કુદી પણ તુરત તેણીનો હાથ પકડી તે બાપે તેણીને રોકી.

'જરા થોભ, દીકરા !' તેણે તેણીને રોકતાં હસીને કહ્યું. તેણીની અધિરાઇ જોતાં તેને કાંઇક ગમ્મત લાગી. 'તું હયાંથી જાય તે પહેલાં મારૂં કહેવું પહેલાં સાંભળી લે. હું મુસલમાન રીત રિવાજોથી સારી રીતે વાકેફગાર છું એટલે તેમની માન્યતા મુજબ પરણ્યા વગરનાં જવાન છોકરાઓને જવાન છોકરીઓ સાથે ભેળાવા દેવામાં સરફ એબકુફાઇ છે. મુસલીમ ઉપાધ્યાઓ તે જરાએ પસંદ કરતા નથી. આપણે હિંદુઓમાં આગળ આ માન્યતા ન હતી પણ મુસલીમ રહેણી કરણીએ આપણા પર પણ અસર કરી છે અને આપણે આપણી રાજ્ય કરતી કોમનું આ બાબતમાં અનુકરણ કરવા લાગ્યા છીએ. તું જાણે છે કે હું તો સદંતર જુના આચાર વિચારનો છું...મને એ મુસલીમ રિવાજે પસંદ નથી. દરેક રીતનું કામ હદમાં રહીને કરવામાં આવે તે જોવા મને ઘણું ગમે છે તે કારણે જ હું આપણા આ પુરાતન દેશના પુરાતન રીત રિવાજે મુજબ તારા ભવિષ્યના ખાવીંદ સાથે મળવા–ભેટવાની હું તને દરેક છૂટ આપું છું; પણ તે એકજ શરતે કે તારે તે વાતની ફક્ત કોઇ એક અંગત સિવાય બીજાને ખબર કરવી નહિ નકર તેમ થતાં આ મુલક કે જે પર મહાન અકબરને નામે મારે રાજ્ય ચલાવવું પડે છે, ત્યાંના લોક પરની મારી સત્તા કમી થઇ તારૂં ભલું નામ વગોવાય કે જે જેવા ને જાણવા કરતાં મોત હું અધિક પસંદ કરૂં છું. મારૂં આ કહેવું તું તારી છાતીમાં કોતરી રાખજે. તું શ્યાણી ને સમજુ હોવાથી મારે તને આ બાબે વધુ ચેતવણી આપવાની કશી જરૂરત નથી. ચાલ !' અને પોતે આગળ ચાલી તેઓ એક મોટા હોલમાં થઇને નદીની બીજી બાજુના ઓરડામાં ગયાં કે જ્યાં તે બે પહેરોણાઓ આતુરતાથી તેમની રાહ જોતા થોભેલા હતા.

'ભલે પધારો, મારા વ્હાલાઓ' સાલુનાએ અદબ આદાથી આવકાર આપતાં જણાવ્યું 'બેટા સીધરાજ, મુજ કમતરીનની માંગણી અનુસાર આગ્રા જઇ બીજાઓની પેઠે સૌથી પહેલાં તારૂં મથક કરવા કરતાં પહેલાં મારી આગળ સીધા ચાલી આવવાની મહેરબાની માટે હું ખરેજ ઘણો ખુશી થયો છું' તેના બોલવા ચાલવામાં મીઠાસ અને મમતા હતી પણ તેના દેખાવમાં તેવોજ તે જોશ ભર્યો હોય તેમ કશું જણાતું નહતું.

સીધરાજને પોતાના કાકાના આવકારની જરાએ તુંબા ન હતી. તેતો ફક્ત મર્યાદાને લીધે થોડો વખત ચુપ ઉભો હતો પણ કાકાનું બોલવું પુરૂં થતાં તેની સાથે આવી ઉભેલું તે સુંદરતાનું નાજુકાતનું પૂતળું જોતાં જાણે ફાટી ગયો હતો, તે સીધો તેણી આગળ દોડયો ગયો. ના તેણે પોતાના કાકાનો ઉપકાર માન્યો કે ના તેણે તેની

હાજરીમાં તેમ કરવાની કલુસાને તક આપી. તે તો સીધો ઈંદુમતી આગળ જઈ તેણી સમક્ષ ગુંઠણ મડીએ પડયો અને તેણીએ આવકાર આપવા લંબાવેલો હાથ પોતાની આંખોમાં દાબી તે પર પ્રેમનું સૌથી પહેલું ચુંબન કર્યું.

'ભલે પધાર્યાં!' તેણીએ તેને ઉઠવાની ઇશારત કરતાં કહ્યું. તે રૂપેરી ઘંટના જેવો મીઠો ને મધુર અવાજ સાંભળતાં તેના તંતુઓમાં ઝણઝણાટ થઈ રહ્યો. 'ભલે પધારો, વ્હાલા, આજ કંઇ મુદતથી આ દાસી તમારી રાહ જોતી ફોકટમાં પેલા પર્વત તરફ જોઇ આંખો ખેંચતી હતી. જાણે તમો પધારવાનાજ ન હો તેમ મને લાગી આવતું હતું.'

'જાને મન, તું શું એમ ધારતી હતી કે ફરજ્યાત કારણ સિવાય અહમદાબાદ દોડી આવતાં હું કદીબી એક પળની ઢીલ કરવાનો ખ્યાલ કરતે—' તેણે કાંઇક ગુસ્સાથી પોતાનો બચાવ કર્યો. 'નહિ મારા પ્યાર, તું ભૂલે છે. તારી આગળ બનની ઝડપે આવતા પર્વતો અને નદીઓ કુદી જવાતી હોત તો હું મોટી ખુશીથી તેમ કરત. આહ! મારા ઘોડાને જો પાંખો હોત ને તે વિશ્નુના ગરૂડની પેઠે ઉડતો હોત તો હું તેને ઘડી ભર પણ તારી આગલ આવતાં સુધીમાં આરામ આપત નહિ.'

'હું ખુશીથી તમારૂં કહેવું માન્ય કરૂં છું' ઈંદુમતી એક ધચુંબક દીલપસંદ ને દીલ બહેલાવનારૂં હાસ્ય પોતાનાં મોંપર પ્રગટ કરતી બોલી કે જે દેખાવ જોતાં શીવરાજ વિચારમાં પડયો કે તેણી ખાલી પૂતળું હતી કે સ્વર્ગની કોઇ અપ્સરા તેની આગળ આવી ઉભી હતી 'ખરેજ એ દીલ માટે તથી તમોને ઠપકો ઘટતો કે નથી આપણા પરમ વિશ્વાસુ મિત્ર કલુસાને તે ઘટતો ગમે તેમ પણ આપણે મળ્યા છીએ એજ ખુશાલીની વાત છે. પિતાજીના જણાવ્યા મુજબ તમો અહે ચોરોજ વખત રહેનાર હોવાથી તમારી આમદ એટલી વધુ ખુશાલી ભરી છે.'

'ખચ્ચીત!' સાલુના જે હાલમાં કલુસા સાથે વાત કરતો તેણે હવે તે વ્હાલાંઓની વાતમાં માથું મારતાં જણાવ્યું 'આપણાં મિત્રો આવતી કાલે તો હયાંથી જનાર છે કેમકે આગ્રા ખાતે તેમની રાહ જોવાય છે. તે છતાં વ્હાલા બેટા, મારે તારી પ્રિયા સાથની તારી વાતમાં કાંઇક ખલલ નાંખવી પડશે કેમકે હું તને કાંઇક હવડાંજ કહેવા માંગું છું. મારો વખત અતિ કિમતી છે અને બપોરનાં ખાનાં આગમજ મારે ઘણાં કામો આટોપી લેવાનાં છે. મહેરબાની કરી તું મારી સાથે આવશે?'

આ માંગણી ના પાડી શકાય તેમ ન હતી એટલે કમને ઈંદુમતી તરફ ફરી ફરીને જોતો તે પોતાનાં ગંભીર અને રોબભર્યા કાકાની પૂંઠે મહેલને લગતાં બાગમાં ગયો. ત્યાં ઝાડોની બીચ ઘટામાં ખાસ બનાવેલી બેઠકપર સાલુના બેઠા અને તેણે ઇશારત કરી પોતાના ભત્રીજાને પોતાની પાસે બેસાડયો.

'આહ! ત્યારે તું પણ મહાન અકબરની સેવા બજાવી તારૂં નસીબ અજમાવવા જાય છે' સાલુનાએ બેસતાં સમેત જણાવ્યું 'ખરૂં પુછાવે તો તું ખરેજ બાગ્યશાળી છે કે તારા પિતાએ તને આવી અસાધારણ તક ગોઠવી આપી છે. તારે ભૂલવાની જરૂરજ નથી તારો ખરો તાજી જરૂરતે વખતે પોતાની અસાધારણ લાગવગનો ઉપયોગ કરવા કદી કચાશ કરશે નહિ!'

'તે માટે હું તમારો આભારી થયો છુંજી, મુરબ્બીજી' શીવરાજે નરમાસથી આભાર માન્યો 'મારે જુવવાની જરૂરજ નથી કે કીર્તિનાં પહેલાં પગથાંપર ચઢવાનો મારો માર્ગ સહેલ કરનાર મારા મુરબ્બીજી પિતાથી કરતાં આપ મુરબ્બીજી વધુ છો. આપણી સુંદર માતૃભૂમિમાં જે કાંઇ બનતી થશે તે કરતાં કાંઇક અધિક ઉજળી કારકિર્દિનાં કર્યો બજાવી લાવવાનું આ તકથી મને

બની આવશે તો હું તે બાબતમાં કદી પાછી પાની કરીશ નહિ. આ સાથે મહાન શાહનશાહ માટે આપણાં વતનમાં જે કાંઈ મેં સાંભળ્યું છે તે જાતે નજરોનજર જોઇ ખાત્રી કરવાની મને તક મળી આવનાર છે તે માટે પણ હું લગાર વધુ ખુશ છું.'

'શાબાશ!' સાલુનાએ તેના ઉત્સાહને ખીલવ્યો. 'પણ મારૂં કહેવું લક્ષમાં રાખ. તારા કરતાં આ જગ્યાનો હું જૂનો કાગડો છું અને મને ઘણો મોટો અનુભવ છે. બાદશાહ સલ્તનતના રાજ્યના ભપકાસપકાને લગતી કલ્પિત વાતો જે કાંઇ સાંભળી હશે તેનો પ્રત્યક્ષ પુરાવો તને મળી શકશે પરંતુ બાદશાહ પર ખાસ કરીને આંધળો વિશ્વાસ મુકવાની જરૂરજ નથી. અસાધારણ મોટા ખ્યાલો આ બાબતમાં રાખવાની કશી જરૂરજ નથી.'

'કારણ?' સીધરાજે કાંઇક અજબ થતાં પૂછ્યું. 'શું મહાન અકબર પોતાના નામને જેબ આપી શકતો નથી? શું તે મારા પિતાજીના તથા મારા ગુરૂ કલુસાના હમેશાના જણાવવા મુજબનો મહાન અને બળવાન શાહનશાહ નથી?'

'તારી ભૂલ છે, બેટા! મેં એમ કહ્યુંજ નથી!' સાલુનાએ મીઠાસથી જણાવ્યું. 'મારૂં કહેવું એટલુંજ છે કે મહાન પુરૂષોમાં પણ હમેશાં ચોક્કસ ખામીઓ હોય છે જે વારંવાર બીજાઓ માટે બહુજ ભયાનક થઇ પડે છે. સાંભળ,' અને ત્યાં સાલુનાએ ચોપાસ જોઈ પોતાની ખાતરી કીધી કે ત્યાં કોઇ હાજર ન હતું ત્યારે ઘણા ધીમા અવાજે જણાવ્યું. 'જ્યારે એક માણુસ પોતાની હિમત અને ડહાપણથી અકબર જેવી મહાન સત્તા મેળવે છે ત્યારે નહિ તૃપ્ત થતી તેની જીજ્ઞાસા વધુ અને વધુ મેળવવા તેને ઉશ્કેર્યા કરે છે. શાહનશાહે પોતાના રાજ્યમાં બીજાં સંખ્યાબંધ રાજ્યોને જોડી દીધાં છે તેહવે વધુ લોભી થયો છે અને તેનો ડોળો તારી માતૃભૂમિ તથા મારા દેશ પર ખોળાયો છે. તે દેશ વધુ વાર સ્વતંત્ર રાખવાની તેની ઇચ્છા નથી. તું તો સારી પેઠે જાણતો હશે કે આપણા હાલના રાજા અને તેના બને બેટાઓ વચ્ચે વારંવાર ઝઘડા ઉઠયા કરી ખુનામરકી બરપા કરનારી લડાઇઓ થાય છે જેવી લડાઇઓ આ રાજાએ પોતાના નેક ભાઇના અમલમાં ચાલુ બરપા કીધી હતી.'

'મને આ બાબે થોડીક ખબર છે' સીધરાજે જણાવ્યું. 'આટલો બધો મામલો ગંભીર છે એમ મને ખબર નહોતી.'

'જ્યારે પણ તને તે ખબર મેળવવાની તક મળે ત્યારે તું ખબર કાઢશે તો તારી ખાતરી થશે' સાલુનાએ જણાવ્યું. 'હું તને તે બાબે થોડીક ખબર આપી શકીશ પણ તે વિષે કલુસાને તું કશુંએ કહીશ નહિ; કેમકે મારા ધારવા મુજબ તેમાં કોઇ પણ જાતનો ફાયદો નથી. આપણા રાજા સાહેબ અને તેમના બેટાઓ વચ્ચેનો ઝઘડો ખાસ ઉશ્કેરીને કરાવવામાં આવે છે. આ ઉશ્કેરણી કરનાર કોણ છે તે તું સહજ સમજી શકશે. જો ખુલ્લી મારામારી બાપ દીકરાઓ વચ્ચે થાય ને દેશના જુદા જુદા ભાગલા પડી જાય તો પછી શાહનશાહને મારામારીનું બહાનું લાવી દેશપર પોતાનાં જબરાં લશ્કર સાથે હુમલો કરવાનું બની આવે. એક પક્ષને હાથમાં લેતાં ખીણોમાંથી સરળ માર્ગ મેળવી કાશ્મીર સહેલ કબજે કરવાની ગણત્રી રાખવામાં આવેલી છે. અલબત અકબરે જે મહાન ફત્તેહ મેળવી છે તેનો હું મોટો વખાણનાર છુ. એક માણસ ક્યાં સુધી જઈ શકે છે તે તેણે અચુક બતાવ્યું છે. તેના લોભી સ્વભાવે તેની પ્રજાને મહાન બનાવી છે તો તેજ લોભ આપણા ગરીબ ભાઇઓને તેમની સ્વતંત્રતા ખુંચવી પરતંત્રતાની ઝુંસરીમાં નાંખે તે કેમ ખમી શકાય?'

'શું એ ખરી વાત છે?' સીધરાજે પોતાનાં ભવાંનો ચિલ્લો ચઢાવી કાંઇક ઉશ્કેરાટમાં

પૂછ્યું. ' જો તેમજ છે તો જે માણસ આપણો નાશ કરવા તાંપી રહયો છે તેની નોકરી તમો શામાટે કરો છો ? '

' તેમ નહિ કરવાનું કારણ ? ' સાલુનાએ કાંઈક ચોંકીને સવાલ પર સવાલ કર્યો. ' શાહનશાહને કશી પણ ઇજા કર્યા વિના ઉલટ તેનાં ઘણાં અગત્યના કામમાં ખાસ સેવા બજાવી કોઇ જો તેની હીલચાલો ને યુકિતઓ પર ધ્યાન આપવાનો વિચાર કરી તે પર અમલ કરે તો તેમાં હું કશું ખોટું જોઇ શકતો નથી. ઘણીજ ખુશીની વાત છે કે મારી ભલામણ અને મારા આશ્રયથી તું આવ્યો છે. હવે તું આપણા શાહનશાહ સાથે મારા કરતાં પણ કાંઇક વધુ સમાગમમાં આવી શકશે. મારા કરતાં તારા પર ઓછો શક રાખવાનું દરેકને કારણ મળશે એટલે તું તેવી રીતે રહી તારા દેશની મોટી સેવા બજાવી શકશે.'

' પણ તે તો ખોટું કહેવાય ! ' સીધરાજે ગુંચવાઇને જણાવ્યું.

' પોર્યા, પોર્યા ' સાલુનાએ શાંત ચહેરે પણ કાંઇક વિશેષ જુસ્સાથી ને પૂર ગંભીરાઇથી કહ્યું. ' એટલી બધી ધરફડી ના કર ! તારા કરતાં ઉમર અને અનુભવની વધુ દીવાળીઓ મેં જોઇ છે. તું તો હજુ આ બંનેમાં બાળક છે તો પછી તારા કરતાં વડીલને શીખામણ આપવાની શેખી શા માટે કરે છે ? '

'બેઅદબી થઇ હોય તો માફ કરો, કાકાજી' સીધરાજે જણાવ્યું. ' રાજદરબારી કામોના ગુંચુ રસ્તાથી હું એટલો બધો અજાન છું કે મને તે કશાએ સમજ પડતા નથી. મારા ગુરૂ કલુસાએ મારાં ભેજાંમાં ફક્ત એકજ ખ્યાલ સખત રીતે બેસાડયો છે તે એજ કે મારે સચ્ચાઇનો માર્ગ અખત્યાર કરી તેજ માર્ગ પર ચાલવું અને કદીબી ગમે તે થઇ જાય તે છતાં મારે આડાંઅવળો માર્ગ પકડવું કરવો નહિ અને—'

' કલુસા, મારા વહાલા બેટા ' સાલુનાએ વચ્ચે પડતાં તેને જણાવ્યું. ' બહુ ભલો માણસ છે કે જેને માટે હું ખરાં જીગરથી મગરૂર છું; પણ એમનામાં શાસ્ત્રનું જ્ઞાન ફક્ત વધુ છે. દુન્યવી જ્ઞાન એઓ બરાબર સમજતા નથી. એઓ સિધ્ધાંતો સમજી શકે છે પણ તેમને અમલમાં મુકવાના સંસારી માર્ગો જાણી શકતા નથી. જો, બેટા, તુંજ વિચાર કર. તારો વ્હાલો દેશ અને તારા વ્હાલા ભાઇબંધો જેઓ તરફ તું તેમજ હું માનની નજરે જોઇએ છીએ તેઓ બાપડાં આફતમાં છે. જે બાદશાહ તરફ તું ભારે માન અને વખાણીની લાગણીથી જુએ છે તેની તારે એક સિવાય બીજી દરેક બાબતમાં સેવા બજાવવાની જરૂર છે. તારાથી બની શકે તેવી રીતે ફક્ત આ એકજ બાબતમાં શાહનશાહની વિરૂદ્ધમાં કામ કરવાની તારી ફરજ સમજવી જોઇએ છે. આ તક હાલમાંજ તને મળી છે. આ તક અસાધારણ મોટી નથી પણ કાંઇક સાધારણ છે. શું તું આ તક જતી મેલશે ? તારા કહેવાતા ઉંચી કિસમના રાજદ્વારી વિચારો માટે તારે આ સુંદર તકને ધોકડે મારવાની જરૂર નથી. વિચાર કર કે આપણા દેશનો નાશ કરવાનો વિચાર રાખી મહાન અકબર તારી ને મારી સેવાઓ કબુલ મંજુર રાખવામાં શું તે વાજબી છે ? આ તેનું પગલું શું ખોટું નથી ? તેવી હાલતમાં આપણી અચુક વફાદારી પર આંધળી શ્રધ્ધા રાખવાનું તેને કારણજ શું છે ? કદાચ તું એમ ધારશે કે હિમત કરી અકબરના મોઢાં પર જે તે તેને તું જણાવી દે તેમાં ફાયદો કે નહિ ? પણ મને જણાવવા દે કે તેમ થતાંજ તને એડી ઘાલી કોઈ અંધારી કોટડીમાં પુરવામાં આવશે અને ત્યાંથી દખ્ખનનાં કે બંગાળનાં કેદખાનાંમાં પુરવામાં આવશે; નહિ કર નસીબદાર હશે તો પટેલાંજ કેદખાનામાં તને પુરી કરી નાંખવામાં આવશે. આવી જાતની ઉદ્દતાઇ કરી પણ ફાયી

નથી અને ફાવશે નહિ. તે કરતાં તો આવી મળતી ઉમદા તકોનો ખાસ કરીને લાભ લેવામાંજ મોટો ફાયદો છે. તેમ થતાં રાજાને કશીએ ગેર ફાયદો થનાર નથી ઉલટું તેમ થતાં આપણી માતૃભૂમિનું રક્ષણ કરવાનું આપણને બની આવનાર છે.'

પોતાની ખાતરી ન થવા છતાં આવી જુસ્સા ભરી અપીલ સામે તે કશીએ દલીલ રજુ કરી શકતો ન હોવાથી સીધરાજ ચુપ રહયો. પોતાનો કાકો હજી વધુ શું કહેવા માંગે છે તે જાણવા તે બેઠો હતો.

પણ સાલુનાએ પોતાનાં ભાષણ સાથે તે મુલાકાતનો છેડો આણ્યો અને તેઓ જવા ઉઠયા. મહેલમાં જવાના માર્ગમાં તેમને એક આકાર મળ્યો કે જેને જોતાં સીધરાજ અજાયબીમાં ગરકાવ થઈ ટગર ટગર ટીકવા લાગ્યો. તે લાંબટાંગ, લગાર ભુરા રંગનો હતો. તેનું મોઢું ને માથું માથાંપરની ચોટળી સિવાય સાફ સાફ બોડેલું હતું. તેનો જમણો હાથ અને છાતી સદંતર ખુલ્લાં હતાં. શરીરપર પવિત્ર જનોઇ પરોવેલી હતી, અને એક ભગવું લુગડું તેણે આખાં બદન પર લપેટયું હતું. તેના ખાડા પડી ગયલા ગાલો અને અંદર ઉતરી ગયલી આંખો તેના અપવાસો ને પ્રાયશ્ચિતોનો ખુલ્લો ભાસ આપતાં હતાં. ગમે તેવા માણસ કે જાનવરથી સીધરાજ કદીએ ચોંકી જાય તેવો નહતો તે આ વિચિત્ર આકારને એકાએક પોતાની સમક્ષ આવેલો જોતાં ચોંકી ગયો હતો. તેણે જંગલમાં અનેક વાઘો અને અનેક ઝેરી અજગરો માર્યા હતા તે વેળાએ પણ આ શખ્સને જોતાં તેના જીગરમાં છુટેલી ધાસ્તીની ધ્રુજની જેવી ધ્રુજની કદી લાગી ન હતી.

'યોગીરાજ ગોરખ' સાલુનાએ તેને ઓળખાવ્યો. 'એઓ પેલી સામેની ટેકડીપર આવેલાં દુર્ગા માતાના મંદીરના પુજારી છે. એઓ મોટા પરમભક્ત છે, એમની સાથે માનથી વાત કરજે. પોતાના મોટા દરજ્જાને એઓ પુરતા શોભારૂપ છે; અને તું ધારે તે કરતાં કાંઇક અધિક વિગતો એઓ તને જણાવી શકશે.'

ચાલવાને બદલે લગભગ લપસીને તે યોગી તેમની આગળ આવ્યો કે તેઓએ તેને નમસ્કાર કર્યો. તેના જવાબમાં પોતાના હાથો જોડી નાક પર થઇને કપાળપર ટેકવી તે તીણા અવાજે બોલ્યો,

'ઓમ ! ઓમ !! શાંતિ...શાંતિ !!! પરમાત્મા અને તેની વ્હાલી પ્રિયાના પરમભક્તો! ઓમ, શાંતિ...શાંતિ !!'.

'મહાન યોગીરાજ ગોરખ, તમારી આમદ મુબારક થાઓ!' સાલુનાએ નમસ્કારનો વળતો પ્રત્યુતર કરતાં બોલ્યો.' આ મારો ભત્રીજો સીધરાજ કાસ્મીરથી આવ્યો છે. એના વિષે મેં આપણે આગળ પણ જણાવેલુંજ છે.'

'ભલે પધારો–ભલે પધારો! દુર્ગા માતા તારી મહેરબાન થાઓ!' ગોરખે મુબારકબાદી આપી. 'પરમાત્મા એને યશ ને બુદ્ધિ આપી. કજીયા કંકાસથી દુર રાખી અમર્ગ શાંતિનાં ઉત્તમ જોડાણના મહાન માર્ગ તરફ એનાં પગલાં દોરવો કે જેમાંજ વધુ અને વધુ ઉંડાણ જતાં મોક્ષ મળવાનો દરેક સંભવ રહે છે. તેમ છતાં આ દુન્યાવી જ્ઞાનનો અનુભવ જેવી રીતે મારા મિત્ર તને અને મને જુદા જુદા પાઠો શીખવે છે તેવીજ રીતે એને પણ શિક્ષણ આપશે. હજી એ નિરાળ્યો છે અને એને જ્ઞાની બનવાને વખત જોઇશે. મને ગોયા બયારત થાય છે, એવું જીગર હું સહાઇથી વાંચી શકુંછ તે પરથી પણ હું ખાત્રી આપી એ જવાન આપણામાં જોડાશે' અને અહીં સીધરાજ તરફ ફરીને તે બોલ્યો. 'મિત્ર આપણને ફરી મળવાને વધુ વખત થયો નથી.'

'બેઅદબી માફ છે, માનવંત સાહેબ' સીધરાજે કાંઇક બેચેન થતાં જણાવ્યું. 'પણ આપનાં દર્શનનો લ્હાવો આ નાચીજને ક્યાં થયો હતો તે મને કયું યાદ આવતું નથી.'

'તું ક્યાંથી જાણી શકે' જવાબ મળ્યો. 'કેમકે તે વખતે તમો લોકોની ખાકી નજરથી હું અદ્રશ્ય હતો.'

ઘણા યોગીઓની અદ્રશ્ય થઇ જવાની મહાન શક્તિ વિષે સીધરાજે ઘણુંએ સાંભળેલું હોવાથી તે ચુપજ રહયો. તે અચ્છી રીતે જાણતો હતો કે ઈશ્વરી જ્ઞાન જેટલું હિંદમાં આગળ વધેલું હતું તેટલું દુનીઆના કોઇપણ ભાગ પર હતું નહિ. આ કારણે હિંદના મહાન ભક્તો ગોયા ઇશ્વરી શક્તિના મોજેજા કરી દેખાડતા હતા. હિંદની આ અદભૂત શક્તિ જગજાહેર હોવાથી અત્રે તે બાબે લંબાન કરવાની કશી જરૂર નથી. તે ચુપ રહી સાંભળવા લાગો. તેની ભારે અજાયબી વચ્ચે તેણે ગોરખને બોલતાં સાંભળ્યો.

'તે સાંજે જ્યારે તું વાઘની પૂંઠે પડયો હતો : તેમ કરતાં ઘોડા પરથી ઉથલાઇ પડયો હતો તે વેળા મેં તને જોયો હતો—આ બાબે હું તને મળીશ ત્યારે વધુ વાત કરીશ. ભલા, સાલુના હાલ મારી સાથે કાંઇક ખાનગી વાત કરવા માંગે છે તેથી હાલ તુરત તો સલામ. દુર્ગાનો વ્હાલો સાથી તારો નેગેહબાન થાઓ!' અને ધીમા અવાજે ઓમ, ઓમ, ઉચ્ચારતો તે યોગી સાલુના સાથે બાગમાં અંદરના બાગમાં ચાલી ગયો. જતાં જતાં કાકાએ ભત્રીજાને જણાવ્યું કે 'આપણે જલદીથી મળીશું.'

સીધરાજની અજાયબીને હસ્કેરવા માટે જે યોગીના છેલ્લા ટિકા શમભાણુ હતા. તે અજાયબીમાં, પડયો કે તે બયાનક અરણ્ય કે જ્યાં તેનાં માણસો સિવાય તેને ઘોડાપરથી પડતાં કોઇ પણ બીજા શખ્સે જોયો નહતો તો તે યોગી કેવી રીતે જાણવા પામ્યો હશે! પણ હવાં તેને બાગમાં થોડે દુર ભટકતા પોતાના નોકરને જોતાં તે વાતમાં કશો ભેદ નહતો એમાં તે સહેજમાં કળી ગયો.

'વત્સા' તેણે તે નોકરને આગળ તેડી પુછયું. 'તેં કે કલુસાના નોકરે હવણાં કોઇ યોગી જેવા સાથે વાત કરી છે?'

'ના, સરકાર' જવાબ મલ્યો. 'હમે તે તેવો કોઇ જોયો નથી.'

'ખરેખર!' સીધરાજ હવે ખરેજ અજાયબીમાં ગરકાવ થતો બોલ્યો, 'ઠીક છે, તું ત્યારે જા' અને ત્યાંથી ફરી આગળ વધતાં તે બડબડયો 'મારે આ બાબે કલુસા સાથે વાત કરવી પડશે.' પણ તે થોડે દુર બાગમાં ગયો નહિ કે તે યોગી તથા બીજાઓને લગતા તેના ખ્યાલો હવામાં સાફ સાફ પીગળી ગયા; કેમકે તેણે આંબાના એક મોટાં વૃક્ષની નીચે કમળ ફુલનાં નાનકડાં તળાવની પાળપર સુફેદ કપડાંમાં સજ્જ થઇ કમળની સાથે રમત કરતી ઇંદુમતીને જોઇ હતી. ત્યાંની હવા બાજુમાં ઉડતા સુંદર ફુવારા અને તળાવનાં પાણીના પ્રવાહથી ઠંડક ભરી હતી. તેણીની આસપાસ ફુલોનો મોટો જથ્થો પડયો હતો અને તેણીના હાથમાં અર્ધ તૈયાર કરેલો મોટો સુગંધી હાર હતો. પોતાની તરફ કોઇનાં પગલાં આવતાં સાંભળી તે તરફ નજર કરી તો સીધરાજને જોતાંજ તેણીએ પોતાના હાથમાંનો હાર પડતો મુક્યો અને તુરત તેના તરફ દોડી તેને ઘણાં માનથી નમસ્કાર કર્યા પણ સીધરાજે તો તેના જવાબમાં તેણીને પોતાના પાસામાં ખેંચી એક ખરાં જીગરનાં જેશ સાથનું હસ્તાલિંગન કર્યું જે પછી તેણીનો હાથ પકડી તેઓ બંને તેણીની પડેલી જગ્યાએ જઇ બેઠાં અને સીધરાજ ત્યાં તેણીના પગ આગળ લાંબોછટ થઇને પડયો.

'કાકાજી કેવા ઘાતકી છે કે હજી આપણે બે શબ્દોબી બોલ્યાં નહિ તેટલામાં આપણને છુટાં પાડી મુક્યાં' તે કાંઇક ખફા થતો બોલ્યો.

'એમ કાં?' ઇંદુમતી હસી. 'સામો તમારે તો તેમનો ઉપકાર માનવો જોઇએ કે બીજાઓની પેઠે ન વર્તતાં આપણને એકમેક સાથે વાતો કરવાની તક આપી છે. આ તરફ આગાપો પોતાનાં

અદરાયલાં છોકરાંઓને કદીજી એકમેક સાથે ભેળાવા દેતાં નથી.'

'મારાં છીગરથી તે માટે હું તેમનો આભાર માનીશ' તેણે કહ્યું. 'કેમકે તારી સંગતમાં ગુજરેલી પળો મારી જીંદગીમાં મને સૌથી કિંમતી થઇ પડનાર છે. વલ્લાહ! તને જોતાં હું જેટલો ખુશાળ છું તેટલી તું જણાતી નથી. તેનું શું કારણ છે?'

'આહ!' તેણી નિસાસો મુકતી બોલી. 'આવતી કાલે તો આપણે ફરી પાછાં એકત્ર થઇએ ત્યાં સુધી છુટાં પડનાર છીએ તો પછી મારાં મુખપર ગ્લાની ન રહે તો બીજું શું રહે? બનવા જોગ છે કે આપણ બંનેની વાતચીત કરી લેવાને આ છેલ્લીજ તક હોય. હવે ફરીથી આપણે એકત્ર થઇએ ત્યાં સુધી તેમ થનાર હોય તો બેહતર છે કે ખુલ્લાં દીલે અને મને આપણે વાત કરી લઇએ. આવતી કાલે તો તમો આનંદ અને મોજમજાહનાં તે મહાન ધામ તરફ ચાલ્યા જશો કે જ્યાં મારા જેવી સાદી માદીને તમો કયાં ને કયાં ભૂલી જશો!'

'ભૂલી જઇશ!' તેણીનો હાથ પકડી સીધરાજ બોલ્યો. 'ઇન્દુ, મને કહે કે તારા આવા વ્હેમને સહજ પણ લાયક થવા જેવું મેં કર્ત્તવ્ય કર્યું છે? થોડા મહિનાની ગેર હાજરીની શી પરવા? આટલાં વર્ષો ગયાં છે ને? શું જે જાય છે તે પાછો ફરતો નથી? તેમ છે તો પછી જાને મન, આ સોચ શા માટે? આપણે છુટાં પડીશું પણ આ આંખો, આ છીગર અને આ વચન શું તારી પાસે હું છોડી નથી જવાનો?'

'આહ!' ઇંદુમતી હસી. 'તમો તો કવિ થયેલા જણાવ છો. પ્રાણેશ, આ દાસી માટે શું તમે કોઇક કવિતા જોડી નથી?'

'હું ઇચ્છુંછ કે હું તેમ કરી શકયો હોત' નમ્ર જવાબ મળ્યો. 'ખચ્ચીત મેં તે બાબે કાંઇક કોશેશ કરી હતી પણ તે એટલી નબળી હતી કે તારી સેવામાં અર્પણ થવાને સદંતર અયોગ્ય હતી. છતાં કાવ્યનો વિભાગ છોડી મેં હુન્નરનો બીજો ભાગ પકડયો હતો અને તે બાબેની મારી શકિત હું તને હવડાંજ બતાવીશ.' અને એમ કહેતાંજ તેણે પોતાના કમરબંદના પટામાંથી એક હીરાજડીત મોટી લોકેટ કાઢી કે જેમાં ઇન્દુમતીની છબી જાણે અબઘડી હસીને હસાવતી હોય તેવા દેખાવની ચીતારવામાં આવેલી હતી.

'સીધરાજ!' તેણી ખુશાલીમાં આવી પુકારી. 'હું આના જેવી ખુબસુરતી ધરાવતી નથી.'

'નથી ધરાવતી!' તે હસ્યો. 'નહિ, તારી ભૂલ છે, મારાં બુલબુલ. એ કરતાં તું હઝાર ગણી વધુ સરસ છે. હું નહિ ધારતો કે મારી કે કોઈ પણ સુંદર ચિતારાની પીછી તને બરાબર ઇનસાફ આપી શકે.'

અને ખરેજ હતું પણ તેમજ. તે ચિતાર જોકે ઘણોજ ફાંકડો હતો છતાં તેમાં ઇન્દુમતીને પુરતો ઇનસાફ મળેલો નહતો.

'કેમ, કેમ?' તેણીને એકદમ ઉભી થઇ તેના હાથમાંથી નીકળી જતી જોઇ તેણે ગભરાઇને પૂછ્યું. 'કેમ ચાલી કેમ જાયછ?'

'જરા થોભ' તેણી બોલી. 'હું અબઘડી પાછી આવું છું.'

અને હરણીની પેઠે તેણી ઝાડોમાં થઇને મહેલ તરફ દોડી. તેણીને તેણે સંગેમરમરના દાદર પર ચઢતાં જોઇ. તેણી જાણે ઉડતીજ જણાતી હતી પાંચેક મીનિટમાં તો તેણી પોતાના હાથમાં એક મોટો તખ્તો લઈ દોડી આવી. દુરથી તો તે કાંઇ જોઈ શકયો નહિ પણ નજદીક આવતાં તે તખ્તો તે જોઇ શકયો અને જ્યારે તે તેના હાથમાં મુકવામાં આવ્યો ત્યારે તે પોતાની આબેહુબ છબી જોઇને છક થઇ ગયો. ખરેજ ચિતારાની પીછીએ ત્યાં કમાલ કરી હતી.

'ઓ મારા જાન!' તે જુસ્સાના આવેશમાં, તેણી સટકી જાય તે પહેલાં, તેણીનાં ગળામાં

પોતાના હાથો વિંટાળી તેણીને પોતાનાં હૈયાં સરસી દબાવી તેણીનાં પાકાં અનાર જેવા થઇ રહેલા મીઠા મધમધતા હોટો પર એક ચુંબન લીધું.

'જુઓ' તેણી ધીમેથી તેની બાથમાંથી ખસતી બોલી. 'મારા પિતાજી આપણાથી જરૂર ખુશ થશે કેમકે પુરાતન જમાનાના આપણા રાજા રાણીઓની પેઠે આપણે એક બીજાનાં ચિત્રો દોર્યા છે.'

'નહિ, બરાબર તેમ નથી' સીધરાજે એક બીજી કીસ સાથે તેણીની ભૂલ ભાંગી. 'તેઓ તો પોત પોતાનાં ચિત્રો દોરતાં હતાં અને એક બીજા સાથે આપ લે કરતાં હતાં. હું ધારૂં છ તેમ આપણી રીત વધુ બેહતર છે. તેઓની અસલ વારેની રીત ગર્વિષ્ટપણું બતાવે છે અને ખરી રીતે જોતાં તે નકામી છે.'

'કેમ શેઠયા!' ઇન્દુમતીએ હસીને તેનો ગાલ દાબ્યો. 'તમે શું આપણાં પુરાતન પુસ્તકો સામે આ સરકશી કરો છો કે? તો કાં નહિ આવતી કાલે તમો આપણાં ધર્મ શાસ્ત્રો પર પણ ટિકા કરો?'

'કાં નહિ, ભલા?' તે હસ્યો. 'જો તેમાં જ્યાં ત્યાં ભૂલો હોય...તેમાંની વિગતો હાલના જમાનાને તદન રૂચતી ન હોય તો કાં નહિ?'

'હું નહિ ધારતી કે તમો વિરોધી હોવ?'

'શાનો વિરોધી હોય?'

'પવિત્ર વેદ અને પરમ પુરૂષ ફરમાનોના'

'ચાલ, ચાલ દીકરા' સીધરાજ હસ્યો. 'આપણી જાતવાળાઓની પેઠે ગમે ત્યારે મળે ને ગમે ત્યાં મળે તો પહેલો ધર્મ સંબંધી વાદવિવાદ કરી ઝપેટો કરે તેમ આપણને કરવાની જરૂર નથી. જે થોડો વખત આપણા હાથમાં છે તે બહુ કિમતી છે.'

'તમો વાજબી કહો છો' લેડીએ હસીને પ્રત્યુત્તર આપ્યો. 'એનદરતાં કાંઇક વધુ સુંદર હું એક બીજી રમત જાણું છું કે જે હું ધારૂં છ તેમ તમો પણ જાણતા હશો.' અને તળાવની પાળ પર વાંકી વળીને તેણી એક ઘેરા અસમાની રંગનું કમળ તોડયું અને જમીન પર પડેલું એક પહોળું પાંદડું લઇ તેને મછવાનો આકાર આપ્યો અને તેમાં તે કમળ મુકી તે મછવાને પાણીમાં તરતો મુકયો, જે પાણી ફુવારાનાં પાણીથી ચાલુ હાલતાં હતાં.

'આ કમળ તે મારો સીધરાજ છે' તેણી અર્ધ પોતાનાં મનને સંભળાવતી હોય તેમ બોલી 'હું જોઉતા ખરી કે એ મને દ્રઢ વફાદાર રહેશે કે નહિ?'

'એમ ના કર!' સીધરાજ તેણીનો હાથ ખેંચતાં ઠપકો આપતો બોલ્યો. 'આતો બચ્ચાં સહી રમત છે જે તારા જેવીએ રમવી સજાવાર નથી.'

ઇન્દુમતીએ તેના ઠપકાની કશી દરકાર ન કરી તેણીનો ખરાં જીગરની આતુરતાથી હવે દમે તે પાંદડાંને ઉછળતાં પાણીમાં નાચતું કુદતું ધ્યાનથી જોતી હતી.

'વફાદાર—વફાદાર!' તેણી હર્ષિત થઇને બોલી. તેજ પળે પવનના સુસવાટાએ તે નાજુક મછવાને ઉંધો કર્યો. તે પાંદડું તો ઉલટી હાલતમાં તર્યા કર્યું, પણ તેમાંનું કમળ નીચે પડતાં ગુમ થઇ ગયું.

'અફસોસ!' ઇન્દુમતી ઘણીજ ગમખ્વાર અવાજે પોતાની ગરદન ઝુકાવતી બોલી. 'મારા મનમાં હતું પ્યારા તારે મને ખરેજ ઠગી નથી!'

'કેમ શેઠાણી? હવે તને કહેવાની મારી વારી આવી છે' સીધરાજ બોલ્યો. 'અજાન-બુઝખ ને ગમાર લોકોના વાહિયાત ધખારામાં એક કેળવાયલી, ઉંચા ખાનદાનની બાનુ એમ શ્રધા રાખે એ ખરેજ આ જમાનાની નવાઈ છે. અને તું ત્યારે એક ઉમરાવે વચન આપ્યું છે

અલકે વચન કરતાં અધિક રીતે જણાવ્યું છે તેના પર ભરૂસો રાખવા કરતાં એક પાંદડાં પર વધુ ઇતબાર રાખે છે તેને કયાં વિશેષણથી નવાજતું તે હું સમજી શકતો નથી '

'આહ, પ્રાણેશ !' તેણી કાંઇક ગમખ્વારી થી બોલી. 'માફ કર! હું જો ઘડીભર તને મૂર્ખ જણાતી હોઉં તો મને લજ ચલાવજે. આ મારી ચિંતા શું તને નથી બતાવતી કે તું મને મારા જાન કરતાં અધિક પ્યારો છે. અલબત તારાં વચન પર મારી આંધળી શ્રધ્ધા છે છતાં જે શહેરમાં તું જાય છે ત્યાંની મોજીલી જીંદગીને લીધે હું ચિંતા કર્યા વિના રહી શકતી નથી. ત્યાં તારે માટે કોણ જાણે કેવી લાલચો તૈયાર થઈ રહી હશે. પણ હું કબુલું છું કે મારી ભૂલ થઇ હતી ' અને પોતાનું માથું તેનાં ખભાંપર મુકી તેણી બોલી. ' હું જાણું છ કે મારો સીદ તો મારો ને મારોજ છે ...તે હમેશ મારોજ રહેશે અને કોઈ બી બીજી સ્ત્રી મારાં આ વ્હાલાં જીગરને ચોરી શકશે નહિ!'

તેણીનાં ગળાં આસપાસ પોતાના હાથો વિંટાળી સીધરાજે શાંત્ત ચુપકીદીમાં તેણી તરફ વ્હાલથી જોયું. શબ્દો કરતાં તેનો જુસ્સા ભર્યો દેખાવ અજબ રસીક હતો. વધુ ખાતરી માટે તેણીને શબ્દોની કંઈ જરૂર ન હતી.

તેવામાં તેઓએ કોઇ આકારને પોતાના હાથમાંની બંગડીઓ ખખડાવતો જોયો કે ઇન્દુમતી ઉઠીને સીધી બેઠી

'મારા જાન, આપણી મુલાકાત પુરી થઇ છે. આપણને ચેતાવવા મારી નોકર તીપુનીકા આવે છે.' બીજી પળે તે નોકર ત્યાં આવી. તેણીના હાથમાં ને પગમાં ખડખડતી બંગડીઓ હતી. તેણીએ પોતાની શેઠાણીને જણાવ્યું કે તેણીના બાપ તેણીને મહેલમાં બોલાવતા હતા અને ભોજન તૈયાર હોવાથી કલુસા અને પોતાની સાથે ભોજન લેવા સીધરાજ મહારાજને પણ બોલાવતા હતા. એક પળ સુધી તે બંન્ને વ્હાલાંઓ હાથમાં હાથ પકડી ઉભાં કે તે નોકર આગળ ચાલી. બીજી પળે એકમેકને વળગી એક સેકન્ડ સુધી તેઓ ચુપ થોભ્યાં. કુદરતી આકર્ષણે તેમના હોઠો એક બીજાને મળ્યા અને તેઓ સ્વર્ગીય આનંદમાં પડયાં પણ તુરત તેના હાથોમાંથી છૂટી થઇ ઇન્દુમતી પોતાની નોકરની પાછળ દોડી અને જલદીથી મહેલમાં જઇ પુગી. સીધરાજ હવે પોતાના કાકા અને ગુરૂને જઈ મળ્યો. તે ભોજન બહુજ ઉંચા પ્રકારનું ને રાજવંશીને છાજતું હતું. નદીના કાંઠા પર આવી રહેલા એક નાનકડા ઓરડામાં તે પીરસવામાં આવ્યું હતું કે જ્યાંથી દૂરનો મનોરંજક દેખાવ બેઠા બેઠા મજાહથી નિહાળી શકાતો હતો. ઉંચા રેશમી તકયા અને ઇરાની કીમતી ગાલીચાઓપર પહેરોણાઓની ખાસ બેઠક કરવામાં આવી હતી. વાસણો સોનાં અને રૂપાનાં હતાં તથા ખોરાક પહેલી પંકતિનો હતો. દારૂપણ સૌથી ઉંચા પ્રકારનો હતો. જૂદી જૂદી જાતના સંખ્યાબંધ નોકરો ત્યાં સેવામાં હાજર હતા. ટુંકામાં તે કીલાના સુબાને દરેક રીતે છાજતો બાદશાહી દોર દમામ હતો. મહાન અકબરની ગેરહાજરીમાં સાલુના તેનો પ્રતીનીધી હોવાથી તે બાદશાહી માનપાન મેળવતો હતો. આ ભોજનપર બાદશાહી દરબારના જેવી ટોળ ટપ્પા કે રમુજ થઇ ન હતી તેમજ ખાનગી વાતો કરવાની તે જગ્યા પણ ન હતી. બધું નિયમિત ભપકા ભર્યું અને અદલ અંદાજાસર હતું. જૂદી જૂદી વાતો કરવામાં આવતી ને એક બીજા તરફ સભ્યતા બતાવવામાં આવતી હતી. મશ્કરીનો તો જાણે રોહ ફાટયો હતો. અસભ્ય થવાની બ્હીકે તેમને વાતો કરવીજ પડતી હતી. આ કરતાં બદ્રીનાથના યોગી સાથે લીધેલુ સાદુ ને સુતરૂ ખાનુ સીધરાજને અજબ ગમી આવ્યું હતું. કલુસા પણ તેવાજ વિચારનો તેને લાગ્યો કેમકે આ

જોતાં સાલુના જોય નહિ તેમ તેણે હસીને પોતા-પોતાના શિષ્ય તરફ જોયું હતું. આખરે દોઢ કલાકે ખાનું પુરું થયું. સીધરાજને બાકીનો દિવસ કંટાળા ભર્યો થઇ પડયો. તેને કશી જાતની ખુશાલી લાગી નહિ. ફરતાં ફરતાં નીપુનીકાએ તેને પોતાની શેકાણીના ઓરડા બતાવ્યા હતા તેની અગાસી હેઠળ તે ભટકયા કીધો. દીવા થતાં તેણી આવી પણ પોતાના બાપ સાથે આવી હતી અને સહવારની પેઠે અદબ અદાથી મર્યાદા સહિત રજા લેઇ તેમનાથી છુટી પડી.

બીજી સહવારે તો તેઓ પોતાની મુસાફરી સફળેથી શરૂ કરવાના હતા જેથી મધ્યાનનો તપતો સૂર્ય તેમને લાગે નહિ. આ કારણે પહેરેગીરને જલદી બીછાને મોકલવામાં આવ્યા પણ સીધરાજને જો કે આરામની બહુ જરૂર હતી છતાં તેની આંખો મિંચાઇ નહી. કપડાં કાઢી બીછાના પર જવાને બદલે તે તે ઓરડાની બારી આગળ ઉભો કે જ્યાંથી આખો કિલ્લો અને તેની બાજુમાંની ખીચ ઝાડી રાત્રીના અંધકારમાં ઢંકાયલાં ખુણાં તેની નજરે પડતાં હતાં. તે ઝાડીની પાછળ ટેકડીઓની હાર હતી અને તે ટેકડીઓ પર પુજય મંદીરો અને બીજી તેવીજ પુજ્ય ઇમારતો હતી. ઇન્દુમતીના વહાલા ખ્યાલમાંજ તેનું મન એકલું પરોવાયલું ન હતું. તે તો પેલા યોગી સાથના મેળાપનો પણ વિચાર કરતો હતો. વાઘ સાથની તેની લડાઇની ખબર આ યોગીને કેવા સંજોગો વચ્ચે મળી હતી તે જાણવા તે લગાર ઇંતેજાર દીસતો હતો. પણ તેની મતલબ શી હતી? તે હવાં શું કરવા માંગતો હતો? શું સાલુના તેના પર ભરૂસો રાખતો હશે? કલુસાને ન કહેવાની સાલુનાની ભલામણ પર અમલ કરવામાં તે વાજબી હતો કે નહિ તે બાબે તે વિચાર કરવા લાગ્યો. તે હતુપણ રહ્યો. એક વિચાર તેમ કરવા તેને લલચાવતો હતો ત્યારે બીજો વિચાર તેને આવી મુર્ખાઇ ન કરવા સમજાવતો હતો.

આવા ડામાડોળ વિચારમાં તે પડેલો હતો તેવામાં એક બનાવે તેનું ધ્યાન બીજી તરફ ખેચ્યું. સામેની કિલ્લાની નીચલી સપાટી પર તેણે બે આકારોને ફરતાં જોયા. તારાઓના મંદમંદ પ્રકાશમાં તેણે જોયું કે તે આકારો તેને ઓળખીતા જેવા હતા. ધ્યાનથી જોતાં તેણે પોતાના કાકા સાલુના અને દુર્ગા દેવીનાં પુંજારી ગોરખને ઓળખ્યા. ફરી પાછા આ બંને રાત્રે એકઠા થયા હતા પણ સૌથી મોટી અજાયબી તો એ હતી કે બંનેના હાવભાવ સાફ સાફ બદલાઇ ગયલા હતા. તેમની ટંટરાઇ કે મોગલાઇનો કશો નિશાન જણાતો નહતો. તેઓ બહુ જુસ્સાથી એકમેકને કુદાવી જઇ હાથપગના ચાળા કરી વાતો કરતા હતા. તેઓ આ પ્રમાણે વાતમાં ગુંતાયલા હતા તેવામાં દિવાલની બહારની બાજુએથી કેટલાક આકારો નીકળ્યા. તેઓ સદંતર નાગા હતા ફકત કમરપર સુફેદ કપડું હતું અને ગળામાં જનોઇ હતી જે ઝાંખી રોશનીમાં અવાર નવાર જણાતાં હતાં. તેમને જોતાંજ સાલુના ગુપચુપ ઉતરી ગયો. તે જગાએ મહેલમાં જવા ધુપ્યો દાદર હોવોજ જોઇએ કેમકે ગમે તેવી આંખ ખેંચતાં સાલુના તે બાજુમાં ચાલતો જણાયોજ નહિ તે યોગીએ પોતાના શિષ્યોને જોતાં પોતાનો હાવભાવ ફેરવી નાંખ્યો અને ગંભીર બની પોતાનો જમણો હાથ ટેકડીઓ પરનાં એક મંદીર તરફ ફેરવ્યો અને તુરત નીચે ઉતરી તે ટોળીને મોખરે ચાલી તેઓ ઝાડીમાં થઇ ટેકરીઓ આગળ આવ્યા. તે ટોળી બહુ મોટી જણાતી હતી. એકની પુઠે એક ચાલતો હતો. તે ટોળીનો છેલ્લો માણસ સીધરાજની નજરથી ગુમ થયો તેની ઘણે આગમજ તેણે તે સંખ્યા ગણવાનું કંટાળાને છોડી દીધું હતું.

આ વિચિત્ર આકારોને પોતાની આગળથી પસાર થઇ જતાં જોતાં સીધરાજના હૃદયમાં તેની હિંમત છતાં ધાસ્તીની ધ્રુજારી છુટી આવી તેને લાગ્યું કે આ બધા દુર્ગા દેવીના પુંજારીઓ

હતાં અને તેઓ દુર્ગાના મંદીરેજ ગયા હતા જે ઠગ જાત માટે તેણે આગળપરે ઘણું સાંભળ્યું હતું તે શું ત્યારે હજી હૈયાત હતી ? તેની માન્ય તા મુજબ આ જાતનો નાશ કરવામાં આવ્યો હતો અને તે કુદરતી મોતે ઘણી ખરી નષ્ટ થઇ હતી. દુર્ગાના પુંજારીઓ હોવાનો ઢોંગ કરી ઠગ જાત આખાં હિંદમાં કેવી ત્રાસ સમાન થઇ પડી હતી તેની વિગતે ને અચ્છી રીતે જાણતો હતો. આવી ટોળીના વડા સાથે શાહનશાહનો માનિતો નોકર અને તેનો કાકો મિત્રતા રાખે એ તેને કાંઇક નવાઇ જેવું લાગ્યું. હસીને તેણે પોતાનાં મનને મનાવ્યું કે તેમ કદીથી કોઇ કાળે બની શકેજ નહિ. તુરતે કપડાં બદલી લઈ તે બીછાને આરામ લેવા પડયા પણ તેને જલદી ઉંઘ આવી નહિ. ઈન્દુમતી, સાલુના, ગેરખ અને તેના નગ્ન ચેલાઓ તેની આગળથી એક પછી એક પસાર થઇ ગયા, અને ઉંઘવા પહેલાં પોતે જે કાંઇ જોયું હતું તથા સાંભળ્યું તે માટે કલુસાને કશુંએ ન જણાવવાનો ઠરાવ કરી તે ઉંઘી ગયો. તેની ખાતરી થઇ કે તેનો કાકો કોઇક ભેદી બાબતમાં સપડાયલો હતો. તેને લાગ્યું કે તેમના મેળાપમાં કોઇપણ જાતના ગુનાહ જેવું નહતું એટલે નાહક ચાવા ચીવી કરતાં તેના કાકાને બનવા જોગ છે કે નુકશાન થઇ બેસે યા તો વધુ બનવા જોગ છે કે તેના કાકાને નુકશાન પુગતાં કાકાના નજદીકનાં સગાં વ્હાલાંઓને પણ ભારે નુકશાન થાય. અકસમાતિક જે બનાવ તેણે જોયો હતો તથા જે વાત તેને કહેવામાં આવી હતી તે વિષે ત્રીજાને જણાવવામાં તે ખરેજ વાજબી નહતો. કલુસા પોતે તેની જગ્યાએ હોય તો આવો માર્ગ જરૂરજ ગ્રહણ કરે.

---

## પ્રકરણ ૩.

### આગ્રા.

રણસીંગડાંના સુંદર લડાયક નાદે સીધરાજને તેની ઉંઘમાંથી જગાડયો. બીછાના પરથી કુદીને તે બારી આગળ દોડયો. નીચે કિલ્લાના ચોગાનમાં તેણે ઘોડે સ્વારોની ટુકડી જોઇ જેમાંના અડધા ઘોડા પરનાં જીનો છોડતા હતા ત્યારે બીજાઓ સ્વાર થઇ હારબંધ થતા હતા. આ ટુકડી કે જેની સાથે આપણા માનવંત મુસાફરો જનાર હતા, તે આગ્રા તરફ ઉપડી જવા તૈયાર હતી કેમકે તેજ પળે આવેલી ટુકડીની જગ્યા તેને ખાસ કરીને લેવાની હતી. તે ટુકડીમાં સીધરાજ પોતાના નોકર વત્સાને પોતાનો ઘોડો લઈ ઉભેલો હતો. આ મુસાફરી માટે તૈયાર થતાં તેને બહુજ થોડો વખત થયો અને હજી કલુસા કે સાલુના ત્યાં આવે તે પહેલાં તો તે ઘોડે સ્વાર પણ થઈ ગયો હતો. આ વખતે ટુકડી ઉપડી જાય તે આગમજ તે અગાસીવાળા ભાગ હેઠળ પોતાના ઘોડાને કુદાવવા લાગ્યો કે જ્યાં આગલી સાંજે તેણે ફોકટમાં ટહેલ નાંખી હતી. આ વેળા તેને નિરાશ થવાની સરજત ન હોવાથી તેના ઘોડાના પગલાંના અવાજ સાથે તેણે તે વ્હાલા આકારને શુદ્ધ સફેદ પોષાકમાં સજ્જ થયલો અગાસી પર આવેલો જોયો. તેણીએ તેને હવામાં રૂમાલ ઉરાડી આવકાર આપ્યો અને જેવો તે નજદીક આવ્યો કે તેણીએ તે રૂમાલ ધીમેથી નીચે નાંખ્યો. તુરત પોતાનો ઘોડો ફેરવી પોતાના ભાલાની ટોચ પર તેણે તે રૂમાલ ઉંચકી લીધો તે કાશ્મીરી રેશમનો કરોળ્યાનાં જાળાં જેવો સુંદર બનાવટનો હતો. તે પાઘડી તરીકે લપેટાય તેટલો મોટો હોવા છતાં સાધારણ આંગળી પરની વિંટીમાંથી ખેંચી શકાય તેવો હતો. જુદા પડવાની આ કીમતી ભેટ લઇ તેણે પોતાના હોઠો સાથ લગાડી અને તે બાદ પોતાની તરવારની મૂઠ સાથે તેને બાંધી તેણે સલામ કીધી, અને પોતાનો ઘોડો કુદાવી તે માણસોમાં જઈ મળ્યો. સાલુના પોતાના પહરેણાઓને મુકવા થોડે દૂર ગયો અને ત્યાર બાદ રજા લેતાં પોતાના ભત્રીજાને જણાવ્યું કે થોડા વખતમાં તે તેને મળશે, કેમકે કાંઇક અગત્ય

નાં કામે તેને આગ્રા થોડા દિવસ આવવાની જરૂર હતી. તે લશ્કરી ટુકડીના સરદારની જોડમાં રહી આપણા મુસાફરો આગળ વધ્યા.

તે મુસાફરી બાર કલાક કરતાં વધુ ચાલી. વારંવાર તેમને જમુનાજીના કિનારાઓની બાજુમાં થઈને ચાલવું પડતું હતું: કેટલીકવાર રેતીના રણોમાં થઈને તેમને જવું પડયું કે જ્યાં ઝાડોને બદલે પત્થરોની મોટી સંખ્યા નજરે પડતી હતી. અવારનવાર લીલીછમ થયલી ટેકરીઓ તેમની નજરે પડી આંખોને ઠંડક આપતી હતી. આખરે રાત પડતાં આગ્રાથી થોડે દુર તંબુઓ નાંખવામાં આવ્યા અને બીજી સવારે બહુ જલદીથી તેઓ શાહનશાહના તે માનિતા શહેરમાં જઇ પુગ્યા કે જેના ભવ્ય દેખાવે તેમની મુસાફરીની થાક સદર સુદર ઉતારી નાંખી.

નદીના સામેના કિનારાપર બાગો અને કિમતી બાંધ કામોની વચ્ચે મહેલો અને મસજીદોની હાર માળા હતી કે, જેથી આગ્રા યાને અકબરાબાદ શહેર તે વેળા દુન્યાના સુંદર શહેરોમાંનું એક થઇ પડયું હતું. આ બધી ભવ્ય ઇમારતોમાં વચ્ચોવચ કોઇપણ જાતની હરીફાઇ વગરનો શાહનો ભવ્ય મહેલ* આવ્યો હતો કે, જેનું કદ દમામથી ગોયા આસમાનસે લગાડવામાં આવ્યું હોય તેમ લાગતું હતું. તે મહેલ કે તેના રાતા લીસા રેતીના પત્થરોની કુનેહ ભરી સાંધોને લીધે પત્થરનાં મોટાં વાદળમાંથી જાણે કોતરી કાઢયો હોય તેવો સૂર્યની રોશનીમાં ઝળકી રહ્યો હતો, તેની ફરતે મોજમજાહનાં અનેક મકાનો અને ઝાડોની મોટી ઘટા આવી રહી હતી. આ ઇમારત તેનાં અસાધારણ મોટાં કદ, અસંખ્ય ગુંબજો, નાના નાના મીનારા અને આંખને રંજન કરે એવા રંગ બેરંગને લીધે પહેલીવાર જોનારને તે ઘડીભર અજાયબીમાં દંગ કરી મુકતી હતી અને તેના મુખમાંથી આફ્રિન નો ઉદ્ગાર કઢાવતી હતી. મુખ્ય મહેલની આસપાસનાં મકાનો શ્રીમંત ઉમરાવો અને શ્રીમંત શહેરીઓના મોજશોખની જગ્યાઓ હતી. ગુંબજો ને મીનારાઓ વાળી સંખ્યાબંધ મસજીદો હતી અને તે સાથે ત્યાં ત્યાં શાહ અકબરની ઉદાર રાજનીતિનો અચુક દ્રષ્ટાંત આપતાં બે પાંચ હિંદુ દેવલો પણ પોતાના ગુંબજો દમામથી હવામાં ટેકવતાં ઉભાં હતાં.

આ દેખાવની સુંદરતા જોતા મુસાફરો પોતાના ઘોડાઓની લગામ ખેંચી ખુશાલીથી થોભ્યા. એકજ માણસની બળવાન ઇચ્છાએ જંગલમાં આ મંગલ કર્યું હતું. તે જોતાં તે જાણતાં તેઓ અજાયબીમાં દિંગમુઢ થઇ ગયા. સીધરાજના આખા શરીરમાં ઝણઝણાટ થઇ રહયા. તે હાલમાં શાહનશાહની હજુરમાં હાજર થનાર હતો, અને તેમના મુખમાંથી નીકળતો મધુર પ્રહાર સાંભળનાર હતો તેથી તેને કાંઇક ડર લાગ્યો.

નદીની બીજી બાજુએ આવતાં તેઓએ તે ટુકડીના સરદારની રજા લીધી અને પોતાના નોકરો સાથે એક મકાને જઇ થોભ્યાં કે જે કસુંસાના એક મિત્રે તેમને માટે ભાડે લઇ રાખ્યું હતું. તે ઘણુંજ સાદી રીતે પણ ટેસ્ટથી સગવડ ભર્યું ચણગારેલું હતું. તેને ફરતો અતિ સુંદર બાગ હતો, જેનીબાજુમાં થઇને સૂર્યના પ્રકાશમાં રંગબેરંગી ચમકારા આપતાં નદીનાં પવિત્ર પાણી ત્યાં અગાડીથી ખળખળખળ કરતાં લઇ જતાં હતાં.

---

* આગ્રાના કિલ્લામાં અકબરનો મહેલ લાલ રેતીના પત્થરોનો બાંધેલો છે. તે ચોરસ ઇમારત ૨૪૯ ફીટ લાંબોને ૨૬૦ ફીટ પહોળો છે. તેમાં એક ખુલ્લો ચોગાન ૭૧×૭૨ ફીટનો છે અને બન્ને બાજુએ મોટા મોટા હોલ છે. હિંદુ નકશીઓ તે પર ચિતારવામાં આવેલી છે. મકાનમાં એક પણ આર્ચ મારેલું નથી.

'આસો બધું સારૂં છે' મકાનમાં દાખલ થતાં કલુસા તપાસ કરી બોલ્યો, 'લે; આપણાં સામાન સાથનાં ઉંટો પણ આવી પુગેલાં જણાય છે. હવે આળસ કરવાની જરૂર નથી. તૈયાર થઇને આપણે વડા વઝીર સાહેબ અબુલ ફાઝલની મુલાકાત લઇએ, અને ત્યાંથી તેમના ભાઇ ફૈઝી અને મિત્ર ખુશરોને મળે. પહેલાં નાહી લઇએ કે તેટલામાં વસ્સા જોઇતું કરતું તૈયાર કરી મુકશે.'

અરધા કલાક પછી તે પહેલી મુલાકાત માટે બંને જણા તૈયાર થઇ ગયા. સીયરાજે સોનેરી તારવાળાં કપડાંનો પોષાક પહેર્યો, હતો, જે તેના ઘુંટણ સુધી આવતો હતો. તે પોષાક ગળાં આગળથી ખુલ્લો હતો કે જ્યાંથી એક મોતીની મોટી માળા ચીમાઇને બહાર ડોકયું કરતી હતી. માથાં પર એક સુશોભિત પાઘડી મુકવામાં આવી હતી અને તેમાં એક પીછ ખોસવામાં આવેલું હતું. કેલુસાએ પણ આ વેળા લગાર ભપકા ભર્યો પોષાક ખાસ કરીને પહેર્યો હતો જો કે તેની હમેશની સાદાઇ આ એસ્કાતમાં પણ ખુલ્લી જણાતી હતી. તરવાર અને ખંજરો પટામાં ખોસવામાં આવ્યાં હતાં પણ તે ફક્ત શોભાને માટેજ હતાં કાં કે તેમનું કશું કામ ન હતું.

વડા વઝીરનો મહેલ ઝાઝો દુર ન હોવાથી તેઓ ત્યાં જઇ પુગ્યા, અને ચોકમાંથી પસાર થઇ તેમણે એક નોકરને પોતાનાં નામો જણાવ્યાં કે જે તુરત તેમને અંદરના એક ઓરડામાં લઇ ગયો અને ત્યાં વઝીર આમંદ ફરમાવે ત્યાં સુધી થોભવા જણાવ્યું, પણ તેમની ધીરજની વધુ તપાસ લેવાઇ નહિ કેમકે પાંચ મીનીટમાં જે પડદો તેમના ઓરડાને બીજા ઓરડાથી છૂટો પાડતો હતો, તે પડદો ખસી જઇ અબુલ ફાઝલ અંદર આવ્યો. તે મધ્યમ કદનો, લગાર ચરબદાર અંગનો પચાસેકની ભરતીમાં આવેલો હતો. પીળાં ફુલવાળાં રેશમી પોષાકમાં તે સજ્જ થયેલો હતો. તેનો ચહેરો સફાઇદાર બોડેલો હતો, અને તેના ચહેરા પર ચિંતાને શોકનાં પ્રગટ ચિન્હો છતાં બહાદુરી અને દ્રઢતા તથા ખંતના છાપો ખુલ્લા જણાતા હતા. તેની આંખોમાંનો મીઠાશ કાંઇ અજબ હતો.

( અબુલ ફાઝલ ( ઉર્ફે અલામી ) શેખ ખીઝરના બેટા શેખ મુબારકનો બેટો હતો જે શેખ ખીઝર સિંધથી આવ્યો હતો. મુબારક પોતાના વખતનો આકેલ વ શકેલ મર્દ ગણાતો હતો, અને તે છૂટા વિચારનો હતો. અબુલ ફાઝલ તેનો બીજો બેટો ૧૪ જાન્યુઆરી ૧૫૫૧ માં જન્મ્યો હતો તે એક અથંગ અભ્યાસી અને ભાષાશાસ્ત્રી થયો હતો. તે શાહ અકબરની દરબારમાં મોટું માનપાન પામ્યો હતો. તે પોતાના ભાઇ ફૈઝીની મદદથી અકબરની દરબારમાં આગળ આવ્યો હતો. તે પછી અબુલ ફાઝલ પોતાની હુસ્યારીથી વધી વડો વઝીર થયો હતો. તેને ચાર હઝાર ફોજનો મનસબદાર કરવામાં આવ્યો હતો બંને ભાઇઓમાં બાપનું જ્ઞાન ઉતરેલું હોવાથી તેઓ વિદ્વાન અને તદન છૂટા વિચારના હતા. આ કારણે ચુસ્ત મુસલમાનો તેમને ધિક્કારી દીન દુસ્મનો ગણાવતા હતા. અબુલ ફાઝલની મદદ અકબરને બહુજ કિમતી થઇ પડી હતી તેણે અકબર નામે નામનાં બે વોલ્યુમો અને આઇને અકબરીનું પુસ્તક લખી અકબરને દુન્યામાં અમર કર્યો છે. અબુલ ફાઝલને ૧૨ ઓગસ્ટ ૧૬૦૨ ને દીને મારી નાંખવામાં આવ્યો હતો. આ બાબે આગળ ચાલતાં આપણે વધુ જાણીશું. )

'તમોને ત્યાં આટલા બધા જલદી તમારી આમદ પછી પધારેલા જોઇ સેવક નેહાયત ખુશ છે' તેણે આવજો-માવજોના સંવાલો પછી ખેર આફયત પુછ્યા બાદ મુબારકબાદી આપી. 'આપણા આ જવાન, શાહનશાહની સેવામાં હાજર થવાને ઉત્સુક જણાય છે, જે માટેનું માન હું ધારૂં છું તેમ ઓ દાની કલુસા, તમોને ઘટે છે.'

'તમારી અને નામવર શાહનશાહની મહેરબાનીથી જે દરજ્જો એને મળ્યો છે તે મેળવવાને એ જરૂર ઉપરાંતની ઢીલ કરત તો ખરેજ શરૂઆતમાં સારી અસર કરી શકતે જ નહિ.' નમ્ર જવાબ મળ્યો.

'મારા મિત્ર, એમાં મહેરબાની જેવું કશું નથી.' અબુલ ફાઝલે હસી ને કહ્યું. 'ફકત ઉત્તમ ચુંટણી થઇ છે, એમ હું માનું છું. હમારા દરેક ઓધ્ધાઓ હમારા જ ઉમરાવોને આપવાની હમો જરૂર જોતા નથી, અને તે કારણેજ થોડા મોટા દરજ્જાઓ હમારાં મિત્ર રાજ્યોના અમીર ઉમરાવો માટે એલાહેદા ખાસ કરીને રાખેલા છે. તમો જાણો છો કે રાજપુતો પોતાના દેશી વતનીઓ સિવાય બીજા ચુંટાયલા સરદારોને પસંદ કરતા નથી. મારા પુરાણા મિત્ર તથા ભાઇ જેવા બંધુના બેટાને તેના પીદરની ઇચ્છા અનુસારનો દરજ્જો મેળવતો જોઈ મને ખરેજ ખુશાલી લાગી છે.'

'તેમ છતાં પણ, માનવંત સાહેબ' સિદ્ધરાજે ઘણીજ સાલેસાઇથી પ્રત્યુત્તર વાળ્યો. 'મને આ તમારી ભલાઇની એક યાદ તરીકે સમજવા દો. મારા પીતા તરફથી આપ નામવરનો ખાસ ઉપકાર માનવાની મને આજ્ઞા મળી છે. અને ચહાલું પરમાત્માનું છે તો જે મહેરબાની આપે કરી છે, તે માટે આપને જરાએ નારાજ થવાનું ન બને તેની ખાસ કરીને હું સંભાળ રાખીશ.'

"સૌથી પહેલાં તારે નીનિકહલાલ થવું જોઇશે." અબુલ ફાઝલે જણાવ્યું. 'અલબત, તારા જેવાને આ જાતની કબામગુની જરૂર હોતી જ નથી; પણ ત્યાં લાંબો વખત રહ્યા પછી તું જોઇ શકશે કે, દગો ફટકો અને પ્રપંચ ઘુમ ખેલાય છે અને દરેક ખૂણે ખૂણે તેનાં બીજ રોપાય છે. ઘણી વેળા ઘણા સારામાં સારા વફાદારો પણ ભોળવાઇ જઇ નીમકહરામ બની જાય છે. અલબત કરમે ફીરસ્તા વગેરે કરે છે' એટલે ખાલી આદમની શી ખીસાદ છે? આવતી કાલે તારો વડો તને તારી નોકરીને લગતી યોગ્ય સમજણ આપશે. તે તને તારા રાજપુતો સાથે સંભાળથી કામ લેવા સમજાવશે; કેમકે ઘણાખરા રાજપુતો કંગાલ્યતમાં આવી પડયાથી નોકરી કરે છે. જો કે તેમાંના કેટલાક સીપાઇ વગેરે તારા કરતાં ઉચ્ચ કુળના છે. આ કારણે રાજપુત સીપાહને સાધારણ નોકરના જેવું વર્તન કદીએ રૂચતું નથી. બીશક તું ત્યાં નવો સવો છે એટલે શહેર જોવા ઉલટમંદ હશેજ તેથી હું તને ત્યાં વધુવાર રોકીશ નહિ. જરા સબર' જેવો સિદ્ધરાજ ઉઠયો કે હસીને અબુલ ફાઝલે કહ્યું. 'તને બધું બતાવવાને એક સારા ભોમ્યાની જરૂર છે ને હું ધારૂંછ તેમ તે ખૂટ હું સહેલ પૂરી પાડીશ.' અને તાબડા પાડતાં એક નોકર દોડી આવ્યો તેને તેણે પૂછયું.

'પરવીઝ ઘરમાંજ છે કે?'

'હાજી, હવડાંજ મેં તેમને અંદર આવતાં જોયા.'

'કહો કે હું તેમને મળવા માંગું છું.'

દશ મીનિટમાં એક જવાન ગભરૂ સીધરાજની ઉમરનો પણ ભપકાબંધ સજ્જ થયલો ને મોતીને હીરાનાં જવાહિરો પહેરેલો ત્યાં આવ્યો. તેનો ચહેરો નમ્ર અને આકર્ષક હતો, અને જો કે તેને મોટી મૂછ હતી છતાં સ્ત્રીના જેવો તેનો દેખાવ હતો.

'પરવીઝ' અબુલ ફાઝલે કહ્યું, 'કાશમીરથી જે પહરોણા આવવાનું મેં તને કહ્યું હતું તેઓ આ બે સાહેબો છે. મને આશા છે જે ઉમરાવ સીધરાજ સાથે તમો મિત્રો થઇ જશો. આપણાં શહેરમાં આ એમની પહેલી આમદ છે. એટલે તું એમનો ભોમ્યાનું કામ કરવાની મહેરબાની કરશે?'

'છગરો જાનથી, મુરબ્બીજી' પરવીઝે જણાવ્યું અને સીધરાજ તરફ ફરી હસીને કહ્યું, 'તેમ કરવામાં હું મને માન મળેલું સમજાછ.'

'તારે જાઓ' વડા વઝીરે જણાવ્યું. 'કાશ્મીરને લગતી વિગતો જણાવવા કલુસા મારી આગળ રહેશે. પણ ભાઇઓ' તેણે સીધરાજ તરફ ફરીને ખાસ જણાવ્યું. 'તમો આજે મારા ભાઇ ફેંકી અને મિત્ર ખુશરોની મુલાકાત જરૂર લેજો. બંને સાથેજ રહે છે. ભૂલશો ના. અલબત્ત પહેલાં મારી આગળ આવવા માટે તેઓ વાંધો લેવાના નથી છતાં નિયમસર કામ કરવાની ખાસ કરીને જરૂર છે.' અને સલામ કરી તેમને રજા આપતાં તે બંને જવાનો સાથે બહાર નીકળ્યા.

'ચાલ દોસ્ત' પરવીઝ જે મળતાવડા સ્વભાવનો હતો તે એ મીનિટમાં પલોટાઇ જતાં બહાર નીકળી બોલ્યો. 'ખુદાની બક્ષીશથી આજે વધુ ગરમી જણાતી નથી એટલે આપણે શાહનશાહનો મહેલ જોવા જઇશું કે જે આગ્રા જોવા આવનારાઓને સૌથી વધુ અગતનો ને જોવા લાયક છે. આજની મુસાફરી પછી તને જો થાક લાગી ન હોય તો આપણે જઇ આવ્યે.'

'ઓહ!' સીધરાજ પોતાના મોકળા મિત્ર સાથે ઝટવારમાં ભેળાઇ જતાં બોલ્યો, 'મને થંડીતી કે ગરમીની કશી દરકાર નથી; કેમકે હમારા પહાડી મુલકમાં હમો તેથી બરાબર ટેવાઇ ગયલા છીએ. મહેનત કરતાં હમોને થાક લાગતીજ નથી લેકીન મારી દીલગીરી એજ છે કે જે ચીજ તમે ઘડી ઘડી જોઇ હશે તે જોવા મને તમોને ફરી એકવાર લઇ જવા પડે છે.'

'વેલ, તારી પેઠે જો કે હું પહાડી ને જંગલી મુલકમાંથી આવ્યો નથી, અને ઠંડી કે ગરમીથી હું તારા જેટલો એ પરવા નથી.' પરવીઝે હસીને મશ્કરી કીધી 'છતાં હું હવડાં થોડેક સુધી ચાલી શકીશ અને ગરમી પડશે તો તારી કંપનીની મજાહમાં તે પણ હું સાફ સાફ ભુલી જઇશ.'

(સાંધન છે)



# Painkiller

(PERRY DAVIS'.)

## પેન કીલર (પેરીડેવીસનું)

આંતરડાંના દરેક રોગો માટે રામબાણ ઉપાય.

## આંકરાં દુખારો મરડો

ઘણી વખતે ભયાનક કોલેરા પણ એથી મટે છે. ઘા, જખમ, છોળાણુ, લચક, વિંછીનો દંખ તથા ઝેરી સાંપના દંખ પર બહારથી લગાડવા આ દવા ઉપયોગી છે.

૭૦ વર્ષ થયાં ઉપલા ઉપચારો આ દવાથી ફતેહમંદ થતા આવ્યા છે.

સઘળે ઠેકાણેથી મળશે.

# સેહલેગાહનો શોખ.

( ગુલશન માટે ખાસ )

( લખનાર—મીના માનેકજી માદન. )

સેહલેગાહ કરવા કોણ ન જતું હશે ? અને તે બી માનિતા મિત્રો સાથે જવું એ તો પેહલ્લા નંબરની મોજ છે. દમકુજી થીઓસોફીસ્તની ગંભીર અને મનને ચકરાવી નાખનાર સેહલેગાહના મિત્રો તરીકે બુચકસો એજી અને બેર્જાગેપ ગુસ્તાદ તો છેજ ! આજે હું, તેથી, સેહલેગાહ ઉપર હું કાંઇ બોલવા માગું છું. ઘણાકો એમ ધારે છે કે સેહલેગાહની મતલબ કુદરતના સુંદર દેખાવો નિહાળવાની છે. પણ એ ખ્યાલ ખોટો છે. જો કુદરતનો ખ્યાલ સૌથી સરસ મેળવવો હોય તો રેલ્વે ટ્રેનની મુસાફરી છે. જો કે જરા જરામાં સુગાઇ ઉડતાં ફોટોગ્રાફરો અને આર્ટીસ્તો બુમ પાડે છે કે રેલ્વે ટ્રેનથી ઉલટી કુદરતની કુદરતી દબાઇ ગઇ છે. એઓને લડતા મુકી આપણ આગળ ચાલ્યે. સેહલેગાહમાં કુદરતની ખુબસુરતી જોવાનું માત્ર બીજો સવાલ છે. મૂળ મતલબ તો રમુજ છે. બડી બામદાદમાં જે ઉમંગ અને જે આશાથી સફર શરૂ થાય છે તેટલી ખુશાળી સમી સાંજે જે આસુદગી અને શાંતિ મળે છે તેમાં પણ છે. એ બે સ્થિતિઓ એટલી આનંદદાયક છે કે બેમાંથી કોણ સરસ તે કેહવાઇ શકાય નહીં. જેટલી ગડબડ સડબડ અને ઉમંગથી સફર શરૂ થાય છે તેટલી આવ્યા પછી-શાંતિ મળે છે. એક ખુશાળી બીજીને તેડે છે. એ રીતે સેહલેગાહમાં જવું એકજ માત્ર ખુશાલીથી ભરપુર છે.

પણ મારા ઘણા ભાઇઓ આ ફિલસુફી સમજી શકતા નથી. દાખલે, આ લીમજી લાંગટાંગ સાંજે લાંબે પગે જાણે ઇનામ જતો હોય તેમ કલાકના પાંચ માઇલની દોડા દોડી કરે છે અને રખડતો રતન કીડીની ચાલે રઝલતો ભટકતો ફરે છે. આ બેઉ સમતોલ પાસાં જાળવતાં નથી. સહવારની ગડબડમાં સાંજની આસુદગીને ભૂલી જાય છે. અને સફરેથી પાછા ફરી લીમજી અને રતન એરંડયુ પીધું હોય તેવું ડાચું કરી બળાપો કરે છે કે "મજાહ નહીં પડી" ત્યારે મને હસવું આવે છે. એ બેઉ ભુલકણા ગાફેલો સાંજના બેવરો ગટાવી ભારી ગોદડું ઓઢી જલ્દીથી ઊંઘીને જાય છે અને જોલી જમી જે મીઠાસ અને આસુદગીથી ધીમે ધીમે બીરનું ગલાસ 'સીપ' કરે છે તે જોઇ તેઓ અદેખાઇથી હાથ સોસારા ખેંચે છે. આ બે જાણતા નથી કે એમ દોડમાર સફર કરવાનું ગોપા આપણા પર આ જાળ નાંખી હોશ ફરામોશ કરવા બરાબર છે; સાંજે પાછા ફરતી વેળા ઇંદ્રીઓ ચપળ રેહવાને બદલે મંદ પડી જાય છે અને દિલમાં રોશનીને બદલે અકળામણનું અંધકાર વ્યાપી રહે છે. સાધારણ ચાલનાર સાંજના જે શાંતતા અનુભવે છે તે તે અનુભવતો નથી. બે ગ્લાસ વધુ બેવરો ગટાવી બેશુદ્ધ હાલતમાં બિછાને જાય છે. જો તે બીડી પીનાર હશે તો તે બીડીની મજાહ ગુમાવી બેસે છે. મજાહ અને આસુદગી માટે આ બે ચાલી આવ્યા અને અત્યારે તેની ગધેડાંની હાલતમાં અથુણી ઊંઘીને જાય છે.

સફરની ખાસ મજાહ ઉડાવા માટે એકલા જવું જોઇએ. સાથે મળી જવું એ ખરી સફર નથી પણ ઉજાણી છે. એકલા જવાની મતલબ એ છે કે મરજી પડે તેમ ઉભું રેહવાની યા ચાલવાની છુટ રહે છે. તે દિવસે જોલી જમી હમારેથી છુટો

પડી નાના પાણીનાં ખાબોચ્યામાં પથ્થર મારવા લાગ્યો ને તેના મિત્રો આગળ નીકલી ગયાં. ચવિત્રો ચાનજી તો ચીદડા પકડવામાં ચકચુર થઇ ગયો અને બાપડો લટર પટર હાલતમાં હીંડતો પાછળ આવ્યો. વળી એમ કમપનીમાં જવામાં એક પીડા છે. લાંગટાંગ લીમજી સાથ લાંબે પગે ચાલી ગાંઠ ખસી જવાનો સંભવ રહે છે યા ઠુમક ઠુમક ચાલતા નાજુક નરીમાનની ગાલે ચાલતાં સીના સરી જાય છે!

એ ઉપરાંત તો સફર કરનારનું મન ખુલ્લું અને તે જે જોય તે તરફ ઢળતું જોઇએ. મન તે વેળા ગોયા એક વાંસળી છે જે ઉપર તરેહવાર મનગમતા રાગ વગાડી શકાય છે. તે વેળાજ હવામાં કિલ્લા બાંધી ખુશીથી છલકાવાનું છે. એક ઇંગ્રેજ લેખક કહે છે. "સફરમાં વાત કરવાની મજાહ શું હશે તે હું સમજી શકતો નથી. "સફર કરતી વખતે જ્યારે ખેતરોમાં હોઇએ તો ત્યાં "ઉંઘતા આસુદા છોડવાઓ માફક મને થઇ જવા ગમે છે." સહવારની શાંત ચુપકીદીમાં ખલલ કરવા ઘણી બકબકનો જમેલો ઠીક નથી. એમ એકાંતમાં ઠંડી ખુલ્લી હવાથી આપણ એક જાતની સુંદર કેફમાં પડી જઇએ અને મન જો વાત કરવામાં ગુંતાયું હોય તો તે ખુશાલી ભાંગી પડે છે!

ખાંધે કોથલો મારી ચાલતા મુસાફરને સફરનાં બે ત્રણ દિવસ ભારી લાગે છે અને ઘણી વેળા મન થાય છે કે કોથલાને ઉડાવી નાખી નાચતાને ગાતા દોડી જઇયે. પરંતુ ધીમે ધીમે કોથલો કાંઇ ખેંચાણ ધરાવતો થાય છે. ગોયા તેમાં સફરની મજાહનું લોહચુંબક આવી જાય છે. અને પછી જેવો કોથલો ખભે માર્યો કે ઉંઘનો દેવતા પલાયણ કરી જાય છે; આળસાઇ ન્હાસી જાય છે અને પગો જાણે પોતાની મેળે ચાલવા મંડી જાય છે. આ મુજબની ખુશખુશાળ આસુદી સફર ખરી સફર છે. પણ જો તમો તમારી હાલતની ચિંતા રાખ્યા કરો, તરેહવાર અણગમતા વિચારો દાખલ થવા દેશો તો પછી સફરની મજાહ મળી શકતી નથી. હલકા વિચાર અને દુઃખનું અંતઃકરણ એ માણસના સુખના મોટા શત્રુ છે. અરેબ્યન નાઇટસમાં એક વાર્તા છે કે તવંગર અબદુલ્લાને એક ડાકણ સતાવતી હતી. તે બાપડો જ્યાં પણ આંખ્યો ઉંઘાડી નજર ફેંકે કે તે ચુડેલ ડાકણનો કદરૂપો ચેહરો સામેને સામેજ! તેમ જો કોઇ પોતાની ફિકર અને હાલતની ચિંતા કર્યે કરે કે દુઃખની ડાકણ સામેને સામેજ આવી ઉભી રહે છે.

હવે, એમ સમજો કે આપણે દૈત્યના જેટલી હજાર આંખ્યો ધરાવ્યે છિયે. ગરમીની મોસમની તે ઠંડી સહવાર છે અને થોડા શખસો પોત પોતાની સફરે નીકલે છે અને આપણ હજાર આંખ્યોની વડે સઘળાને જોઇ શકયે છિયે. પેહલો શખ્સ નીચી મુંડીએ ઝડપથી ચાલે છે અને મનમાં ને મનમાં કુદરતના તે સુંદર દેખાવોને શબ્દની વણતમાં વણવા મથન કરી રહયો છે. ઓહો! આતો કેયો કોઇ કટલરી કવિ છે. પેલો બીજો ચુંચી આંખ્યો કરી ઘાસમાં ઉડતાં જંતુઓ પકડે છે અથવા તો સુંદર ધિમે અવાજે વેહતાં નાલાંમાં નાચતી મચ્છીઓની ગમ્મત નિહાળે છે, અને ખેતરોની વાડને અઢેલી અંદર ચરતાં ગાયઢોરનો આસુદો દેખાવ દેખે છે. લો, આ ત્રીજો તો કેયો હસતો, મનથી વાતચીત કરતો, અને ચાળાચસકા અજમાવતો ખેલાડી કે થાનોનો ઘરાક જણાય છે. તેના મીજાઝ મુજબ તેના ચેહરાપર ફેરફાર થાય છે. કદીતો કપાળપર ગુસ્સાનું વાદલ ચઢી આવે છે યાતો કદી મોહડાંપર હસવાનો મલકાટ રમી રહે છે. માલમ પડે છે કે એ કોઇ છાપાનો આડીતાચાર્ય હશે અને બીજે દિવસે કોઇના કલેજાને ધબકાવી મુકે એવી આરટીકલ અજમાવતો હશે. લ્યો લ્યો પેલો તો કેવો "અગર હમ બાગમાં હોતે" ના ગાયણની પેહલ્લી લીટીથી શરૂ કરી "મોહે રેશમકી સાડી દીલા"

વાળી ગાયણની છેલ્લી લીટી લલકારે છે. તેવામાં ખેતરના ખુણામાંથી કોઇ ગામડીઓ એકાએક સામે થઇ ગયો તો જોઇ લ્યો રકાસ! કોઇ કહી શકશે કે તે અજાયબીથી ડાચું વકાસતા ગામડીઆ લોકોની અજાયબી વધતી હશે કે પેલા શેહરી ગાનારના ગળાનો ગુંચવાડો? આવો શેહરી ગામડે આવી ગાણું લલકારે એ ગરીબ લોકોને અજાયબીમાં નાખવા બસ છે. ફાટેલાં ઘોલ માફક ગાતો ફલી કહે છે કે તે દિવસે આંબાઝરીમાં વલાણ લેતાં એક ગામડીઓ ખેડુત સામે થઇ ગયો અને ફલીના કાન જાણે તમાચો ખાધો હોય તેમ લાલ લાલ થઇ ગયા! ખુદા માલમ આ ખરૂં હોય કે ખોટું પણ નાળ્યાં મારૂં નરીમાંન ડોળી ડાકીને કેહ છે કે એમજ એક દહાડીવાલા શેહરી પારસી નેકટાઇ કોલર પેહડેલા કુદતાને દોડતા ગામડામાંથી પસાર થતા હતા કે તેવણને હવાલદારે જોયા અને પાગલખાનાના રહેવાસી ધારી પકડાવી મંગાવ્યા! એક ઇંગ્રેજી લેખકની એવીજ રીતનું કોનફેસાક્ત કરે છે તે છતાં નીચે મુજબ લખે છે તે અજાયબી લાગે છે. તે કહે છે "અહા! ઉપર સુંદર સાફ આકાશ, નીચે લીલાં કંજર જેવાં ઘાસનો ગાલીચો તે સાથે સર્પ રોકો વાંકો ગામડેનો રસ્તો અને ત્રણ કલાકની સેહલેગાહ ઉપર મને એકલો મોકલો. તે વેળા હું ખુશાળીથી છલકાઈ કુદકા ન મારૂં તો શું કરૂં? હું તો હસીશ દોડીશ, ને ખુશાળીથી લલકારીશ."

શાબાશ, ઓ ઇંગ્રેજ બચ્ચા, શાબાશ! અરે ભલા ઉપર આ પેલા પારસીની સુશીબત વાંચી ચકુમન પકડ. નહીં તો નફામાં ન લેવામાં ન દેવામાં બે ચાર કલાક ગંધાતી કોઠડીમાં ગોં.. રેહવું પડશે. પણ ના તે ઇંગ્રેજ બચ્ચો ખુલ્લા દિલનો આજકાલના લેખકો જેવો ઉછકુ .. હતો! ગમે તે હોય. મજાહ ભોગવવામાં એવા કડવા અને કદંગા અનુભવો ઓર લેહજત આપે છે પરંતુ.. એક ચીજ ઉપર ધ્યાન પુગાડયું? આ ઇંગ્રેજ બચ્ચાંને કશું ભાવતુંજ નથી. આકાશ જોઇએ સાફને નીચે ગાલીચામાં ઘાસ! ત્રણ કલાકની ખુલ્લી હવાની સેહેલગાહતો ઉત્તમ છે પણ તે ઉપર વળી સર્પ રોકો વાંકો ગામડેનો રસ્તો! તોબા, તોબા, એબી કેકો જબરો લંપટી શખ્સ લાગેછે.

પણ મને આ નામીચાં ઇંગ્રેજ લેખકનો એક વિચાર ગમતો નથી મને તો સેહલગાહમાં કુદવા કે દોડવા ગમતું નથી. એ બંને હિલચાલથી દમ જોરમાં ચાલે છે, થાક ચહડે છે, પરસેવાના રેલા ઉતરે છે અને ખુલ્લી હવામાં મગજ જે ખુશ કેફમાં પડી જાય છે તેમ થતું નથી. એવી ચાલથી ઓર વધુ તકલીફ પડે છે. તેમાં તમારો પરસેવો બળે! આ વીસમી સદીમાં પરસેવો પડે નહીં તો કેવું સારૂં. મારો કાવસ કાકરી બળાપો કરે છે કે કોલરનો ઘાણ વલી જાય છે અને હમણાંજ મુંબાઇની મુંસાફરીથી આવેલો રતુ ફટાક કેહ છે કે મુંબાઇમાં પરસેવાથી સખ્ખત ઉભો કોલર મુવેલા ઉંદરની માફક ઢીલો ઢચ થઇ જાય છે અને પરસેવાના રેલાથી મોહડા પર લગાડેલો ચુનો (!) ધોવાઇ જાય છે.

વળી એમ દોડવાથી મનના વિચારોબી દોડ ધામ કરી મગજને ગુંચવાવી નાંખે છે. ખુલ્લી હવામાં કાંઇ અજબ હિસમે વિચારો એવા ગબડે છે અને મગજ એવી ઉંચી હાલતમાં જઇ બેસે છે કે એકજાતની અખંડ શાંતિ દિલે વાસો કરે છે, ગોયા ઘડીભર દુન્યાથી ઉંચકાઇ જઇ બીજી હાલતમાં વસ્યે છિએ.

આખા દિવસની સેહલેગાહમાં મન તરેહવાર મીનીટમાંથી પસાર થાય છે. સહવારના ઉમંગી આનંદથી તે સમીસાંજની શાંત આસુદગી વચ્ચે મોટો ફરક છે. જેમ જેમ દિવસ વેહતો જાય છે તેમ તેમ આપણે ગોયા આપણી જુદી હસ્તી ભૂલી જઇએ છીએ અને કુદરતની આજુબાજુ વિખરાઇ પડેલી ન્યામતોમાં મળી જઇએ છિએ.

ખુલ્લી હવાની કેફની નાશા લાગી જાય છે અને સાંજ પડતાં તો દુન્યવી કારોબાર જાણે સ્વપનામાં જોતા હોઇએ તેમ લાગે છે. સેહલગાહ કરવાની મકસદજ આ છે. આવી રીતે થાકી આવેલો મુસાફર ન્યુસપેપરની જંગી આરટીકલ કે કટલરી કવિતા લખી શકતો નથી. બલકે હસતો વટીક નથી તે છતાં એક જાતની શાંતિ તેના હૃદયે અપડે છે–તે જાણે છે કે તેનું તન આસુદું છે અને તેના ગોટલાં મેહનતથી આનંદદાયક થાકમાં પડી ગયાં છે.

હવે સમજો કે સર્પ રોકા લીલા કંજર જેવા રસ્તાઓમાંથી પસાર થતાં મોટાં ઝાડોની ઘટાઓમાં લેટી જવાનું તમોને મન થયું. વાહ ! તે કિસમની મજાહને તો હું કદી ભૂલીશ નહીં. કોથલો ખભેથી નીચે જઇ પડયો કે આંખ્યોપર રૂમાલ નાંખી પડી રહેવાની મજાહ ઓર છે. પક્ષિઓ મધુર ગળાંએ ગાતાં આપણને અજાયબીથી ટીકે છે કે આ ભુલાસુકાનો માબાપ ઘરબાર છોડી હયાં કેમ લેટયો છે; જો આપણામાંથી બીડી ફુંકું હશે તો આસમાંન તરફ ઉડી જતો ધુવો નીહાલશે; સૂર્યનો દોડતો તડકો પગ પર આવી વખતો વખત તેને ખસેડવાની તકલીફ આપશે અને ઠંડી લેહરી ફુંકી ખમીસના કોલરને એમથી તેમ ઝોંકા ખવાડી અર્ધુ ગણું ખુલ્લું કરશે. અહા ! જો તે વેળા તમો ખરો આનંદ ન ભોગવો તો ખચીત તમો અંતઃકરણના દુંખથી પીડાવો છો. તમે માંગો તેટલો વખત ત્યાં પડી રહો. જાણે તમારે માટે દુન્યા નથી અને દુન્યા માટે તમે નથી. ગોયા સોનેરી જમાનો આવી લાગ્યો છે જે વેળા આપણે આપણાં ઘડયાંને પાણીમાં નાંખી દઇ વખત અને રૂતુને ભૂલી જઇશું. આ મુજબ વખતની બેદરકારીમાં પડયા રહેવું એ હમેશગીની જીંદગી જીવવા બરાબર છે. અરાં સાંભળવામાં આવ્યું છે કે એક ગામડાંના લોકો ઘડ્યાલ શું તે જાણતાં નથી. તે ગામડામાં એકજ ડોસી છે જેણી પોતાની આંગળીઓની ગણત્રીથી કયો દિવસ છે તે કહે છે પણ ૧૦૦ માંથી ૯૯ દાખલાઓમાં તેણી ખોટી પડે છે. તે ગામડાંના લોકો પોતાનો વખત કેટલો આરામથી કહાડે છે, કેટલી બધી ફુરસત તેઓના હાથમાં ફાજલ પડે છે એ જો ઘડીઆલ રાખતા શેહરીઓ જાણે તો ગાડેગાડાં ભરાઇ તે ગામડાંમાં ઉતરી પડશે મને તો લાગે છે કે શેહરી ઘડીઆલો પાગલ થઇ ગયાં છે અને હજી તો દસ વાગ્યાના ટકોરા ન સમજાય કે અગ્યાર વાગ્યાજ છે–તોબા ! ઘેલાપણાની હદ તક દોડાદોડી કરી રહયાં છે. ફુરસદ શું તે જાણે બાપ જનમમાં જાણ્યુંજ નથી. મારે સરકાર મામાપને અરજ કરવાની છે કે તે ગામડામાં ગાડેગાડાં ભરાઇ જતા શેહરીઓને પોતાના ઘડીઆલ લઇ જતા અટકાવવા. કમબખત એ ટકટક કરતાં ઘડીઆલથીજ તો આપણી ચિંતાને ફિકરમાં વધારો થાય છે. આ વીસમી સદીમાં ગમે તે કરો પણ ઘડીઆલથી છુટી શકાય એમ નથી. આખી જીંદગીમાં તો તે ટકટક કરી વખતસર રેહવાની બાંગ મારે છે પણ મોતની વખતે બી તેનાજ ટકોરાની ગણત્રી વચ્ચે આખેરી આવે છે. તેથી બનતાં સુધી સેહલેગાહ વખતે ઘડીઆલ ન હોય તેટલું બેહતર.

સેહલેગાહનો ખરો વખત તો રાત્રે ભોજન કર્યા પછી આવે છે. દિવસની ચાલ ચાલ પછી રાત્રે એક પાનનું બીડું મટમટાવીને ખાવું એ સર્વોત્તમ મોજ છે. પાન પ્યારાં છે પણ તે વખતે તો હજારવાર વધુ પ્યારાં લાગે છે. રાત્રે છાંટા પાણી લેશો તે એટલો સ્વાદિષ્ટ લાગશે કે જનમભરમાં પીધોજ ન હોય. તેની દરેક ટાંસે એક જાતની આનંદદાયક શાંતિ બદનના દરેક સાંધે સાંધાઓમાં પેવસ થાય છે અને દિલ શાંતિના ધબકારા મારે છે. અગર ચોપડી લઇ બેસશો તો તેની ભાષા કોઈ દીવસ નહીં અને તેજ વખતે અજબ ખુબીદાર લાગશે. દરેક શબ્દેશબ્દ ગમ્મત

આપશે, લાઇને લાઇન કલાકો સુધી કાનોમાં ગણગણાટ કરતી રેહશે અને એવું થાય છે કે જો તેનો લખનાર પાસે હોય તો હમણાં દાબીને કોટી કર્યે ! ગોયા જાણે તે ચોપડી આપણેજ સ્વપ્નમાં લખી હોય.

એવા વખતને આપણુ તમામ જીંદગી યાદ કરતાં રહીયે છીએ તેની યાદ દિલમાંથી કદી ભુસરાતી નથી. નસરવાનજી નસકોરી નેવું વરસના થયા છે છતાં હજી પોતાની જવાનીના સેહલેગાહના ખુશ વખતને યાદ રાખ્યો છે બલકે દહાડો વાર વખત વતીક ભેજામાંથી ગેબ થયું નથી. ઇયોને, હું આ લેખ લખું છું તે વિષે મેં તેઓને કહ્યું તો મારી અજાયબી વચ્ચે ૧૦ મી એપ્રીલ ૧૮૫૦ માં તેવણે દમનની સેહલેગાહ કીધી હતી અને સાંજને છેડે બે દોહડયાની તમતમતી મચ્છી અને ગરમાંગરમ તાડીના બતેરાની ન્યામત કરી હતી તેની ખુશ યાદ કીપી. તે પછી ખસરૂ ખજ્જેટયા સાથ બહાર ચંદનીમાં ખાટલીપર પડી માકુ મુદારી અને માછણ વચ્ચે ચાલેલી ઝુબેસનું રસરસતું બ્યાન સાંભળ્યું હતું.

હરે સમજો કે દિવસના લેહરે લેહરે ચાલી નાની ધર્મશાળામાં ઉતારો લીધો અને સાંજ ઠંડકવાલી હોય તો બહાર ઓટલાપર બેસી ગામને લગતાં ટાહેલાં ટપ્પાં માર્યે છીએ. પટેલની ભેંસે પાડો જન્યો, કુમા કમર કાકરીએ પીઠામાં મચાવેલી ધુમ, ભાણકાના બાપની વહુ કુવામાં નખાવા ચાલી, એવા ગામના હેવાલો ગામડયન બાપામાં સાંભલવાની મજાહ, સર્વેને નસીબ થતી નથી. ગોટલે ગોટલાં એવાં ખુશકારક સુસ્ત થઇ જાય છે, આખાં દિલે એવી ખુશ તાજગીની લાગણી થાય છે કે જાણે આપણે તે ગામના પટેલ હોઇએ ! ! તે વેળા ટૈંચવલા નવલુ સાથ કે ગંભીર ગુસ્તાદ સાથ, અસ્વાદવાલી જેવા અદુગા સાથ કે હાથે મુદ્દેલું પગે ગેબ કરી જાય એવા પેસુ સાથ વાત કરવામાં શરમ લાગતી નથી. ના, ના, તે વેળા આપણે આપણા દરજ્જાનો દોર, તરંગરીનો તોર કે શીખેલાપણનો શોખ એક કોરે મુકયે છિયે. તે વેળા આપણે આપણી શેહરી શેઠઇ કે મોટે ઘરની મોટાઇ ભૂલી જઇ તે ગરીબ ગામડેના ગામડયન દિલ સાથ એક થઇ જઇએ છીએ અને અજાયબી અને આનંદથી તે સાદી ગામડેની જીંદગીનો અનુભવ લઇએ છીએ. તે વેળા શેહરી શીરાં કરતાં ગામરેની ગોરી વધુ પ્યારી લાગે છે ! તે વેળા ટેંકરઇ હેંકરઇ એક કોરે મુકી દેવાય છે; લડાઇના દિલ ઉશ્કેરનારા રોઇતરના તારો કરતાં ગામડેની સાદી વાતો કાંઇ અજબ ગમ્મત આપે છે ! ભાડેના ભીખાની કુદરતી રમુજ મુંબાઇના નાટક તખ્તાપર રજુ થતી ભલી રમુંજ કરતાં કાંઇ ઓર રંગીલી લાગે છે,

અગર કોઇને આ ગામડયન સોસાઇટી નસીબ ન થાય અને રૂતુ સરદ અને રાત્રી તોફાની હોય તો નાના કોડયાંના દીવા સામે ખાટલીપર પડી વિચારના વમળમાં ગુંતાઇ જવાતું કેટલું આનંદદાયક છે. ઘડીઆલની કીટ કીટ અને ધંધે રોજગારની ચીંતાથી ઘેરાયલા ગબ્બરોને સેહલેગાહની તે સર્વોતમ મજાહનો ખ્યાલજ કયાંથી હોય ? વખતજ બદલાયો છે. ધંધાની ધમાધમી, પૈસા કમાવાની બે અટકાવ ગડબડ અને હવામાં કિલ્લા ઉભા કરવાની ઉતાવળથી સેહલેગાહની ખરી મજાહ ખુંચવી લેવાઇ છે. તે વખત ગરીબ ખાટલીએ પડેલો સેહલાણી ભલો બાદશાહી બિછાના કરતાં વધુ ગોજ ભોગવે છે. આ આંધળી દોડાદોડીમાં આપણુ એક રાઇ જેટલી ભૂલતા નથી પણ, અફસોસ, ખુદ આનંદથી જીવવાતુંજ ભૂલી જઇએ છીયે. અને તે શા માટે આ ગંજાવર દુન્યામાં આપણો નબળો અવાજ છોડી જવા જે પલમરમાં ચુપ થઇ જશે અને પછી ? ન નામ કે નીશાન, ન હસ્તી કે મસ્તી સઘળું ગેબ ! ! !

એવી રીતે સેહલેગાહની સુંદર સફરે માણસની આ અફસોસકારક આખેરતનો ખ્યાલ થાય છે. અરે આ સઘળી ધમાધમી કરતાં જો

ખાટલે પડી વિચારના વમલમાં વિંટલાઇએ તો કેવી મજાહ પડે! કાંઇપણ ખરાબ નિષ્ટા વગર ખુબસુરત ઓરતોના મુખડા ચીતારવામાં, મહાન માનવીઓના મહાભારત કાર્યોને વગર અદેખાઇ કરવે યાદ કરવામાં, હરેક મનુષ્યની હાલત તરફ દિલસોજીથી ફરવામાં—જો આમાં મનુષ્ય માટે બેહસ્ત સમાયુ નથી તો શામા સમાયું છે!? ગમે તે કરો, પણ ખરી મજાહ તો તેઓજ ભોગવે છે જેઓ બારીએ ઉભા રહી તમાશાને નિહાળે છે અને નહીં કે જેઓ તમાશો ભજી બતાવે છે. હયાં જ મનુષ્યની સઘળી મગરૂરી અને આદમનો તમામ ઇતરાટ તૂટી જાય છે!!

તેવી સેહલેગાહની તોફાની રાત્રે તમો બારીની બહાર ઝોંકાતી અંધકારમાં પડતા વરસાદનાં ગાનોને સમજો. તમારૂં બદન મીઠાં દરદથી પીડાય છે મન સાતમાં બેહસ્તની શાંતિ ભોગવે છે, દિલમાં દિલસોજી ઉભરાઇ રહી છે, અને હમણાંજ તમે તમારાં દિલને તરેહવાર સવાલ પૂછ્યા હતા અને હવે માત્ર એકજ સવાલ પુછવાનો બાકી રહયો છે અને તે એ છે કે એમ વિચારના વમલમાં વિંટલાવામાં હું એક ફિલોસોફર ઠરયો છું કે એક ગધેડો?

ખુદા માલમ એનો જવાબ શો હશે પણ એટલું તો ખરૂં કે તમે તમારો વખત સૌથી સરસ રીતે પસાર કર્યો હતો જેની સામે સીકંદરની શેહનશાહત પાણી ભરે! અને તમો ફિલસુફ હો યા ગધેડા પણ આવતી કાલે તો ઘરે પાછા ફરશો એ વિચાર સાથ બિછાના પર પડી નિંદ્રામાં ગરક જાવ છો.!!!

# કોણ વ્હાલું?—પતિ કે પુત્ર!

## એક ટુંકી વાર્તા

( ગુલશન માટે ખાસ )

લખનાર—મિસીસ રૂપાંબાઇ દોરાબજી રબાડી.

બહારના દેખાવે જોતાં આવતી કાલે થનારાં લગ્નને માટે તે દહાડો શુભ દિવસ નહતો. આખો દિવસ વાદળાંથી ઘેરાયલો અને મંદ હતો, અને પવનનો ફુંકારો દેખાડી આપતો હતો કે વરસાદ પડવાનાં તત્તપર છે-ઘેરાઇ રહયો છે. પવન એવો ફુંકતો હતો કે ગાડી દીવાનખાનાંનાં બારણાં આગળ થોભતાં મેરી સિલ્પેસ્ટર ગાડીમાંથી ઉતરતાં ઠંડીથી થરથરવા લાગી, અને મનસે વમાસવા લાગી કે ઓરડાઓમાં સગડી સળગાવી હોય તો સારૂં. અને તેમ હોવું મહાલ હતું—કાંકે જો બોબી ઘરમાં હોય તો તેને કદી ઠંડી લાગતી નહતી કે સઘડી સળગાવા કહેતો નહતો. તે આગમચથી જાણુતી હતી, તેને ખબર મળી ચુકી હતી કે લગન થતાં બોબી પોતાની પરણેતર સાથે 'હનિમુન' ગુજારવા જશે તેટલાં તેની-એટલે નવી વહુ સ્ટેલાની બેહેન ઘર સાચવવા રહેનાર છે. પોતાની તરફ લગાર બેદરકારી દેખાડી તે તેને લાગ્યું ખરૂં, પણ આજનો જમાનો અને તેનો રાહધાટ યાદ કરતાં, સ્ટેલા પોતાની સાસુને બદલે, પોતાની બહેનને ઘર સોંપી જાય, અને બોબી અલબત પોતાની પરણેતરને તેની મરજી મુજબ કરવા દે એમાં તાજુબી જેવું કંઇ જણાયું નહિ. બારણું ઠોકતાં એક ચકોર દેખાવની દાસીએ આવી બારણું ઉઘાડ્યું અને મેરીને બેઠકનાં ઓરડામાં લઇગઇ. તે નાનો સરખો ગોઠવેલો-સંગારેલો ઓરડો હતો. મેરી આરસીના તખતા આગળ ઉભી રહી, પોતાનાં ખુબસુરત સુનેરી બાલનાં ગુલફાં બરોબર કરતી હતી. તેણે આજે પચાસ વર્ષથી સોગનો પહેરેલો કાલો લેબાસ બદલ્યો હતો નહિ—કોઇ કોઇવાર ઘરમાં સહવારનો વખત ઉજળો કે બીજા રંગનો લેબાસ પહેરતી હતી, પણ બાકીનો વખત કાળોજ લેબાસ રાખતી રહી હતી. હવે ગોલાબી ગવન સાથનાં કપડાં પોતાના દીકરાના લગનને દિવસે પહેરવા માટે સીવાડેલા પોતાના ઘરમાં કોચ ઉપર પથરાયલાં મેલી આવી હતી અને તે યાદ કરતાં લગાર બેચેની પેદા થતી હતી. તેની સાંથની ફાંકડી ટોપીથી તે જુવાન છોડીઓને લાયક તો નહિ લાગે? કદાચ સ્ટેલાને એવો વિચાર આવે ખરો. પણ બોબીએ ઘણા કાલાવાલા કીધા કે એવા લેબાસમાં ના આવતાં, તેથી એ કપડાં તેને ખાતર કરાવ્યાં હતાં. એવા તુરંગોમાં તે પોતાનાં બરચક વાળ સાફ કરતી હતી. તેણીની આંખે દુરનું ઝાઝું દેખી શકાતું ન હોવાથ: તે જોઇ નહિ શકી તેનાં ગોલ ઘટમદાર ચેહરો આજે પણ દીપતો હતો અને રૂખસારા ઉપર છોકરીઓને હોય છે તેવો રતાસ હતો, તો જો કે તેની સુંદર બ્લુ આંખ્યો આગળ ઝીણી કરચળી વળી હતી, તેનો સોહામણો ગોળ ચહેરો અને તેવોજ ગોળ તેણીનાં બદનની આકૃતિ એક બીજાને બંધ બેસતી દેખાતી હતી. અને બોબી જેવો તેનો દીકરો ન હતો તો દુન્યા લેશમાત્ર વ્હેમ વનાં તેને દસ વર્ષે ઓછી ઉમ્મરની સહેલી ધારતે. તેણે પિસતાલીસ દિવાળી જોઇ હતી, પણ પાંત્રી-

સની બરજુવાન લાગતી હતી. બોબીને વધુવાર રોટવું ઠીક નહિ, કારણ કે તે હયાં આવ્યા પછી પાછો સ્ટેલા ને ત્યાં જવાનો હશે. એક બે શબ્દોમાં પતાવી એનાં માટે લગનની સેસમાં જે સુનાંનાં બટન–એ અદરાયો તે દહાડેથી જે પૈસા બચાવી શકી તે પૈએ પૈ ખરચીને લીધેલાં ખાણુંનાં ઓરડાની મેજ ઉપર; જ્યાં તેને મળેલી બીજી ભેટો એકઠી કરી હતી ત્યાં ચુપચુપ સેરવી દઇ ચાલી જવા કીધું કારણ કે લગન આગમચ પાછી પોતાનાં બેટા સાથે તેનો મેળાપ થવાનો સંભવ નહિ હતો, કારણ એવી ગોઠવણ થઇ ચુકી હતી કે ઘરથી પાધરૂં દેવલમાં જવાનું હતું. તે ઓરડાની બાહાર નિકળવા જતી હતી તેવામાં બારણું ઉઘડયું અને બોબી દાખલ થયો

" મમી મમી–તમે હયાં ? કેમ શું છે ? " તે એમ જોતાંજ બોલ્યો. " કંઇ–કંઈ નથી દીકરા." બોલતાં પોતાનાં દીકરાને હર્ષથી ટીકતી ઉભી. તેને આવો સજ થયલો આ પહેલ્લીજવાર જોયો હતો; અને કેવો ભપકાબંધ શોભ્યા જેવોજ લાગે છે કરી મનમાં મગરૂર થતી હતી. જો કોઇ એમ કેહે કે મોટે ખાનદાનની સ્ટેલાએ હલકાં ખાનદાનનો ભરથાર પસંદ કીધો તે લોક તે વરને જોતાંજ પોતાનાં વિચાર બદલી નાંખશે. પોતાનાં બેટાનું સોહામણું માથું છાતી એ હર્ષે દાબ્યું અને ચુંબન કીધું. તે ઉંચો, કદાવર પતલો અને સોહામણી આકૃતિનો હતો, જેનો ચેહરો કે દેખાવ તદન તેની માયને મળતો આવતો હતો. " કંઇ નહિ દીકરા, પણ જો ફુરસદ હોયતો થોડો વખત તારી સાથે બેસીને વાત કરવા ગમ્યું પણ જો તું બાહાર–કદાચ સ્ટેલાને ત્યાં જવાનો હોય–"

" ત્યાં–આજેરાત્રે ? તે લોક મને મજેજ નહિને ! એ એટીકેટ, નથી–આજે તો લગનનાં કપડાં પહેરાવી જોવાનાં વગેરે કામમાં તે લોક રોકાયલાં. "

" ત્યારે તો મારા આવ્યાથી તુને કંઈ અડચણ નથી પડવાની બેટા; મારા કપડાં પણ આવી ગયાં અને મને કંઇજ રોકાણ બીજી નથી. "

" તમારા કપડાં, મમી ? ખરેખર ! તમે ગોલાબી ડ્રેસ કરાવ્યો છે કેની મમા ? હું ધારૂંછ કે તે રંગ તમોને મઝાનો લાગશે. પણ ઘણોજ ઝળકતો નહિ હોય તો સારૂં. "

" તેવું નથી દીકરા. તારે લગનને દહાડે ગંભીર દેખાવ નથી કરવા ગમતો ! "

" ગંભીર ? નાં તેમ તો નહિજ; પણ એટલું યાદ રાખજો કે હાથનાં મોજાં સુફેદ હોય, તે ભૂલતાં નાં. મને ખાત્રી છે કે તમે ઘણાં ફક્કડ લાગશો. જો તે કાળાં હશે તો બધું બીગાડી નાખશો ! "

"બધું" મેરી બોલી મનમાં વિચારવા લાગી. તે જાણુતી હતી કે, કાલે જો એનાંથી કંઇ ઉલટું થયું કે બોલાયું કે પહેરાયું તો થઇ ચુકયું. તે બેટાને ઘણું માઠું લાગશે. " તું કેવો મઝાનો લાગે છ દીકરા. હું મારા વ્હાલા દીકરા રોબર્ટ માટે ઘણી મગરૂર છું. પણ હું હમેશાં મગરૂર રહેતીજ આવેલી છું એમ મગરૂર થવાનાં મને સરસ કારણ, તારાથી મલ્યાંછ "

" ખરેખર માયજી ! એ ખુશ ખબર મેં સાંભળી. પણ તમે જાણોછ મમા કે તે સઘળી શાબાશી મને એકલાનેજ ઘટતી નથી. તમોએ તમારાથી જેટલું બન્યું તેટલું મારા માટે કીધું છે–હમેશાં કરતાં આવ્યાં છો. "

" અલબત્ત, દીકરા ! એક માતા એથી ઓછું શું કરી શકે ? પણ તું આટલો હુશ્યાર અને મેહેનતુ નહિ હોતે તો મારૂં કીધેલું શું કામ આવતે ? મી. કારબૉઇન જો તારાં લગન ઉપર આવે તો કેવું સારૂં થાય; દીકરા, તેવણુની એટલી મહેરબાની છે કે—'

" તેવણુને તેડાવતે ? મી. કારબૉઇન જેવા મોટા લોકને મમી ડીઅર મારા જેવાનાં લગનમાં આવવાનાં કરતાં વધારે વજનદાર કામની રોકાન હોય છે ! મારા સાંભળવામાં આવ્યુંછ કે તેવણુ

આ તરફ નથી, અમેરિકા ગયલા છે, પણ હવે પછી એેવણ લંડન આવશે ત્યારે હું તેવણ સાથે પિછાન પાડવાનો છું અને સ્ટેલા સાથે પણ ઓળખ કરાવવાનો વિચાર રાખું છું. મહેરબાની ઘણી મેહેરબાની તેમાં કાંઇ શક નહિ, પણ કોઇ રીતની અંગત તકલીફ ઝાઝી નથી. હું ધારું છું કે જેમ આ તરફ કરેછ તેમજ પેલી તરફ તેવણનાં એજન્ટો બધું કામ આટોપ્યા કરતા હશે !'

"તેમજ હશે" મેરીએ ધીમેથી કહ્યું "પણ તેથી દીકરા તેવણની મેહેરબાની કંઇ ઓછી થઇ? મને વારંવાર વિચાર આવેછ કે જો તેવણ એવા ઇમાનદાર અને પ્રમાણિક નહિ હતે તો ? આપણને ખબર જ ક્યાંથી પડતે કે તારા મમાવાએ પોતાનો પૈસો પેલી ખાણમાં રોક્યો છે ? વિચાર કર કે એ વાત જાણમાં નહિ આવતે ને એ મદદ આપણને નહિ મળતે તો આ છેલ્લાં દસ વર્ષમાં કેટલો ફેર પડતે ! તારા મમાવા જે કરચકોર મને આપી ગયલાં તેની ઉપરજ ગુજરાન ચલાવતાં આજે આપણી હાલત તદન જુદીજ હતે ! તું ઘણો ચાલાક અને હુસ્યાર છે પણ તારો અભ્યાસ વધારવા ઓક્ષફર્ડ તારાથી કેમ જવાતે ? અને આવી મનપસંદ નોકરી પણ નહિ મળતે–ખરું કેની ?" લગાર માફ માંગતી હોય તેમ તેણી હસી.

"તું કોઇ કોઇ વાર એમ પણ બોલતો કે વરસ દહાડે ૧૦૦૦) મળે તો તે કંઇ ઘણાં નહિ થયા. એમ તને લાગેછ કાંકે તું ઘણો લોભી થયો છ, દીકરા !"

"ઘણોજ–મમા ઘણોજ !' તે હસ્યો. મમા, એ બધું શું કરવા લંબાન કરોછ કે તે મને ખબર છે કે તમારી પાસથી હું કાંઇ કબુલ કરૂં–"

"અલબત દીકરા; તારે લેવુંજ પડશે. મને શું કામનું છે ! હવેથી મારો ખરચ ઘણો ઘટી જશે; વળી સ્ટેલાને સુખવારી પણે રહેવાની ટેવ છે; તેવામાં ઉછરેલી છે."

"તે બધું હું જાણું છું. પણ મને ગરજ નથી પડવાની મમા" એમ કેહતાં પોતાના જેબમાંથી એક કાગળ અડધું ખેંચી કાઢ્યું, પછી પાછું અંદર ખોસ્યું. "આ કાગળ આજે સહવારે સોલીસીટરો તરફથી આવ્યુંછ. પણ તે વાંચવાના કરતા હું મોઢે કહીશ તો તમોને જલદી સમજ પડશે ? તે લોકોને મી૦ કારબોઇન તરફથી કાગળ મળ્યુંછ. અને મમા, મને મારા પગાર ઉપરાંત મને હવે પછી વરસ દહાડે બીજા એક હજારની આવક મળનાર છે !"

તે એવો હરખમાં હસવા લાગ્યો કે જાણે નાહનો પોર્યોજ ! મેરી અજાયબીથી દંગ થઇ, અને ઉજળી પુતળી જેવી થઇ ગઇ. "બોબી એ વાત ખરી હોયજ નહિ."

"ખચ્ચીત, ખરી વાત છે મમા; તે રકમ વકીલોના હાથમાં આવી ચુકી છે. અને કારબોઇનનું કાગળ હું જાતે જોઇ–વાંચી આવ્યોછ. એ પૈસા મારી પચીસ વર્ષની ઉમ્મર પછી મળનાર હતાં. ને જો તેની આગમજ હું પરણું તો ત્યારે મળે. ખોદાનાં હોકમથી બને પ્રસંગ લગોલગ એકાદ મહિનાને આંતરે આવી લાગે છે.

"મી. કારબોઇનનાં કાગળમાં એમ હતું ?"

"હા કંઇ એવુંજ–કે એવીજ કંઇ મતલબનાં શબ્દો લખેલા હતા."

"એટલે એમ કે પેલી ખાણોમાંથી કંઇ ઉપજ ન નીકળી તો, તેમ કરવાનું એવું તારા મમાવા કહી ગયલા ?"

હર્ષનાં આસુની ભરેલી આંખોથી તેણી તેને જોવા લાગી, હર્ષ ભર્યાં ઝળઝળ્યાં તેણીની આંખોમાં ભરાઇ આવ્યાં. તેની માતાનાં સવાલનો જવાબ વાળવાને બદલે તે પોતાની બેઠક ઉપરથી ઉઠી સગડી આગળ ગયો અને કાંઇક કઠોર અવાજે બોલ્યો–

"મમા હું તમને બીજી પણ એક વાત કહેવાનો છું. હું હમણાંજ કહું તો સારૂં; બલકે મારે એ વાત એ આગમજની કહેવી જોઇતી હતી. હું

એકત્રીસ વર્ષનો થયો તે દહાડેથી એ વાત હું જાણું છું."

"તે શું વાત છે, દીકરા" મેરી ગભરાતી બોલી.

"હું વકીલોને ત્યાં ગયો હતો, અને તે લોકોને મ્હોડેથી એ વાત સાંભળેલી. મને શા ઉપરથી એ વહેમ ગયો તેની મને ખબર નથી. તે વાત કરવાની તેમની મતલબ નહિ હતી, પણ થતાં થઇ ગઇ ખરી! મમા, તમે શું એવું માનોછ કે મારા કમાવાની થાપણમાંથી આ બધા પેસા આવે છે?"

"મારા વ્હાલા દીકરા હું શું જાણું, વકીલો એજ એમ લખીને જણાવ્યું હતુંને? મારા બાપે અમેરિકામાં પોતાનાં નાણાં રોકેલા હતા એ વાતની મને ખબર હતી જે પેસાની ખોટ ગઇ—બરબાદ ગયા કરી તેવણ સમજતા હતા. રોબર્ટ—મને તારી વાત સમજ નથી પડતી"

"વકીલોએ તો તમને જેમ કહયું તેમ તમે સમજી ગયાં! મી. કારબોઇનને પણ તે લોકને એ વાત છુપી રાખવાનુંજ કહેલી. એ પેસા મારા બાપાની તરફથી આવ્યા હતા!"

મેરી ઉજળી સપ મારી ગઇ, તેણી ઉભી થઇ ધ્રુજવા લાગી "બોબી!"

"હા, મમા, એ પૈસા મારા બાવાનાં! મી. કારબોઇન ત્યાંની જાગીરો વગેરેમાં બાવાનો મિત્ર તેમજ લાગ્યો હતો. અને તેવણ મરણ પામતી વેળા એ આપણને આપવાની અરજ કીધી હતી. જેમ મી. કારબોઇને કહ્યું. એમ જણાય છે કે જો તમે જાણો કે એ તેવણ તરફથી આવેલા પેસા છે, તો તમારે માટે કે મારે માટે કબુલ કરો નહિ તેમ તેવણ ધરતા હતા."

"એમ—એમ—તેવણે ધાર્યું?" નાચારીથી હાથ ઉંચા કરી જાણે હાથ પર હાથ મારતી હોય તેમ અફસોસ કરતી બોલી—"પણ કાંય?—કાંય?—"

"હું ધારૂછ કે તમે તેવણ ઉપર—મારા બાવા ઉપર ઘણુજ ખફા થયલા હશો એમ તેવણ ધારતા હોવા જોઇયે!" તે દેખીતી સખતાઇને તુંદાઇથી બોલતો હતો. "તમે શા માટે છુટાં પડયાં? શા માટે લડયાં? શા માટે તમે પાછા નહિ મળ્યાં? એમાં કોણનો વાંક હતો—એ સઘળું મેં આજ વેર તમોને પુછયુંજ નથી!"

"તેમાં તારા બાપનો વાંક નથી; હું હમેશાં તને એમ કહેતી આવેલી છું, બોબી!"

"હા તે તો ખરૂં; અને મેં કદી મારો ઠપકો આપ્યો બી નથી; હું—"

"નહિ. તમે હમેશાં મને ઠપકો આપતા આવેલા છો, દીકરા." મેરી નરમાસથી બોલી.

"હું એમ નથી કહેતો. પણ, જો બાવાનો કસુર પણ હોય, તો પણ તેના આયશ્ચિત તરીકે તેવણે પોતાથી બનતું કીધુંછ. કદાચ એ રીતે છુટું પડવું અવસ્યનું હશે. અલબત બે જણા એકથી ઉલટાં—કજોડાં—જુદાં જુદા દરજ્જાનાં પરણે ત્યારે—" તેનો ચહેરા ઉપર ઉપલું બોલતાં લોહી ધાઇ આવ્યું. એક પળની ચુપકીદી પછી મેરી ઉઠીને તેની પાસે ગઇ અને બોલી:—

"હું વેપારીની દીકરી છું, રોબર્ટ, મોટાં ખાનદાનની હોવાનો મેં કોઇ દિને દાવો નથી કીધો. મને એ વાર મળી તે આગમજનું રટેલાએ તે જાણ્યું હતું એવી મારી ખાત્રી છે. જો તું ખાનદાની ગ્રહસ્થ હોય તો તે લોહી તારા બાપનાં તરફનું છે,—આપણે બને એ વાત જાણયે છીયે. નહીં? તારા બાપને કોઇ રીતનો ઠપકો આપતો ના. યાદ રાખજે કે મારી ઘણી ન્હાની ઉમ્મર હતી, બલકે તારો જનમ થયો તે વેળા મેં વીસ વર્ષ પણ પુરાં નહિ કીધાં હતાં! તે ઉમ્મર તારી રટેલા કરતાં ઘણી નહાની હતી, યાદ રાખશોની? હવે તું પરણશે, અને આપણે છુટાં પડવાનાં! હા; હમેશાં એમજ બને છે અને મારો દીકરો મને આગળ ચાહતો હતો તેવો હવે નહિ ચાહતો, એવું મને લાગે તે મને ગમતું નથી." પોતાનાં બેટાને છાતીએ લગાડયો. અને રોબર્ટે પોતાની આંખમાં

આંસુ જોવાને બદલે ખુશી જોઇ ખુશી બી થયો ને લગાર ગુંચવણમાં પણ પડયો. પછી પાછું મેરીએ બોલવા માંડયું. "તેં તારા બાપ વિષે આ કહ્યું તે સાંભળીને ઘણી ખુશી થઇ. હું ધારતી હતી તેમ મરણની વેળાએ કોઇને કોઇ હતું, મરતી વખતે તે નિર્ધન અવસ્થામાં કે એકલો નહિ હતો એ જાણીને હું વધારે ખુશી થઇ, કદાચ તું ધારતો હોય તેનાં કરતાં વધુ મેં તેને યાદ કર્યો હશે–દીકરા તું હવે પૈસાદાર થયોછ, સ્ટેલાને એ વાત તેં કહી ?"

"હજી મેં કહી નથી મમા! તક મળી નથી; તક મળતાં હું કહીશ, અને–" એમ બોલતાં અટકી ગયો. તેવામાં ગાડીનો અવાજ આવ્યો અને બારણું જોરથી ઠોકાયું. 'એ કોણ હશે ?"

"સ્ટેલાનો અવાજ આવેછ!" અને હતું બી તેમજ હતું. ઉંચી, ગોરી, સોહામણી આશરે ચોવીસેક વર્ષની છોકરી હતી. સરસ શોભીતાં ઘેરા લીલા પોષાકમાં સજ થયેલી રોબર્ટની પેઠે એ પણ દેખાવે મોટી ઉમ્મરની લાગતી હતી તેનાં સુંદર સોનેરી બાલનાં ઝુલફાં તેની ગરદન ઉપર લટકતા હતા, કારીગરીવાળી કિરમી હતી. એનો પોષાક પણ તેવોજ કિરમી હતો, હમેશાં તે બીજાઓનાં કરતાં જુદીજ રીતે પહેરતી હતી; તેનો કંઠ ઘુઘરા જેવો જોશવાળો [illegible], તેની ચળકતી બ્લ્યુ આંખ ઠંડી અને સખત [illegible]ી. મેરીને જોતાંજ, આનંદભરીનાં ઉદ્ગાર સાથે સામે આવી અને વાંકી વળીને પોતાની સાસુ આગળ ચુંબન માટે મોંડુ ધર્યું.

"ત્યાં તમોને મળવાની આશા નહિ રાખી હતી મિસીસ સીલવેસ્ટર! રોબર્ટ, કેવું ખુશી થવા જોગ કે તમો ત્યાં મળી આવ્યા. તમે ઘરમાં નહિ મળશો એવી બ્હીક હતી. કહેજે, લેડી સુસાન સીક છે! દીલગીરીની વાત છે! તેથી બોલી."

"તારાં ધર્મ માતા બીમાર છે ?" મેરી બોલી.

"એમ કહેછ તો ખરાં! હું ધારૂંછ કે સહેજ સાજ હશે. એએ કંઇક હઠીલાં છે કે, હું ધારૂંછ કે તેવણે ખામખા એવો ઢોંગ કીધોછ. બે કલાક ઉપર તેવણુની નોકરે ટેલીફોનથી મમાને જણાવ્યું કે તેમની તબ્યત બિગડી છે માટે આવી જાઓ. માયજી ગયાં? કેહેજે તેવણનું રાએતાનું દરદ ઉતર્યું છ...ઉભર્યુંછ; તેથી ડોકટરે બહાર નિકળવા ના કહયાને લીધે કાલે એવણ ચર્ચમાં આવનાર નથી. વળી અધુરામાં પુરૂં મમાએ હમણાંજ ખબર આપી કે તેવણ આપણુ બનેને મળવા માંગેછ."

"આજે રાતે તો નહિ કેની, સ્ટેલા ?"

"આવતી કાલે આપણે જઇયે તે આગમજ મળવા કહેછ. તેવણ જાણેછ કે ચર્ચમાં જવા પછી તો વખત નથી મળવાનો પણ તેમ કરવા ઉતાવળ ઘણી કરવી પડશે, અને મને ઉતાવળ થાય તે ગમતું નથી. તેથી મેં હવાં કહાવ્યું કે જો તમે હમણાં ઘરે મળી જશો. તો આજેજ આવીશું. એમ કરી તુરત ગાડી મંગાવી." હવાં તેનો ઉશકેરાટ નરમ પડી ગયો. તે હમેશાંની શાન્ત. ઠંડી, ને સ્વસ્થ સ્વભાવની હતી અને કોઈ જવાર આમ ઉશ્કેરાઇ જતી હતી. "અલબત્તાં આપણુને જવું તો પડશે, રોબર્ટ; ખરૂં કેની મિસીસ સીલવેસ્ટર. તેવણુને ગોસ્સે કરવામાં સાર નથી કેની ?"

"બેશક નહિ દીકરા; વળી તેવણનું દિલ દુઃખાય તે ભૂંડું." મેરી નરમાસથી બોલી.

"હાજતો—અલબત." સ્ટેલા હસીને બોલી." મમા બોલ્યાં કે લગનનાં લેબાસમાં સજ થયેલી તેવણ મને જોવા માગેછ. ગમે તે થાય પણ હું તે દિવસ વગર આગળથી તે કપડાં પહેરૂંજ નહિ. હું તેમ કરવું બુરૂં સમજું છું. હું ધારૂંછ કે કંઇ બીજી ભેટ તેવણ મને આપનાર હશે. પેલું રૂપાંદાન આપેલું કંઇ ઓછું નહિ ગણાય! એવણ આટલાં પૈસાદાર ને વળી મારાં ધર્મ—માતા થયલા અરે! મીસીસ સિલ્વેસ્ટર તમારી આવી સરસ બેટો માટે મેં તમારો પુરતો ઉપકાર નથી માન્યો ?

તમે શી રીતે એટલી ધીરજ રાખી મેહેનત લીધી હશે! આજતાં વખતમાં કોઇ એટલી મેહેનત ઉરતકામ પાછળ લેતું નથી. હું રોબર્ટને આ રીતે લઇ જાઉંછ તે માટે મને દરગુજર કરશોની? લેડી સુસાનને મળી રહેતાં વાર હું એવણને પાછા તમારી આગળ મોકલી આપસ. ઘણું તો એક-કે દોઢ કલાક લાગશે. ઘણું દુર જવાનું નથી. અને તમોને કંઇ ઉતાવળ નહિ હશે. કંઇ ચોપડી લઇ વાંચવામાં રોકાશો કેની? મહેરબાની, અને હમે હું ને મમા મોડેથી હયાં આવી ચઢીયે તો તમે અજબ ના થશો. ગ્રેઇંગરૂમ રાતને વખત કેવો લાગેછ તે એવણ જોવા માંગેછ. તેવણે દીવસનાંજ જોયો છે. અને કદાચ કાલ અગાઉ આપણે નહિબી મળેબી તો માફ કરશોજી—ઓબ, તૈયાર કે?"

પાછો કીસને માટે ઠંડો ગાલ આપ્યો અને ઝપાટાબંધ પોતે ચાલી અને સાથે પોતાના ધણી ને પણ લેતી ગઇ. ખરેખર કાબુ ચલાવનારી તે સ્ત્રી હતી! મેરી હાંફતી, હાંફતી, ગાડીમાં એ બને સોહામણાં ચહેરાઓને બેસીને જતાં જોતી ઉભી. એ બંને મોટી ઉમ્મરનાં લાગતાં હતાં.

"મારો ગરીબ બેબી, તેણી અંદર જતાં બડબડી! મારો ગરીબ દીકરો! અરે! એ લોક કંઇ સમજતાં નથી; એ બને જેવણાં એટલાં હુસ્યાર છે તેમાં એ લોક મોટી ઉમ્મરનાં લાગતાં હશે. એ લોક જેટલી નાદાન ઉમ્મરનાં છે, તેવીજ સમજ અને અક્કલનાં બી થાય તો કેવું સારૂં. ત્યારે જરાબી ખુશીનો ઉપયોગ કરી શકે!"

એક ચોપડી શોધી કાઢી સ્ટેલાએ કહ્યું હતું તેમ અને વાંચવામાં મન રોકવા લાગી—પણ નહિ સઘળા પ્રયત્ન ફોકટ! પછી ચોપડી પાછી મેલી દઇ ઓરડાઓમાં સઘળે ફરી ફરી જોવા લાગી. તે ઘર હમણાંજ ગોઠવાયલું, અપટુડેટ સ્ગાયલતું અતિ સોહામણું હતું. નીચેના દીવાન ખાનામાં ઘડયાળ વાગવાનો આવાજ સાંભળી તે હેઠળ ઉતરી આવી." કલાક-દોઢ કલાક થયો જોખીને જવાને અંધારૂં થવા આવ્યું છે. પુરૂં અંધારૂં થવા આગમજ હું ઘરે જાઉં તો સારૂં. કોઇ માણસ કે ચાકરને કહેવા વગર હું બારણું ઉઘાડી ચાલી જવસ-સ્ટેશન પાસેજ છે! પણ અરે! જે કામને માટે ખાસ ફેરો ખાધો તે બટન ભેટ આપવા તે તો ખાસ વિસરીજ ગઇ; અફસોસ એ ખાણું લેવાનાં ઓરડામાં જ્યાં ટેબલ ઉપર બીજી ભેટો એકઠી કરી મુકેલી છે; ત્યાં મુકું તો એના હાથમાં આવશે, કે એની લખવાની ટેબલ ઉપર મુકી જાઉં!' એવો વિચાર કરતાં જમવાના ઓરડાની બહાર ઉભી રહી. તે બારણું ખુલ્લું હતું. અને તે બારણાં ઉપરનો પડદો પણ ખસી ગયલો હતો. તેણીએ કશો આવાજ કર્યો નહતો આગળ જતાં બારણાં આગળજ તેણી ઠસકી ગઇ. એક ઉંચો આકાર ઝાંખાં અંધારામાં પેલી ટેબલ ઉપર વાંકો વાળેલો તેણીને દેખાયો. તેની બુમ સાંભળતાંજ તે ભડકયો. અજાયબી કે ડરથી તે લખવાનાં ઓરડા તરફ ધસ્યો ને બારણું ઉઘાડી ગેબ થયો—ત્યાંથી બીજે બારણે વાડીમાં ઉતરાતું હતું; મેરીએ પાછી ચીસ પાડી અને તે તરફ દોડી જતાં દાદર ઉપરથી ઉતરતાં તેનાં ભારી પગલાં સંભળાયાં. ઘણી ઉશ્કેરાએલી હોવાથી તેની પાછળ તે દોડી અને છેલ્લે પગથ્યેથી ખભાં આગળથી તેનો હાથ બંને હાથો વડે મજબુત ધરી રાખ્યો.

"તમે ત્યાં શું કરતા હતા?" તેણે કાંઇ ઉત્તર વાળ્યો નહિ. પણ ધીમેથી પોતાનો હાથ છટકાવી લેવાને પ્રયત્ન કરવા લાગ્યો.

"તમો ચોરી કરતા હતા." તે હાંફતી હાંફતી અંધારામાં તેનો દાઢીવાળો ચહેરો જોતી બોલી "તમે ચોર છેઓ!"

"હું ચોર નથી, બાઇ અને હું કંઇ નુકશાન કરતો નહતો. હું ધારૂં છ કે મહેરબાની કરી મને છુટો કરી જવા દો તો સારૂં."

" ચોર નહિ પણ મેં તમોને ટેબલ આગળ જોયા–મારા દીકરાનાં લગનની ભેટો મુકેલી છે ત્યાં હતા. તમોએ તેમાંથી કંઇ લીધુંછ; વળી તમે વાડીની દેવાલ કુદાવીને આવેલા રહેવા જોઇએ. એમ કરી ઘરમાં ઘુસ્યાછ !"

" નહીંછ; હું તો દરવાજામાંથી આવ્યો, બાઇ અને ત્યાંનું બારણું ઉઘાડી માંહે પેઠો. અલબત તેમ આવવામાં અને ઘર ફાડી અંદર ઘુસવામાં કંઇ ઝાઝો ફેર નથી. કંઇ લીધું કરી તમે કહોછ, પણ અંદર જઇને જોશો તો તમે બધું બરોબર જોશો."

" જોવા જાઉ ? અને તમોને છટકી જવા દઉં ? પણ મારાથી તેમ થાય નહિ. તમોને ઘરની અંદર કામજ શું હતું ? અને તમે આ સઘળું ખરૂં નહિબી બોલતા હો તે કોણુને ખબર ?"

એમ બોલતાં કંઇક ગુંચવણુ કે કંઇક નિરાશાથી તેની ટીકવા લાગી. કોઇ રીતે તે તોછડો કે બેઅદબ જણાતો નહતો કે કોઈ રીતે પાધિસો પણ દેખાતો નહતો, માત્ર ચાલી જવા માટે આતુર હતો. તે ચાહતે તો ઝટકો મારી હાથ છોડવી લે તે.

" મારો દીકરો ક્યાં હતે તો બસ–અરે આ-યો–આયો બૉબી ! બૉબી !" એક પળવારમાં તેણે પોતાનો હાથ-જોરથી તો નહીં–પણ છોડાવી નહાંરો અને ઝાડીમાં ભરાઇ ગયો. અને મેરી ત્યાંથી પાછી ફરી સામે આવતાં પગલાં ભણી ધસી ગઈ અને પોતાના છોકરાને પકડયો.

" મમા ! " તે અજબ થઈને ટીકતો બોલ્યો

" શું છે મમી ? તમે મને બોલાવ્યો કે ?"

" હા. ચોર આયો હતો–ચોર ? " મેરી હાંફતી હાંફતી બોલી.

" ચોર ? ક્યાં છે ! " રોબર્ટે સવાલ કીધો.

" જમવાના ઓરડામાં હતો. તારી ભેટો મુકેલી છે તે ટેબલ પાસે ઉભો હતો. તે વાડીમાંથી ... લખવાના ઓરડામાં ગ્યો ને પાછળ દોડી જઇ તે ... દી ગયો તેજ રસ્તે

ઝાડીનો રસ્તો તેને દેખાડયો, કે રોબર્ટ તે તરફ ધસ્યો. તેને તેનો ઓળો દેખાયો તે પરથી તેને ગરદન આગળથી ધર્યો.

" ગજવામાં શું સેરવ્યુંછ ? કંઇ નહીં ! એ સઘળી કહેવાની વાત ! શું જઇને જોઉં ? તે હાંથી તું છટકી જાય ? વાહ ! ઘણી સારી વાત ! હવે જુઓ, રસ્તા ઉપર એ કોન્સટેબલ છે, અને આ રહી પોલીસની સીસોડી ! તે લોકને તેડું. કે તું અંદર આવીને ગજવાં ખાલી કરીને બતાવે છ આવે છ ? ત્યારે તો ઘણું સારૂં એમ આવવાનું કબુલ કરવામાં ડહાપણુ વાપર્યું છ. મમા ! તમે અંદર જાઓ ! હું એને લઈ આયોછ ! "

જેવો બૉબીએ ઉતાવળે દોડી આવીને વિજળીકનું બટન દાબ્યું કે તેણે મેરીને આંખે દીઠે ધ્રુજતી લગભગ રડવા સરખી થઈ ગયલી જોઇ.

" દીકરા કદાચ એણે કંઇ લીધું નહિ હશે; એ એમ કહેતો હતો કે એણે કંઇ લીધું નથી." તે ધીમેથી કાલાવાલા કરવા લાગી.

" ને જો એણે કંઇ લીધું હોયતો એનાં ઉપર સખત દિલનો નાં થતો, બેટા. કદાચ લાચારીના માર્યાએ એવું કામ કર્યું હોય. કોણુ જાણે, દીકરા એને જવાદે–છોડીદે !"

" મમા, મમી ડીયર તમે તો નવાઈ જેવી વાતો કરોછ. શું એક માણસ ઘરમાં ઘુસી આવે ને કિમતી ચીજો ઉડાવી જાય; તેને આપણે છોડી દઇએ ? મારી ફરજ છે કે એનું પાંખડું પોલીસના હાથમાં આપવું. મહેરબાની કરીને તમે જાઓ. તમે હાં રહેશો તો નકામાં ગભરાઇ જશો. અને જેવો હું ઘંટ વગાડું કે તમે નોકરને કોન્સટેબલ ને તેડી લાવવા મોકલજો."

તે ઘણી આનાકાની સાથે તે ઓરડામાંથી ગઇ. તેણે બારણું દાંક્યું–બીજાં બટન દાબ્યાં ... પોતાના કેદીને ટીકવા પડયો સૂર્યનાં તાપથી ... થયેલા ચહેરાનો આકારે પચાસેક વર્ષનો ... ધ્યો અને ભુરા રંગના વાળ

અને દાઢી વાળો તે હતો. તેણે માથા ઉપરથી ટોપી કાઢી ઓરડો ચોમેરથી ઝડપી અને આશ્ચર્ય ભરી નજર ફેંકી. બાળીનો ચેહરો જોઇ ધીમેથી હસ્યો.

"હું ધારૂં છું, મી. સીલવેસ્ટર કે મારાં ગજવાં ઉથલાવી દેખાડવાની તજવી લેવાની જરૂર નહીં પડવાની, તે ધીમેથી બોલ્યો. "કે તમોને પોલીસને તેડવાની પણ અગત નહિ પડવાની. તમોએ ભૂલ કીધીછ તેમાં કંઇ તમારો કસુર હું કાઢતો નથી. હું લગાર મૂર્ખ બન્યો. આગલે બારણેથી બારણું ઠોકી તમોને મળવા માંગતે તે ઠીક પડતે, સાહેબ."

તે એક ફલાંગે ટેબલ પાસે ગયો, ઝડપથી તે ઉપરથી તેણે કંઇ ઉચકયું અને રોબર્ટની સામે ધર્યું-એક પરબીડું-સીલ કરેલું પરબીડું હતું. રોબર્ટે બત્તાં ચઢાવીને અને લગાર ગભરાઇને તે પરબીડું હાથમાં લીધું અને સરનામું વાંચવા લાગ્યો "પરણતાં જોડા માટે" ઉપર લખેલું વાંચ્યું-તે ફોડી ખોલ્યું-માંહેનું ખેંચી કાઢયું-એક હજાર પાઉન્ડનો તે ચેક હતો, તે ઉપરની સહી જોઇ, અને સખત ચમકી લાલચોલ થઇ જઇ બોલી ઉઠયો.

"શું? તમે-તમે—"

"મેં લખ્યું હાઉ. મારા વગર કોઇ બીજા-એ લખ્યું નથી. હું ચોરી કરવા નહિ આવેલો, પણ કંઇ પાછળ મુકી જવા આવેલો."

"તમે મી. કારબોઇન—જોન કારબોઇન તમે?

"હાં, મારા દીકરા-તેજ હું?"

"રોબર્ટે અજાણપણે પોતનાં હાથમાં પેલો ચેક ભચડી નાંખ્યો અને તે ટેબલ ઉપર હાથમાંથી પડી ગયો તેનું ભાન તેને નહિ રહ્યું. અવિશ્વાસુ આંખોએ તે આસામીનો ચહેરો તેનો જુનો પુરાનો ડ્રેસ તથા સામળા મારી ગયેલા હાથ ને ચહેરો તે નિરખવા લાગ્યો. માથાંથી પગ લગી મેલો ઘેલો કામ કરનારા જેવો તે હતો. મી૦ કારબોઇન જોતાંજ તેને અજાયબીનો સખત આંચકો લાગ્યો.

"હું એમ ધારતો હતો કે તમે મારા બાવા-ના મિત્ર છો-હતા. તેવણનાં ભાગીઆ હતા એવું મેં સાંભળ્યું હતું. કદાચ તમે તેવણનાં નોકર હશો! તમે બેસતા કાં નહિ?"

તે તોતરો થઇ શરમથી ઝંખવાનો પડી ગયો. પોતાની મૂર્ખાઇ ભરી ઉતાવળમાં નહિ કહેવાનું કહી દીધું અને નહિ બોલવાનુ બોલી દીધું તેથી તેને શરમ લાગી પણ તે કસુર સામા આસામી-નો હતો કે તેણે પોતાની પિછાનત આપી નહિ.

"નહિ કાંઇ નહીં હું હાં ઉભો રહીશ." તે ધીમેથી બોલ્યો અને અચકી ઉભો "હું ધારૂંછ, મી. સીલવેસ્ટર તમોને તાજુબ લાગેછ કે મારા જેવો માણસ તમારા બાપ સાથે મિત્રતાઇ કેમ રાખે-શી રીતે મિત્રો થઇ શકે?"

"નહિજી; નહીં. હું એમ નથી કહેતો. એમ તદન સમજતાનાં. હું એટલું તો અચ્છી રીતે સમજી શકું છ કે ઘણીવાર એ જુદા-જુદા વર્ગનાં લોકોમાં એવી મિત્રાચારી અને એવો પ્યાર બંધા-વાનો સંભવ હોય છે, તેમજ તમારી બાબતમાં પણ થયું હશે હું કાંઇક અજબ થયો હોઉં તો તે એટલાંજ ખાતર કે-"

"તમે એમ ધારતા હતા કે હું પણ તમારા બાવાનાં જેવો ખાનદાની ગ્રહસ્થ હોઇશ-અને વળી હું તેવો પૈસાદાર પણ હોઇશ-એમ કે?"

"હા-ખચિત એમજ હું ધારતો હતો."

'એ તમારી ભૂલ હતી, સાબ! પેહેલ્લી ભૂલ જેવીજ મોટી ભૂલ એ પણ હતી હું ગરીબ છું અને તેવીજ સ્થિતિમાં હું મરવાનો બી! હું ઘરડો થતો ચાલ્યોછ અને સહેલાઇથી પૈસા પેદા કરીશ તેમાંનો નથી."

"એ સાંભળીને હું ઘણો દિલગીર છું. ભવિ-ષ્યમાં તમારો ચઢતો દહાડો થાય એવું હું ઇચ્છુંછ!"

રોબર્ટનું ભેજું ધીમે ધીમે ઠેકાણે આવતું જતું હતું. પોતાની ખજાલત દુર થઈ હવે તે ઉશ્કેરાટમાં પડયો. સ્ટેલા આવી લાગે તે આગમજ શી રીતે એ માણસથી છુટવું–તેના વમાસણમાં તે પડયો.

"મહેરબાની કરી એક ઘડી બેસો. મારે હજી તો તમારો આભાર માનવાનો છે–તમારે ભરૂસે, તમારા ઇતબાર ઉપર મારા બાવા સોંપી ગયલા તે ફરજ કેવી ઇમાનદારીથી તમોએ બજાવી તે માટે તમારો અત્યંત આભાર માનું છું. મારી હાલતમાં જે મોટો સુધારો થયો તે તો આજેજ સહવારે વકીલોની મારફતે મારી જાણમાં આવ્યો છે. કાગળથી તમારો આભાર માનવાની હું પહેલી તક લેતેજ, પણ આ મોહડે મોહડું ઉપકાર માનવાની તક મળી તેથી હું ઘણો ખુશી થયો છું. હું તમોને ખાત્રીથી કહું છું કે મને પોતાને તમારો ઘણો આભારી લેખું છું"

"હું ધારૂં છું, કે તમારી કેવી લાગણી મારા તરફ છે તે હું જાણું છું." તે ધીમેથી પોતાની ટોપી સાથે રમતો રમતો બોલ્યો. "હું શા માટે એમ આવ્યો તેનો ખોલાસો હાંથી જવા આગમજ હું કરવા ચાહું છું. ઘણા લાંબા વખતથી તમારા બાબમાં હું ગુંચવાયા કરતો હતો; ને તમે પરણો છો એમ સાંભળતાં મારી યાદ લેખે તમોને કાંઇ આપવાનો ઠરાવ રાખતો હતો. પણ તમોને કઇ વસ્તુ ઘણી ગમે અથવા તે જુવાન બાનુના ટેસ્ટને રૂચે તેવું શું લેવું તે હું સમજી શકયો નહિ તેથી મેં ધાર્યું કે એક 'ચેક' આપું તો સારૂ, કે જેથી તમારે મનગમતું તમે લઇ શકશો અને—"

"અરે હા, પેલો ચેક—" તે છોકરો બોલી ઉઠયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે હું કેમ એમાંથી છુટું, "મારા મહેરબાન સાહેબ, તમારી મહેરબાની માટે ઘણા. ઘણાજ આભાર સાથે મને કહેવાની રજા આપશો કે એ ચેકની કાંઇ જરૂર નથી. નહિ, મિસ ક્રાઉન્ટન કે ના હું એ તમારી મહેરબાની કબુલ કરી શકવાનાં."

તે બાહારની ગડબડ સાંભળવા લાગ્યો. ગાડીનાં પૈડાંનો અવાજ અને પછી સ્ટેલાનો ખુલ્લો સાદ સંભળાયો. તે બારણાં ભણી ફર્યો. "ઘણો દિલગીર છું કે તમોને છોડીને મારે જવું પડે છે. બાજુએ ટેબલ ઉપર દારૂ છેજી. મેહેરબાની કરીને તમો થોડો લેવો! તમારી તંદરોસ્તીની સલામતી લેતાં હું ખરેખર ઘણો ખુશી થઇશ. અને એટલું તો મેહેરબાની કરીને યાદ રાખજો કે હું પેલો ચેક લેનાર નથી."

એમ કહી તે ઓરડો છોડી ગયો અને મી. કારઓઇન તેની પાછળ ટીકતો રહયો.

"હું ધારૂંછ કે મોહટી–ઘણી મોહોટી ભૂલ કીધીજ" આસપાસથી વખાણની આંખોએ ઓરડો તપાસવા લાગ્યો. 'આ ઘર તો ઘણુંજ સરસ છે, અને છોકરો પણ ઘણો મઝાનો છે. અને ઘણી સારી હાલત ભોગવશે એમાં કંઇ શક નથી.....; ઠીક છે. હું જતો રહું. એને જેટલી મારી ગરજ નથી, તેટલી એની બી મને ગરજ નથી" એમ કહેતાં પેલો ચુંથાઇ પડેલો 'ચેક' ગજવામાં સેરવ્યો અને લખવાનાં ઓરડાં તરફ ચાલ્યો જ્યાં મેરીને ઉભેલી જોઇ ઉભો રહી ગયો. મેરી તેને જોતાં ને વાર એક છોકરીની પેરે અને હાથ લાંબા કરી અજબ રીતે દોડી આવી પછી પોતાની છાતી ઉપર તેના હાથ ખેંચી લીધા. અને ઉભરાતી આંખ અને ઉભરાતી છાતીએ બોલી:

'હું બધું સાંભળતી હતી–મને એવી દેહશત લાગી કે રખેને તે–મેં તમોને કહેતાં સાંભળ્યા કે તમે મી. કારઓઇન છો–ઓહ, હું ઘણી દિલગીર–ઘણીજ દિલગીર અને ઘણીજ શરમિંદી છું, પણ એ ગરીબ છોકરાનાં મનમાં કંઇ નથી! એતો હજી નાદાન છે. ફકત પેપો અને મેં એને લાડ કરાવી બિગાડયોજ એ મારો કસુર–મારો વાંક છે. તમો ખફા તો નથી થયા?'

"ખફા થવા જેવું કંઇ હું જોતો નથી, બાઇ"

"પણ તમોને કારણ છે, ખફા થવા જેવુંજ બન્યું." મેરી બોલી. તે તેણીનો ચહેરો જોતો નહિ હતો પણ મેરી તો ધ્રુજતી કાંપતી આતુર ભરી નજરથી તેનાં ચહેરા તરફ જોતી હતી.

"એ જાણતો નથી—સમજતો નથી તેથી તમે જાઓછ ?"

"મારે ગભરાવાનું કશું કારણ નથી-મેહેર-બાની, બાઇ, સાહેબજી"

"સાહેબજી !' તેણીએ તેને બારણાં લગી જતાં જોયો.

"જોન !" તેણીએ નિરાશાથી કહ્યું. તે મોંહ ફાડી પાછળ ફર્યો. "જોન, તમે એમ કહેવા માંગોછ કે તમે મને નથી ઓળખતા તમારી વાઇફને તમે ઓળખતા નથી ?"

"મેરી !" તે એક ફલાંગે ધસી આવી, એક બચ્ચાંની પેરે તેણીને પોતાની ગોદમાં ઉઠાવી લેતાં બોલ્યો. 'મારા જાન' મને તેં ઓળખ્યો?'

"તમોને નહિ ઓળખું ?" તેણી તેનાં ગળાં અતરાફ પોતાનાં નાજુક હાથ લપેટતી બોલી "ત્યાં બાહાર અંધારામાં તો મેં નહિ ઓળખ્યા. પણ તમે અજવાળામાં આવ્યા અને તમારો સ્હાદ મેં સાંભળ્યો—અરે ! તમે તમારૂં નામ બદલી નાંખો, તમારી ઉજળી દાઢીને ઉજલા બાલ અત્યારથીજ થવા માંડયાછ !—ગમે તેટલા તેઓને છુપાવો, તમારી હસતી છુપાવો—પણ મારી આંખોથી કે મારાં જીગરથી તમે છુપાઇ નથી શકવાના.મારા જાન. મારા જાન, મારા વ્હાલાં પતિ તમે મારાથી નથી છુપવાનાં ! પાછા તમે ચાલી જતા હતા—વળી પાછા મને છોડી ચાલતી પકડતા હતા ? મારી ન્હાની વયમાં તમે ગુજર પામ્યા કરી સાંભળતાં હું મરી જતી જતી બચી હતી, જીગર !'

"નહિ—નહિ; હવે નહિ હવે કોઇ દહાડોબી તુને છોડી જાઉં નહિ. મારી વ્હાલી મીઠી ! ઓહ મારા પ્યાર, તારા વગર કોઇ નાહ હતું. તારી જગ્યા કોઇએ લીધીજ નથી પ્યાર "

તે સાંભળીને તે કદાવર મર્દે પોતાનાં બાથમાં લઈ, છાતીસે લગાડી કચડી નાંખી. તેઓ આંસુ ની ભીની આંખ્યો સાથે અને હચકાં ખાતાં એક બીજાને પ્રેમથી વળગી પડી કીસ લેવા લાગ્યાં. એવામાં રેશમી ગવનનો અવાજ અને મોટે વાત કરવાનો અવાજ તેમને કાને પડયો. સ્ટેલા અને તેની મા દિવાનખાનાંમાંથી બેઠકવાળા ઓરડામાં જતાં હતાં. તુરત એ લોક છૂટાં પડી ગયાં. અને પેલો ગૃહસ્થ મેરીનાં સુનેરી રેશમી બાળ સમા કરતો પસવારતો બોલ્યો.

"હું ચાલી ગયો—તને છોડી ગયો તે વેળા હું કેવી આફતમાં હતો તેની યાદ છે—મેરી ? હું ફિકર અને અફસોસમાં હતો તે વાતતો તને મેં કહેલી મારી વાહલી; પણ કેવા પ્રકારની તે ફિકર હતી તેતું જાણતી નથી. હું તે તારી આગળ કહેવા આગમજ મારી જીભ કાપી નાંખું. હું નાદાન બન્યો એટલુંજ નહિ જેલમાં પડવા જેવી વાત થઈ ગઈ હતી."

"અરે જોન !

"હા—જેરી!" તે મક્કમપણે બોલ્યો "મારી સંગતનાં લોકોની સાથે સાથે હું ખાડામાં" પડયો—પણ કાંઇ નહિ, તે છોડી દેઓ ! જો તારા બાવા મને મદદ કરતે તો હું છટકી જતે, બધો બંદોબસ્ત કરી શકતે, અને વખત સુધારી નાખતે. ઠીક, પણ તેવણે ના પાડયું. તેવણે તારી સાથે પરણવાનો મારો વાંક મને માફ કર્યોજ નહિ, એવું મને લાગેછ અને તેમાં અજબ જેવું પણ કાંઇ નથી. ગમે તે પણ હું તેનાં કામદારોમાંનો એક કામદાર અને તું આવી ખુબસુરત ને શ્રીમંત! પણ આજનાં કરતાં કંઇ તે વેળા તું વધુ ખુબસુરત નહિ હતી—જો જરાકબી વધુ નહિ—! હું ધારું

છે કે તેવણુ જે બોલ્યા તેને લાયકનોજ હતો. એવણુ કરતાં વધુ પ્રમાણિક કે વધુ ભલા અને ટેકવાળા આખા ઇંગ્લાંડમાં કોઇ નહિ હતું. જ્યારે સાંભળ્યું કે હું કેદમાં પડયો અને લાંબી ટેપ મારવામાં આવનાર છે ત્યારે તેવણુ મારી આગળ આવ્યા. તેમણે મને કહ્યું કે મારી હાલતની વાત તારાથી છુપી રાખી છે અને હમે શાં છુપી રાખશે. તમોને જાણવા નહિ દેશે અને તારી અને તારાં બચ્ચાંની સંભાળ પાલણ પોષણ તેવણુ જોઇ લેશે જો હું સોગંદ લઉં કે તારી આગળ આવીને હું તેવણુની આબરૂને કદી કલંક નહિ લગાડવાની કબુલાત આપું વ્હાલી મારી ખાના ખરાબી થઇ ચુકી હતી હું જાણતો હતો કે હવે મારો દીરગ કશો રહયો નહતો ત્યારે, હું કબુલ થયો અને મેં પેલું કાગળ તુને લખ્યું.

"હા–પેલું કાગળ–કાગળ હયાં મેરીએ પોતાનાં જીગર ઉપર હાથ મેલી જાણે ત્યાંનો મોટો ઘા પાછો ફાટો હોય તેમ કગળવા લાગી.

'હા તે નઠારૂં કાગળ મેં લખ્યો કે હું કદિ તુને જોવા કે મળવા આવનાર નથી. જાણે મેં તને તજી દીધી હોય અને કોઇ બીજીનાં પ્યારમાં પડયો એવું તુને સમજ પડે તેવું કાગળ મેં લખ્યું! બીજી! એ ખોદા—" પાછો તે તેણીનાં બાલ પસવારવા લાગ્યો "તુને તજુ–તુને ભૂલું આ મારા જાનને છોડી બીજીનાં પાસામાં જાઉં ! મારી ટેપ પૂરી થઇ ત્યાંથી છુટી હું બહાર ગામ ગયો. અને પછીથી મેં તને ખબર મોકલી કે હું મરણ પામ્યો હતો. તારી જીંદગી મેં બીગાડી તેનો બદલો વાળવા માટે એટલી જરૂર જ ખુદા વ.રાજદા કમાનો થવા પછી જે બને–બચે તે પૈસા તને પોહોંચવા કરવાનો મેં વિચાર કીધો. તારા બાપની રહેલી થાપણમાંથી આ પૈસા આવું થાય છે એમ વકીલોને મેં ખોટું સમજાવ્યું, જેથી તે પૈસા મોકલવાનું સવળ પડે. મને ખબર મળી ચુકી હતી કે તારા બાપાને મોટી ખોટ ગઇ હતી અને ગરીબ સ્થિતિમાં તેવણુ મરણ પામ્યા હતા. પણ મેં તેવણુને કબુલાત આપી હતી, અને નહિ પણ આપી હતે તો પણ હું આવતે નહિ, કાંકે મને એવોજ ખ્યાલ હતો કે તું પણ મને માફ નથી કરવાની !"

"હું માફ નહિ કરૂં ?" તે આગળની પેરે પાછી અફસોસ કરતી બોલી. 'હું તારી પરવેતર વ્હાલા, હું માફ નહિ કરૂં !"

"પણ મેં એવુંજ ધાર્યું–નહિ તો હું જ્યારે" ત્યારે તને આઘેથી જોઇને પાછો જતો હતો તેમ નહિ કરતે ! તું જાણતી નથી મેરી કેવી છુપાછુપ તને હું જોઇ જતો હતો જે વેળા તને મારો ખ્યાલ પણ નહિ હતો. અને તું એકલી નહિ હતી છોકરાનો પણ મારે વિચાર કરવાનો હતો."

"છોકરો ?" પાછું તેણીએ તેનું માથું પોતાની આગળ ખેંચી કીસ લેતાં બોલી "તમે એમ ધાર્યું કે તમારી જગ્યા તેણે લીધી ? નહીં–નહીં, કદિ નહીં, હા કોઇ કોઇ સ્ત્રીઓ એવી હોય છે. હું જાણું છું કે તેમની બચ્ચાંમાં તે દુન્યા સમાઇ ગયલી હોય છે; પણ હું તે જાતની નથી. તમે હમેશાં મને પેહેલા હતા, અને પહેલાજ રહેતે." તેણી હસતી ને રડતી બોલી. 'મારા ગરીબ બોબીનું મારા ઉપર હેત છે ખરૂં પણ જરા–તે જાણતો નથી, તે સમજતો નથી. મારા ખોળા ઉપરથી ઉતરી પડે એવડો મોટો થયો તે દીવસથી તેને ઉંચકીને ખોળામાં બેસાડું તોજ બેસતો. પોતાની ખુશીથી કોઇ દિવસે બેસવા માંગ્યું નથી. પણ તમારી સાથે હમણાં આવી રીતે વાતો કીધી તેમાં મારો વાંક હતો–બધો મારો વાંક તે ન્હાનો હતો ત્યારે તેની આગળ તમારા વિષે વાત કરવાની ટેવ હતી–તેને કોઇ બીજી વાત એવી ગમે નહિ તે મોટો થયા પછી મને જણાયું કે તેનાં મનમાં એવીજ આંની છે કે તમે કોઇ ખનદાની મદરેસ હતા તેવાજ ખ્યાલમાં તેને મેં રહેવા દીધો.

તમારા ઉપર એટલો મગરૂર રહે તે મને પસંદ હતું. જેટલો તમારા ઉપર તેનું દિલ અને પ્યાર તેટલો મારી ઉપર નહિ; હમેશાં તે તમોને વધુ ચાહતો–હું કંઇ તેની ખાનદાની બાનુ નહિ હતી તેથી એ વાત તેને યાદ કરવા ગમતી ન હતી. એ કદાચ સ્વભાવિક હશે. તે પોતે આવો હુસ્યાર અને ગ્રહસ્થ!" તેણી વાત કરતાં કરતાં એકાએક અટકી ગઇ. તેની નરમ આંખોમાં કંઇ ભય પેદા થયો "આપણે તેને કહીશું ત્યારે–તે જાણશે ત્યારે–" તેણી તોતરાઇ.

"હા—તે જાણશે ત્યારે," સીલવેસ્ટર બોલ્યો, તેઓ બન્ને અરસપરસ ટીકતાં ઉભાં રહ્યાં. બંનેનાં ચહેરા ઉપર નિરાશા ફરી વળી. જાણે એકાએક તે છોકરો તેમને બંનેને છુટાં પાડવાને આડો આવી ઉભો હોય તેવું ભાસ્યું. તેઓ બોલે તે આગમજ બારણું ઉઘડયું અને તે પોપો ઓરડામાં આયો.

"મમા!" આવતાંને વાર તે જોશબંધ બોલ્યો. અને જે ગભરાટની નજરે તે બન્ને ટીકવા લાગ્યા તે દેખાવ કાંઇક હસવા સરખો લાગતો હતો. મેરી ઝડપથી પોતાનાં ભરથારની વધુ નજદીક ગઇ અને તેણે પોતાનો હાથ જે તેણીની કમર અતરાફ વીંટાળેલો હતો તે વધુ ટાઇટ કીધો. પહેલો બોલનાર તેજ હતો. પોતાનાં બેટાની ક્રોધથી લાલ થયલી આંખો ઉપર આતુરપણે જોતાં તે બોલ્યોઃ—

"તમે એમ અજબ થઇ પાછળ હઠો તેમાં નવાઇ નથી, મારા છોકરા. તમોને દેખાઇતુ કારણ છે." તે ધીમેથી બોલ્યો–"જો મારૂં ચાલતે તો હું આ રીતે તમારો ભેદ નહિ ખોલતે–પણ તમોને સમજ પડશે ત્યારે જણાશે કે તેથી કંઇ તફાવત નથી. હકીકત એમ છે કે અમે આગલાં અરસપરસ હેતથી ચાહનારાં છૈયે."

"શું મમા—એ ખરી વાત?" પેલા છોકરાએ કઠોર સ્હાદે સવાલ કર્યો.

"હા, મારા વ્હાલા દીકરા." એમ બોલતી તે તેનાં તરફ જતી હતી પણ તેની આંખનાં ઝેરથી થથરી હઠી અને પોતાનાં ધણીનાં હાથને વળગી ઉભી. "ઘણાં–ઘણાં વર્ષો અગાઉનાં; બોબી તમારા જન્મ અગાઉનાં એવાં હેતથી હમે લોક ગંઠાયલાં છીએ."

"મારા જન્મ અગાઉ? એટલે તમો પરણ્યાં તે આગમજનાં? તમો એ માણસને ચાહતાં હતા? અને તે તમોને ચાહતો હતો? તમારી બોલવાની એવી મતલબ કે?"

"હા. હમેશાં–હમેશાં–ઘણાં ઘણાંજ હેતથી ચાહતાં રહ્યાં. પણ તું સમજતો નથી, બોબી–જો સાંભળ." એમ કહેતી ખભાં આગળથી તેનો હાથ ધર્યો, પણ તેણે તે હાથ ઝટકી નાંખ્યો.

"નથી સમજતો? પણ હું તો સમજ્યુંછ! કંઇક બોલાસેવાર સમજ્યુંછ!" ઠપકો દેતા કરડા ચહેરા સાથે, જે ચહેરા હવે ઉજળો મારી ગયો હતો તે ચહેરા સાથે પાછળ હઠયો, અને કડવાસથી બોલ્યોઃ—

"હું હમેશાં મનથી અજબ થતો હતો કે મારા બાવા તમોને શું કરવા છોડી ગયા, અને તેવણને તમે ઠપકો આપવા નહિ દેતાં હતાં તેનું શું કારણ હશે? એ તેનું કારણ હતું. તેવણને જણાઇ આવ્યું કે તમોને તેવણનાં ઉપર કંઇજ ભાવ કે આસ્થા નથી–કે તમોએ તમારૂં હ્રદય આ માણસને આપી દીધું હતું–તમારા જેવાજ હલકા વર્ગના આસામીને" એમ બોલતાં પાછો તેનો ચહેરો શરમનો માર્યો લાલ થઇ ગયો." હું ધારૂંછ કે એમ બોલવા માટે હું ખરેખરો હલકો અને નીચ હોઇશ–મને માફ કરજો. પણ વાત તો ખરી!"–પાછો બીજો કોઇ વિચાર ધાઇ આવતાં તે ધિક્કારથી જોતાં બોલ્યો–"પણ આ બધા પૈસા? આ બધાં વર્ષ પૈસા આવ્યાં કીધા તે એ માણસનાં હતા?–અને તમારે ખાતર તેનાં તરફથી આવતા હતા? મારા બાપ-

ની તરફનાં બીલકુલ નહિ ? જો એમ હોય તો હું એક પાઇને પણ અડનાર નથી–કદી નહિ ! મમા, ખરૂં બોલો ! હું જાણવા માંગુછ. મને જાણવાનો હક છે ! તમોએ બંને જણે તમારા વચ્ચે મને મૂર્ખ બનાવ્યો, ઠગ્યો અને આખો વખત મને જુઠું સમજાવતાં રહ્યાં ?" એમ બોલતાં એનો સાદ ગુંગળાયો–ને ડુસકે ડુસકે રડી પડયો. શરમ અને દુઃખ બંનેની મિશ્ર લાગણી આ રીતે ખુલ્લી પડી. એક પળવારમાં સીલવેસ્ટર તેની આગળ જઇ ઉભો અને પોતાના જોરાવર હાથ તેનાં ખભાં ઉપર મેલ્યો. અને બંનેની આંખો જે આકારમાં અને રંગમાં એક હતી–આબેહુબ જોડી હતી–પણ એકમાં ક્રોધ અને બીજામાં હેત વ્યાપી રહ્યાં હતાં–તે બંને એક બીજાને ટીકવા લાગી. બાપે શાંતીથી કહ્યું:—

"જો મારા દીકરા, હું વીસ વર્ષ થયાં મરણ પામ્યો હતો. તમોને આવા વિચારો કરી દીલ બાળવાનો કાંઇ સબબ નથી. દરેક મીનીટ પર તારાં મમાએ સર્વ કંઇ કહ્યું તેમાં નહિ તો હું વીસ વર્ષથી મુવેલોજ હતો. જે વેળા તારી માતા મને ઓળખતી હતી તે વેળા મારૂં નામ કારમોઇન નહિ હતું–તમે સમજ્યા! બાકીની વાત પુછો તો, પૈએ પાઇ તારા બાપની કમાઇની છે- તેણે ઘણું સખત વહિતું કરીને અને ઘણી આપદા ખમીને પેદા કરેલો અને એકઠો કરેલો તે પૈસો છે ! જો હું એમ કહું કે તે ઘણી વાર ભુખો રહ્યોછ, અને ઉઘાડે પગે ફર્યોછ–હા. ઘણી આપદા ખમી એ પૈસો એકઠો કરેલો છે તો તે ખોટું નહિ. જોકે તે ભુખ્યો રહ્યો કે જંજાલ ખમી તેની કંઇ ઝાઝી દરકાર તેને હતી નહિ. એટલુંજ તેને જોઇતું હતું કે તમે સુખ્યા થાઓ અને તમે ગ્રહસ્થ થાઓ અને તમારી માતા પોતાનો બચ-ગી દરનાં સારો અને ચડપાતો વખત ભોગવે એટલીજ તેની ખાહેશ હતી–અને તેની મુરાદ હતી. હું લોર્ડ હતો અને હું જાણતો હતો, સમજ્યા !"

"તમે મારા બાપાને ઓળખતા–પીછાનતા હતા ? એ વાત ખરી ?"

"હા હું ઓળખતો હતો. હું ધારૂંછ કોઇ બીજું તારા બાપને એવી અચ્છી રીતે ઓળખે નહિ તેવો હું ઓળખતો હતો." સીલવેસ્ટરે જવાબ વાળ્યો. અને તેનો ઉતરી ગયેલો ઘેરાએલો ચહેરો અને નજર જેમાં જરીક પણ મેહેર કે નરમાસ આવી નહિ હતી તે જોતો થોભ્યો. પણ શાંતીથી બોલ્યો.

"શી રીતે હમો બંનેનો મેળાપ થયો તે સઘળું જણાવવાની અગત્ય નથી. એક સ્ત્રી ઉપર હમો બંનેનું દીલ હોય તેઓ વચ્ચેની દોસ્તી તુટે એ વાત ખરી છે, પણ હમેશાં દરેકનાં બાબમાં એવું બનતું નથી. કોઇ કોઇવાર એથી ઉલટું પણ બને છે. હવે તમારાં લગન થશે, મારા દીકરા ! ઠીક, તમે ને તમારી બાનુનું દિલ એક એક ઉપર હોય એકમેક ઉપર પ્રિતિ હોય તેવીજ પ્રિતિ અને તેવુંજ દિલ એકમેક ઉપર હમારૂં, તારાં મમાનું અને મારૂં છે. હમારા કરતાં વધુ હેતથી તમો ચાહી નહિ શકો. તમે સુખી થનાર છો એટલે હમોને સુખી થતાં તું અટકાવશે નહિ, અને તારો છતા–"

"શું?" તે છોકરો ઝાંઝમાં આવી પોતાની માતા આગળ ધસીને ગયો અને બરાડ મારી—"મમા, તમે એવું કામ કરવા માગોછ. તમે, મારા બાવાનાં વિધવા ? તમે વિસરી જાઓછ કે જે બાઇ મારી સાથે પરણનાર છે તે એક બાનુ–ખાનદાની છે ? અને મારા બાવા પણ ખાનદાની અને ગ્રહસ્થ હતા ? ઓ ખુદા ! તમોને મારી સ્થિતિની–મારી આબરૂની કશી દરકારજ નથી ! જો તમે આ માણસ સાથે પરણવાનાં હોવો તો હમો બેની વચ્ચે તમ પસંદ કરજો. એવણ કે હું !"

"હું જાણું છું," મેરી બોલી તે પોતાનાં દીકરાનું મોંહ જોવા લાગી જેની રગે રગથી તે વાકેફ હતી—જેનાં રતીએ રતી સ્વભાવથી તે વાકેફ હતી; અને તેણીને તુરત લાગી આવ્યું કે તે સમજનાર છોકરો નહતો. તેને સમજ પાડવી ફોકટની હતી. તેણે પોતાનાં પતિનો હાથ ધર્યો—"હું જાણુંછ—હું જાણુંછ. હમે તુને અપમાન નહિ કરશું. બોબી હમે ચાલી જાઇએછ. એક બે દિવસમાં હમે દૂર પડશું. હું કાલે તમારાં લગનમાં નહિ આવીશ. સાહેબજી, વ્હાલા દીકરા."

તેણે કંઇ જવાબ નહિ દીધો પણ બારણાં આગળ ઉભો રહી બંનેને ટીકવા લાગ્યો. જરીબી હમદર્દપણાંની કે કદરની લાગણી હતે તો તે ભેદ સમજી શકતે—પણ એવું કાંઇ હતું નહિ. ફકત તેની ફીનેબાજ આંખોમાં ઝનુન અને ગભરાટ છવાઇ રહ્યો હતો. એટલામાં સ્ટેલાનો અવાજ કાને પડયો—

"રોબર્ટ—રોબર્ટ—" અવાજ આવ્યો

તુરત તે ક્રોધભરી નજર તે લોક ભણી ફેંકી બારણું ખોલી ચાલી ગયો. તેનાં પગલાંનો સાદ સંભળાતો બંધ થયો ત્યાં લગી તે લોક હાલ્યા ચાલ્યા વગર ઉભાં રહ્યાં પછી. મેરી પોતાની ટોપીને કશેક લખવાનાં ઓરડામાંથી લઇને આવી. તેની આંખ આંસુથી ભીંજાયલી હતી, છતાં આંસુમાંથી પણ તે હર્ષથી ચળકતી હતી. તેણીનો મુખડો હસતો હતો અને ગાલ ઉપર રતાસ ચઢયો હતો. અરધા કલાક ઉપર જે માર્ગે બહાર જતાં મેરીએ સીલવેસટરને બને હાથે ધર્યોતો તેજ માર્ગે હવે તેઓ ઉતર્યા તે પછી સીલવેસ્ટર બોલ્યો.

'પેલા ફેંસાતો પોર્યાને મળવા જોઇયે—મેરી. જો નહિ મળ્યા તો તે નિરાસ થશે. અને એ ઉપરાંત તેને એ ભેદ જણાવવો પડવાનોજ. થોડોક વખત આપણને ગરીબીમાં ગુજારવો પડશે, મારી ડલેજી. પણ હું પેદા કરીશ—કમાઇથી, ફીકર નાં કરતી."

તેણીએ કશો ઉત્તર નહિ પાળ્યો, એ લોક એકકનાં ઓરડાની બારી આગળથી બહારથી પાછલે રસ્તે આવ્યાં. પડદા ખુલ્લા હતા—અગ્નિનો ઉજાસ ભભૂકદાર હતો. માંહેનાં લોક દેખાતાં હતાં—વહુ વાંકી વળી બેઠેલી હતી; તે અતિ સોહામણી લાગતી હતી તેની હંસ જેવી ગરદન ઉપર હીરા મોતીનો ગલપટો દીપતો હતો. અલબત્તાં લેડી સુસાન તેની પાલક માતાએ લગનની ભેટમાં તે ઉમેરો કીધો હતો. તેની મા મીસીસ ક્રાઉટન એક સોફટ ઉપર અલેટાયલી હતી, અને સ્ટેલા હારનાં નંગ તપાસવા પડી હતી તેટલાં તે ઓરડાનું બારણું ખુલ્યું અને ધુંધવાયલા ચહેરા સાથનો રોબર્ટ દાખલ થયો અને બોલ્યો

"હું દિલગીર છું, મીસીસ ક્રાઉટન, પણ વાત એમ છે કે મારાં માતા ચાલી ગયાંછે."

તેનો અવાજ મક્કમ હતો. એ શબ્દો મેરીને કાને પડતાં પોતાનાં ધણી ગરદન અતરાફ હાથની હાથ વિંટાળ્યા. અને રડતી—હસતી બોલીઃ—"મારો ગરીબ બોબી; અરે એ કેમ આપણે પેટે આવ્યો કેમ? આપણે ત્યાં જન્મ લીધો? તમારો ને મારો દીકરો થયો? ગરીબી—ગરીબી! આપણે સાથે હોઇએ એટલે ગરીબીની શું પરવા? અને આપણે—આપણે જુવાન—જમાન શકિત વાળાં છઇએ એટલે શું મુંજાકો?" તેણી મધુરપણે હસતી બોલી અને બંનેએ ત્યાંથી ચાલતી પકડી.

---

## ધુત!

એક નવા સવા પોલીસ કોન્સ્ટેબલે એ જુના ડામીજને ચોરી કરતાં પકડયો ને તેને ચાવડી પર લઇ ગયો. તે ચાવડીનાં પગથ્યાં તૂટેલાં હોવાથી તે સીપાઇ દાદાએ દયાથી કહયું,

'જરા સીડી જો જે નહિ તો માપરી!'

'ધુત!' તે ડામીજ તુચ્છકારથી બરાડયો. 'જા, જા, પોર્યા! મંરઘાં પકડ...મરઘાં!! આ સીડી તો તું જનમ્યો તે આગળનીજ હું જાણું છું!'

# WOMAN.

*( From my Diary. )*

Your daugth r is extermely romantic & if she thinks that any thing unusual has happened neither you or I could prevent her from rushing into it. This is the cause of letting her read Novels all day long ( *Vis. Edi.* )

Women never love so desperately as when they lavish their fondness upon an unworthy recipent. Crush them with some great wrong & their affection will spring up with renewed vigour like grass bruised beneath a roller. ( *Shall I win her?* )

There are some things which woman find out by instinct just as the needle turns towards the magnet. Shut a girl up in a tower till she is eighteen years old & on the day of her release introduce her to the first man her eyes have ever looked upon & she will know at a glance whether he admires her. ( *Phantom-Fartune* )

A woman's sorrow passes like a summer cloud but her vengeance endureth for ever. ( *Mysteries of the Court of London* )

Women, even are cruel when they love. The most gentle who would not crush a worm stride recklessly over the heart aching for a word of kindness.

After marriage ceremony the husdand kicks his wife violently so that she might learn obedience.

The husband boxes his wife violently on the ear.

*( Laws in Hungary & Kart'o )*

Injustice can goad her to revenge. When women's evil passions are once roused there is no atrocity they will shrink from perpetrating in order to gratify their revenge.

*( Sepoy's daughter )*

A woman is bound to love once in her life. Unless her marriage provides her with the romance dreamt of in her girlhood she is the most wretched the most unhappy of creatures. It is not her whom we should accuse but rather those absurd social customs which make of marriage a kind of business contract in which affection plays no part. The real guility once when such a misfortuue does occur are the parents who bartered their child for a title or for money.

*( Village Priest )*

The man who sets his heart upon a woman is a chameleon & doth feed on air From air, he takes his colours-holds his life-changes with hope or green with jealousy or pallid with de-pair, just as the gale varies from North to South-from heat to cold! Oh woman, woman thou shouldst have few sins of thine on to answer for. Thou art the author of such a book follies in a man that it would need the tears of all the angles to blot the record on woman.

# "A CURIOUS EPITAPH".

*( A page from my diary. )*

Here lies, in a horizontal position,
The outside case of
Tancrede Auguste, watchmaker,
Whose abilities in that line were an honour
To his profession.

Integrity was the mainspring
And prudence the regulator
Of all the actions of his life

Humane, Generous and liberal,
His hand never stopped
Till he had relived distress,
So nicely were all his actions regulated
That he never went wrong
Except when Set a going
By people
Who did not know his key,
Even then he was easily Set aright again

He had the art of desposing his time so well
That his hours glided away
In one continuel round
Of pleasure and delight,
Till an unlucky minute put a period
To his existence.

He departed his life November 14-1802
Aged 57,
Wound up
In hopes of being taken in hand
By his maker
And of being throughly cleaned and repaired
And set a going
In the world to come.

"Old Dutch Graveyard"
Broach 13-4-17.

"M."

# કીસ્મતની કહાણી.

## યાને

# રાણી માતાનો પ્યાર

(ઐતિહાસિક ચાલુ વાર્તા.)

---

### આગલાં પ્રકરણોનો ટુંકસાર.

ઈંગ્લાંડની રાણી મેરીનાં લગ્ન સ્પેનના ગાદી વારેસ ફીલીપની સાથે થયલાં છે. આ ફીલીપની પરણેતર આઈનેઝ નામની હૈયાત છે પણ તેણી સાથનાં લગ્ન હકદાર ગણાતાં ન હોવાથી આઈનેઝને ફીલીપ પોતાના હજુર્યા લીઓનના પોષાકમાં ઈંગ્લાંડ લાવ્યો હતો જ્યાં તેણે મોટું ધ્યાન ખેંચ્યું હતું. ફીલીપે યુકેટાનમાં આવેલી એક બાદશાહી કબર જોવાને મસે ત્યાંના પાદરીને મારી નાંખી કબરમાંની દોલત હુંટી હતી તેમાં એક વિંટી જે જડઈ હોવાથી ભૂત ભવિષ્યને વર્તમાનના બનાવોનો દેખાવ આપતી હતી આ વિંટી આઈનેઝના હાથમાં આવતાં તે દરેક દેખાવ જોય છે. તેમાં કબરનો રખેવાલ પાદરી કવેઝા જે હડહડતાં શ્રાપ દે છે તે સાંભળતાં તેણી ધ્રુજે છે. પાછળથી ફીલીપના મદદગાર ડ્યુક ઓરસુનોને તે બાબે પૂછતાં તેણીની ખાતરી થાય છે. ફીલીપ મેરીની સાથે પોતાનો રાજ્યાભિષેક થાય તેવું ઇચ્છે છે પણ ઈંગ્લીશ પ્રજા તેમ માનતી નથી.

રાજા રાણીને બનાવે છે અને તે બાપડી તે તેણીપર દીવાનો બનેલો છે એમજ સમજે છે. રાજાના ખાનગી ઓરડામાં તે પડી જવા રાણી કોશેશ કરે છે પણ માણમો તેણીને અટકાવે છે. રાણીને બારે ગુસ્સો લાગે છે પણ રાજા તેણીને સમજાવી લે છે. લીઓન હજુર્યાનાં ગાનાંથી ખુશ થતાં રાણી તેને નવાજવા જાય છે. પણ ફીલીપ તેમ કરતાં તેણીને અટકાવે છે. ફીલીપ અને રાણી લંડન ખાતે ભરાયલી દરબારમાં જાય છે ત્યાં રાજાની નજર અતિ ખુબસુરત લેડી એડીથ હાવર્ડપર પડતાં તે આંધળો ભિંત બની જાય છે. આ સુંદર બાનુને પોતાની સાહેલીઓમાં રાખવાને તે રાણીને સમજાવે છે. રાણી મચક આપતી નથી પણ ફીલીપનું દબાન થતાં અને બીશપ ગારડીનરે કાંઈ આડું થતું પોતાના ઉપાયો અજમાવવાનું કબુલતાં તેણી લેડી એડીથની નેમણુંક કરે-છે કાર્ડીનલ ટોલા પોલ પોપના પ્રતિનિધિ તરીકે ઈંગ્લાંડમાં આવે છે. એકવાર ફરીથી ઈંગ્લાંડ કેથોલીક ધર્મનો સ્વિકાર કરે છે ને પ્રોટેસ્ટંટોનો કચરઘાણ કાઢે છે. કાર્ડીનલ પોલ મેરીનો સગો હતો. એમ કહે છે કે રાણીમેરી સાથે તેનાં લગ્ન થનાર હતાં પણ કાંઈક ભંગાણ પડ્યું હતું. કાર્ડીનલ પોલ રાણી આગળ પોતાનાં ભાત્રેજ ફ્રાન્સીસ મેલવીલને રજુ કરે છે જેને સરનો ખેતાબ આપી રાણી તેના પોતાની અંગ રક્ષક ટુકડીનો વડો નેમે છે. રાણીના મહેલમાં લેડી એડીથને સર ફ્રાન્સીસ મળે છે. બન્ને નહાનપણનાં મિત્રો હોવાથી એકમેક તરફ ખેંચાય છે ને આખરે વાદ તાજી થાય છે. સર ફ્રાન્સીસ પોતાનો પ્યાર જાહેર કરે છે પણ પોતે પ્રોટેસ્ટંટ હોવાનું કબુલે છે. લેડીએડીથ હસીને પોતે પણ તે પંથની હોવાનું જણાવે છે. રાજા એડીથપર આશક બની જાય છે ને રાણીની દરકાર કરતો નથી. આથી રાણી લેડી એડીથને સરફ્રાન્સીસ સાથે પરણાવી આપવાનો વિચાર કરી, બન્નેને પોતાના ઓરડામાં એકત્ર કરે છે. તેઓ પ્રોટેસ્ટંટ હોવાથી કેથોલીક પાદરીને હાથે પરણવું ગમતું ન હોવાથી અણગમો જણાવે છે. આથી રાણી ઉશ્કેરાઈ પડે છે. ઈંગ્લાંડમાં રાણી મેરીના જુલમથી " બાર અને એક " નામનું

ખાનગી મંડળ ત્યાંના પ્રોટેસ્ટંટ ઉમરાવો સ્થાપે છે. આ મંડળના સભાસદો હડહડતા કસમ લે છે. તેમના જૂદા જૂદા વર્ગો હોય છે. તેઓ નિર્દોષોને બચાવી લે છે. રાણીમેરીના પંજામાંથી તેમણે અનેક નિર્દોષોને બચાવ્યાં હતાં. લેડીએડીથાને ફ્રાન્સીસ તરફની ચીઠ્ઠી મળે છે જે ફીલીપ પોતાના મંદદગિરા પાસે લખાવે છે. તેની રૂએ એડીથા મળવા જતાં રાજાના સપાટામાં સપડાય છે પણ ત્યાંથી ઉપલા મંડળના કેપ્ટન એ ની મદદે બચી જાય છે. આખું મંડળ એકત્ર થઈ લેડી એડીથને બચાવવાના સોગંદ લે છે. લીઓન રાજાને એડીથા તરફ ઢળેલો જોઇ ખાત્રી કરવા તેણીના ઓરડામાં જાય છે. પોતાની ખાતરી થતાં તે મોટો મિત્ર થાય છે. તેણીને પોતાનું બાઇબલ ઓરડામાં એક ખૂણામાં સંતાડતી જોઈ તેમ ન કરવાની તે સલાહ આપે છે. રાજા એડીથને સપડાવવામાં ફતેહ ન પામતાં ફરી પાછો તેણીની પૂઠે પડે છે ને તે બાપડી નહાસતાં રાણીને મળી જાય છે જેને જોતાં ફીલીપ ચાલ્યો જાય છે. રાણી ઘણા ગુસ્સામાં આવી એડીથનો કાંટો કાઢવા માંગે છે. તે માટે પોતાના પાદરી ફાધર એનોકને કાર્ડીનલ બનાવવાની લાલચ આપે છે. આ પાદરી એડીથાની તપાસ લે છે. પોતાના ધર્મપર મુસ્તાક રહી તેણી કેથોલીક ધર્મનો તુચ્છકાર કરતી હોવાથી તેણીને કેદમાં પુરવામાં આવે છે. સર ફ્રાન્સીસ તેણીનો બચાવ કરવા જતાં પોતે પણ પ્રોટેસ્ટંટ હોવાનું જણાવે છે પણ તે પાદરી તેને તેના મામાને ખાતર જતો મુકે છે. લેડી એડીથાના ઓરડાની ઝડતી લેવાય છે પણ તેની ખબર લીઓનને આગમજથી પડતાં તે ત્યાંથી બાઇબલ ઉડાવી જાય છે ને કમળનું ફુલ મુકી જાય છે. એડીથાને પાછળથી કેદમાં પૂરવામાં આવે છે. કમળના ફુલની પાતરીઓ રસ્તે રસ્તે નાંખેલી હોવાથી લીઓન તેણીનુ કેદખાનું શોધી કાઢી તેણીને હિમત આપે છે. એડીથાના કહેવાથી લીઓન સર ફ્રાન્સીસને ખબર આપે છે. તુરત બારને એકનું મંડળ જાગ્રત થાય છે ને જેવી રસ્તામાં એડીથાનાં ઘરેણાં-ગાંઠાં ઉતરાવવાની તેણીના પહેરેગીરો કોશેશ કરે છે કે તે મંડળનું ધાડું તેમનાપર તૂટી પડી કેદ પકડી તેમની ચોક્કસ જગ્યાએ લઈ જાય છે, જ્યાં ફ્રાન્સીસ સાથે તેણીનો હર્ષભેર મેળાપ થાય છે. ફીલીપ એક બીજી અંગ્રેજ સુંદરીને જોતાં તેનાપર મોહિત થઈ પૂઠે પડે છે. આ સ્ત્રી બારને એકના મુંડળના એક આગેવાનની અદરાયલી મહોરદાર હોવાથી કાઉન્ટેસ ફેરેસ્મા જે રાજા ફીલીપપર પોતાનું વેર લેવા આવી હતી તેની મદદથી તેને સપડાવવાની ગોઠવણ કરે છે. રાજા આ સુંદરીને બે ચાર વાર મળે છે. લેડી એડીથના બચી જવાથી રાણી બાવરી બની જાય છે ને રાજાને પકડવા વકીલ ફરમાવે છે પણ હુશ્યાર થતાં રાજાપર જાસુસો છોડવા ફરમાવે છે. તે મુજબ લોર્ડ નોર્થ રાજાની પૂઠે જાય છે. રાજા તો પોતાની નવી ઓળખપર ધ્યાન આપતો રહે છે. તેને વીલ મછવાવાળાના વેશમાં બારને એકનાં મંડળનાં કેપ્ટન બી સાથે ઓળખ થાય છે. બ ને એકમેક પર ફીદા થઇ જાય છે ને રાજા પોતાનો રાજ્યાભિષેક થાય તો તેને પોતાનો ચેન્સલર બનાવવાનું કબુલે છે. રાજા અકસમાતિક રીતે જાણી શકયો હતો કે તે મછવાવાળો કોઇજ નહિ પણ જાણીતો ઉમરાવ લોર્ડ બરલે હતો. બીશપ ગારડીનર રાણીના ડાકટરને પાદરી સાથે મળી પ્રજાને છેતરવાનું કાવત્રું રચે છે. ડાકટર જાણતો હતો કે રાણીને હમેલ રહે તેમ ન હતું. તેણીને જલંદરાનું દરદ થવાથી હમેલ રહયા એવી અફવા ફેલાઇને ખુદ રાણીને ઠગવામાં આવી. રાણી બચ્ચું મેળવવાની એટલી બધી હોંશમાં આવી ગઇ કે તેણીને બીજો ખ્યાલજ આવ્યો નહિ. બચ્ચું આવતાં ફીલીપનો પ્યાર વધશે એજ તેણીની ધારણા હતી. રાણીપર ઓપરેશન કરી તેજ દિવસે જન્મેલાં એક બચ્ચાંને શાહજાદા તરીકે ઠેસવી દેવાનો તાગડો રચાયો હતો. આ માટે એક અંગ્રેજ વેપારીની સ્પેનીશ મહોરદાર પર પસંદગી ઉતરી હતી. તેણીને ત્યાંપણ જન્મ થનાર હતો. પોતાનું બચ્ચું ગાદીવારિસ થશે એવી લાલચે તે બાપ કબુલ થયો. રાજાને વીલ મછવા બાબતે તરફથી આ કાવત્રાંની ખબર મળી એટલે તેઓએ તાગડો રચી લોર્ડ નોર્થ બચ્ચું લઇ જતો હતો તેને અટકાવ્યો. ચોરી કરવાને બદલે તે બચ્ચાંને સોનાંની બાંગડી પહેરાવી પાછું આપવામાં આવ્યું. રાણીપર ઓપરેશન થતાં તેણીની જીંદગી બચી, ત્યારે આ કાવત્રાંની ખબર તેણીને કરવામાં આવી. પહેલાં તેણી સામે થઇ પણ રખે તેમ થતાં ફીલીપ છેક હાથથી જાય કરી તેણી કબુલ થઇ. આ કાવત્રું રાજાએ ત્યાં અચબુચ દાખલ થઈ ખુલ્લું કીધું. ગડબડસંડબડમાં બચ્ચું ગુજર પામેલું જણાયું. આ કાવત્રું બીશપો ગારડીનર અને બોનરની મસલેહતથી થયું હતું. તેઓ વચ્ચે રીજંટ થવાનો વાંધો

છડપો હતો એટલે કાવત્રું નિષ્ફળ જતાં ઓનરે બધો ટોપલો ગારડીનર પર નાંખ્યો ને તે હદપ્રુત થયો. ઓનરના જાસુસો બધેબધ ફરી આગ લગાડતા હોવાથી લેડી એડીથાને તેણીને મથકેથી ખસેડવાની જરૂર જણાઇ. કેપ્ટન સી સાથે તેમ કરવા જતાં અકસમાતિક રીતે તેણી ઓનરના માણસોના હાથમાં સપડાઇ. તેણીના બચાવ માટે જીવતોડ મેહનત થઈ પણ તેણી ટાવરમાં કેદ પડી. કાર્ડીનલ પોલે પોતાના ભાણેજ તરફથી રાણીને સમજાવી પણ રાણીએ ઢોંગસોંગ કરી વાહી પટાવી તેને દૂર કીધો. લોર્ડ નોર્થ લેડી એડીથને સપડાવવા જતાં જખરો હાડમાર થાય છે. અંતે ફીલીપ જ્યાં બાગમાં નવિન મિત્ર સાથે ફરતો હતો ત્યાં તે ધસી જઈ તે સ્ત્રીને એડીથ સમજી કેદ કરવા જાય છે પણ રાજા સાથે લડતાં તેને તેનો જાન આપવો પડે છે. તેનું શબ કેપ્ટન બી બીશપ ઓનર પર મોકલી તેનો જાન લેવાની ધમકી આપે છે. રાજા પણ ગારડીનરને ધમકી આપે છે કે લેડી એડીથ બચશે નહિ તો તેનો જાન જશે.

## પ્રકરણ ૩૩ ( ચાલુ )

તરફ ભય જેવું લાગે છે ?'

'તમો નામવરની સલામતી મારે જોવાની છે.'

'થેંક્સ.'

'તેણીના મિત્રો તમો નામવર પર ઇલીઝાબેથની ટોળીવાળાઓને પૈસાની મદદ આપવાનું તહોમત મુકે છે અને કહે છે કે—એ અદબી માફ કરજો, હુઝુર, પણ હું બડબડયો છું—તેઓ કહે છે કે આપ નામવાર કયાં તો પહેલે નંબરના મવાલી છો કે કયાં તો પહેલે નંબરના ગગા છો. મારી જાણ મુજબ તમો બેમાંના એકે નથી; ફક્ત તમો પહેલે નંબરના રાજદ્વારી છો.'

'પૈસા આપવાની વાત હું ના પાડું છું.'

'અલબત, આપનું કહેવું વાસ્તવિક છે. મારા નામવર, પણ મારી તો સલાહ છે કે તે તરફ પૈસા વેરેલા ફોકટના છે કેમકે જ્યાં સુધી રાણી મેરી જીવશે ત્યાં સુધી ઇલીઝાબેથ કદીએ રાજ્યગાદી સ્વીકારશે નહિ.'

ભારે ગુસ્સામાં રાજાએ કેપ્ટન તરફ જોયું. બન્ને એક બીજાને ટીકવા લાગ્યા ને પછી થું દઈને હસી પડયા.

'આપને બરાબર જણાયું છે ને, હુઝુર ?'

'પોર્યો, પોર્યો, તું જો સ્પેનીઆર્ડ હોત તો હું સ્પેનના રાજા થતાં તને મારો વડો વઝીર કરત !'

મારા મુરબ્બી, આપ કેમ ભૂલી જાઓ છો કે ઇગ્લાંડના રાજા થતાં આપે મને લોર્ડ ચેનસેલર બનાવવા કબુલ્યું છે'

'તારી બીસ્લી ટપકાવા પરથી તને આ બનાવ અશક્ય જેવો જણાય છે શું ?'

'હા, મુરબ્બીજી, હું તેમ ધારૂં છું. ગારડીનર નિષ્ફળ ગયો છે ને તમો જાણો છો તેમ સ્ત્રીઓને મનથી નિષ્ફળ નીવડે તે શખ્સ સદંતર નકામો છે. ઓનર ફાવી ગયા છે. આજે તે સૌથી મોટો માનિતો છે. તે હવે તમો નામવાર સામે કાવત્રું રચે છે કેમકે તેના લાભની વાત છે ને ? તે સારી પેઠે સમજે છે કે તમારો રાજ્યાભિષેક થતાં તેની સત્તાનો સંપૂર્ણ નાશ થનાર છે.'

'હા, તારૂં કહેવું ખરૂં છે. તેનો જલદીથી અંત આવશે. વેલ, હું જો લેડી એડીથને છોડવવાનો હુકમ મેળવું તો વગર ઢીલે તે તારા હાથમાં આવે તેમ કેમ કરૂં ? તું જાણે છે તેમ આવી બાબતમાં વખતનીજ કિંમત છે !'

'એકદમ તે સર ફ્રાન્સીસ મેલવીલને આપજો. મારી સુચના એ છે કે તમારા ખુબસુરત હજુર્યો લીઓનને તે તમો આપજો કે તે સર ફ્રાન્સીસને આપી આવશે. લીઓન, જબરો ઉસ્તાદ છે એટલે કોઇનો શક તેના પર આવશે નાહ. હું ઇચ્છું છું કે એના જેવા બીજો પોર્યો હોય તો તેને મારી સાથે રાખું !'

રાજાએ ગુસ્સામાં તેના તરફ જોયું પણ કેપ્ટનનું પાંપણું દીઠું નાહ, જો કે આ આબાદ તીર મારવા માટે તે મનમાં ઘુમ હસતો હતો.

હેજ પરે આઇવેક્ર ઇસુબ્દ્ર ચાલી અંદર આવી કે તેમની વાત બંધ પડી.

'મુરબ્બીજી, નામવર રાણીમાતા આપની હાજરી માટે ઈંતેજાર જણાય છે. તેમણે મને પણ સીતાર સાથે આવવા ફરમાવ્યું છે.'

રાજા ઉઠયો.

'આ મુલાકાત માટે તમો નામવરનો સેવક મોટો આભારી થયો છે.' કેપ્ટને જણાવ્યું.

'વલ્લાહ! અરસપરસના લાભનું એ તો ફંડ થયું છે!'

'હું રજા લઉં છું, મુરબ્બીજી' કેપ્ટન બી હસીને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩૪.

### ફેડેલ્માનું ફસકી જવું.

રાજાના જવા પછી બાગમાં શું બન્યું હતું તે કેપ્ટન સી ને જણાવવા ફેડેલ્મા દોડી.

'કેપ્ટન બી ની વિગત ખરી હતી' તે બોલી ઉઠયો. 'કોઇને પણ આ વિગત જણાવશો નહિ. રાજા મારી એગનીસ પર તાંપતો હતો. તેજ વિચારે મને તેના પર ભારે ક્રોધ આવ્યો હતો.'

'ત્યારે તેમને સપડાવવાનાં મારાં વચનમાંથી તમો મને મુકત કરો છો ને?' ફેડેલ્મા એ અધીરી પડતાં સવાલ કર્યો.

કેપ્ટન સી અચકયો.

'કાઉન્ટેસ, આ ઓચિંતો ફેરફાર શા માટે છે? તમો પોતે આ કામનું પાર પાડવાને જબરા ઉત્કંઠિત જણાતાં હતાં.'

'એક સ્ત્રીનાં ફાંટાબાજ વિચારો કેવા હોય છે, તે તો તમો જાણો છો, મારા લોર્ડ.'

તે હસ્યો.

'ત્યારે આપણાં મંડળ સમક્ષ તમે લીધેલાં સોગંદોનું શું?'

પોતાની લાગણી છુપાવવા અને વધુ સવાલોના જવાબોમાંથી બચવા ફેડેલ્મા તુરત ત્યાંથી ચાલી ગઇ.

'આહ! ફીલીપ ફીલીપ! હું શું જાણું કે મારા જીગરમાં બળી-જળીને રાખ-ખાખ થઇ ગયલો તારે માટેનો પ્યાર હજી જાગ્રત હશે! યા ખુદા, તેની ચિંગારી પર પજરણ કરતાં તે ભભુકા મારી પ્રગટી નીકળ્યો છે! મારે માટે એ જ્યારે લડયો ત્યારે ખરેજ એ કેવો જવાંમર્દ દીસતો તો! મારે એને ફરીથી મળવુંજ પડશે. એનો પ્યાર ફરી પાછો મેળવવા હું ધરતીને આસમાન એક કરીશ. આતશ સાથે મેં રમત કરી છે તો હવે તેમાં દાઝી મરવાથી મારે ડરવાની કશી જરૂર નથી' અને તે પોતાના ઓરડામાંના સોફાપર પડી પોધમાર રડી. તેજ વેળા તેણીને આઇનેઝને આપેલું વચન યાદ આવતાં તેણી કાંઇક હુશ્યાર થયલી જણાઇ પોતાની આંખોમાંના આંસુઓ અછાત મારી વિખેરી નાંખી તેણી ઉભી થતી બોલી.

'મારૂં વચન કે તેણીના વિશ્વાસનો ભંગ કરવાની મારામાં હિમત નથી. ફીલીપને હું ખરાં જીગરથી ચાહું છું પણ તેના પ્યારપર મારા કરતાં જે વધુ હકદાર છે તેને માટે મારે બનતું કરવુંજ જોઇએ.'

તેણીના જીગરમાં પોતે કે આઇનેઝ ફીલીપનો પ્યાર મેળવે તે માટે મોટું જંગ ઉઠયું અને સામસામી દલીલો જાુદી જાુદી લાગણીઓએ રજુ કરી પણ આખરે તેણીનો ઉમદા સદ્દગુણ ફાવ્યો અને આઇનેઝને માટેજ પોતાનું સર્વસ્વ કરવા તેણીએ દ્રઢ નિશ્ચય કર્યો.

'હા, હું ગમે તે ભોગે આઇનેઝનેજ બચાવીશ.' તે બાદ કેપ્ટન સી એ અનેક જેહમતો પછી તૈયાર કરેલો તાગડો કે જેમાં રાજાને સપડાવવાની મદદ કરવા તેણીએ કબુલ્યું હતું તેનો તેણીએ ગંભિરપણે ખ્યાલ કર્યો. તે વચનમાંથી મુકત થવા તેણીની જીંદગીનાં થોડા વર્ષો પણ માગવામાં આવતે તો બા ખુશીથી તેણી તે આપતે તેમાં કશો શક હતોજ નહિ.

તેણી કપડાં બદલી કેપ્ટન બી ને મળવા ગઇ

પણ તે હજી પાછો ફરેલો નહતો. તેથી પોતે તેને મળવા માંગતી હતી એવો સંદેશો મુકી તેણી પાછી ગઇ.

કેપ્ટન બી મહેલમાંથી પાછો ફર્યો ત્યારે તેને તે સંદેસાની જાણ કરવામાં આવી કે તુરત તે પર અમલ કરવાને કાઉંટેસના ઓરડામાં ગયો.

'મુજ નાચીજ પર આ ઉપકાર કરવા માટે હું તમારો ખરાં જીગરથી ઉપકાર માનું છું, મારા લોર્ડ. આપણા મંડળની નવી યોજના મને ભારે ચિંતાતુર કરે છે. રાજાને સપડાવવાનું કાવત્રું મને પસંદ પડતું નથી.'

'મને પણ તે પસંદજ નથી. રાજાને ગભરાવીને ઈગ્લાંડથી દુર કરવાના ધખારામાં કેપ્ટન સી કદીપણ ફાવશે નહિ એવી મારી ખાતરી છે. તે કાંઇ હીચકારો કે બાયલો નથી કે ગભરાઇ જવાનો. હું તો પહેલાંથીજ આ બાબતની સામે હોવાથી મંડળે મને આ યોજનાને લગતી વિગતો જણાવીજ નથી.'

'મારે તે વેળા—' ફ્રેડ્રીકા અચકી અને લાલ ચોળ થઇ ધીમા અવાજે બોલી. 'મારે તેમની માંગણી જો તેઓ મારી છુપી મુલાકાત લેવા આ રજુ કરે તો કબુલવાની હતી, પણ એકજ શરતે કે તે મુલાકાત એક અંધારા ઓરડામાં થવા પામે, રાજા એ મધરાત પછી હું જે કુંચી તેને આપનાર હતી તે વડે અંદર આવવાનું હતું. પહેલા માળ પર જમણી બાજુના ત્રીજા ઓરડામાં તેમને આવવાનું હતું. તેમ થતાંજ તેમને પકડી, તેમના હથ્યાર છીનવી એક ખુરસીમાં બાંધી દેવામાં આવનાર હતાં. તે ઓરડાની બારીઓપર અંધારા પડદા રાખવામાં આવનાર હતા અને તેની પાછળ છુપી બત્તીઓ કવામાં આવનાર હતી કે જેથી પડદા ખોલતાં રોશનીમાં ફીલીપ મને જે અસલ હાલતમાં તે ઓળખતો હતો તે હાલતમાં જોઇ શકે તેની કાયદા વિરૂદ્ધ પરણેલી સ્ત્રી આઇનેઝ સાથની તેની ચાલ ચલણ માટે મારે તેને ઠપકો આપવાનો હતો!'

'એટલે કે તેના હજુર્યાં લીઓનની બાબતમાં કે?' કેપ્ટન બી એ હસીને કહ્યું.

'તમે શું કહેવા માંગેછ મારા લોર્ડ' ફેડેલ્મા ગભરાટમાં બોલી.

'તે ખુબસુરત હજુર્યો એક સ્ત્રી છે ને ફીલીપની મહેરદાર છે એટલું તો હું ખાસ કરીને જાણવા પામ્યો છું'

'તમો નામવર તે કેમ જાણી શકયા?'

'કેમ તે હું કહી શકતો નથી; પણ હું તે જાણું છું, તે ચોકકસ છે.'

'આ ભેદ તમો નામવર પાસે સલામત છે ને?'

'તદન' કેપ્ટન બી એ ગંભીરાઇથી નમીને જણાવ્યું.

'તે પછી પડદાઓ પાછા પડનાર હતા. ફેડેલ્માએ તે કાવત્રાંની વિગત આગળ ચલાવી. પાંચ મિનિટ બાદ પડદા ખુલ્લા થઇ પુરેટાનના બુઢા પાદરી ફરેઝાના જેવો ફેરફાર કરી ઝેકરીનાર્ડ ત્યાં હાજર થઇ પુજ્ય કબરને લુંટવા માટે તે ફીલીપ પર શ્રાપ નાખી તેના પર બયાનતનો વરસાદ વરસાવનાર હતો.'

'આહ!' કેપ્ટન બીને હવેજ કાંઇક સચ્ચાઇનો ભાસ થતાં તે બોલ્યો. 'ત્યારે ઝેકરીનાર્ડ મેંડ નથી!'

'એકવાર ફરી પડદાં નાખી દઇ તે ઉચકાતાં આઇનેઝ પોતાનાં લગ્નનાં પોષાકમાં સજ્જ થઇ પૂર ભપકામાં ચાલતી બતાવવામાં આવનાર હતી. તે પછી હું લેડી રોઝના ડ્રેસમાં આગળ આવી તેની બદચાલ માટે તેને સખતમાં સખત ઠપકો આપનાર હતી. છેવટે આઇનેઝ હજુર્યાના ડ્રેસમાં આપણા મંડળના એક બીજા ભાઇ સાથે બુરખા નાંખી કાતીલ હથ્યારો સાથે રાજા સમક્ષ આવી તેને ગભરાટમાં નાંખી તેની પાસે ઇંગ્લાંડ છોડી જવાના સોગંદ લેવાડનાર હતાં.'

'તરબલા, તાલતો અચ્છી લગાઇ. ટાબ્બેનો મીનાં!' તે હસ્યો. 'અલબત રાજામાં થોડો ઘણો ફેરફાર પડતે ખરોજ, પણ ભલા, ધારો કે રાજાએ ઇંગ્લાંડ છોડવાના કસમ લેવા નાજ પાડયું હોત તો તમે શું કરત?'

'બુરખાવાળા બાર ભાઇઓ કેપ્ટન સી ની સરદારી હેઠળ અંદર આવી રાજાને ગભરાવી ચોખ્ખી ફરજ પાડત!'

'આ છાન પૂતળાંના નાચમાં તમે ભાગ લેવા કબુલ્યું હતું કે?'

'હા ફીલીપની આઇનેઝ તરફની બેઅદબી થી મને ઘણો ધિકકાર છુટયો હતો. તે વેળા મને જે કાંઇ કહેત તે હું ખુશીથી કબુલત, પણ હવે મને તમારી મદદ જોઇએ છે. હું રાજાને ઠગી શકતી નથી!' તેણી રડમસ ચહેરે બોલી.

'તમે તેમને ચાહો છો?' તેણી તરફ ટગર ટગર જોતાં તેણે સવાલ કર્યો.

'તેમ આગળ હતું.'

'હવડાં પણ તેમજ છે?'

'હા, મને લાગેછ કે હમેશાં તેમજ રહેશે'

'મને પોતાને રાજા ગમે છે. અલબત તેની ભૂલો ઢગલા બંધ છે પણ તેનામાં કેટલાક ગુણો એવા છે કે જે માટે મને મોટું માન છે. કાંઉટેસ, આ ફીલીની સલાહ માની તે તરફથી કોઇબી જાતનું સુખ મેળવવાની કદીબી આશા રાખતાંના. તેની વગર કાયદેની પરણેતર તેનો પ્યાર ટકાવી રાખશે-મારી ખાતરી છે કે તેમ બનશેજ, કેમકે તેના ઉમદા ગુણો તેણી સહેલ ખીલવી તેની ઉંચ આશાઓમાં તેણી કદીબી તેની નડતલ થતી નથી.'

'આ બધું મને કહેવાની શી જરૂર છે, મારા લોર્ડ?'

'ખુલ્લાં મને કહીશ કે તમો તેને તમારે માટેજ ચાહો છો. આવો તમારો પ્યાર સ્વાર્થિ છે.'

'ખરી વાત! અને તેથીજ મરદો કંટાળી જાય છે.'

'ઘણાં ખરા તેમ થાય છે. જ્યાં સુધી એક સ્ત્રી તેને ખુશી કરવા, આગળ વધારવા અને મદદ-

# હાઈડ્રોથી રેપી.

## ( The Science of Hydrotherapy. )

### પાણીથી દરદીને આરામ આપવાની વિદ્યા.

( અમેરીકાનાં ફીઝીકલ કલ્ચર ખાતાંના અનુભવ પરથી.

લખનાર—બે. પી. માદન.

( તે દવાવગરનો ડાકટર; જીવંતશક્તીનું ખંધારણ–ઉપવાસ વગેરેના લેખક.)

**શરીરની દરેક અકુદરતી હાલત અથવા બીજા ઓલીમાં દરદને મટાડવાનો ખરો કુદરતી ઇલાજ તે આ "ઇનટરનલ" બાથ છે.**

પ્રો. મેચનીકોફ જેણે આંતરડાંની ખરાખી વીષે પુરવાર કર્યું છે તેણે તેના ઇલાજ તરીકે, આંતરડાંને કાપી કાઢવાનો ઉપાય સુચવ્યો છે પણ તે કરતાં જો આ ઇનિટરનલ બાથ ( પાણીથી ધોવાનો ) નો ઇલાજ તે ફરમાવતે, તો દુન્યાના લોકોની તેણે ખરી સેવા બજાવી હતે પણ આ દીલગીરી બધું છે કે, બીજા તેવા સ્વતંત્ર વીચાર કરનારા, અને અનુભવથી પુરવાર કરનારાઓથી વેગળા જઈ તેણે માત્ર છરી ( વાઢકાપનો ) ઇલાજ બતાવ્યો છે: —

કારણકે તે કહેશે કે ત્યાં ગંભીર કોમપ્લીકેશન ( complication ) થયું છે. અલબત્તા ડાકટર કાંઇ એમતો નજ કબુલ કરશે કે આ હાલત આ બધી 'કેથારતીક' દવાઓની આદતને આભારી છે!

કદાચ કેટલાક વાંચનારાઓ કહેશે કે આ બાબદને મેં બહુજ ગંભીર રૂપ આપ્યું છે પણ તેમ કાંઇ ગભરાવા માટે આ લખ્યું નથી પણ કબજીયાતની ફરીયાદ કેટલી હદસુધી ખરાબી કરે છે તેનો કાંઇક ગંભીર ખ્યાલ તમને આવે એટલા માટેજ આ લંબાણ વીગત આપી છે.

**માણસનાં શરીરના છાતીથી પેડુ સુધીના આખા ભાગનો દેખાવ.**



હવે તો સૌથી મોટા આગેવાન મેડીકલ સત્તાધીકારીઓ પણ કહે છે ( જે વિષે શરૂઆતમાં Medical Brief જેવા જાણીતા પેપરનો રીપોર્ટ હું આપી ગયો છું ) કે ૮૦ થી ૮૫ ટકા જેટલા દરદોનું મુળ આ મોટાં આંતરડામાંજ રહેલું છે.

### ઇન્ટરનલ બાથ તે શું છે ?

પાણીથી આંતરડાંને ધોવું તે ઇન્ટરનલ બાથ કહેવાય છે. એ માટે એ ત્રણ જાતના ઓજારો વપરાય છે. (૧) સાધારણ પીચકારી (૨) રબરની નળી સાથની પીચકારી (૩) પાણીનુ ટબ–દુશ એવી જુદી જુદી રીતે તો વપરાય છે તો જો કે એની ખરી રીત, યાને શરીરની કઇ હાલતમાં બરાબર સંપૂર્ણ રીતે આ કોઠો ધોવાઇ શકે તે વીષે મેડીકલ ડાકટરો ઘણુ થોડું જાણતા હોય છે અને તેનું કારણ હું આગળ જણાવી ગયો છું.

હવે આ ત્રણ રીત માંહેલી એક રીત પીચકારી યા દુશ કેટલાંક લોકો અકરૂ બેસીને યા ઝાઝરૂમાં બેસીને લે છે, તે રીત ઘણીજ વખોડવા જોગ છે. કારણ કે તેથી પાણીને નીચેથી ઉપર ચડવાનું હોવાથી તેમાં ઘણો ફોર્સ જોઇએ છે. અને તેથી કાર્યસાધક કામ પણ થતું નથી માટે એ રીતે પાણીને વાપરવું તદન નાલાયક છે.

બીજી રીત, એક બાજુ ઉપર સુઇને લેવાની છે પણ એ રીતે પાણી આખા કોઠામાં જઇ શકતું નથી માટે એ પણ કાર્યસાધક ગણાય નહીં.

ત્રીજી રીત, અને સઉથી વધુ સારી એનીમા–દુશ લેવાની રીત તે ગુણભંડીને ઉમરૂ સુઇને લેવાનો છે–અને આ રીત તે સૌથી સરસ છે.



આ ત્રીજી રીતજ કાં વધુ સારી છે અને બીજી રીત કાં નહી તે સમજવાને આપણું મોટું આંતરડું, કે જેમાંથી આપણે કચરો સાફ કરવા માંગીયે છીએ તે આપણા શરીરમાં કેવી રીતે રહેલું છે તે જાણવાની ઘણી જરૂર છે. એ મોટા આંતરડાં ( કોલન ) ની જગ્યા આપણા પેટનો મોટો ભાગ રોકી રહ્યું છે. જુવો એનું ચીત્ર ( આ માત્ર સાધારણ ખ્યાલ માટે આપેલું છે અને તેથી તે ભાગ લગભગ સીધા લીટા સેરી દેખડાવ્યું છે જ્યારે ખરી હાલતમાં જોઇએ તો તેમાં ઘણા ગુંચવાળા વાંકો હોય છે. )

પેટની આસપાસ ગોળ ફરતી ( ઘોડાના નાળના આકારમાં ) જે કાળી નળી છે તે કોલન અથવા મોટું આંતરડું એ ( ચિત્ર પ્રમાણે ) આંતરડું ત્રણ ભાગમાં વહેંચાયલું છે. એક ભાગ જમણી પીઠું તરફથી ઉપર ગયેલો છે, બીજો ભાગ ડાબી ગમથી ઉપર ગયો છે, જ્યારે ત્રીજો ભાગ સીધો, યાને બે લાકડી સામસામી ગોઠવી તેના ઉપર ત્રીજી લાકડી મુકી હોય તેમ આવેલો છે. એ ત્રણે ભાગો સાથે જોડાયલાજ હોય છે યાને એક નાળના આકારમાં આખી નળી છે. આ સીવાય આડો ભાગ અને ડાબી બાજુની જ્યાં મળે છે ત્યાં એક વાંક હોય છે જેને અંગ્રેજીમાં ( Sigmoid flexure ) કરી કહે છે.

હવે ધારો કે એક દરદીને જમણી બાજુ તરફ સુવાડી "એનીમા" થી પાણી દાખલ કરવામાં આવે છે તો તે ડાબી બાજુના આંતરડાંમાજ દાખલ થઇ શકે અને ગુરૂત્વાકર્ષણ ( force of gravity ) ને લીધે પાણી આગળ નહીં વધતાં આંતરડાંના બાકી રહેલા બે ભાગ તદન ધોવાયા વીના રહી જાય છે, કારણ કે પાણી તેમાં જઇ શકતું નથી.

હવે જો દરદીને ડાબી તરફ સુવાડીને પાણી દાખલ કરીયે તો આ વખતે વાંકવાળો ભાગ ( Sigmoid flexture ) સુધી પાણી જઇ શકશે. પણ ત્યાંથી પાણી આગળ વધી શકતું નથી અને એ પ્રમાણે આંતરડાંનો મોટો ભાગ ધોવાયા વીના રહી જશે. ત્યારે હવે માત્ર એજ રીત રહી કે જે હાલતમાં આંતરડાંને લગભગ ધોઇ શકીએ એક રીત આપણે આગળ ગુંટણ મંડ્યે ઉપર પડીને એનીમા વાપરવાની રીત કહી ગયા તે છે ( જુઓ ચિત્ર ) અને બીજી રીત પીઠ ઉપર ચત્તા સુઇને આંતરડાં ધોવાની છે.

આ બીજી રીત ઘણી અડચણ ભરેલી છે અને તે માત્ર અશક્ત થયલા દરદી માણસોને માટેજ છે, ગુંટણમંડ્યે ઉપર પડીને આંતરડા ધોવાની રીતમાં, "ફોર્સ ઓફ ગ્રેવીટી" પાણીને આગળ વધવામા ઘણી મદદ કરે છે અને સપાટામાં ડાબી બાજુનાં આંતરડાંમાંથી થઇને સીગમોઇડ ફ્લેક્ચર" માં એટલે વાંકવાળા ભાગમાં પાણી આવે છે અને તે ભાગમાંથી ઉપલાં આંતરડાંમાં આવે છે પછી તરત ઉભા થઈ ગયા કે જમણી બાજુના આંતરડાંમાં પાણી ઉતરી પડે છે. અને એ પ્રમાણે આખું મોટું આંતરડું ધોવાઇને સાફ થઈ જાય છે. એ રીત પ્રમાણે બે ચાર કળશયા યા બાટલી ભરી પાણીને અંદર દાખલ કરી શકાય છે તો કચરો બહાર નીકળીને આંતરડાંઓ તદન સાફ થઇ જાય છે—આમ ઉપર સુઇને લેવાથીજ વધું પાણી અંદર જઇ શકે છે—બાકી બીજી રીતે માત્ર નામનું થોડું પાણી જઇ શકે છે.

આંતરડાંને ધોવાને માટે વાપરેલા પાણીમાં સાબુના ફીણનું, સોડા ખારનું કે મીઠાનું મીશ્રણ વગેરે કાંઈ પણ હોવું નહીં જોઇએ તેમજ કોઇબી તેલ આંતરડાં ધોવામાં વાપરવું નહીં. માત્ર ચોખ્ખું પાણી લેવુંજ. ગુંટણ મંડ્યે ઉપર પડીને આંતરડાં ધોવાની રીત એક સીક માણસને સહેજ થાકી નાંખે એવી છે તેથી દર્દી માણસ હોય તેને ચીત્તો સુવાડીને કુલાં નીચે ટબ રહે એવી હાલતમાં પગ રાખીને આંતરડાં ધોવાથી તેને કાંઇ માલમ પડશે નહી.

આ માટે દરદીનો નીચલો ભાગ ( યાને કુલાં—પગો ) માથા કરતાં એક યા દોઢ ફીટ ઉંચે રહે તેમ કરવું તે માટે સહેલી રીત એ છે કે, દરદીના પલંગનેજ ઉંચકી રાખવો. ( જુઓ એનું ચિત્ર )

આંતરડા બરાબર ધોઇને સાફ થાય તેટલા માટે જેમ બને તેમ પાણી વધારે અંદર જવા દેવું જોઇએ.

આ પાણીથી આંતરડાને ધોવાની રીતને અમેરીકાના ફીઝીકલ કલચરના સ્થાપક અને દવા વગર દર્દને દુર કરવાના કુદરતી ઉપાયોના શોધક, મી. બરનાર મેકફેડનનો તેમજ જાણીતા ડાક્ટર કાલોગનો પણ મોટો ટેકો છે તે વતરીકે બીજા નાના મોટા અનેક ખાતાંઓ જર્મની તથા અમેરીકામાં જાણીતાં થયલાં છે તેઓ પણ એક અવાજે ભલામણ કરે છે.

પણ હવે ઉપલી બધી રીતાઓ એનીમાં લેવાનું કાર્ય ઘણાકોને કડાકુટ ભર્યું લાગશે એટલે તેઓ તે લેવા કદાચ કંટાળે ( તો જો કે પોતાની તનદરોસ્તી માટે થોડીક મહેનત તો લેવીજ જોઇએ ) આવા વર્ગ જાણીને ખુશી થશે કે તેઓ માટે એક એવો સરસ ને સાદો સુતરો કાંઇ પણ મહેનત કે કંટાળા વગરનો ઇલાજ રહેલો છે અને તે જે. બી. એલ. કાસકેડ છે કે જેની થોડીક વીગત ચિત્રો સાથે નીચે આપું છું.

## કુદરતી ઉપાયોથી તન્દરોસ્તી સાચવવાના ઇલાજો માંહેલો એક સૌથી સરલ-સાદો પણ કીમતી ઇલાજ તે.

### જે. બી. એલ. કાસકેડ ટ્રીટમેન્ટ.

જેમ દુનિઆમાં સર્વ તેહવાર કે હુન્નર વગેરે દરેક ચીજ કરવા માટે સૌથી સરસ રીતો પણ શોધાઇ છે તેજ પ્રમાણે આ અંતરનો બાથ લેવા

ની પણ એક સૌથી સરસ રીતે અને ઓજાર શોધી કઢાયું છે. તેનો શોધક અમેરીકાનો એક પ્રખ્યાત ડાક્ટર તેણે આ ઓજાર કેવાં સંજોગમાં શોધી કાઢયું તેની કહાંણી ઘણી જાણવાજોગ છે તે હું જણાવીશ

આ સરસ ઓજાર તે જે બી. એલ કાસકેડ ( J. B. L. Cascade ) છે જે સહુથી સરસ, અદ્ભુત તાત્કાલીક અને કંઇભી કડાકુટ વગર કાર્ય કરવાનું ઓજાર છે. તેની લેવાની રીત જરાએ કંટાળા ભરી કે લાંબી નથી જે તેના ચીત્ર તથા વીગતપરથી વાંચનાર સાહેલથી જોઇ શકશે. તેનું નામ J. B. L અર્થસુચક છે યાને આખા શબ્દોમાં કહેતાં Joy Beauty life યાને **ખુશાલી ખુબસુરતી અને જીંદગી આપનાર ખરેખર ઓજાર છે.**

( ૧ ) તે કાસકેડ અથવા રબરની કોથળી જે તુરત લેવા માટે તેયાર કરી કમોડ તુળ યા ખુરસી પર મુકેલી છે ( ૨ ) કાસકેડ કોકળીને ફાઉટન સીરીન્જ તરીકે યાને સાધારણ રીતે ટાંગીને પણ લેવાઇ શકાય તે દેખડાવે છે. ( ૨ ) કાસકેડ રબરની કોકળી છુટી. ( ૪ ) મોટા માણસ માટે " ઇનજેકશન પોઇન્ટ " ( જે કાસકેડ ઉપર નાઃ ૧ ચીત્રમાં વચ્ચે લગાડેલી દેખાય છે તે ) છે. (૫) નાના બાળકો માટેની "ઇનજેકશન પોઇન્ટ" નળી આ બંન્ને નળીઓ આપણા હાથની છેલ્લી આંગલી જેટલી પાતલી અને લગભગ તેટલીજ લાંબી આવે છે. )

આ સીવાયના બીજા ભાગો છે.

**J. B. L. Cascade and its parts.**

**જે. બી. એલ. કાસકેડ અને તેની ચીજો.**



1, The "Cascade" on seat, in position for treatment 2, The "Cascade" as a Fountain Syringe, 3, The 'Cascade" as a hot water Bottle, 4, Adult "injection point," 5, Infant "injection point," 6, "Injection point" for Fountain, 7, The Rectal Soap, 8, Gur Book "The Royal Road to Health The Screw Cap. With all parts complete in a Handsome Wooden Box.

હવે આ આતરડાંને ધોવા કાજે ઘણુ સરખુ પાણી જોઇએ છે, અને તે પુરૂં પાડવા કાસકેડ રબરની કોથળીમાં એક વેળા પાંચથી છ બાટલી પાણી રહે શકે છે, એની સરસાઇ નીચે પ્રમાણે છેઃ-

( ૧ ) તેમાં પાણી તલાતલ છેક મોઢાં સુધી ભરવાનું છે એટલે એક તકીયા જેની ફુલાઇને થાય છે જેથી અંદર જરાએ હવા કાંઇ રહી શકતી નથી જેથી બીજી એનીમાથી જે હવા ભરાઇ પેટમાં જાય છે તેવું આ કાસકેડમાં બનતું નથી.

( ૨ ) એ કાસકેડને કમોડ યા લાકડાંના તુલ યા ખુરસી ઉપર મુકી તેની ઉપર ઇનજેક્શન પોઇંટ ( નાની યા મોટી ઉપર પ્રમાણે ) જે રકુરની માફક ફીક્ષ થાય છે તે લગાડવી.

(૩) અને તે પછી તે પોંઇન્ટ (સદર) મલાશયમાં લઇ કોથળી ઉપર બેઠા કે બેથી ત્રણ મીનીટમાં આખો કોઠો પાણીથી ભરાઇ જાય છે. જેથી બધો કચરો (મર) ગાંઠ વગેરે પાણી સાથે બાહેર નીકળી જઇ આંતરડાઓ તદન સાફ થઇ જાય છે. આ બધાં કાર્ય માટે ફક્ત ત્રણથી પાંચ મીનીટ લાગે છે.

(૪) આ કોથળી ઉપરજ ફક્ત બેસીને લેવાથી -શરીરની હાલત યાને પેટના ભાગો, આંતરડા વગેરે તદન કુદરતી હાલમાં રહે છે. જેથી આંતરડાંનાં ત્રણ ભાગોમાં પાણી જઇ ( જુઓ તેનું ચીત્ર ) મેલ સંપુર્ણ રીતે સાફ થઇ શકે છે અને બારીકમાં બારીક તત્વ પણ નીકળી જાય છે.

(૫) વળી તે બેસીને લેવાય છે તેથી પાણી અંદર જતી વેળા પેટને હાથથી ચંપી (મસાજ) સારી રીતની કરી શકાય છે કે જેથી પાણી અંદર ભરાતાં પેટનો જે ફુલાવો થાય છે (કે જે બેશક થવો જોઇએ) તેને "મસાજ" કરવાથી ઘણી રાહત મળે છે. અને દરદીને આરામ થાય છે, સિવાય જેમી કાંઇ તત્વો આંતરડાને ચીટકી બેઠાં હોય તે છુટા પડી પાણી સાથે ભેળાઇ બાહેર નીકળી જાય છે.

૬ બેશીને લેવાની ખુબી ઉપરાંત એની જે નળી 'ઇનજેક્શન' પોઇન્ટ છે, તેને રોય ઉપર આંખળાંઓ (છેદો) હોતા નથી કે જે એનીમાની પોઇન્ટને હોય છે તેને બદલે તે નળીની આજુબાજુએજ નાના નાનાં છેડો હોય છે તેથી પાણી રોયમાંથી ન નીકળતાં આજુએથી બાહેર નીકળતું હોવાથી "રેક્તમ" નાં માસ ઉપર જરાએ ધક્કો કે "ફ્રોર્સ" કરતું નથી જે સાધારણ એનીમાં-દુખમાં હોતું નથી, જેથી આ કાસકેડ દરરોજ ચાલુ પણ લેવાય તોય કશોબી જોખમ રહેતો નથી અને તેના પુરાવા એજ કે ઘણા લોકો (ખાસ કરી લોયરો, જડજો, કલાર્કો વગેરે જેઓને આખો દિવસ બેસીને ભેજાનું કામ કરવું પડે છે જેથી હીલચાલ કમતી થવાથી કબજ્યાતની ફરીયાદ ચાલુ હોય છે તેઓ ) લગભગ દરરોજ આ ઇન્ટરનલ બાથ લેતા હોય છે.

**સ્રીજાતી માટે આ કાસકેડ અમુલ્યજ છે.**

સ્ત્રીજાતી માટે તો આ કાસકેડ અતીશય ઉપયોગી અને ફાયદાકારક માલમ પડી છે કારણકે મોટે ભાગે સ્ત્રી જાતીમાં કબજ્યાતની ફરીયાદ વધું હોય છે. અને જેથી તેમના આંતરડાંઓ ફુલાઇને તેમના ગર્ભસ્થાનના અવયવો ઉપર ચાલુ દબાણ કરતા હોય છે. જેથી ઘણીક વેળા તેઓ એવું સમજે છે કે તેમને કાંઇ બીનરતું દરદ છે યા ગર્ભસ્થાનમાં કાંઇ ગેરવ્યવસ્થા થઇ છે. ઘણીક વેળા મેડીકલ ડાકટરો બી તે માની લઇ કબજ્યાત નો ઉપાય કરવાને બદલે ગર્ભસ્થાન માટે ઉપાયો લે છે અને નાહકના ઓપરેશનો પણ કરે છે પણ મુળ કારણ દુર ન થવાથી તે બીચારી સ્ત્રીઓની હાલત પેલી કહેવત છે કે "સેને ગઇ પુત ઓર બો આઇ ખસમ" જેવી થાય છે. આથી જો તેઓ આ આ કાસકેડ વાપરે તો તેમની ઘણી ફરીઆદો થોડાકજ દીવસમાં દુર થાય છે જે વીગે આ કાસકેડના શોધકે કાઢેલી "ધી રોયલ રોડ ટુ હેલ્થ" The Royal Road to Health) નામની બુક કે જે કાસકેડની સાથેજ મળી શકે છે, તેમાં ઘણું ખુલાસાવાર સમજાવેલું છે. કે જે પુસ્તકની આજે ૧૫૦ દોઢસોમી આવૃત્તી બહાર પડી છે કે જે બીનાજ કાસકેડની ખુબી પુરવાર કરવાને પુરતી છે.

વળી આ કાસકેડ આંતરડાંને ધોવા ઉપરાંત સ્ત્રીઓની માટે 'વેજાઇનલ ડુશ' તરીકે પણ વાપરી શકાય છે. તે ઉપરાંત ગરમ પાણીની એક સેક કરવાની કોથળી તથા "આઇસબેગ" પણ થઇ શકે છે.

આ કાસકેડ માત્ર કબજીઆત માટેજ વપરાય છે એમ ન સમજવું પણ દરેક તિક્ષણ (acute) દરદ વેળા તુરત વાપર્યાથી દરદનું જોર તદન નરમ પડે છે. બલકે ઘણાક તેવાં સાધારણ દરદો તો હમેશનાં દુર થાય છે. તાવ, સંધીવા, રૂમેતીઝમ, હેડએક, દાયરીઆ, ડીસપેપ્શીયા, એપેનદાઇસીટીસ વગેરેની ફરીયાદ વેળા આ અંતરનો બાથ લીધાંથી ઘણીજ રાહત મળે છે. જેથી આ કાસકેડ હવે દરેક આગળ વધેલી હોસ્પીટાલો સેનીટોરીયમમાં વપરાય છે. ગમે તેવા તાવ વેળા દરદીને આ કાસકેડ આપ્યાથી બેથી ત્રણ ડીગરી તાવ ઉતરી જાય છે.

## આ કાસકેડની શોધ કેમ થઇ તેની ટુંક હકીકત.

આ કાસકેડ શોધી કાઢનાર ડાક્ટર તીરેલ પોતાની The what The why The way of Internal Baths યાને અંતરનો બાથ શું છે કાં લેવો ને કેમ લેવો તે ( એ પુસ્તક મુફત મળી શકશે ) નામની ચોપડીમાં નીચે પ્રમાણે ટુંક હકીકત આપે છે.

૧૮૬૫ મા હું હીંદુસ્તાનમાં આવ્યો હતો ત્યારે જંગલી ફીવર લાગુ પડી હતી જે ચાર મહીના સુધી રહી હતી. ત્યાર કેડે ૧૮૬૭ માં હું ચીન ગયો ત્યાં મને બંદુકની ગોળી લાગવાથી સાત મહીના હેરાન થયો, તે પછી ઓસ્ટ્રેલીયા ૬ મહીના રહ્યો હતો, ત્યાં ટાઇફોઇડ ફીવર તથા સાયતીકાના હુમલા મારા પર થયા હતા. છેવટે ચીનમાં મને લકવો થયો જેથી હું ન્યુયોર્ક ગયો. જ્યાં મને ૧૮૮૬ માં ફરીને બીજી વારનો પેરેલેસીસ ( લકવો ) થયો. ત્યાં હું એક પરદેશી હોવાથી મને બેલી વ્યુ હોસપીતાલમાં મોકલ્યો. જ્યાં છ અઠવાડીયા સુધી મારી ઉપર તરેહવાર અખતરાઓ કર્યા તે પછી મારા કેટલાક મીત્રો મને સેંટ વીનસેન્ટ હોસ્પીટલમાં લઇ ગયા પણ ત્યાંના વડા ડાક્ટરે મારી તપાસ કરી કેસ તદન આશા વીનાનો કહી દાખલ કરવા ના પાડી જ્યાંથી પાછો મારા રહેવાને ઠેકાણે લઈ આવ્યા કે જ્યાં ત્રણ મહીના તદન લાકડાંના ધીમરાં મીસાલ અરધુપેલો હું પડી રહ્યો, ડાક્ટરો આવી તપાસ કરી કહેવા લાગ્યા કે હેમલેગીયા ( Heimlegia ) ડાબી બાજુનો સંપુર્ણ લકવો છે. આ વેળાએ, આંતરડાંને પાણીથી ધોવાની સાધારણ રીત તેના ઉપર અજમાવવામાં આવી. પરીણામ એ આવ્યું કે ચાર મહીનાની અંદર તો લગભગ હું સાજો થઇ શહેરમાં ફરહર કરવા લાગ્યો.

આ પછી તેણે ઠરાવ કીધો કે આ પારેખર કુદરતની આપેલી બક્ષીસ યાને પાણીની સારવારની ગોઠવણ કાંઇક એવી સુધારવી જોઇએ કે જેથી મનુષ્ય જાતનાં દુઃખો સહેલાઇથી મટે. આ માટે તેણે સૌથી પહેલાં એક મેડીકલ ડાક્ટર થવાનો વિચાર કીધો ( વાંચનારે જાણવું કે તે વેળા તીરેલ એક સાધારણ માણસ હતો ). તેણે મેડીકલ કોલેજમાં જઇ અસાધારણ ચાલાકી અને ઉમંગ વાપરી ચાર વરસમાં મેડીકલ ડાક્ટર થયો. ત્યાર કેડે તેણે ઘણા વરસો સુધી અખતરાઓ કરી આ જે. બી. એલ. કાસકેડની શોધ કીધી. જેથી આજે લાખો માણસો સુખ અને તનદરોસ્તી ભોગવતાં થયાં છે.

આ કાસકેડથી પાણી લેવાની રીત જે છે તે આપણા હીંદુસ્તાનમાં જેઓ "યોગી" લોકો કહેવાય છે તેમની કોઠા ધોવાની રીતને મળતી આવે છે. કહે છે કે યોગીઓ જેઓ ઝાઝું ખાતા નથી, તેમજ લાંબા અપવાસો કરે છે. યાને પોતાના ધ્યાનમાં ( ખુદાની બંદગીમાં ) દીવસો સુધી ભુખ્યા પ્યાસા બેસી રહે છે તેઓ જ્યારે પાછા આ ખાકી ભાનમાં આવે છે ત્યારે તેમની કુદરતી હાજત લાવવા માટે પાણીમાં બેસીને પોતાના યોગના બળે પાણી ઝાડા વાટે અંદર ખેંચી લે છે અને તેમ કરી કોઠાને ધોઇ કાઢે છે. તેનાજ કાંઇક પાયા ઉપર આ કાસકેડ રચાઇ છે.

એનાથી લાખો લોકોને ફાયદા થયા છે તે જોતાં મનુષ્ય જાત માટે એક મહાન આશીર્વાદરૂપ થઇ પડી છે.

એ કાસકેડ જેમ સીકનેસ માટે વપરાય છે તેમ તનદરોસ્તી માટે પણ ઉપયોગી છે. કારણ કે તેથી તનદરોસ્તી સચવાય છે. મતલબ કે શરીરમાં કચરો ભેગો થવા દેતી નથી અને તેથી વ્યાધી થવાનો સંભવ મટી જાય છે.

આનું ગુજરાતી પુસ્તક નામે "તનદરોસ્તી મેળવવાનો બાદશાહી રસ્તો" આ બુકનાં લખનાર પાસથી મુફત મળશે. ટપાલ ખરચ માટે અરધા આનાના સ્ટામ્પ બીડવી.

આ કાસકેડની કીંમત રૂ. ૩૮-૮. છે. હાલમાં લડાઇના સંબંધને લીધે મોંઘી થવાથી રૂ ૪૫) થઇ છે. જો કે તે પહેલી નજરે બહુ આકરી ગણી છતાં તનદરોસ્તી મેળવી આપવાને માટે કાર્ય તે કરે છે અને તેથી એક મનુષ્યને જે રાહત અને આરામ મળે છે તેમજ ડાકટરોનાં બીલોનો જે બચાવ થાય છે, અને એક કુટુંબમાં તે કેટલી બધી ઉપયોગી થઇ પડે છે તે સઘળું ધ્યાનમાં લેતાં એકવાર આપેલી મોંઘી કીમત છેવટે સસ્તી જ થઇ પડે છે, એવો હજારોને અનુભવ થયો છે અને આપણા હીંદુસ્તાન દેશમાં જો કે પહેલીવારજ માત્ર ત્રણ વરસ થયાં આ અદનાં લખનારે દાખલ કીધી છે છતાં જેમની જાણમાં તે આવી છે તે સઘળાંઓએ એક અવાજે તેની પસંદગી જાહેર કરી છે. તેમજ વગર પુછવે, પોતાને મળેલા સુખદાયક અનુભવ અમને લખી મોકલ્યા છે.

કેટલાક મેડીકલ ડાકટરો બલકે મેડીકલ વર્ગ સામાન્ય રીતે "એનીમા" લેવા સામે વીરૂદ્ધ મત દર્શાવતા હોય છે, ખરૂં કહીયે તો તેઓને આ પાણીના ઇલાજનો અનુભવજ હોતો નથી કારણ કે શરૂઆતથીજ તેની સામે અણગમો રાખી એ ઇલાજની તપાસ તેઓ લેતાજ નથી.

કદાચને એમ હોય કે આ એનીમાંથી દરદીને જે રાહત મળે છે, બલકે તેવા સાધારણ તીખણ દરદો તો એકજવાર આ કોઠાને સાફ કીધાથી તદન નીકળી જાય છે, તેથી દરદી ડાકટરની સલાહ કે દવા લેવા પાછો ન આવે એવી બીકથી કદાચ ડાકટરો એનીમાં સામે લોકોને ચોંકાવતા હોય, ગમે તે કારણ હોય, પણ જેઓ આ પાણીનો ઉપયોગ કરે છે (અને તેવા માણસો કાંઇ માત્ર સેંકડો અને હજારો નથી, પણ લાખો માણસો છે), તેઓના અનેક વારનાં અનુભવો દરશાવે છે કે એનીમાંથી પાણી લેવામાં કાંઇ પણ જોખમ કે ભય નથી, કે નથી કાંઇ તેથી તેવા ન ધારેલા નવા દરદો ઉપજતાં કે જે દવાના ઉપાયોથી થઇ લાગે છે, બલકે જે બિચારાઓ કબજ્યાતથી હેરાન થતાં હોય તેમજ તિક્ષણ દરદના હુમલાઓથી હેરાન થતા હોય, તેઓને એનીમાં તો મોટી રાહત અને એક આશીરવાદ સમાનજ થઇ પડી છે.

જરમનીમાં કુનેહ કરી એક સાધારણ ખેડુતે આ પાણી સારવાર (Hdyropathy) શોધી કાઢી તેનાથી લાખો માણસોને રાહત મળી છે, અને તેમનાં બીકટમાં બીકટ દરદો પણ જતાં રહ્યાં છે, એ જેઓએ 'નેચરોપથી' વીષે વાંચ્યું હોય તેઓ જાણતા હશે. આ પાણીની સારવાર જરમનીમાંથી અમેરીકામાં દાખલ થઇ, અને આજે અમેરીકામાં કાંઇક અગણીત સેનીટારીયમો અને હોસ્પીટાલો થઇ છે કે જ્યાં કાંઇ પણ દવા વીનાં માત્ર કુદરતી ઉપાયો જેવા કે ઠંડા યા ગરમ પાણીના બાથ હવાનું સ્નાન-(airbath) સુર્યની રોશની તડકું (sunbath) વગેરેથીજ દરદીને સાજા કરાય છે અને આજે અમેરીકામાં લગભગ ત્રણ કરોડ માણસો છે કે જેઓ દવાનો એક કતરો બી વાપરતા નથી. વળી હાલ ઇંગ્લંડમાં બી એવાં ખાતાઓ ધીમે ધીમે વધતાં જાય છે. આટલું વીવેચન કરવાની મતલબ એજ કે વાંચનારાઓને પાણીની સારવારની કીંમત વીષે કાંઇક ગંભીર ખ્યાલ અને વિશ્વાસ આવે, અને પોતાની તનદરોસ્તી માટે આ કુદરતી ઉપચારો લેતા થાય તથાસ્તુ!